૪૯૫૬

# ચન્દ્રકાન્ત.

(પ્રથમ ભાગ.)

કર્તા

ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ.

"ગૂજરાતી"ના અધિપતિ.

મુંબઈ:

"ગૂજરાતી" છાપાખાનામાં મુદ્રાંકિત કર્યું.

સંવત ૧૯૪૭ ઇ. સ. ૧૮૯૧.

કિંમત રૂ ૨-૮-૦

## शिखरिणी.

न रम्यं नारम्यं प्रकृतिगुणतो वस्तु किमपि
प्रियत्वं यत्र स्यादितरदपि तद्ग्राहकवशात्
रथाङ्गाव्हानानां भवति विधुरङ्गारशकटी
पटीराम्भःकुम्भः स भवति चकोरीनयनयोः ॥

**અર્થ**-કોઇપણ વસ્તુ તેમાં રહેલા મુખ્ય ગુણને લીધે સારી કે નરસી મનાતી નથી; પરંતુ વસ્તુનું સારાપણું કે નરસાપણું ગણાય છે તે ગ્રાહકને લઈને ગણાય છે. દૃષ્ટાંત તરિકે-ચક્રવાકીઓને ચંદ્રમા અંગારાની શગડી થઇ પડે છે-(બળતા અંગારાની શગડી જેવો ભાસે છે) પરંતુ તેજ ચંદ્રમા ચકોરીનાં નેત્રને ચંદનના જળથી ભરેલા ઘડા જેવો ભાસે છે-(જોતાંવાર તેના નેત્રને શીતળ કરે છે.)

# રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

પરમ સ્નેહી,

ચૈતન્ય ચંદ્રોદયના પ્રકાશથી નિરંતર શિતળ જ્ઞાનના ઝરાને જન્મ આપનાર આ ચંદ્રકાંતમણિ, પુરુષાર્થાદિ જીજ્ઞાસા-સંશયથી તપ્ત અંતઃકરણના મારા સરખા મિત્રોને અર્થે ઉત્સર્ગ કરતા હું વિચારૂં છું તો યથાર્થ ઉપયોગ લેનારા અને મારી કૃતિનું સાફલ્ય કરનારા, તેમ મારા સંબંધમાં સ્નિગ્ધભાવથી વર્તનારા અનેક સત્પુરૂષો છે, તોપણ સામાન્ય વિશેષભાવથી પુનર્વિચારતા, મારા જેવી વિટંબણાને પાર પહોચી પરોક્ષ જ્ઞાનથી આનંદનો લાહવો લેનાર, સારાસાર વિચાર કરનાર, ગૂજરાતી ભાષાના કલેવરને પુષ્ટ કરનાર, મારા સદાના એક સરખા સ્નેહી આપને જોઈને આ મણિ પ્રેમપૂર્વક સમર્પું છું તે આપ સ્વીકારશો.

આષાડી પૂર્ણિમા<br>સંવત ૧૯૪૭.

મને માનો તમારો સદાનો<br>ઇચ્છારામ સૂ. દેશાઇ.

DIVINE philosophy begins with the idea of God, and has been eloquently described as "capable of continual expansion, which transforms into its own likeness the mind that receives it, grows more refulgent by having transferred upon it new preceptions of beauty and goodness—attracting to itself as a centre whatever bears the impress of dignity, order, or happiness; which borrows splendour from all that is fair, subordinates to itself all that is great, and sits enthroned in the riches of the universe."

*HALL.*

# જીજ્ઞાસુની શોધ.



અખિલ વિશ્વના આધાર અને સમગ્ર ચરાચરના સ્વામિ પ્રકટ પરમાત્માના ચરણનું શરણ ગ્રહીને આધિ વ્યાધિ ને ઉપાધિથી પીડિત મનના સાંત્વનને માટે, શરદ્ પૂર્ણિમાનો કળાવાળો ચંદ્રમા જેમ સર્વેને શાંતિ દેછે તેવી શાંતિ આપનારો ચન્દ્રકાન્ત મણિ, જીજ્ઞાસુજનો સમક્ષ મુકતા પૂર્વે, જે નિવેદન કરવું છે તે આજ છેઃ કે માનસી સૃષ્ટિનો પ્રાણી ધર્મસંબંધી અને પરમાત્માની પ્રાપ્તિ વિષયમાં સદોદિત ગુંચવાયા કરે છે, તેમના મનના સંકલ્પવિકલ્પના નિરાકરણાર્થે, બાવરૂં ચિત્ત કેમ સ્થિર થાય, જ્ઞાનના વિષયની ઘટના અતિ દુર્ઘટ છે તેમાં કેમ પ્રવેશ કરી શકાય અને સજ્ઞાન નિવૃત્તિના આનંદના ભોકતા કેમ થવાય, તેમને અર્થે આ મણિ છે.

અખંડિત વિષયવાસનાના વેગવંત વમળવાળા પ્રવાહમાં પડેલો જન, અજ્ઞાન અને દુર્જ્ઞાનના યોગે, નિવૃત્તિથી વિમુખ થઇ રહે છે; પણ સજ્ઞાન નિવૃત્તિ એ નિત્યની, સુખદાયી ને આનંદની મૂર્તિ હોવાને લીધે તેમાં જે સ્થિર સુખ સમાયુ છે તેવું કોઇમાં પણ ન હોવાથી, આ બાવરો મનુષ્ય તેનાથી વિમુખ હોવાને કારણે, બહુવાર, હૃદયમાં સંતપ્ત થાય છે; અને તેવા મનુષ્યો—જીજ્ઞાસુઓને ઘણીવાર સ્વાભાવિક ઉદાસીનતા આવે છે કે, મારૂં શું થશે? હું કોણ, કયાંથી આવ્યો, કયાં જઇશ? વગેરે કારણથી ઉદાસ રહે છે ને તેમાંથી એવી પણ જીજ્ઞાસા થાય છે કે સત્ય શું, અને નિત્ય શું, અને પરમપદ ચિદાત્મા પરમાત્મા તે શું અને તે મેળવવાનું સાધન શું, અને સિદ્ધાન્ત શું—એ વિચારથી તેના મનમાં એવો તો ઉદ્વેગ રહે છે કે તેને લીધે તેનું હૃદય બાવરૂં થઇ ગવભટકણમાં અટવાયા કરે છે. આવા ઘણા મનુષ્યો પડેલા

છે; પણ તેઓને કોઇ એવું ઉત્તમ સાધન પ્રાપ્ત થતું નથી કે જેના વડે તે હૃદય અને આત્માને શાન્તિ પમાડી શકે. એવા ભટકતા, બાવરા-વિકળ, મન-ચિત્ત-હૃદય-આત્માને શાન્ત કરવાના હેતુથી, જૂદા જૂદા સંતો પાસેથી, જૂદે જૂદે સમયે, જૂદે જૂદે સ્થળેથી, સાંભળી, વિચારી, શોધીને, જીજ્ઞાસુ તરીકે જે ચુંટકા-તત્વજ્ઞાનનો બોધોપયોગી સંગ્રહ ઘણા વરસ થયા મારી તરફથી સંગ્રહીત થયેલો તે સર્વે આ ચન્દ્રકાન્તમાં દાખલ્યો છે-પંડિતાઇ બતાવવા તથા જ્ઞાન ધર્મમાં યથાર્થ સમજણ પહોચી છે તે દર્શાવવા નહિજ.

આજકાલ બુદ્ધિમાહત્મ્ય વધી ગયું છે, ને તેમાં ચંચળતા બહુ વિસ્મય પમાડનારી ને વિચિત્રતા દર્શાવનારી દર્શન દેછે. સત્ય ને નિત્ય શોધવા કરતાં ભવભટકણનું શોધવા પ્રત્યે રુચિ બહુ રહે છે. અને દર્શાવવામાં એમ આવે છે કે પરમઅદ્વૈત, પરમપુરૂષ, પરમગતિ, પરમબ્રહ્મનું પરમરહસ્ય જાણવા અર્થે અમે પરમ શ્રમ સાંધીયે છીયે. આને લીધે પરમાત્મા સંબંધી વિચારોના સંબંધમાં એવી વૃત્તિએ વર્તવામાં આવે છે કે, જેમ અસાધ્ય રોગ માટે ઉંટવૈદ્ય નકામા છે, તેમ પરમસત્યને શોધવા માટે વિલક્ષણ ચંચળ બુદ્ધિ વ્યર્થ છે. તેઓ ભૂલી જાય છે કે જેમ અમિશ્રિત ને સ્વચ્છ શુદ્ધ સુવર્ણ બજારમાં વારંવાર ચલણમાં આવતું નથી,તેમજ આ ગુહ્ય ગૂઢ વિષયમાં મનુષ્ય મન, ચંચળ બુદ્ધિનું દોરાયલું પ્રવેશ કરી શકતું નથી. પણ જો કોઇ જીજ્ઞાસુની ઇચ્છા ખરા દીલથી પરમાત્માના શોધ-દર્શન માટેની હોય તો તેણે તેની તરફથી કાંઈપણ વારસાની આશા રાખવી નહિ, પણ તેને જેવો છે તેવોજ જોવો-ને તેવોજ શોધવો. તેણે સંકલ્પ-વિકલ્પ વચ્ચે સુદૃઢ,માયાની મોહણીમાં મમતા રહિત, ને આગ્રહવાળા મતમતાંતરવાળાની પરવા વગરના રેહેવું જોઇયે. તે સાથે જ્યાં દૃષ્ટિ પણ પહોચવી અશક્ય છે તેવા કૂવામાંથી, નવી નવી કલ્પનાની સાંકળ બાંધીને પાણી કાઢવા પ્રયત્ન કરવો નહિ: તે સાંકળ ઠેઠ કૂવામાં પહોચશેજ નહીં; અને એમ કરતાં તો તેનો જન્મારો એળેજ વહી જશે;

અને કદાચ જીવતાં પૂર્ણ કરવા શક્તિમંત થયો તો જ્યાં ઉપલા આંકડા તૈયાર થઇ રહેશે ત્યાં તો નિચલા આંકડા કટાઇ જશે. આથી પરમાત્માને પામવાનો તેનો હેતુ સિદ્ધ થઇ શકશે નહીં. ડાહ્યા મનુષ્યે તો આવા ગહન ગૂઢ વિષયમાં આટલોજ વિચાર રાખવો કે શાસ્ત્રો ઘણાં છે, પાર નથી; આયુષ્ય અલ્પ છે-વિઘ્નો બહુ છે-તેથી આન્તર જે નિત્ય છે ને બાહ્ય જે અનિત્ય છે, તે અનિત્યનો ત્યાગ કરી, નિત્ય આન્તરને નિરંતરનું પ્રકાશિત રાખવું. અને જ્યાં સુધી આન્તરનો પ્રકાશ પૂરેપૂરો થયો નથી, ત્યાં સુધી તે અનેક દેહના સંબંધમાં રહે છે, કર્મ કરે છે, સુખ દુઃખ ભોગવે છે અને વારે વારે ફેરા ફર્યા કરે છેઃ તે પરમાત્માની પ્રાપ્તિના સંબંધમાં વેવલાં વિણે છે; પણ જ્યાં આન્તરનો પ્રકાશ પૂરેપૂરો થયો ત્યાં છેલ્લો દેહ છોડતાં નિજસ્વરૂપમાં મળી રહેશે.

આ જ્ઞાન જાણવું જડબુદ્ધિના-સ્થૂળમતિના જીજ્ઞાસુને ઘણું ભારે પડે છે. જીજ્ઞાસુઓ ઘણા હોય છેઃ જાણવું, વિચારવું, સમજવું એ ઇચ્છાથી ભરેલા હોય છે; પણ ગહન વિષયમાં તેમની મતિ પ્રવેશ કરી શકતી નથી. તેવાઓની સમજણમાં ઉતરે એવા હેતુથી આ મણિની રચના થઇ છે. એમાં કોઇ પણ મતનો આગ્રહ નથી, પણ સામાન્ય જ્ઞાન છે—જે પગથિયાથી વિશેષ જ્ઞાનની પ્રાપ્તિ કરી શકાય એવી મણિ ઘડનારની આશા છે. અને જીજ્ઞાસુને સહજ શ્રમે સમજણ પડે તેવા હેતુથી દૃષ્ટાંતોથી સિદ્ધાન્તો દૃઢ કીધા છે—સમજાવ્યા છે.

સહજ જ્ઞાન પ્રાપ્તિ અર્થે સહજ પ્રાપ્ત થયલા વિષયથી લખાયલા આ ગ્રંથની રચના આ પ્રમાણે કીધી છેઃ—ચન્દ્રકાન્ત એ એક એવો મણિ છે કે જેના સંયોગથી નેત્રના સર્વે અસાધ્ય રોગ દૂર થાય છે, ને તે મણિ જો હૃદયપર ધર્યો હોય તો શાતાવળે છે. આ મણિમાંથી ઝરતા રસના પ્રવાહ કલ્પેલા છે. પ્રત્યેક પ્રવાહમાં બિંદુની ઘટના કીધી છે. પ્રવાહ સાત છે, જે આ પ્રમાણે છેઃ—

**પ્રથમ પ્રવાહ–પુરૂષાર્થ.** (એમાં સમયે સમયે ઉઠતા તરંગી સંશયનું નિરાકરણ કીધું છે.)

**દ્વિતીય પ્રવાહ–ચૈતન્ય.** (એમાં ઉત્તરોત્તર કેવા પ્રકારે જ્ઞાન માર્ગે પડવું–પરમ પદાર્થ–પરમ પુરુષને કેમ પામવું તેનું લક્ષણ દર્શાવ્યું છે.)

**તૃતીય પ્રવાહ–પર્યટન.** (એમાં પરમધામને પામવાને જીજ્ઞાસુ કેવાં સંકટ ઉઠાવે છે, ને ત્યાં પહોચતાં કેવાં સંકટો નડે છે તેનું વર્ણન છે. તેમ ષડઅરિ ને વિકારોથી કેવી સ્થિતિ થાય છે તે દર્શાવ્યું છે.)

**ચતુર્થ પ્રવાહ–પર્ણકુટી–રહસ્ય.** (ઋષિ–મુનિની સ્થિતિનું વર્ણન. કૃષ્ણાદિક અવતારોના રહસ્ય ને શાસ્ત્રોની કુંચી–વિશેષ કરીને ભાગવતના દશમની ને ભગવદ્‌ ગીતાની.)

**પંચમ પ્રવાહ–અભ્યાસ–યોગ.** (પરમાત્માને પામવા માટે શું કરવું; અને કેવો યોગ ફળદાયી નિવડે તેનું વર્ણન છે.)

**ષષ્ટમ્ પ્રવાહ–જીવનમુક્તિ.** (જીવનમુક્ત એટલે શું? અને કેવા પ્રકારે જીવનમુક્તિ મળે તેનું વર્ણન છે.)

**સપ્તમ પ્રવાહ–પરમધામ.** (પરમધામ એ શું છે, ત્યાંના ઐશ્વર્ય પ્રતાપ; કૈવલ્ય દશા પ્રાપ્ત થતાં, થતી જનની સ્થિતિ; પરમાત્માનું નિત્યમુક્ત સ્વરૂપ–પરમધામ–અક્ષરધામ કેવું છે તે સર્વેનું વર્ણન છે.)

આ પ્રમાણે સાત પ્રવાહમાં જીજ્ઞાસુને યોગ્ય સર્વે વિષયનું વર્ણન બોધોપયોગી ચુંટકાઓથી, સામાન્ય મનુષ્યને પણ સહજ શ્રમે સમજાય તેવી રીતે સમજાવ્યું છે. આ મણિના પ્રથમ પ્રવાહમાં સંકલના યથાવિધિ કીધી નથી–અને તેનું કારણ એજ કે વિકળ સ્થિતિનો જન, જેમ અહિંયાથી તહિંયાં દોડે છે, પણ ઠરીઠામ પડી કાર્ય સિદ્ધ કરી શકતો નથી, તેમ ધર્મ વિષયમાં–અને પરમાત્માના જ્ઞાન વિષયમાં પણ મનુષ્યની સ્થિતિ થાય છે. પણ એ પુરૂષાર્થ છે. પુરૂષાર્થ કરતાં ચૈતન્ય આવે છે–સમજણ પડે છે–લાભાલાભ સમજાય છે–સત્યાસત્ય શોધે છે. એ સર્વે દ્વિતીય પ્રવાહ-

માં સમજાવ્યું છે. આ દ્વિતીય પ્રવાહની ઘટના યથાયોગ્ય રાખી છે: ઘરેડમાં પડેલો માર્ગ ભુલતો નથી. ચૈતન્ય આવ્યા પછી મનુષ્ય નિત્ય-સત્ય શોધવા ફરે છે. ત્યાં સદ્‌ગુરુએ યોજેલા માર્ગે પડતા ઘણી વિ-ટંબણાઓ નડે છે: એને પર્યટન કહ્યું છે. એમ પર્યટન કરતાં તે સત્ય શોધવા પર્ણકૂટીમાં નિવાસ કરીને શાસ્ત્રોનું–સદ્‌ગુરુના વચનોનું રહસ્ય નિદિધ્યાસથી સમજે છે. તે સમજ્યા પછી યોગ–એક ધ્યાનથી પરમાત્માને પામવાનો અભ્યાસ આદરે છે. એમ અભ્યાસ કરતાં કરતાં પ્રારબ્ધ–પુરૂષાર્થ યોગે તે જીવન્મુક્ત થઇ જશે, ને જ્યાં જીવન્મુક્ત થયો કે પરમધામને સહજે પામશે. એ રીતની ઘટના શિષ્ટ સંપ્રદાયને અનુસરી કીધી છે.

સ્થિતિ વિના ધર્મ સમજાતો નથી; ને ધર્મ વિના પરમાત્મા પ્રાપ્તિનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી, ને જ્ઞાન પ્રાપ્તિ વિના નિવૃત્તિ પરાયણ વર્તવાની સ્થિતિ દૃઢીભૂત થતી નથી, ને તે થયા વિના પરમાત્માનાં દર્શન થતા નથી, ને પરમાત્મા વગર ત્રિકાળે પણ આ આત્માને યત્કિંચિત્ પણ શાંતિ થતી નથી. નાના પ્રકા-રના વિષયમાં વલુંધેલા જનનું, સંકલ્પવિકલ્પવડે મન સદા ગભરાયલું હોય છે: એ મોટું દુઃખ છે. પણ પરમાત્માથી દૂર રહેવું–વિમુખ થવું તેના જેવું દુઃખ એક પણ નથી; મનુષ્યે તેના જ્ઞાન વિના રહેવું તેના જેવું અસુખ આપનાર–દુઃખ દેનાર કંઇપણ નથી. જ્ઞાન પ્રાપ્તિનો મુખ્ય હેતુ આજ છે કે ક્ષરથી પર અક્ષર, ને જ્યાં પરમાત્મા નિરંતરનો નિવાસ કરે છે તેને પામવા; ને તેની પાસે રહી ત્યાંના ઐશ્વર્યના ભોક્તા થવું. અને એ કર્તવ્ય મનુષ્ય જન્મનું સાફલ્ય છે. અને આટલું તો સ્પષ્ટ કહેવું જોઇયે કે જે જ્ઞાનમાં–જ્ઞાન પ્રાપ્તિનો અતિ ઉત્તમ–સર્વોત્તમ હેતુ સમાયલો નથી, તે જ્ઞાનજ નથી; પણ કંઈક જુદુજ છે. બહુવાર બુદ્ધિ ગોથાં ખવડાવે છે–અમુક નિશ્ચયાનુસાર વર્તવાનું તે કહે છે, પણ જ્યાં આપણે અટક્યા કે પછી તે આપણું ઉપહાસાસ્પદ ચિત્ર આ-લેખી રેખેરેખે એવી તો વિચિત્ર કૃતિ દર્શાવે છે કે આપણી આકૃ-

તિથી આપણે લજ્જા પામિયે છીયે. પણ તેજ બુદ્ધિ શ્રેષ્ઠ છે કે જે દુરબિન પેરે જીણું મોટું—યોગ્ય અયોગ્ય—સાર અસાર—રે સત્ય—નિત્ય ને નિત્યપ્રકાશ જોઇ શકે છે. મનુષ્યને વિકટમાં વિકટ આજ કાર્ય છે, પરમમાં પરમ પણ આજ ફળ છે. આ ગ્રંથમાં તે કાર્ય માટેની—તે ફળ માટેની ઘટના વગર ભભકે કીધી છેઃ કે અનિત્ય ત્યજી નિત્ય પામવું, અને તે પામવા નિવૃત્તિ ને સૂક્ષ્મબુદ્ધિ ધરવી, અને બાહ્ય ને આંતર ધર્મ સતેજ એક સરખા રાખવા.

સં. ૧૯૪૭ }
આષાડી એકાદશી. }

**ઇચ્છારામ સૂ. દેશાઈ.**



# અનુક્રમણિકા.

## પ્રથમ પ્રવાહ-પુરુષાર્થ.

# દ્વિતીય પ્રવાહ-ચૈતન્ય.

# ચંદ્રકાન્ત.

## प्रथमप्रवाह—पुरुषार्थ.

### પ્રવેશક.

મહાત્મા ગુરુનાં ચરણ સેવન કરવાથી તેમના શિષ્યોની વૃત્તિ પણ મહાત્મારૂપજ થાય છે. કહ્યું છે કે सत्संगात् भवति हि साधुता खलानां। સતસંગવડે કરીને ખળ પુરુષોને પણ પરમ સાધુપણું પ્રાપ્ત થાય છે. તો પછી મહાત્મા ગુરુના પ્રસંગથી શિષ્યો મહાત્મા થાય તેમાં કંઇ આશ્ચર્ય નથી. એવા એક સત્પુરુષ બ્રહ્મવેત્તા કોઈ નિર્જનસ્થાનમાં એકાંતવાસ કરી રહેતા હતા, તેમની પાસે તેમનો એક સુશીલ સ્વભાવનો શિષ્ય હતો, જે પ્રતિદિન તેમની ઉત્તમ પ્રકારે સેવા કરી તેમની પાસેથી તત્વજ્ઞાન સંપાદન કરતો હતો. આ પ્રસંગે તે ગુરુ-શિષ્યને વારંવાર અનેક પ્રકારના પ્રશ્નોત્તર થતા હતા. શિષ્ય નિરંતર ગુરુવાક્યોનું મનન કરી તેમાં ઉપજેલી શંકાઓ ગુરુ પાસે કહેતો હતો, ત્યારે ગુરુદેવ તેનાપર પરમ કૃપાળુપણે અતિ અદ્‌ભુતયુક્તિ પ્રયુક્તિયોવડે તે શંકાઓનું સમાધાન કરતા હતા. તે ગુરુશિષ્યના મોક્ષપ્રદ અને સંશયનાશક પવિત્ર સંવાદમાંથી કંઇક ભાગ અત્રે લીધેલો છે.

## પ્રથમ બિંદુ-સત્સંગ અને વ્યવહાર.

એક દિવસે શિષ્યે, ગુરુની પૂજા કરી દંડવન્નમસ્કાર કર્યા, પછી તેમની આજ્ઞા લઈ નમ્રવાણીએ પૂછ્યું કે-"હે પરમ કૃપાળુ ગુરુદેવ, આ સંસારમાં કેટલાક જનોને સત્સંગ અને અનુભવસુખ એ બંનેમાં વિશેષ પ્રીતિ (આસક્તિ) હોય છે, છતાં તેમની ચિત્તવૃત્તિ વ્યવહારમાં વહે છે. અર્થાત્ સત્સંગ અને આત્મસુખમાં અત્યંત લોભાઇ તેમાં પ્રીતિ કરે છે ખરો, પરંતુ પુનઃ તેને વ્યવહારમાં પ્રવર્તાવું (સંસારનો ભાર વહેવો) પડે છે તેનું શું કારણ તે કૃપા કરી જણાવશો.

ગુરુ-હે બાપ, ધન્ય છે તને, તારો પ્રશ્ન અતિ ઉત્તમ અને સૂક્ષ્મ વિચારનો છે. માટે હું તને એ સંબંધે એક મક્ષિકાનું દૃષ્ટાંત કહું તે શ્રવણ કર. હે વત્સ, એક મક્ષિકા (માખી) કે જે અહર્નિશ મૂત્ર અને વિષ્ટાના સ્થળોપર ફરી નિરંતર તેનોજ રસ લેનારી છે, તેને એક સમયે ફરતાં ફરતાં એક મધથી પરિપૂર્ણ ભરેલો ઘડો મળી આવ્યો. આથી આનંદ પામીને પોતાને અતિ દુર્લભ અને ઘણી સ્વાદિષ્ટ વસ્તુ પ્રાપ્ત થયલી જોઈ તે તેનાપર બેઠી. ધીરે ધીરે પોતાનો એક પગ મધપર ઠરાવ્યો, ને જરાક મધ ચાખતાં ઘણુંજ મીઠું લાગવાથી ફરી બીજો પગ પણ મૂક્યો, ને કેટલીકવારસુધી નિશ્ચિંતપણે મધનો સ્વાદ લીધો; ને પછી સંતોષ પામી એટલે ત્યાંથી તુરત ઉડીને પાછી અહીં તહીં ભ્રમણ કરવા લાગી. પણ વળી ભમતાં ભમતાં તેને આગળનું વિષ્ટાનું સ્થળ મળી આવવાથી (આગલા અભ્યાસ અને આસક્તિને લીધે) તેનો નીચ રસ લેવા માટે તેપર જઈ બેઠી. એમ વારંવાર તે મધનો અત્યુત્તમ સ્વાદ લીધા છતાં પણ આગલી આસક્તિ અને સંચય* તથા જાતિસ્વભાવ હોવાથી તે પાછી મૂત્ર વિષ્ટાપર જતી અટકી નહી. પણ જો, એ જે સમયે મધપર બેઠી હોય અને તેનો સ્વાદ લેવામાં આસક્ત થયલી હોય તે સમયે એકાએક પવનનો સપાટો આવે, અને તેને લીધે તેણીની બન્ને પાંખો મધની સાથે લપટાઈ તેમાં ચોંટી જાય તોજ તેણીની વિષ્ટામૂત્રના નરકરસપરની આસક્તિ આપો આપ છૂટી જાય ને ત્યાં જતી અટકે; અને પછી મધુના મધુર સ્વાદ લેવારૂપ સર્વોત્તમ સુખમાંજ રહે. તેવીજ રીતે મક્ષિકારૂપવૃત્તિ જે છે તે, વિષયાદિરૂપ વિષ્ટાના સ્વાદના

---

* અભ્યાસ.

અભ્યાસ અને આસક્તિવાળી છે. તે મક્ષિકારૂપીવૃત્તિ આત્મસુખરૂપ મધ લેવા માટે તેનાથી (આત્મસુખરૂપમધથી) ભરેલા સત્સંગરૂપ ઘડાના કાનાપર બેસે છે; ને વળી ત્યાંથી વિષયમાં દોડી (ઉડી) જાય છે, વળી પાછી તે મધના (આત્મસુખના) સ્વાદની સ્મૃતિ આવ્યેથી તેમજ તેની અત્યંત શ્રેષ્ઠતા જાણી તેપર મોહ થયેથી પાછી આવી તે સુખ લે છે. વળી ત્યાંથી જાય છે, વળી આવે છે. પણ જ્યારે પવનનો સપાટો લાગી પાંખ ચોંટી જાય, અર્થાત્ જ્યારે ઈશ્વરનો અનુગ્રહ, સદ્ગુરુની કૃપા અને પોતાનાં શુભકર્મ એ ત્રણે અથવા ત્રણેમાંની એકાદી વસ્તુરૂપ પવનના સપાટાથી (વિષયરૂપ વિષ્ઠાના સ્વાદપર દૃઢ વૈરાગ્ય થઈ જાય) વૃત્તિ (બુદ્ધિ) બ્રહ્માનંદ રૂપ મધમાં દટાય તો પછી આપોઆપ વ્યવહારમાં વેહેતી અટકે. એટલે બુદ્ધિનું બુદ્ધિપણું અથવા વૃત્તિનું વૃત્તિત્વ ગળાઈ જઈ બ્રહ્મરૂપ થાય. પરંતુ તે પણ જો વિપરીત સાધન કરે તો ઉલટી બગડે. જેમકે:-

એક ગામમાં કોઇ જરાક ધનપાત્ર ગણાતો પટેલ રહેતો હતો. તેને પ્રતિષ્ઠિત જાણી ત્યાંના રાજાએ કંઈક કામસર પોતાની કચેરીમાંથી તેડું મોકલ્યું રાજાનું તેડું ને વળી માનભેર આવ્યું, તેથી ત્યાં જવા માટે પટેલભાઈએ સર્વ નવાં શ્વેત વસ્ત્ર ધારણ કરયાં, ને સજ્જ થઇ રાજસભામાં ચાલ્યો. વસ્ત્ર ખૂબ સ્વચ્છ પેહેરયાં હતાં, ને રાજાની સભામાં જવું હતું, માટે વસ્ત્રને કોઈપણ સ્થળે જરાએ ડાઘ લાગે નહિ, એ બાબત તે પટેલ બહુજ સંભાળ રાખતા હતા. પરંતુ તેમ છતાંએ રસ્તામાં જતાં કોઇ ઠેકાણેથી તેમના કપડાને કોયલાનો ડાઘ લાગી ગયો. હવે જેમ તેમ કરતા રાજસભામાં ગયા તો ખરા, પણ ત્યાં કામકાજ થઈ રહ્યા બાદ ઘેર આવતી વેળાએ તેમને પેલાં કપડાંને ડાઘ લાગવાની વાત યાદ આવી, ને તે ડાઘ કોયલાનો લાગ્યો હતો માટે કોયલા માત્ર ઉપર તેને વેર ભરાઈ આવ્યું. તેમણે અત્યંત ક્રોધે ભરાઈ, આખા ગામના કોયલાની કાળપ કાઢી નાંખવાનો વિચાર કીધો; ને તેથી ગામમાંથી સઘળા કોયલા મજુરો પાસે એકઠા કરાવી એક મોટા તળાવપર જઈ નંખાવ્યા. આ એકઠા કરાવેલા કોયલા તો લગભગ સો ૧૦૦ મણ જેટલા થયા. હવે તેમને ધોઈને તેમાંથી કાળાશ કાઢી નાંખવાનું કામ શરૂ થયું. હવે સો મણ કોયલાને ધોવા માટે થોડો વાપરે તોપણ ૫૦ મણ સાબુ તો જોઈએજ! તેથી તે સાબુવડે કોયલા ધોવાતા જાય છે, ને તે-

માંથી નિકળતું કાળું પાણી ખળખળાટ એક વેહેળાની માફક વેહેતું ગામની ભાગોળે થઈને ચાલ્યું જાય છે. આ જોઇ આશ્ચર્ય પામી એજ ગામના એક બીજા પટેલે ત્યાં આવી તે કોયલા ધોવરાવનાર પટેલને કહ્યું કે, "અરે પટેલભાઇ, તમે આ શું કરો છો ?" એ સાંભળી તેમણે જવાબ દીધો કે, "કપડાંને કાળા ડાઘ લગાડનાર કોયલાને તેમની શ્યામતારૂપ દુર્ગુણથી મુક્ત કરીએ છીએ!" આવો જવાબ સાંભળી તેણે વિચાર કીધો કે આ કોઈ અકકલનો ઓથમીર દેખાય છે, કારણ કે વળી કોયલા તે સો વર્ષ સુધી ધોઈએ તોપણ ઉજળા થાય ? પણ હશે, એ બિચારાને આ મિથ્યા શ્રમ કરતો અટકાવી સોહલો અને ખરો ઉપાય બતાવવો જોઇએ. એમ ધારી તેણે તે પટેલ સાહેબને કહ્યું-"ભાઈ, તમો કહો તો હું એ સઘળાને માત્ર ચાર કલાકમાં સફેતપુણી જેવા કરી આપું." આથી અચરત પામી પટેલ સાહેબ વિચાર કરવા લાગ્યા કે-"અરે ! આટલી બધી મેહેનત અને પચાસ મણ સાબુનો ખર્ચ કરયા છતાં પણ કયારના એ ઉજળા થતા નથી તેને એ માત્ર ચાર કલાકમાંજ કેમ કરી શ્વેત કરી આપશે ? માટે જોઇએ તો ખરા કે એ કેમ કરે છે!" એમ વિચારી તે સર્વ કોયલા તે બીજા પટેલને સ્વાધીન કરી દીધા. આણે તો તુરત તે ભીના કોયલાને જમીનપર છુટા ફેળી નાંખી તકડામાં સૂકવીને રાત્ર પડતાંજ તે સઘળામાં અગ્નિ લગાડી દીધો. સવાર પડતાં સૂધીમાં તો તે સઘળા બળીને સફેત રાખ થઈને રહ્યા હતા ! આ જોઇ આપણા મિથ્યાશ્રમ કરનાર પટેલસાહેબ બહુ પ્રસન્ન થયા ને તે બુદ્ધિમાન પટેલને નમી પડયા !!

માટે એવી રીતે વિપરીત (ઉલટું) સાધન નહિ કરતાં યોગ્ય વૃત્તિ થાય તોજ ઠીક. એટલે વૃત્તિ બ્રહ્માનંદ રૂપ મધમાં દટાયાથી સર્વ પદાર્થ બ્રહ્મરૂપ જુએ, અને તે વૃત્તિને પણ બ્રહ્મરૂપજ (એકરસજ) જુવે તો પછી જેમ કોયલા અગ્નિમાં સફેત રાખ થાય તેમ પોતે નિર્ગુણ-શુદ્ધબ્રહ્મ થઈ રહે.

---

## દ્વિતીય બિંદુ—આત્મસ્વરૂપનું ચિંતન.

શિષ્ય-હે પરમ કૃપાળુ ગુરુદેવ, સાંભળ્યું છે કે આ સંસારમાં જે ચોર્યાશીલક્ષયોનિ જીવોને અવતરવા માટે છે, તેમાં સૌ કરતાં

આ મનુષ્ય યોનિ અતિ ઉત્તમ છે, અને તે જીવને પ્રાપ્ત થવી ઘણીજ દુર્લભ છે. માટે તે ઈશ્વર કૃપાથી પ્રાપ્ત થઈ, તો પછી તેને સહજમાં ન ગુમાવી દેતાં મનુષ્યે જરૂર તેનું સાર્થક કરવુંજ જોઈએ. અર્થાત્ અહર્નિશ આત્માનું ચિંતન કરી તેના સ્વરૂપને ઓળખવું જોઇએ. પણ હે ગુરુજી, મનુષ્યો તો આ સર્વે આ દુસ્તર સંસારના ચીકણાં વ્યવહાર કાર્યોમાં સદા ગુંથાયલા–પચેલાજ રહે છે, તો પછી તેમનાથી અહર્નિશ (રાત્ર દિવસ) આત્મસ્વરૂપનું ચિંતન તે કેવી રીતે થાય?

ગુરુ–હે વત્સ, હે મુમુક્ષુ, તારૂં કલ્યાણ થાઓ: આ તારો પ્રશ્ન મોક્ષની પૃચ્છાવાળા પુરૂષોને અત્યંત લાભકારી થઇ પડશે. હવે તુ જો કે, દૂઝણી ગાયના નવા પ્રસવ થયેલા વાછડાનું સર્વ હિત તેની માતામાંજ સમાયલું છે, અર્થાત્ તેની માતાના પયઃપાનથીજ તેનું સર્વથા પોષણ થનારૂં છે, અને તેવીજ રીતે ગાયને પણ પોતાના વત્સપરની અત્યંત પ્રીતિને લીધે તેનાવગર તેને ક્ષણવાર પણ ચેહ્ન પડતું નથી; પરંતુ આખો દિવસ કંઇ ગાય પોતાના વત્સની નિકટ રહી શકતી નથી. કારણ કે તેને વનમાં ચારો ચરવા જવું પડે છે. માટે પ્રભાતે દોહોતી વખતજ માત્ર વાછરડાને છોડી તેની પાસે લઇ જઈ તેને ધવાડે છે, ને તે ધાવી સંતોષ પામ્યું કે તુરત તેને તેની જગાપર બાંધી ગાયને વનમાં ચરવા છોડી મૂકવામાં આવે છે. ગાય આખો દિવસ વનમાં નાના પ્રકારનાં કોમળ તૃણાંકુરો ચરે છે, પાણી પીએ છે, વળી વૃક્ષોની શીતળ છાયા નીચે પોતાના ટોળામાં જઈ નિશ્ચિંતે બેસીને વાગોલે છે, ને સાંજે પાછી સૌ ગાયો સાથે ઘેર આવે છે. પણ તેટલા સમયની અંદર તે પેલા વાછરડાને યાદ પણ નથી કરતી કે તે શું કરતું હશે. પરંતુ ઘેર આવ્યા પછી જ્યારે પાછો દોહોવાનો સમય થયો કે પોતાના વત્સનું સ્મરણ કરે છે, અને તેને ધવાડયા વગર કદી તે પોતાના ધણીને દોહોવા દેતી નથી. એ પ્રમાણે પ્રતિદિન કરતાં પોતે ઉત્તી* જઈ ફરી ગાભણી થાય ત્યાં સુધીમાં તે વત્સ પણ નિયમ પ્રમાણે સારૂં પોષણ થવાથી શરીરે દૃઢ તથા બળવાન થઈ રહે છે, ને પછી ચારો ચરવા લાગે છે એટલે પોતાની માતાના પયઃપાનની તેને જરૂર પણ પડતી નથી, અર્થાત્ સ્વતંત્ર થઈ રહે છે.

---

* ઉત્તી કે ઉત્કી જવું એટલે દૂધ આપતું બંધ થવું.

એજ દૃષ્ટાંત પ્રમાણે નિત્ય મનુષ્ય પ્રાણી દૃઢનિશ્ચય અને નિયમથી વધારે નહિ તો દિવસમાં માત્ર એક અથવા બેજ મુહૂર્ત સુધી પણ અમુક નિમેલા વખતે જે ભગવત્સ્મરણ–પોતાના સ્વરૂપનું ચિંતન, સત્સંગ આદિક કરે તોએ સમયે તેને તે વસ્તુ જરૂર યાદ આવે; અને એમ લાંબા અભ્યાસથી તેના તે સ્વરૂપચિંતનનું પોષણ થઈ આખરે મનુષ્ય સંસારમાયાથી છુટો–સ્વતંત્ર–ભગવ સ્વરૂપ થઇ રહે એમાં સંશય નથી. જેમ ગાય સવારે પોતાના વાછરડાને ધવરાવીને તેને ઘેર આગળજ મુકી પોતે વનમાં જઈ હરે છે, ફરે છે, ઘાસ ચરે છે, પાણી પીએ છે, પોતાના ટોળામાં જઈ બેસે છે, શીતળ છાયામાં આરામ લે છે, ને સાંજે દોહોવાનો સમય થતાંજ લાગલી ઘર તરફ વળે છે, ને વાછરડાને ધવાડે છે; તેવીજ રીતે મનુષ્ય પણ પ્રભાતે પોતાનો નિત્ય નિયમ (ભગવદ્ધ્યાન–સ્વરૂપચિંતન) વગેરે કરી લઇ પછી આખો દિવસ અહિંથી તહિં ફરીને પોતાની આજીવિકાર્થ અનેક પ્રકારનાં પ્રપંચો–કાર્યો કરે છે, ખાય છે, પાયે છે. ઘરરૂપી વૃક્ષની છાયામાં બેસી સ્ત્રી પુત્રાદિકરૂપ પોતાના ટોળામાં બેસી નિશ્ચિતપણે વિશ્રામ લે છે; ને પાછો (દોહોવાના વખતરૂપ) સંધ્યાસમય થતાં તુરત ત્યાંથી સજ્જ થઈ પોતાનું નિત્યકૃત્ય (ભગવત્સ્વરૂપ ચિંતન) કરવા બેસી જાય છે. ને એ પ્રમાણે સંસારના વ્યવહારોમાં નિરંતર વહેતાં છતાં પણ સમય આવ્યે પોતાનું કાર્ય સાધવા ચુકતો નથી, તે મનુષ્ય એ પ્રમાણેના નિદિધ્યાસથી પરિણામે ભગવત્સ્વરૂપ થઈ સંસારનાં બંધનોથી મુક્ત થઈ જાય છે, ને તેને સ્ત્રી પુત્રાદિક, માત પિતા વગેરે પોષ્યવર્ગને દુઃખે ટળવળતો મુકી વૈરાગી થઇ રાખ ભુંસવાની જરૂર પડતી નથી. પણ સંસારમાંની સો ફરજો બજાવતો જઈ દોઢણે પોતાનું ખરૂં કાર્ય સાધી લે છે તેજ ખરો મુમુક્ષુ વા ભક્તજન જાણવો. એ સંબંધે એક ગુજરાતી કવિએ શ્રીમદ્ ભગવદ્ ગીતાના શ્લોકના ભાવાર્થરૂપ એક અમૂલ્ય વાક્ય કહ્યું છે તે અવશ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય છે;

સંસારમાં સરસો રહે, ને મંન મારી પાસ;
સંસારમાં લેપાય નહીં, તેને જાણું મારો દાસ.

---

## ૭

# તૃતીય બિંદુ-માયા એ કોણ છે.

શિષ્ય–પરમ દયાળુ ગુરુદેવ, વિદ્વજ્જનોના મુખથી ઘણી વાર મેં સાંભળ્યું છે કે પ્રભુની જે માયા, કે જેની પ્રાબલ્યતાવડે આખું જગત્ નાના ભાતના પ્રપંચોમાં સંપૂર્ણ રીતે ફસાઇ રહ્યું છે, ને જેના બંધનવડે બંધાઈ તે નિયમિતપણે વર્તે છે, તેજ માયા, આત્માને નાના પ્રકારના કર્મયોગવડે સંસારબંધનમાં નાખી ઇશ્વરથી વિમુખ કરે છે. વળી હે ગુરુદેવ, એ પ્રમાણે કહેનારા પુરૂષો વળી પાછા એમ પણ કહે છે કે એ માયા સાક્ષાત્ ઈશ્વરની અંગભૂત શક્તિ હોવાથી તેમની અંગના (સ્ત્રી) છે. ત્યારે એ બંને વાક્યો સાંભળી મારા મનમાં મોટી શંકા ઉત્પન્ન થાય છે; ને વિચાર કરતાં તે બંને વચનો પરસ્પર વિરૂદ્ધ લાગે છે. તે એવી રીતે કે, જો માયા પરમેશ્વરની શક્તિ અને અંગના છે તો પછી તેની યોગ્યતા કંઈ ઓછી ગણાય નહિ; અને જગતના ઉપાદાન કારણરૂપ હોવાથી જેમ ઈશ્વર સર્વનો પિતા થાય તેમ માયા તેમની અર્ધાંગના હોવાથી સર્વ જગતની માતાજ થાય. ત્યારે હવે માતા પોતાનાં સંતાનોને તેમના પિતાથી વિમુખ કરે (છુટા પાડી વિછોહ કરાવે) એ કેમ સંભવે? કેમકે માતાનું હેત તો પિતા કરતાં પણ બાળકો ઉપર વધારે હોય છે, એટલે તે તો તેમના હિતમાંજ સદા તત્પર રહે છે. અને બાળકોનું હિત તો તેમના પિતાના (ઈશ્વર) સ્વરૂપનું જ્ઞાન થઇ તેને પ્રાપ્ત થવું એમાંજ સમાયલું છે તો પછી માતા એથી ઉલટું કેમ કરે?

ગુરુ–અહો! હે વત્સ, ધન્ય છે! કે તારો વિચાર એટલો બધો સૂક્ષ્મ છે! તારી શંકા ખરી છે. માયાને ઇશ્વરથી વિમુખ કરનારી માનીએ તો તે કેવળ વિમુખવિહારીણી-પુશ્ચલી ગણાય; પણ એ તેવી નથી. તું જો કે ભગવાનના ભક્તો, કે જેઓ તે માયાનાજ વિસ્તારમાં વિચરનારા હોય છે છતાં, હરિની ભક્તિ તેમના અંતઃકરણમાં હોવાથી તેઓ ભગવાનના સત્વાદિ ગુણોને અનુસરે છે–અર્થાત્ (તેઓ) સત્વગુણી, દયાલુ, ને સતત પરહિતેચ્છુ સ્વભાવના થાય છે, તો પછી ભગવાનની અર્ધાંગનાની યોગ્યતા ધરાવનારી માયામાં તે ભગવાનથી ઉલટા ગુણો કેમ હોય? માટે હે શિષ્ય, એ મહામાયા ઈશ્વરીની નિંદા કરવી એ અયોગ્ય પુરૂષોનું કામ છે. એ માયા સાક્ષાત્ ઈશ્વરી, ભગવતી, વૈષ્ણવી અને પરમેશ્વરી જગન્માતા છે. એ નારાયણી તથા લક્ષ્મી

છે, ને સર્વદા આખા જગતના હિતમાં તત્પર છે, ને પ્રાણીઓને પ્રભુની સન્મુખ કરનારી છે. પરંતુ એમ છે ખરૂં કે જગતમાં સર્વ પદાર્થોનો ઉપયોગ સારો અને ખોટો બંને રીતે થઈ શકે છે, તેમ આ માયા જગન્માતા છે તેને રૂડી પ્રકારે સેવા કરી પ્રસન્ન રાખીએ તો તે પ્રભુની સન્મુખ કરે; અને તેથી ઉલટું તેની સેવા ન કરતાં તેને વખોડીએ–વિરૂદ્ધ ચાલીએ તો વિમુખ કરે છે.

હવે તેની સેવા કરવી કિંવા તેમ ન કરતાં તેથી વિરૂદ્ધ ચાલવું તે આ રીતે છે. આ સર્વ જગત્ પ્રભુની માયામય છે; અર્થાત્ સર્વ રીતે માયાને આધારેજ સંકલિત થયેલું છે; અને તેમાં અવતરેલા ઈશ્વરાંશ જીવોને તેના નિયમોને અનુસરીનેજ વહન કરવું પડે છે. હવે જગમાંના પૃથક્ પૃથક્ પ્રાણીઓને પૃથક્ પૃથક્ કાર્યપરત્વે જે જે નિયમાનુસાર વહન કરવું પડે છે, તેવા નિયમો તો અસંખ્ય છે; માટે તે સર્વનું વર્ણન કરવું તદન અશક્યજ હોવાથી માત્ર તે સર્વેથી મુખ્ય એકાદ સૃષ્ટિનિયમ હું કહું છું.

પ્રથમ સ્ત્રીની સાથે પુરુષને અને પુરુષની સાથે સ્ત્રીને લગ્નથી પરસ્પર જોડાયા પછી ગૃહસ્થાશ્રમ ધર્મરૂપ સૃષ્ટિનિયમને અનુસરીને ચાલવું પડે છે. અને તેમ કરવા માટે પરસ્પરનો ખૂબ પ્રેમ જડાવાની જરૂર છે. તે પ્રમાણે દૃઢપ્રેમ થયો એટલે સંસાર ખૂબ સરળ અને સુખદ થઈ પડે છે. હવે આ મહામાયાની સેવા નહિ કરનારા તથા તેનાથી વિરૂદ્ધ ચાલનારા અર્થાત્ પ્રભુની માયાના ચાલૂ નિયમોનો ખરો મર્મ નહિ સમજનારા પ્રાણીઓ પરસ્પર બંધાયલા પ્રેમને ખરે માર્ગે ન લગાડતાં મરતાં સુધી વિષયવાસનાના માર્ગેજ ચોટાડી રાખે છે, એટલે તેના યોગે તેઓ વિમુખ થાય તેમાં શી નવાઇ? પણ તે માયાની સેવા કરી તેને પ્રસન્ન રાખનારાઓ તો તેના (માયાના) નિયમોનો મર્મ પૂરી રીતે સમજી દંપતીમાં પરસ્પર બંધાયલા પ્રેમને થોડોક કાળ વિષયમાર્ગે અનુભવી તે દૃઢ થયો કે તુરત ત્યાંથી ખેંચી લઈ જગત્પિતા પરમેશ્વરની ઉપર તે પ્રેમને જોડી દૃઢ કરી પૂર્ણપણે અનુભવે છે; ને તેના યોગે તેઓ હરિના પદને પામે છે–અર્થાત્ સન્મુખ થાય છે.

હે વત્સ, આનુંજ દૃઢીકરણ કરનારૂં એક બીજું દૃષ્ટાંત કહું છું. જેમકે કોઈ એક નાના બાળકને ભણવા બેસાડયું, ત્યારે પ્રથમજ

તેને કંઈ લખતાં આવડતું નથી, માટે એક પાટીપર એકથી તે દશ સુધીના અંકોના ખરડા કરી આપવામાં આવે છે; ને તે તેની પાસે ઘુંટાવવામાં આવે છે. ઘુંટતાં ઘુંટતાં થોડી મુદતમાં હાથ વળણમાં બેસી ગયો, અને અક્ષરો ધ્યાનમાં ઉતરી ગયા, એટલે તે ખરડો છોડાવી દઈ તેને પોતાની મેળે બીજી પાટીપર અક્ષરો લખાવવા શરૂ કરાવવામાં આવે છે. એટલે આગળના ખરડાપર તેનો હાથ દૃઢ થયલો હોવાથી થોડીજ વારમાં અને થોડેજ શ્રમે તે આપમેળેજ સર્વ અક્ષરો લખી શકે છે, ને પછી આગળ વધી સારી વિદ્યા સંપાદન કરે છે, પણ જો ખરડો ઘુંટતો શીખી રહ્યો ત્યારે તુરત તે છોડાવી અક્ષર લખવા ન મંડાવતાં ખરડોજ ઘુંટાવ્યા કરયો હોત તો તે કયાં સુધી ઘુંટત? થોડાક દહાડા ઘુંટી થાકીને કંટાળી જાત, ને વિદ્યા સંપાદન કરવાના કામથી વિમુખ–ભ્રષ્ટ થાત.

એવી રીતે ઈશ્વરની માયા તે ઈશ્વરીજ છે, અને તેના નિયમો તે પ્રાણીઓને ડુબાડવાને નહિ પણ મર્મ સમજે તો તારવાને માટેજ છે. તેના સૃષ્ટિનિયમો તે પ્રાણીઓને ઇશ્વરને પામવારૂપ વિદ્યા સંપાદન કરવાના આરંભના ખરડા છે. તેની સેવા કરવી, એ તેના નિયમોનો મર્મ બરાબર સમજી તે પ્રમાણે ચેતીને ચાલવું એ છે; અને તેમ કરવાથી જરૂર તે ઈશ્વરની સન્મુખ કરે છે, તેને વખોડવી વા તેનાથી વિરૂદ્ધ ચાલવું એ તેના નિયમોનો મર્મ ન જાણી વિષયમાં લોભાઇ પડયા રહેવું એ છે; અને તેમ કરવાથી તે (માયા) નિશ્ચે પ્રાણીને પ્રભુથી વિમુખ કરે છે.

---

## ચતુર્થ બિંદુ–સત્સંગ પ્રતાપ.

શિષ્ય–હે પરમ કૃપાળુ, ગોવિંદરૂપ ગુરૂજી, આપના આ મહદુપકારનો બદલો હું કંગાલ તો શું, પણ મોટા દેવતાઓ સરખા પણ કેમ વાળી શકે? કેમકે:–

अन्नदानात् परं नास्ति विद्यादानं ततोऽधिकं ॥
अन्नेन क्षणिका तृप्तिर्यावज्जीवं तु विद्यया ॥ १ ॥

અર્થ–બીજાં સર્વ દાનો કરતાં અન્નનું દાન (ભૂખ્યાને અન્ન ખવરાવવું તે) સર્વોત્કૃષ્ટ કહેલું છે; કારણ કે તે દેહને સંતોષ આ-

પનાર પરમ જીવનરૂપ છે. પણ તે કરતાંએ (અન્નદાન કરતાંએ) વિદ્યાનું દાન બહુ ફળ આપનારૂં છે; કારણ કે અન્નનું દાન તો અલ્પતૃપ્તિ કરનારૂંજ છે, (એ ખાધેલું અન્ન પચી ગયું એટલે ફરી પાછી ભૂખ લાગે છે, ત્યારે તે વખતે તૃપ્તિ કરવાને કંઈ આગળ ખાધેલું અન્ન કામ લાગતું નથી.) અને વિદ્યાનું દાન તો મનુષ્યના જીવતર પર્યંત તેને તૃપ્તિ આપે છે. (વિદ્યાભણી તેના યોગે મનુષ્ય અન્નપાનાદિક અનેક શરીર પોષક વસ્તુઓ પેદા કરીને તેના ઉપભોગવડે નિરંતર તૃપ્ત થાય છે.) ત્યારે એ વિદ્યાદાન કરનાર મનુષ્યના કેટલા બધા ઉપકારના બોજા તળે તે દાન લેનાર આવે છે? કે પોતાના આખા જન્મ સુધી તે દાતાનો દાસ થઇ રહે તોપણ તેનો બદલો વળી રહે નહિ. ત્યારે, હે દયાલુ, આ ક્ષણભંગુર સંસારમાં અવતરીને અલ્પકાળ પર્યંતજ ટકનારા નાશવંત જીવતરનું પોષણ થઈ શકે એવી વ્યવહારિક વિદ્યાનું દાન કરનારનો પ્રત્યુપકાર કોઇ રીતે વાળી શકાય એમ નથી, તો પછી આપ કે જે કોઈ કાળે વિનાશિત ન થાય એવા અખંડ સુખથી ચિરકાળપર્યંત તૃપ્તિ કરનારી સદ્વિદ્યા, (બ્રહ્મવિદ્યા, બ્રહ્મ–પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન તથા તેની પ્રાપ્તિ કરાવનારી વિદ્યા)નું દાન કરનારા છો; તેમના ઉપકારનો બદલો તે મોટા ઈંદ્રસમાન પ્રાણીથી પણ કેમજ વાળી શકાય? માટે હે સ્વામિન્, હું એક તુચ્છ પ્રાણી, આપના (ગુરુના) ઉપકારનો બદલો વાળવા ઈચ્છું એ આકાશનું પુષ્પ મેળવવાની ઈચ્છા કરવા જેવું છે. માટે એવાં મિથ્યા ફાંફાં મારવાં મૂકી દઈ સર્વદા સર્વથા આપના ભવતરણ ચરણોને શરણેજ પડયો છું, જેથી આપ મને પરમદીન જાણી મારો ઉદ્ધાર કરશોજ.

ગુરુ–વાહ, વાહ, ધન્ય છે તારી બુદ્ધિને શિષ્ય. તું મોક્ષરૂપી રત્નોનો જિજ્ઞાસુ, અને બ્રહ્મવિદ્યા ઉપદેશનો પાત્ર થયો છે; માટે હે વત્સ, તારા મનમાંની સર્વ અડચણોને તજી દઈ કોઈ વાતની ગ્લાનિ ન આણતાં, તને જે જે શંકા થાય તે સુખેથી મારી આગળ વિદિત કર. અને મારી પાસેથી તેનું સમાધાન પામી ભવબંધનથી મુક્ત થઇશ એવો મારો આશિર્વાદ છે.

શિષ્ય–હે સ્વામિન્–આપે આ ઉપલા દૃષ્ટાંત પ્રસંગેજ કહ્યું કે પ્રત્યેક વસ્તુજ બંને માર્ગેજ લગાડી શકાય છે; અને તેથી તેનાં સારાં ને માઠાં બંને રીતનાં ફલો ઉત્પન્ન થાય છે. ત્યારે એ સંબંધે મને

એક સંદેહ ઉત્પન્ન થાય છે કે સર્વ શિષ્ટ જનોથી સતત નિત્ય પ્રસંશા પામેલો સત્સંગ, કે જેની યોગ્યતાએ કશી વસ્તુ આવી શકતી નથી, ને જે સર્વ વાતે શુભફલદાયકજ છે, તેને પણ એ ઉપરનો નિયમ લાગૂ પડી શકે છે?

ગુરુ—વત્સ, જો કે સત્સંગ એટલો બધો ઉત્તમ છે ખરો, પરંતુ તે પણ જો તેને સેવન કરનાર પુરુષમાં કેટલાક મહા અવગુણો હોય છે, તો તેને પોતાના ઉત્તમ સ્વભાવ પ્રમાણે (સત્સંગ) ફળી શકતો નથી. એ અવગુણો–દોષો કાયિક (શરીરથી ઉપજતા,) વાચિક (વાણિથી ઉપજતા) અને માનસિક (મનથી ઉપજતા) એ ત્રણ પ્રકારના છે; અને તે પ્રત્યેકના વળી ત્રણ ત્રણ ભેદ છે. માટે એ સર્વ દોષોને જડમૂળથી તજી દે તોજ તે પ્રાણીને સત્સંગ ફળે છે. એ દોષો સંબંધે કહ્યું છે કેઃ—

### દુહા.

ચોરી, ચારી, હિંસતા, તનહિ દોષ હૈં તીન;
નિંદા, જૂઠ, કઠોરતા, વાકચાલ વચ મીન. ૨
તૃષ્ણા, ચિંતવન, દોષબુધિ, નૃસિંહ ત્રૈ મન દોખ*;
કાયિક વાચિક મનો કૈ, ત્રિધા દોષ તજ મોખ†. ૩

કાયિક એટલે શરીરથી ઉત્પન્ન થતા દોષો ત્રણ—ચોરી, વ્યભિચાર, જીવની હિંસા; વાચિક એટલે વાણીથી (બોલવાથી) ઉત્પન્ન થતા દોષો—પારકી નિંદા, જૂઠું બોલવું, અને સામાને કઠોર–કડવાં લાગે તેવાં વચનો કહેવાં; માનસિક એટલે મનથી ઉપજનારા દોષો –તૃષ્ણા (નાના પ્રકારના તુચ્છ વિષયોની આશા કર્યા કરવી તે) ચિંતવન, અને દોષ બુદ્ધિ (પરાયા દોષો–અવગુણો જોવાની બુદ્ધિ) એ છે. માટે એ મન, વાણી ને કાયાના સર્વ દોષોને તજે તોજ સત્સંગ ફળે છે.

હે શિષ્ય, એ તો મેં તારા પ્રશ્નનો ઉત્તર કહ્યો. પણ એ સત્સંગ કે જે સદ્‌વિદ્યા પ્રાપ્ત થવાનું મૂળ સાધન છે, તેના હું શા શા ગુણ ગાઉં ? ઉપર કહેલા ત્રિધા દોષ (ત્રણ પ્રકારના) કે જેને તજવાવડે સત્સંગ ફળે એમ આપણે કહી ગયા, તેઓ પણ સત્સંગ કરવા વડે તો આપોઆપ મટી જાય છે, એટલો મોટો સત્સંગનો પ્રભાવ છે.

---

* દોષ. † મોક્ષ.

માટે મનુષ્ય માત્રે નિરંતર સત્સંગ કરવો. સત્સંગથી મહા ખળ પુરુષો પણ સત્વગુણી અને સાધૂ બને છે, સત્સંગથી પાપાત્મા પણ પુણ્યવાન્ અને પવિત્ર થાય છે, સત્સંગથી અવિદ્યા માત્ર જઇ સદ્વિદ્યા પ્રાપ્ત થાય છે, સત્સંગથી સદ્ગુરુનાં ચરણારવિંદનું શરણું મળે છે, ને તેના યોગે મનુષ્ય પ્રાણી પ્રભુપદને પામે છે! અહા! એ સત્સંગને માટે મહા ભક્તરાજ તુલસીદાસજીએ શું કહ્યું છે!

દોહા.

સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ, ધરિય તુલા ઇક અંગ;
તુલૈ ન તાહિ સકલ મિલિ, જો સુખ લવ સત્સંગ. ૪

સ્વર્ગ, મૃત્યુ ને પાતાલ એ ત્રણે લોકનાં સર્વ સુખોને એક તાજવામાં મુકીએ અને બીજામાં એક ક્ષણભરના સત્સંગનું સુખ (એટલે સત્સંગના ફળરૂપ સુખ) મુકી તોળીએ તો એ સત્સંગ સુખવાળું તુલા નિચે જશે. અર્થાત્ એટલાં બધાં સુખ પણ એ લવ (ક્ષણભર) સત્સંગના તોલે આવી શકશે નહિ!

---

## પંચમ બિંદુ-ઇશ્વરનું કર્તવ્ય.

શિષ્ય—હે ગુરૂજી, આ જગત્ના કર્તા પ્રભુ, કે જે સાકાર તથા નિરાકાર બંને રૂપે સ્થિત છે, તે શું આપણી-પ્રાણીઓની પેઠે આહાર આદિ વ્યવહાર (ખાવું, પીવું, બોલવું, હસવું વગેરે) કરતા હશે? એ વિષે મુને આશ્ચર્ય થાય છે, માટે કૃપા કરી સમાધાન કરશો.

ગુરુજી—હે વત્સ, એ સંબંધે એક રાજાનાં પૂછેલાં તારાજ જેવાં પ્રશ્નો મને યાદ છે તે હું તને કહું છું:—

મનોમયી નામની નગરીને વિષે પૂર્વે કોઈ બુદ્ધિધન નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજા જાતે પણ બુદ્ધિવાન્, વિદ્યાનો ચાહક અને હાસ્ય, વિનોદ, ચમત્કારિક કથા-વૃત્તાંતોનું શ્રવણ કરનાર હતો ને અનેક પ્રકારની કલા કૌશલ્યતામાં નિપુણ પુરુષોનો સમાગમ વગેરે બાબતોપર બહુ પ્રીતિ રાખનારો હતો. એથી કરીને ઘણાક વિદ્વાનો, કવિઓ, બુદ્ધિવંત પુરુષો વારંવાર તેની સભામાં આવી માન પામતા હતા. રાજા પોતાના હાસ્યવિનોદાદિના અતિશય શોખને માટે કોઈ મશ્કરા, વાચાળ, હાજર જવાબી, ખેલાડી વગેરેને જાથુને માટે નેમણુક આપીને

પોતાની સભામાં રાખતો હતો, ને વારંવાર રાજકાજથી પરવારી નવરાશના વખતમાં તેઓને અનેક તરેહના વિલક્ષણ પ્રશ્નો પૂછી તેના સંતોષકારક ઉત્તરોથી આનંદ પામતો હતો. એવીજ રીતના વિનોદમાં તે એક દિવસે બેઠો હતો, તેવામાં તેને કંઇ બુટ્ટો સૂઝી આવ્યો, ને તુરત પોતાના એક વિચક્ષણ પ્રધાન પ્રત્યે તેણે કહ્યું, "હે સચિવ, આપણી આ વિનોદિ સભામાં અનેક પ્રકારનું જ્ઞાન ધરાવનારા પુરુષો છે; પણ શું તેઓ મને હમણાં ઉપજેલા પ્રશ્નોનો ઉત્તર દઈ શકશે?" એ સાંભળી પ્રધાને કહ્યું, "મહારાજાધિરાજ, એમ પ્રથમથી શંકા કરવાનું શું પ્રયોજન છે? આપે પ્રશ્નો કરવા જોઈએ, ને તેમ કરતાં જો આપને સંતોષકારક ઉત્તર ન મળ્યો તો પછી આપની આજ્ઞાનુસાર કાર્ય કરવાને ચરણનો સેવક હું તૈયારજ છું." રાજાએ તુરત તે પ્રશ્નો પ્રધાન દ્વારાજ સભા પ્રત્યે કહી સંભળાવ્યા, ને તે સાથે જણાવ્યું કે આ પ્રશ્નોના ઉત્તર જેઓ આપી શકે નહિ, તેઓએ તુરત મારી સભા છોડી જવું, ને ફરી મારી આજ્ઞાવગર અહિં પ્રવેશ કરવો નહિ. આવો હુકમ સાંભળી સભાજનો બિચારા ગભરાઇ ગયા, ને ઉત્તર આપવાની શક્તિ હશે તેવાઓ પણ આ વખતે તો સ્તબ્ધ બની ગયા. એવામાં તુરત પ્રધાને સૌ સાંભળતાં પ્રશ્નો જાહેર કર્યાઃ-

૧ ઈશ્વર શું ખાય છે? ૨ ઈશ્વર શું કરે છે? ૩ તે કયારે હસે છે? ૪ ને તે કયાં રહે છે?

એ પ્રશ્ન સાંભળીને સૌ પરસ્પરના મોં સામું જોવા માંડયા. કેટલાક નીચું ઘાલી રહ્યા ને કેટલાક જ્યારે રાજા કોઈપણ પ્રશ્ન પૂછે ત્યારે તુર્તજ જવાબ દેનારા હતા, તેઓ પણ આ સમયે ગાભરા બની છાનામાના બેસી રહ્યા. આથી રાજાએ ગુસ્સે થઈ તુરત સભા વસર્જન કરવાનો પ્રધાનને હુકમ કીધો, ને તેને એમ પણ કહ્યું કે, તમારે પ્રશ્નોનો ઉત્તર આપનાર પુરુષને શોધી લાવવો. એ ઉત્તર આપનાર જો કે ગમે તેવી સ્થિતિનો હશે, તોપણ હું તેને રાજ્યાસનપર બેસાડી તેની સેવા કરીશ. (કારણ કે તેણે વિચાર કીધો કે આટલા બુદ્ધિમાન પુરૂષોથી પણ જેનો ઉત્તર નહિ અપાયો, તેવી વાતનો ખુલાસો કરનાર પુરુષ કંઈ થોડો અનુભવી કે થોડી યોગ્યતાવાળો હશે નહિ, પણ કોઈ મહાત્માજ હશે. તો એવા મહાત્માની સેવા કરવી એ તો ઘણી દુર્લભ વાત છે. આવી ઊંડી સમજથીજ તેણે એવી પ્રતિજ્ઞા કરી હતી.)

એ પ્રમાણેનાં રાજાનાં વચન સાંભળી બીજે દિને પ્રાતઃકાળ થતાંજ વજીર ઘોડેસ્વાર થઈ ચાલી નિકળ્યો, ને એવો પુરુષ કેવી રીતે અને ક્યાં મળશે એના વિચારમાં અને ચિંતામાં માર્ગ કાપતો ચાલ્યો. એક ગામથી બીજે ગામ, ને બીજેથી ત્રીજે, એમ ફરતો ને તપાસ કરતો પ્રધાન ઘણેક દૂર નિકળી ગયો; છતાં કોઈ તેને એવો પુરુષ મળ્યો નહિ. આથી વજીરને પોતાના મનમાં બહુજ ખેદ અને સંતાપ થવા લાગ્યો. તે એવી ચિંતા કરવા માંડ્યો કે–"અરે, એક તો મારૂં પાણી જશે કે મને સોંપેલું કામ હું બજાવી શક્યો નથી, અને બીજું મોટો ભય રાજાનો છે કે વગર કામ કર્યે પાછા જવાથી તે મારાપર ક્રોધે ભરાશે, ને મારા પ્રધાનપદથી મને દૂર કરશે. ત્યારે હવે મારે શું કરવું ? શું નિરાશ ભરેલું મહો લઇ પાછા રાજધાનીમાં જવું ? પણ અરે ! એથી તો (અપમાન પામ્યાથી તો) મરવું ભલું. ત્યારે શું આત્મઘાત કરી દેહ ત્યાગ કરવો ? પણ ના ના ! ધિક્કાર છે એવા નપુંસકને કે જે પોતાના અમુલ્ય આત્માનો બાયલાપણે પોતેજ ઘાત કરવા ઈચ્છે છે. ત્યારે હવે શો ઉપાય કરવો ? આવે પરમ સંકટ સમયે મને કોણ સહાય થશે ? હું તો મારાથી બન્યું તેટલું કરી ચૂક્યો. પણ કહ્યું છે કેઃ–

સોરઠો.

હસ્ત પદાદિક અંગ, અરૂ બુધ દીની મનુજ કોં;<br>
અનહોની હરિ સંગ, હોઈ સકે સો યત્ન કર.

પ્રભુએ મનુષ્યને હાથ, પગ ઈત્યાદિ શરીરના સર્વે અવયવો તથા બુદ્ધિ વગેરે આપ્યાં છે, તેથી પોતાનાથી બની શકે તેટલો યત્ન અવશ્ય કરવો. પણ તેમ કરતાંએ કાર્ય જ્યારે સિદ્ધ ન થયું ત્યારે તેનો વાંક નથી. કેમ કે મનુષ્યથી ન બની શકે તે કાર્ય કરવાને તો શ્રી હરિજ સમર્થ છે. ત્યારે શું તે પરમ કૃપાળુ પ્રભુ મને આ નિષ્ફળતા સમયે સાહાય નહિ થાય ?" એમ કહી તે ભગવાનની બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યો કે–"હે પરમકૃપાળુ, હે અનાથબંધુ, હે દીનાનાથ, હે પરમેશ્વર, આપ અશરણના શરણ છો એમ આપને સર્વ જગત્ કહે છે. તો હે પ્રભુ, આ સંકટ સમયે હું તમારે શરણે છું; મને અન્યથા (બીજા) કોઈનું શરણ નથી. માટે મારી લજ્જા રાખી આ અનિવાર સંકટમાંથી આપ મને મુક્ત કરો.

હે દેવ, આપ શરણે આવેલાને કદી તરછોડતા નથી, પણ તેને અભય કરી આપના ચરણનો આશ્રય આપોછો, માટે મને નિશ્ચય છે કે મારી સર્વ ચિંતાઓને આપ ચૂર્ણ કરશોજ." એમ અનેક પ્રકારે સ્તુતિ કરતો તે ઢીલા પગલે ચાલ્યો જતો હતો. પણ હવે મધ્યાહ્ન થયલા હોવાથી ક્ષુધા પણ લાગી હતી, ને તડકો પણ શરદ ઋતુના ચિત્રા નક્ષત્રનો સૂર્ય હોવાથી ખૂબ જોરભેર તપતો હતો. આથી બપોરો કરવાનો તેણે વિચાર કર્યો, ને રસ્તાપરના એક ખેતરના છેડાપર સુંદર ઘટાવાળું આંબાનું વૃક્ષ હતું, તેની છાયા તળે જઈ ઘોડાપરથી ઉતરી, ઘોડાને તે આંબાના થડે બાંધીને, ભગવાનનું સ્મરણ કરતો બેઠો. એટલામાં તે ખેતરમાં હળ હાંકનાર ખેડૂત પણ મધ્યાહ્ન થયાથી હળપરથી બળદોને ચરવા છોડી દઈ ભાતું ખાવાને તે ઝાડ તળે આવ્યો. આ ખેડૂત ઘણા શાંત સ્વભાવનો હતો. તેણે આવતાંજ તે પ્રધાનનું મુખ ઉતરી ગયલું જોઈ તેને પૂછ્યું કે—"ભાઈ, તમે કોણ છો, અને શાને માટે મહા સોચસાગરમાં પડેલા જેવા દેખાઓ છો? તમે આજ મારા ક્ષેત્ર ઉપર આવી ચડયા માટે મારા મેમાન છો; તેથી મારી સાથે આનંદથી ભોજન કરો; અને પછી આપની સુખ દુઃખની વાર્તા, ઇચ્છા હોય તો મને કરજો. તમારાં શરીરચિહ્નોપરથી જણાય છે કે તમે ક્ષત્રિય હશો. માટે અમારૂં અન્ન જમવાને તમને બાધ નથી; કારણ કે અમે બ્રાહ્મણ છીએ, અને આ મારી સ્ત્રી બહુ પવિત્રપણે રસોઈ કરી નિર્લેપ અન્ન (દૂર લઇ જવાથી પણ અભડાય નહિ એવું—માત્ર ઘી કે દૂધની સાથેજ પકવેલું) લાવી છે." આવાં વિવેક ભરેલાં મૃદુવચનો સાંભળી પ્રધાને વિચાર કર્યો કે આ કોઇ ઉત્તમ પુરુષ જણાય છે. એમ ધારી તેનું કહેલું માન્ય કર્યું. તે બંનેએ યથારુચિ ટીમણ કર્યા બાદ પોતાની સઘળી વાત તેને કહી સંભળાવી અને છેવટે કહ્યું કે, "હે બ્રહ્મદેવ, હવે તો મારો સઘળો આધાર ઈશ્વર ઉપર છે, માટે તેને ગમશે તેમ કરશે." એ સાંભળી ખેડૂત બ્રાહ્મણે કહ્યું, "બહુજ સારૂં, કે તમે તેનોજ વિશ્વાસ રાખ્યો. તે સર્વ સમર્થ છે, માટે નિશ્ચે તમને સહાય થયો એમ સમજો—કારણ કે તમે અહીં આવી ચઢયા. રાજાના એ ચારે પ્રશ્નોનો ઉત્તર ઇશ્વર કૃપાથી હું આપી શકીશ, ને તમે તમારૂં માથે લીધેલું કામ બનાવ્યાથી રાજાની કૃપાને પાત્ર થશો. માટે હવે વિલંબ ન કરતાં

રાજધાની પ્રત્યે ચાલો." એમ કહી ખેડૂતે, પોતાની સ્ત્રીને, બળદ વગેરેને સમય થયે ઘેર લઇ જવાનું તથા થોડા દિનમાં પોતે પાછા ઘેર આવવાનું કહી તુરત કમર બાંધી, ને પ્રધાનની સાથે વિદાય થઈ ગયો. થાકે તેમ વારાફરતી ઘોડાપર બેસતા બંને જણા ત્રીજે દિવસે રાજનગરમાં પહોંચ્યા. શેહેરની ભાગોળે આવેલી એક વાડીમાં ઉતારો કરી પ્રધાને રાજાને કહાવ્યું કે-"તમારા પ્રશ્નોના ઉત્તર આપનાર પુરૂષને તેડી હું આવ્યો છે. માટે તે પુરુષના માનાર્થે તેના સામે આવી નગરમાં તેડી જાઓ." ખબર મળતાંજ રાજા કેટલાક ઠાઠમાઠથી વાડીએ ગયો, ને સારૂં સન્માન આપી તે બંનેને રાજમંદિરમાં તેડી આણ્યા. બીજે દિવસે રાજાએ સભા ભરી, ને સર્વના દેખતાં તે ખેડૂતને એક સારા આસનપર બેસાડી પોતાના પ્રશ્નો પૂછવા માંડયા.

પ્રથમ પૂછ્યું કે-"કહો, ઇશ્વર શું ખાય છે?" તે સાંભળી ખેડૂત બોલ્યો કે, "હે રાજન્, વિદ્યા, લક્ષ્મી આદિ સમૃદ્ધિ, બળ, પરાક્રમ, પદવી ઈત્યાદિ વસ્તુની પ્રાપ્તિ થવાથી મનુષ્ય પ્રાણીને જે ગુમાન-અહંકાર આવે છે અને જેને વશ થઈ જવાથી પ્રાણી પોતાનું સર્વથા અનિષ્ટ કરી લે છે તે અહંકારના પ્રભુ ભક્ષ કર્તા (ગર્વગંજન) છે. જુવો કે સૃષ્ટિની પરંપરાથી અદ્યાપિપર્યંત કોઈનો પણ અંહકાર છાજ્યો નથી. કારણ કે અહંકાર એ ભગવાનનો ભક્ષ છે, અને તે જેની પાસે વૃદ્ધિ પામ્યો, તેને તુરત પ્રભુ નિર્વિલંબે પ્રાશન કરી જાય (ઉતારી નાંખે) છે. જેમ માળી પોતાના બાગમાં પ્રતિદિવસ તપાસતોજ ફરે છે, અને તેમ કરતાં જે જે વૃક્ષોપર વધારે ખીલી નીકળેલાં પુષ્પો નજરે પડે છે તેઓને તુરત તોડી તોડી ઉતારી લેછે. એવીજ રીતે હિરણ્યકશિપુ, રાવણ, શિશુપાલ, બાણાસુર, દુર્યોધન ઇત્યાદિ અનેક ભૂપતિઓ કે જેઓ અહંકારના મદવડે અત્યંત ફાટી ગયા હતા, તે સર્વનો ગર્વ ભગવાન્ ભક્ષ કરી ગયા, તો પછી બીજા સાધારણ મનુષ્યોની તો શી વાતજ કરવી! તેમજ હે રાજન્, એ પૂર્વનાં દૃષ્ટાંતોથી તારા મનને સમાધાન ન થતું હોય તો આ પ્રત્યક્ષજ જો કે તારી સભામાંના આ અનેક ગુણિજનો, કે જેઓ તેમના ગુણોને લીધે તારી તરફથી સારાં માનપાનાદિક મળતાં હોવાથી અહંકારી થઇ ગયા હતા, અને પોતાના મનમાં જાણતા હતા કે અમારા સમાન ગુણોની સ્પર્ધ્ધા કરનાર

હવે કોઈજ નથી. તો તેઓ સર્વને એક વખતે પ્રભુએ તારી સભામાં અપમાન પમાડી તેમનો ગર્વ ઉતાર્યો. એ વાતે તેમનું અંતઃકરણજ સાક્ષી આપશે."

આ સાંભળી સર્વ સભાજનો સહિત રાજા અતિ હર્ષ પામ્યો ને હવે બીજા પ્રશ્નોના ઉત્તર સાંભળવાને સૌના મનમાં આતુરતા-ઉત્કંઠા લાગી રહી. પછી રાજાએ બીજો પ્રશ્ન પૂછવાનું જણાવ્યું, પણ તે ખેડૂતે કહ્યું કે, "હે રાજા, હવે તેં કરેલી પ્રતિજ્ઞા તારે પાળવી જોઈએ. તે વિના હું એકે પ્રશ્નનો ઉત્તર કરીશ નહિ." એ સાંભળી ઉત્તર મળવાના હર્ષમાં રાજાએ તેજ દિવસે શુભ પળ ચોઘડીઉં જોઇ બ્રાહ્મણો પાસે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તે ખેડૂતને રાજ્યાભિષેક કરાવ્યો, ને સિંહાસનપર બેસાડી પોતે હાથ જોડી સેવકની રીતે તેના સામે ઉભો રહ્યો. હવે તે ખેડૂતે (નવા બનેલા રાજાએ) કહ્યું, "હે રાજા, હવે તારી ઈચ્છામાં આવે એવા પ્રશ્નો આનંદથી પૂછ." ત્યારે રાજા બોલ્યો, "હે મહારાજ, (રાજ્યાસન-પર બેઠા છે માટે એ સંબોધનથી) પરમેશ્વર શું કરે છે?" ખેડૂતે કહ્યું, "અહો! એ સર્વ સમર્થ, સર્વેશ્વર જગદાત્મા પ્રભુ તૃણનો મેરુ અને મેરુનો તૃણ કરી દેછે! એ પરમાત્મા, આ આખા બ્રહ્માંડને ક્ષણવારમાં પ્રકટ કરી તેટલીજ વારમાં લય કરવા શક્તિમાન્ છતાં રાજાને રંક અને રંકને રાજા બનાવી દેછે! આવાં દૃષ્ટાંતો જગતૂમાં ઘણીકવાર જોવામાં આવે છે; અને તેવીજ રીતે પ્રત્યક્ષ જોકે, હું જે મહારંક, કૃષિકર્મ (હળ ખેડવું-ખેતી કરવી) કરી ઉદરપોષણ કરનાર એક ખેડૂત છું તે રાજા થઈ બેઠો છું, ને તું આવા મોટા રાજ્યનો પાલન કરનાર ભૂપતિ તે મારી આગળ દાસ સમાન થઇ ઉભો છે! તો હવે પ્રભુ શું કરે છે, તે પોતાની મેળેજ સમજી લે."

આ ઉત્તરથી આખી સભામાં સાનંદાશ્ચર્ય ફેલાઇ રહ્યું. પછી રાજાએ ત્રીજો પ્રશ્ન પૂછ્યો: "મહારાજ, પરમેશ્વર ક્યાં રહે છે?" તેના ઉત્તરમાં ખેડૂત બોલ્યો, "તે સર્વત્ર વસે છે, એટલે એના વિના જગત્માં કોઇ પણ ઠામ ઠાલો નથી; ને એટલાજ માટે તેનાં । विष्णु, वासुदेव । ઇત્યાદિ નામો પડેલાં છે. કહ્યું છે કે । सर्वं विष्णुमयं जगत् । આખું જગત્ વિષ્ણુમય છે. અર્થાત્ જગત્માં સઘળે ઠેકાણે સરખો ને ભરપૂર તે વસી રહેલો છે. ભગવાન્ના દશ

મુખ્ય અવતારો થયા, તેમાંનો નૃસિંહાવતાર તો આ વાત સિદ્ધ કરવા માટેજ થયલો છે. પોતાના ભક્ત પ્રલ્હાદને સહાય કરવા તથા તેના પિતા હિરણ્યકશિપુને, ભગવાન સર્વત્ર વસી રહેલા છે એવું પ્રત્યક્ષ જ્ઞાન કરવા માટે, શ્રીહરિ પોતે તેની સભાના સ્તંભમાંથી પ્રકટ થયા હતા. એ કથા અદ્યાપિ સર્વત્ર પ્રસિદ્ધ છે. વળી વિશેષે કરીને જેના અંતઃકરણમાં સત્ય હોય (જે ભકતજન હોય) તેના હૃદયમાં તે નિરંતર વસે છે."

ત્યાર બાદ ચોથો પ્રશ્ન એ પૂછ્યો કે, "પરમેશ્વર કયારે હસે છે" તેના ઉત્તરમાં ખેડૂતે કહ્યું-"જીવાત્માની વારંવારના બેવચનીપણાની કુટેવને લીધે ભગવાનને હસવુ આવે છે. તે એવી રીતે કે ગર્ભવાસમાં જ્યારે જીવ અત્યંત દુઃખ પામી તેમાંથી છૂટવાની પ્રભુ પાસે અનેક પ્રકારે દીન થઈ પ્રાર્થના કરે છે, ત્યારે બહુ દયા લાવીને પ્રભુ તેને દુઃખમાંથી મુકત કરે છે. પરંતુ તે પેહેલાં તેની કબુલાત કરાવી લેછે કે, "હે જીવ, તું વારંવાર આમજ કરતો આવ્યો છે, અને આ વખતે દયા આવવાથી તને છોડું છું, પરંતુ હવે સંસારમાં જઈ સન્માર્ગે વર્તજે કે જેથી ફરી આ ગર્ભવાસમાં ન આવવું પડે." ત્યારે જીવ કહે છે, "હવે કદી હું નીચ કૃત્ય કરીશ નહિ." વળી હરિ કહે છે, "તું ગૃહસ્થાશ્રમના પેદાશમાંથી દશમો હિસ્સો કાઢી, અવશ્ય પુણ્ય કરવાના ધર્મ માર્ગ પ્રમાણે વર્તજે." ત્યારે જીવ કહે છે, "મહારાજ ! હું તો નવ હિસ્સા ધર્મ કરી તમને અર્પણ કરીશ, ને એકથી સંસાર ચલાવીશ; મને કૃપા કરી છોડો." ત્યારે ભગવાન્ કહે છે, "ના ભાઇ, એક દશમો ભાગજ માત્ર ધર્મ કરજે એટલે બહુ થયું." એમ કબૂલ થઇ જીવ બહાર આવે છે ત્યાં તો તે સઘળું ભૂલી જઈ તેમાનું કશું કરતો નથી. પણ ઉલટાં પાપકર્મો કરી નરકમાં પડે છે; ત્યારે તે જીવનું બેવચનીપણું જોઈ ભગવાન્ હસે છે."

એ ચારે પ્રશ્નોના સંતોષકારક ઉત્તર સાંભળી, રાજા અતિ હર્ષિત થયો, ને લાંબો થઈ તે ખેડૂત બ્રાહ્મણને નમસ્કાર કરી કહ્યું, "હે મહારાજ, આજ પછી તમે આ રાજ્યના અધિપતિ, અને હું તમારો સેવક છું. આપ શી જ્ઞાતે છો એ જોકે હું જાણતો નથી, તોપણ આવા ઉત્તમ બ્રહ્મજ્ઞાનના પાત્ર હોવાથી બ્રાહ્મણજ હશો એમ ધારી મારો મનોર્થ સફળ થયો સમજુ

છુ." એ પછી તે બ્રાહ્મણે પેલા પ્રધાનને યોગ્ય શિરપાવ આપ્યો ને, "અમે બ્રાહ્મણ હોવાથી અમારે રાજ્યનું કામ નથી, માટે તુંજ તારૂં રાજ્ય સુખે કર," એમ રાજાને કહી ત્યાંથી ચાલવા માંડ્યું. ત્યારે રાજાએ તેનાં સ્ત્રી પુત્રાદિને ત્યાં તેડાવી લઈ તેમને પોતાના નગરમાંજ રાખ્યાં, ને ગુરુભાવથી અહર્નિશ તેની સેવા કરી બ્રહ્મજ્ઞાન સંપાદન કીધું.

વળી હે શિષ્ય, એમ પણ છે કે द्वेवाव ब्रह्मणो मूर्त्तं चैवामूर्त्तन ॥ એ ઉપનિષદ્ વચન પ્રમાણે ભગવાન્ નિરાકાર તેમ જગત્રૂપે સાકાર છે; અર્થાત્ હું, તું, સ્ત્રી, પુરુષ, બાળક, પશુ, પક્ષી ઇત્યાદિ સર્વ પ્રાણીઓ, અને વૃક્ષો, પર્વતો, સાગર વગેરે સૌ સ્થાવર પદાર્થો એ સર્વરૂપે આખું જગત્ ભગવાન્જ છે. અને તેમાં (જગત્રૂપ ભગવાનના વિરાટ સ્વરૂપમાં, વસનાર પ્રાણીમાત્ર ભગવાન્રૂપજ છે, અને તેઓ જે જે આહાર વિહારાદિ કરે છે તે સર્વ તેઓ રૂપે ભગવાન્જ કરે છે એમ સમજવું.

---

## ષષ્ઠ બિંદુ-જ્ઞાન પામ્યા પછી જ્ઞાનીની અવસ્થા.

શિષ્ય-હે દીનદયાળુ ગુરુદેવ, જ્ઞાન પામ્યા પછી જ્ઞાની કેવો થાય છે?

ગુરુ-હે વત્સ, જ્ઞાન જેવા પરમદુર્લભ વસ્તુની પ્રાપ્તિ થયા પછી તે શું બાકી રહે? એથી તો જ્ઞાની સાક્ષાત પરબ્રહ્મ સ્વરૂપ થાય છે.

શિષ્ય-સ્વામી, જ્યારે એ સર્વ વ્યાપક બ્રહ્મરૂપ થયો, ત્યારે પછી તે સર્વજ્ઞ શા માટે નહિ? અને તેને બીજાના મનની ખબર કેમ પડતી નથી?

ગુરુ-હે બાપ, જ્ઞાની તે વળી અલ્પજ્ઞ કે સર્વજ્ઞ શાને માટે હોય? કારણ કે અલ્પજ્ઞ એ જીવ અને સર્વજ્ઞ એ ઈશ્વર છે; ને જ્ઞાની તો શુદ્ધ બ્રહ્મરૂપ થવાથી અલ્પજ્ઞ અને સર્વજ્ઞ એકે નં છતાં તે બંનેથી જૂદો છે. મહદાકાશની પેઠે જીવનું અને ઈશ્વરનું જે વાસ્તવ્ય સ્વરૂપ બ્રહ્મ છે તે રૂપજ જ્ઞાની છે. અલ્પજ્ઞપણું તથા સર્વજ્ઞપણું એ માત્ર ઉપાધિયોજ છે, અને તેના સંબંધથીજ જીવ અને ઈશ્વર એવા ભેદ માનવા પડે છે. તે ઉપાધિયો એવી રીતે કે જેમ આકાશ (પોલાણ) તો સર્વત્ર એકજ છે તેમ. ઘડામાંનું અને

ઘરની અંદરનું પોલાણુ પેલાં સર્વત્ર વ્યાપી રહેલા મહદાકાશ (મોટું પોલાણુ)થી જૂદું ન હોતાં તેજ છે, પણુ ઘર અને ઘડો એ રૂપ જૂદી જૂદી ઉપાધિયો વળગવાથી નાનું મોટું એમ માનવાપણું થઈ પડે છે. અને તેવીજ રીતે જીવ તથા ઈશ્વરપણાની ઉપાધિયોને અનુસરી અલ્પજ્ઞતા તથા સર્વજ્ઞતા થાય છે. પણુ જ્ઞાની તો એ બંને (જીવની તથા ઇશ્વરની) ઉપાધિયોથી રહિત થઈ ગયો; સાક્ષાત્ નિર્ગુણ બ્રહ્મરૂપજ થયો એટલે તે સર્વજ્ઞ કે અલ્પજ્ઞ નથી. વળી એ જીવ તથા ઈશ્વર બંને પોતપોતાની ઉપાધિયોથી રહિત થઈ જાય તો પછી તેઓ બંને સરખાજ છે. તેપર આ દૃષ્ટાંત સાંભળ.

કોઈ એક મહાસંપત્તિસંપન્ન સર્વ દેશાધિપ ચક્રવર્તિ રાજા છે, અને તેના રાજ્યમાં બીજા અનેક માંડલિક રાજાઓ તેની આજ્ઞામાં રહી પ્રજાનું પાલન કરે છે. આવી રીતે તે આખી પૃથ્વીનું રાજ્ય કરે છે, તો પછી તેની સમૃદ્ધિની તો વાતજ શી કરવી? કોઈ સમયે આ ચક્રવર્તિ પોતાની સાથે કેટલુંક સૈન્ય લઇ વનક્રીડા કરવા ગયો, ને ત્યાં અતિ સુશોભિત વૃક્ષલતાઓથી આનંદ પામી તે વનમાં સૈન્યનો પડાવ નાંખ્યો. પછી પોતાના કેટલાક ખાસ અંગરક્ષકો વગેરેને સાથે લઈ અશ્વારૂઢ થઈને તે વનમાં મૃગયા કરવાને નિકળ્યો, ને ચારે બાજુ ફરી ઘણોક શોધ કર્યો, છતાં કોઈ મૃગ કિંવા મૃગપતિ તેની નજરે પડયો નહિ. આથી ગુસ્સેથઈ તેણે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો, તો પોતાથી કેટલેક દૂર કેટલાક કૃષ્ણુ મૃગોનું ટોળું તેની દૃષ્ટિએ પડયું. રાજાને પોતાની તરફ જોસભેર ધસી આવતો જોઇ તે ટોળામાંના મૃગો ચારે બાજુએ નાસવા લાગ્યા; એટલે રાજાએ પોતાના સાથીઓને પછવાડે છોડી દઇ પોતાના અશ્વની લગામ છૂટી મૂકી, તે મૃગો તરફ ધસ્યો. એ ટોળાનો નાયક મૃગ ઘણોજ સુંદર હોવાથી બીજા મૃગો તરફ નજર ન કરતાં રાજાએ તેનીજ પછવાડે દોડ કરી, પણુ તે મૃગ રાજાની ઘણીક ચોટો ચુકાવતો બહુ દૂર નિકળી ગયો. આટલું છતાં પણુ રાજાએ તેની પીઠ છોડી નહિ, ને પછવાડે દોડ, તેમજ બાણોનો મારો ચાલુજ રાખ્યો. પણુ જોસભેર દોડતાં ઘોડાનો એક પગ સહજ ખાડામાં આવી જવાથી લથડયો તેથી તેણે જરાક લાંચો ખાધો, એટલામાં તે મૃગ, રાજાને ચૂકવી ઝાડીની

અંદર અદૃષ્ટ થઈ ગયો. આથી રાજા ઘણો નિરાશ થઇ ગયો, સૈન્ય તથા સાથીઓ અત્યંત દૂર રહી ગયા, મધ્યાહ્ન કાળ પણ થયો ને શરીરે શ્રમ પણ અત્યંત પહોંચેલો હોવાથી હવે પાછું વળવું તુરત માંડી વાળી થોડીકવાર સુધી શ્રમ નિવારણાર્થે તે એક વૃક્ષની શીતળ છાયા નીચે જઈ અશ્વપરથી ઉતર્યો. અશ્વને વૃક્ષના થડ સાથે બાંધી પોતાનાં ધનુષ્યબાણ ઓસીકે રાખીને શીતળ છાયામાં રાજા જરાક આડો થયો, એટલે થાકેલો હોવાથી તુરત તેને મીઠી નિદ્રા આવી ગઈ. આવી રીતે ઘડી એક સમય વીત્યા પછી ત્યાં એક કૌતક થયું !

સ્ત્રીની આકૃતિનું એક જંગલી પ્રાણી* પાસેની ઘટઘટામાંથી એકાએક દોડતું નિકળી રાજાની પાસે આવ્યું, ને તુરત તેના બંને હાથએકઠા પકડી તેને પોતાની પીઠપર નાંખી સપાટાબંધ પાછું તે ઝાડીની ઘટઘટામાં પેસી ગયું. રાજા જોકે તુરત જાગૃત થઈ ગયો, પણ તેનું કશું ન ચાલતાં તેને તે જંગલી પ્રાણીએ એક નાનીસી ગુફામાં જઈ બેસાડયો, ને તેના બારણાને એક મોટા ભારી પથરથી ઢાંકી દીધું. અંદર જુએ છે તો રાજાએ એ ગુફામાં

* કેટલાંક ઘાડાં વનોમાં "મં" જાતનાં પ્રાણીઓ હોય છે, જેઓ જંગલના ઘણા ઉંડા ભાગમાં પોતાની ગુપ્ત ગુફાઓ કરીને વસે છે. તેઓનો આકાર ઘણોજ દરજજે મનુષ્યના અંગોને મળતા આવે છે ને તે ઘણાં રૂપાળાં હોય છે. પણ માત્ર તેઓના શરીરપર વાળ ઘણા હોવાથી તેમનું શરીર કંઇક વિલક્ષણ અને ભયંકર લાગે છે. આ પ્રાણીઓમાં નરો કરતાં માદાઓનો ભાગ વિશેષ હોય છે. એ જંગલી પ્રાણીઓના માદાઓમાં પુરુષ ભોગવવાનો હવશ એટલો બધો હોય છે કે તેઓ માત્ર તેટલાજ સારૂ વનમાં ફરી વારંવાર મનુષ્ય પુરુષોની શોધમાં ફરે છે, (કારણ કે, તેઓમાં એકતો નરોનો ભાગ ઘણોજ થોડો છે, ને કંઇક કુદરતી રીતે વિષય ઇચ્છાનો દુર્ગુણ તેમનામાં ઘણો હોય છે) ને એકાદ પુરુષ તેના ઝપાટામાં આવ્યો તો નિર્બલબે તેને વાંસાપર ઉંચકી પોતાની ગુફામાં લઇ જાય છે, ને પોતાને રહેવાની ઇલાયદી એક નાની ગુફા (જે તે મોટી ગુફાની માંહેજ આવેલી હોય છે.) તેમાં તેમને રાખી તેનાં બારણાં મજબુત શિલાઓથી બંધ કરી દે છે. અને જયારે ઇચ્છા થાય ત્યારે તેની પાસે આવી તેને વનફળો, માંસ (કાચું) વગેરે ખાવા આપી પોતાની સાથે સંભોગ કરાવે છે, ને પછી પાછું ગુફાદ્વાર બંધ કરી પોતે નિકળી જાય છે. આમ કરતાં કેટલેક દિવસે પેલો પુરુષ વિષય કરતો થાકી જાય છે, ને તેના શરીરમાં કાંઇ વાતની શક્તિ રેહેતી નથી એટલે તેને ઉપાડી વનમાં છૂટો મુકી દે છે.

પોતાની પેઠે પકડી આણેલો એક પુરૂષ જોયો. એથી આગળ કરતાં રાજાનો ગભરાટ જરાક ઓછો થયો, ને તે પણ તેની આગળ જઈ બેઠો. પરસ્પર વાતો કરતાં રાજાએ તે માણસને પૂછ્યું કે, "ભાઈ, તું કેવી રીતે અહીં આવ્યો, ને તું કોણ છે?" એ સાંભળી તે બોલ્યો, "ભાઈ, હું આ વનની પાસેના ગામનો કઠિયારો છું, ને ઘરનો અત્યંત ગરીબ હોવાથી તથા મારાં સ્ત્રી પુત્રાદિક અન્ન માટે દુઃખી હોવાથી આ વનમાંથી પ્રતિદિન એક સુકાં લાકડાંની ભારી ગામમાં લઇ જઈ વેચું છું, ને તે વડે મારા કુટુંબનું પોષણ કરૂં છું. આજે હું આ પાસેની ઝાડીમાંથી લાકડાં કાપી ભારી બાંધી તૈયાર થયો; પણ મધ્યાહ્ન ચઢેલા અને ભૂખ પણ લાગેલી હોવાથી છેડે બાંધેલો રોટલો ખાઈ પાસેના એક ઝરામાંથી પાણી પીધુ, ને પછી શીતળ છાયામાં જરાક વિશ્રામ લેવા વિચાર કીધો. મારી કુહાડી કે જેમાં મારા આખા કુટુંબનું પોષણ, તેમજ તેમાં મારી સઘળી સમૃદ્ધિ સમાયલી છે, તેને બહુ જતનથી મેં મારે ઉસીકે મૂકી, ને હું સુતો. મારી આંખ મળી ન મળી એટલામાં તો આ દુષ્ટ પ્રાણીએ આવી એકાએક મારા બંને હાથ પકડી લીધા, ને ખાંધે નાંખી ક્ષણવારમાં અહિં આણી મૂકયો. તમારા આવ્યા પહેલાં થોડીકવાર અગાઉજ હું આવ્યો છું. મારી કુહાડી ને ભારો બન્ને ત્યાંજ પડયાં રહ્યાં. અરે, હવે મારાં બાળકો બિચારાં ભૂખે રડવડી મરશે." આવી રીતે તે ગરીબ કઠિયારો બહુ બહુ વિલાપ કરવા લાગ્યો, ત્યારે રાજાએ તેને કહ્યું, "અરે ભાઈ, તું આટલો વિલાપ શાને માટે કરે છે? તારે માટે તો માત્ર તારૂં કુટુંબજ દુઃખી થશે, પણ હું, કે જે આ પૃથ્વીનો સાર્વભૌમ રાજા છું, તેને માટે તો આખું રાજ્ય દુઃખી થશે. મારી રાણી અને કુંવરો મારે માટે આતમઘાત કરશે. અને રાજા વગરનું રાજ્ય થવાથી તેમાં અનેક પ્રકારના મોટા ઉત્પાતો થશે. પણ હે ભાઇ કઠિયારા, એ સઘળામાંનું, અર્થાત્ મારા કે તારા પછવાડેના દુઃખ સુખમાંનું આ વખતે આપણી પાસે એક લેશ પણ ન છતાં, આપણે બન્ને અહિં સરખાજ છિએ; માટે તું કશો કલેશ કર મા. દુઃખી અવસ્થામાં મનુષ્યે એકાએક ગભરાવું નહિ, પણ ધીરજ રાખવી, અને આવી પડેલા દુઃખને નિવારણ કરવા માટે યત્ન કરવો. ને તે યત્ન સફળ થઈ દુઃખમાંથી મુકત થઈએ તે માટે પરબ્રહ્મ પરમાત્માની સ્તુતિ કરી સહાયતા માગવી. શરણું પ્રભુનુંજ સાચું છે, ને

હું, તું તથા જગત્‌માંનાં ભૂત માત્રની ગતિ તે પરમાત્માજ છે. તેના નામ માત્રથી આ દુસ્તર સંસારના કઠિણ બંધનોમાંથી પણ પ્રાણીઓ છૂટી જાય છે. તો પછી આ બંધન તે શા લેખામાં છે? માટે હે ભાઇ, હું રાજા અને તું કઠિયારો એવો ભેદભાવ મકો દઈ આપણે બન્નેને તેનેજ શરણે થવું જોઇએ." આવી રીતે કહી તે બન્ને જણા ભગવાનની પરમભાવથી સ્તુતિ કરવા મંડયા; જેથી સંતુષ્ટ થઇ દયાળું પરમાત્માએ તેની અગાધ શકિતવડે તે સંકટમાંથી તમને મુકત કીધા.

માટે હે શિષ્ય, જીવરૂપ કઠિયારો અને ઇશ્વરરૂપ રાજા બન્ને જેમ એક ગુફામાં પુરાયાથી, અને પોતાની ઉપાધિયો (રાજાની ઉપાધિ ચક્રવર્તિ રાજ્ય અને કઠિયારાની ઉપાધિ તેની વહાલામાં વહાલી કુહાડી) રૂપ રાજ્ય તથા કુહાડી જ્યાંનાં ત્યાં પડયાં રહેવાથી બન્ને સરખી હાલતમાં આવી ગયા, અને એકમન કરી બન્નેનો નિયંતા જે પરમાત્મા, તેની સ્તુતિ કરવા લાગ્યા; કારણ કે તેની આગળ તો બન્ને સરખા છે. તેવીજ રીતે ઇશ્વરની અને જીવની ઉપાધિયો મટી જવાથી તે બન્ને સરખા છે, માટે એ જીવ તેમજ ઇશ્વર (અલ્પજ્ઞ-કિંચિત્ માત્ર જાણનાર અને સર્વજ્ઞ-સર્વ જગત્‌ને જાણનાર) બન્નેની ઉપાધિ રહિત બ્રહ્મરૂપ કે જેમાં બેઉ સરખા છે, એ રૂપ જ્ઞાની થાય છે, એમ જાણવું.

---

## સપ્તમ બિંદુ–જ્ઞાનીને સિદ્ધિ મળે છે?

શિષ્ય–હે સ્વામી, આપનાં વચનામૃતોનું પાન કરી હું કૃતકૃત્ય થયો છું. હું જેવા પામરને આપ જેવા પ્રભુસ્વરૂપ મહાત્માનાં ચરણનો પરમ દુર્લભ આશ્રય મળ્યો છે એથી હું અહોભાગ્ય છું. હે કૃપાળુ ગુરુદેવ, આપ વિના મારા મૂઢના મનના સંશયોનો છેદ કોણ કરે? હે દયાળ, આપની કૃપાથી મેં જાણ્યું કે જ્ઞાની જન સાક્ષાત્ પરબ્રહ્મ સ્વરૂપ થાય છે, તો તેને કંઈ સિદ્ધિ પ્રાપ્ત થતી હશે કે નહિ?

ગુરુ–હે વત્સ, સિદ્ધિ એ તે શી મોટી વસ્તુ છે કે જે મેળવવાની જ્ઞાનીને ઈચ્છા પણ થાય? આ જગત્‌માં કંઈ વિશેષતાએ કરીને

કદી નહિ જોયેલી વસ્તુ દેખાડવી, અથવા તેવું અપ્રચલિત કર્મ કરવું, એનેજ લોકો સિદ્ધિ કહે છે. જેમકે ઘડીકમાં ઘણેક દૂર જઈ બેસવું, નાના શરીરનું મોટું અને મોટાનું ઘણું નાનું રૂપ ધારણ કરવું, પારકાના મનની વાત કહેવી, આકાશ માર્ગે ગતિ કરવી ઇત્યાદિ જે સાધારણ મનુષ્યોથી નહિ બની શકે તેવી કૃતિયો કરવી તે સિદ્ધિ. પણ તે કરતાંએ વધારે ચમત્કારિક ઇશ્વરી સિદ્ધિયો જગતમાં ક્યાં થોડી છે? જગતમાં જ્યાં જોઇએ ત્યાં સિદ્ધિજ છે જો કે, ગર્ભમાં એક અલ્પ માત્ર બિંદુ પડેલું તેના આપણે આવડી મોટી સાડાત્રણ મણની કાયા લઈ બેઠા, એ શું મોટો ચમત્કાર નથી? એથી પછી કેવી સિદ્ધિ જોઈએ? વળી જો કે, મળ અને મૂત્રાદિ કુચ્છિત પદાર્થોનુંજ ભરેલું જે ગર્ભસ્થાન તેની અંદરથી પરમહંસ જ્ઞાની મહાત્માઓ રૂપ અમૂલ્ય રત્નો (જેવા કે, શુક, યાજ્ઞવલ્ક્ય, જનક, વસિષ્ટ ઇત્યાદિ અગણિત મહાત્માઓ) પેદા થયાં, ને થાય છે, એ કેવી સિદ્ધિ? આકાશને વિષે જોઈએ તો અસંખ્ય નક્ષત્ર, તારા, રવિચંદ્ર આદિગ્રહો, નિરાધાર (કોઈનાપણ ટેકા વગર) સ્થિર કિંવા ગતિ કરી રહ્યાં છે, ને પડીને આપણને ચગદી નથી મારતાં એ શું થોડી સિદ્ધિ? કેટલાક પુરુષો ચાર ચાર, કે ઘણાક રાજાઓ સેંકડો સ્ત્રીઓ પરણે છે, તોએ તેઓને કશી પ્રજા થતી નથી, ને કેટલાકને માત્ર એકજ સ્ત્રીથી દશદશ પંદરપંદર ને વખતે સો (ધૃતરાષ્ટ્રને એકજ સ્ત્રી ગાંધારીથી સો કૌરવો થયા હતા.) સો પુત્રો થાય છે, એ કેવી સિદ્ધિ? એ વગેરે કુદરતી (ઇશ્વરી) સિદ્ધિઓ અપાર છે. શું એ સિદ્ધિયો થોડું આશ્ચર્ય કરનારી છે, ને એનાથી કોઈને આશ્ચર્ય થવું જોઈતું નથી, તો પછી જ્ઞાનીને તેવી મિથ્યા સિદ્ધિયોની શી જરૂર છે? વળી જુઓ કે પ્રત્યક્ષ સિદ્ધિયો આપણા અંગમાંજ છે કે, ક્ષુધા તૃષા લાગે છે, અન્ન જળ ખાઇએ પીએ છીએ, અન્ન નિયમ પ્રમાણે પેટમાંના ડાબા નળમાં અને જળ જમણા નળમાંજ ગળેથી નીચે ઉતર્યા પછી અલગ અલગ થઈ ચાલ્યું જાય છે; વળી તે પાચન થાય છે, તેમાંથી ઉત્તમ રક્તરસ વળી જુદો પડી શરીરમાંની રગે રગમાં પ્રસરે છે, ને નકામો પદાર્થ તે મળમૂત્ર ઈત્યાદિ રૂપે બની ગુદા ઉપસ્થ ઇંદ્રિયો માર્ગે બહાર નિકળી જાય છે, એ શું મહા સિદ્ધિ નથી? માટે એવી સિદ્ધિયોની લાલચ જ્ઞાની જનને થાય નહિ. જેમ કોઈ પ્રતિષ્ઠિત સદ્ગૃ-

હસ્થ પોતાની સર્વ રૂપગુણાદિસંપન્ન ગૃહસુંદરીને ત્યજી મહા કુટિલ વેશ્યાને ઘેર જઇ તેનાથી પ્રીતિ કરી બેસે એ જેટલું અઘટિત છે તેટલુંજ અયોગ્ય જ્ઞાનીજને સિદ્ધિયો ઇચ્છવી એ છે.

---

## અષ્ટમ બિંદુ–સંસાર બંધન છુટવાનો ઉપાય.

શિષ્ય–હે ભગવત્સ્વરૂપ ગુરુદેવ, આ આત્માને થયેલું સંસારનું બંધન કેવી રીતે અને કયાં જવાથી છુટે?

ગુરુ–હે વત્સ, એ સંસારબંધન સદ્ગુરુના જ્ઞાનોપદેશથી છુટે, અને તે વળી બીજે કોઇ સ્થળે ન જતાં આ દેહદેશમાં રહ્યાંજ છુટે છે, ને આત્મા જીવન્મુક્ત થાય છે. એ સંબંધે હું તને એક રાજાનું દૃષ્ટાંત કહું છું તે સાંભળ:–

કોઈ એક નગરનો રાજા બહુ પરાક્રમી હોવાથી તેણે ઘણાક દેશાંતરોમાં જઈ, ત્યાંના મહીપતિયોને જીતી, ત્યાંથી અનેક પ્રકારનાં રત્નો, મણિયો, માણિકયો, હીરા ઈત્યાદી જવાહિર લાવી પોતાને ત્યાં એકઠું કીધું હતું. પોતે મનનો ઘણો વિલાસી હોવાથી તેણે વિલાસને માટે એક ઘણોજ સુંદર મેહેલ બંધાવ્યો હતો. એ મેહેલને એકપર એક એમ ઓછામાં ઓછા ચૌદ તબક (માળ) હતા, ને તે તબકોમાં–હેઠળથી લઈ અનુક્રમે ઉપર સુધીના તબકોમાં એક કરતાંબીજામાં વિશેષ્ય ને બીજા કરતાં ત્રિજામાં વિશેષ્ય એ પ્રમાણે–તે જીતી આણેલાં અમૂલ્ય મણિયો અને રત્નો જડાવ્યાં હતાં; તેથી જેમ જેમ ઉપર જતા જઈએ તેમ તેમ માણિકયોનો વધારે વધારે પ્રકાશ અને શોભા માલમ પડતાં હતાં. આવા સુંદર મેહેલમાં તે રાજા પ્રતિદિન નવનવા વિલાસ કરતો હતો. કોઈએક દિવસે રાત્રે એવું બન્યું કે તે રાજાના શરીરને જરાક સુસ્તી આવી ગઇ, ને ધીરે ધીરે તેના પેટમાં દુઃખ થવા લાગ્યું. આને ન ગણકારતાં તે પોતાના વિલાસ ભવનમાં જઈ સૂતો. ત્યાં ગયા પછી પેહેલા કરતાં તેના પેટમાં જરાક વધારે દૂખવા માંડયું, જેથી કંઈ ચેહન ન પડવાથી તે ઉપરના માળપર જઈ સૂતો. પણ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ પેટમાંનું દરદ વધારે જોરપર આવવા માંડયું, એથી તે અકળાયો, ને "અહિં હવા વગેરે બરોબર આવતું નથી, ને કંઇ ઠીક પડતું નથી, માટે લાવ ઉપર જઈ સુઉ;" એમ વિચાર કરતો એકેક માળ ચઢતોજ ગયો. છેવટે ચૌદમે માળે

જઈ છત્રપલંગપર સૂતો. પણ ત્યાં તો વળી સૌ કરતાં મણિ માણિ-કયો જડી વધારે શોભા કરેલી, અને તેમાં દીવાઓનો પ્રકાશ મિશ્રિત થવાથી વધારે ઝાકઝમાળ થઇ રહ્યું હતું. આ પ્રકાશ વગેરેથી તો રાજાનું ચિત્ત વધારે જાગૃત થયું, ને એમ થવાથી પેટમાંનો દુખારો પણ વધી પડયો. રાજા બહુ અકલાવા માંડયો, ને આમ તેમ ઘણાંએ તરફડિયાં માર્યાં, પણ પેટમાં દુઃખતું રહ્યું નહિં. ચિત્ત અત્યંત વ્યગ્ર થવાથી તે ત્યાંથી ઉઠીને એક પછી એક માળ ઉતરતો છેક નીચે આવ્યો, ને મેહેલના બારણાના ઓટલાપર આમ તેમ ફેરા મારવા માંડ્યા. તેણે વિચાર કીધો કે હવે તો કોઈ વૈદ્યને બોલાવું તો ઠીક. એવી જિજ્ઞાસા-થી તેમ કરવા માટે એક નોકરને જેવો હુકમ કરવા જાય છે, એટ-લામાંજ મેહેલના દરવાજા આગળ થઈ કોઈ મહાપવિત્ર અને રોગીનું ભલું કરવાનીજ ઇચ્છાવાળા વૈદ્યરાજ એમ પોકારતા પોકા-રતા જતા હતા કે "કોઇને ઓસડ કરવું છે?" આ પોકાર સાં-ભળવાથી રાજાએ તુરત તેમને પોતાની કને બોલાવ્યા અને સન્માનથી આસનપર બેસાડી તેમની કને પેટમાં દુખે છે તેનું ઓસડ માગ્યું. તુરત વૈદ્યરાજે પોતાની ઝોળીમાંથી એક ચમત્કારિક બુટ્ટી કાઢી, ને તેને પાણીની સાથે ઘસી રાજાના પેટપર ચોપડી દીધી. ક્ષણવાર થતાં-તે બુટ્ટીનો અંશ પેટમાં પ્રસરયો એટલામાં તેમાં ગગડાટ થવા માંડયો, ને રાજાને દસ્ત જવાની હાજત થઇ. તુરત ત્યાંથી ઉઠી તે જાજરૂમાં ગયો; ને ત્યાં જતાં તેને એવો ખુલાસે દસ્ત થયો કે જેથી તેના પેટમાંનું દુઃખ માત્ર મટી જઈ પરમ આનંદ થવા લાગ્યો. દસ્ત થવાથી ઇંદ્રિયો પણ શાંત થઈ ગઈ હતી ને મોડી રાત્રિ સુધી અકળાવાને લીધે ઉજાગરો પણ થયો હતો, તેથી તેને ત્યાં જાજરૂમાંજ સૂઈ જવાનું મન થયું!! અહો! કેટલો બધો તે સદ્વૈદ્યરાજનો તેમજ તેમની બુટ્ટિનો અદ્‌ભુત પ્રભાવ!!

હે વિચક્ષણ, એજ દષ્ટાંત પ્રમાણે આ જીવાત્માનું તું સમજ. આ જીવ છે, તેને તે રાજા રૂપ ગણવો, અને ચૌદ તબકનો તેનો મેહેલ તે રૂપ આ ચૌદ તબકનો દેહ જાણવો. (દેહના ચૌદ તબક તે એજ કે પાંચ કર્મેંદ્રિય અને પાંચ જ્ઞાનેંદ્રિય મળી દશ, અને મન, બુદ્ધિ, ચિત્ત તથા અંહકાર એ સર્વ મળી ચૌદ છે.) હવે રાજાને જેમ પેટમાં દુખતું હતું, તેની પેઠે જીવને પણ આ સંસાર રૂપી મહાદુખારો-રોગ પ્રાપ્ત થયલો છે. તો તે બીજા કશા ઉપાયોથી

ન મટતાં, બુટ્ટી આપનારા સદ્વૈદ્યરાજરૂપ સદ્ગુરુનો ચમત્કારિક બુટ્ટી રૂપી સદુપદેશ મળે તોજ મટે. અને વળી તેને માટે કોઈ રૂડે, ઉંચે કે પવિત્ર સ્થળે જવાની જરૂર નથી, પણ જેમ તે વૈદ્યરાજની બુટ્ટીથી ગમે તેવી-સારી નરસી, પવિત્ર કે અપવિત્ર જગ્યામાં રાજાને આનંદ થયો, તેમ સદ્ગુરુ ઉપદેશથી મળમૂત્રથી ભરેલા આ દેહમાંજ આનંદ થાય છે (આત્મા જીવન્મુક્ત થાય છે) એમ જાણવું.

---

## નવમ બિંદુ-પ્રારબ્ધ ને પુરૂષાર્થ.

શિષ્ય-હે મહાત્મન્, સંસારને વિષે પ્રાણી માત્રને જે લાભ અલાભ, જય પરાજય, સુખ દુઃખ, સંસારબંધન અને મુક્તિ ઈત્યાદિ પ્રાપ્ત થાય છે, તે શું તેઓના પ્રારબ્ધને અનુસરીને મળે છે, કિંવા તેમના પુરુષાર્થ વડે પ્રાપ્ત થાય છે? અર્થાત્ જગત્માં પ્રારબ્ધ મુખ્ય છે કે પુરુષાર્થ!

ગુરુ-હે મુમુક્ષુ, વ્યાસજીએજ ગીતામાં એક સ્થળે પ્રારબ્ધને મુખ્ય કરીને કહ્યું છે કે મનુષ્યને લાભ હાની, જય પરાજય, સુખ દુઃખ ઈત્યાદિ પ્રારબ્ધ પ્રમાણેજ મળે છે. ને વળી તેમણેજ પાછું એમ પણ કહ્યું છે કે ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ અર્થ-હે અર્જુન! સમસ્ત પ્રાણિયોના હૃદય દેશને વિશે ઈશ્વર-અંતર્યામી રહે છે. તે જન્મ મરણ રૂપ યંત્ર ઉપર ચઢેલા સર્વ જીવને પોતાની માયા શક્તિએ ભ્રમણ કરાવે છે. અર્થાત્ મનુષ્ય કંઈ કરી શકતું નથી; સઘળું ઈશ્વરની પ્રેરણાથીજ થાય છે. ઈશ્વર જેમ બુદ્ધિને પ્રેરે તેમ થાય છે, તેમ મહાત્મા વસિષ્ઠ ઋષિએ પણ પુરુષાર્થ મુખ્ય કહ્યું છે. ત્યારે હવે શું વ્યાસજીનાં વચનો પરસ્પર વિરોધ ધરાવનારાં હોવાથી અમાન્ય કિંવા વજન વગરનાં હશે? ના. અરે શ્રીકૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ કે જે સાક્ષાત્ ભગવદંશાવતાર છે, તેમનાં વચનો એતો સાક્ષાત્ વેદવાણી તુલ્ય, માટે તેમને અ-પ્રમાણ કેમજ કહેવાય? તેઓના ભાવાર્થો ઘણા ગૂઢ છે ને તે બન્ને વચનો પ્રામાણિક છે. એમાં એમ છે કે પ્રારબ્ધ છે એ માત્ર શરીરનુંજ છતાં આત્માનું નથી. તેથી કરીને લાભ અલાભ, હારજીત તથા સુખ દુઃખ એ પ્રારબ્ધ પ્રમાણેજ શરીરને થાય છે, આત્માને નહિ કારણ કે આત્મા એ શરીર ન છતાં તેનાથી અસંગ-જૂદોજ

છે, માટે દેહને વળગેલાં જે પ્રારબ્ધો તે તેને (આત્માને) નથી. તો અહિં આગળ પ્રારબ્ધ મુખ્ય. હવે પુરુષાર્થ તે શું, કે "આ લાભાલાભ, જયાજય, સુખ દુ:ખ એ પ્રારબ્ધાનુસારજ દેહને થાય છે, પણ મને નથી; કારણ કે હું તો તે દેહ ન છતાં અસંગ આત્મા છું," એમ *શરીરથી જૂદા પડી સમજવું-કહેવું એ પુરુષાર્થ. હવે એ દેહની અંદર રહેતાં સુધી તેના સંબંધને લીધે દેહનાં પ્રારબ્ધો આત્માને પણ ભોગવાવાપણું લાગે છે; પણ ઉપર પ્રમાણે "હું આત્મા છું, દેહ નથી," એવું જ્ઞાન થવારૂપ પુરુષાર્થ થયો એટલે ज्ञानाग्निः सर्वं कर्माणि भस्मसात् कुरुतेऽर्जुन ॥ એ વાક્યાનુસાર જ્ઞાન થવારૂપ અગ્નિથી સર્વ કર્મો બળી જાય છે.-સર્વ કર્મો બળી ગયાં; ને सर्वं कर्माणि એમાં પ્રારબ્ધ પણ આવ્યાં માટે તે પણ સઘળાં ભસ્મ થઈ ગયાં, એટલે આત્મા નિષ્પાપ થઈ રહ્યો. આ ઠેકાણે પુરુષાર્થ મુખ્ય.

હવે એ પ્રમાણે છતાં વળી વિચારીએ તો પ્રારબ્ધ એ શરીરનું હોવાથી શરીરને આધારે છે. તેમ પુરુષાર્થ પણ શરીરનેજ આધારે છે; કારણ કે શરીર ન હોત તો "આ પ્રારબ્ધો તો શરીરનાં છે, મારાં નથી; કારણ કે હું તો અસંગ આત્મા હોવાથી શરીર ન છતાં તે કરતાં જૂદો છું," એમ માનવા-જ્ઞાન થવારૂપ પુરુષાર્થ કોણ અને શાને માટે કરત? હવે શરીર પૃથ્વીને આધારે છે, પૃથ્વી જળને આધારે છે, જળ તેજને આધારે છે, તેજ વાયુને આધારે છે, વાયુ આકાશને આધારે છે, આકાશ ગુણને આધારેછે, ગુણ પ્રકૃતિ-માયા બ્રહ્મને આધારે છે, ને એ માયા તો બ્રહ્મમાં માત્ર શશશ્રૃંગવત્-(સસલાને શિંગડાં છે એમ કહેવું હોય તો માત્ર કલ્પનાથીજ કહીએ ત્યારે. કારણ કે તેને કદી શિંગડાં હોયજ નહિ તેવી રીતે.) કલ્પિત છે-અર્થાત્ છેજ નહિ. એટલે પ્રારબ્ધ તથા પુરુષાર્થ ક્યાં રહ્યાં? બેમાંનું એકે મૂળે છેજ નહિ તો પછી મુખ્યામુખ્યની વાતજ ક્યાં રહી? પણ એ કંઈ નથી. માત્ર આધાર ભાવથી જોઈએ તો ત્યાં ઈશ્વરેચ્છા એજ મુખ્ય છે.



## દશમ બિંદુ-આધારભૂત માયાનું સ્વરૂપ.

શિષ્ય–હે દયાળ, આપે જે ગુણોની આધારભૂત માયા કહી, તેનું કેવું સ્વરૂપ છે ?

ગુરુ–હે વત્સ, જડ, દુઃખ અને અસત્ એ માયાનું રૂપ છે. હવે તે પત્થર આદિ જડોમાં માયા જડરૂપ છે; અંતઃકરણમાં દુઃખ રૂપ છે; અને શશશ્રૃંગવત્, વંધ્યા પુત્રવત્ (વાંઝણી સ્ત્રીને પેટે પુત્ર કહેવો એ કલ્પના વગર કહેવાયજ નહિ; અને કલ્પના એ તો મિથ્યા.) વગેરે કહેવામાં માયા અસત્ રૂપ છે. હવે એમ છે, તો-પણ માયાને યથાર્થ રીતે વર્ણી તેનું સ્વરૂપ કહી શકાતું નથી. કેમકે એ વળી સત્યા, તુચ્છા એમ પણ કહેવાય છે. કારણ કે આ સર્વ જગત્નો આવિર્ભાવ થવાના કારણરૂપ માનીએ તો સત્ (સત્યા) છે, અને તેનેથી માંડી તે આખા જગત્ સુધી સર્વબ્રહ્મમાં કલ્પિત છે એમ જોતાં તે અસત્યા (અસત્–જૂઠી) છે; માટે સત્યા કહેવા જતાં અસત્યા, અને અસત્યા કહેવા જતાં સત્યા થઈ પડે છે. વળી જ્ઞાનીઓને મન માયા તુચ્છા રૂપ છે. આવાં આવાં કારણોથી તેનું રૂપ યથાર્થ વર્ણી શકાતું નથી, તેથી તેને અનિર્વચનીયા કહેલી છે.

---

## એકાદશમ્ બિંદુ-જ્ઞાનિ બ્રહ્મસ્વરૂપ કેમ ?

શિષ્ય–હે સ્વામી, જ્ઞાની પુરુષ કે જે ભગવત્સ્વરૂપનું પરિપૂર્ણ જ્ઞાન થવાથી સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપજ થાય છે એમ આપે આગળ કહેલું છે. પરંતુ બ્રહ્મનું સ્વરૂપ તો નિરાકાર, નિરવયવ અને સચ્ચિદાનંદઘન એવું વર્ણવેલું છે તો પછી જ્ઞાની પુરુષને તો શરીર છે, અવયવ છે, ખાવું પીવું આદિકર્મો છે, તેમ છતાં તેને બ્રહ્મસ્વરૂપ કેમ કહેવાય ?

ગુરુ–હે બાળ, એ સંતપુરુષ (જ્ઞાનીજન)નું શરીર જો કે પ્રત્યક્ષ દેખાય છે ખરૂં, પણ વાસ્તવિક રીતે નથી. પણ એ જે દૃષ્ટિગોચર થાય છે, અને સ્થિતિ પામી રહેલું છે, તે માત્ર દગ્ધ પટવત્ (બળે-લા લૂગડા જેવું) જાણવું. બળેલું લૂગડું જેમકે જોવા માત્ર છે, પણ તે કંઇ ઓઢાતું કે પહેરાતું નથી, તેવી રીતે એ દેખવા માત્રજ રહે છે. અને એમ દેખવા માત્ર પણ ઉત્પન્ન થઈ સ્થિતિ પામીને રહે-વાનું કારણ એટલુંજ છે કે, તે (સાધુજનોનું શરીર) મુમુક્ષુઓનાં

પુણ્યથી અને દ્વેષીઓનાં પાપથી ઉત્પન્ન થયલું તથા રહેલું છે; ને તેનાથી મુમુક્ષુઓને સુખ અને દ્વેષીઓને પરમ દુઃખ થાય છે. જેમકે શ્રી કૃષ્ણ ભગવાનનો દેહ મનુષ્ય લોકમાં ઉત્પન્ન થયો, તે સાધુ મહાત્માઓના પુણ્યથી અને કંસ, દુર્યોધન, કાલયવન ઇત્યાદિ દુષ્ટોના પાપથી થયો હતો; ને તેનાથી દ્રૌપદી, પાંડવો ઈત્યાદિ સર્વ સાધુજનોની રક્ષા થઇ તથા કંસાદિ પાપીઓ મરણને હવાલે થયા.

---

## દ્વાદશમ્ બિંદુ-નિત્ય નૈમિત્તિક કર્મ કરવાની આવશ્યકતા.

શિષ્ય—હે દયાનિધે, આ સંસારમાં મનુષ્યોને માથે નિત્ય અને નૈમિત્તિક એવાં બે પ્રકારનાં કર્મો છે, તે શાને અર્થે હશે? કારણ કે પ્રતિદિવસ તેનો તે રગડો શાને માટે જોઇએ?

આ સાંભળી ગુરુને અત્યંત હસવું આવ્યું, પણ પછી જાણ્યું કે એ ગૃહસ્થાશ્રમી છતાં એને પણ કર્મો ઉપર કંટાળો આવી ગયો છે, તેથી જો જ્ઞાની થયા અગાઉજ પ્રમાદથી કર્મો છોડી દેશે તો નિશ્ચે લથડશે. કારણ કે ગૃહસ્થને પોતાનાં વર્ણાશ્રમધર્માનુસાર કર્મો અવશ્યનાં છે; ને તે જ્ઞાનગિરિ (જ્ઞાન રૂપી પર્વત)પર ચઢવાનું પેહેલું પગથિયું છે. એથી પોતે દયા કરી તે શિષ્ય પ્રત્યે બોલ્યા કે-હે વત્સ, આજે આ તેં શું પૂછ્યું? શું તુને કર્મપર હમણાંથીજ અનાદર થયો છે? જ્ઞાનીજનો પોતાને સંપૂર્ણ તત્વજ્ઞાન થયા પછી જે કશાં કર્મ કરતા જણાતા નથી, એ શું કર્મપર અનાદર કરી તેમને છોડી દે છે? ના; તેમ નથી. તેઓ તો એ નિત્ય નૈમિત્તિક કર્મો અહોનિશ કરતા રહેવા છતાં, આત્મજ્ઞાનનો ઉપદેશ, મનન અને અનુભવ લીધા કરે છે; ને તેમ કરતાં કરતાં સંપૂર્ણ જ્ઞાન થયું કે પેલાં કર્મો આપોઆપ છૂટી જાય છે, પણ કંઈ વચમાંથીજ તેઓ ત્રાસ પામી છોડી દેતા નથી. આ તારા પ્રશ્નના જેવોજ પ્રશ્ન પૂર્વે કોઈ મહાત્માને તેમના શિષ્યે પૂછ્યો હતો, ત્યારે તેનો પ્રત્યુત્તર તેમણે મુખેથી વાણી રૂપે નહીં કહી સંભળાવતાં, પ્રત્યક્ષ પ્રમાણથી આપ્યો હતો. એ વૃત્તાંત મુને યાદ છે તે તું ચિત્ત દઈને શ્રવણ કરઃ—

તરણતારણી, પતિતપાવની ભાગીરથીના પવિત્ર તટપર આવેલા એક અતિરમણીય આશ્રમને વિષે તે મહાત્મા રહેતા હતા ને તેનાથી કેટલેક દૂર આવેલા વિષ્ણુપત્તન નામે શેહે-

રમાં રહેનાર કોઈ ગૃહસ્થાશ્રમી તેમનો શિષ્ય હતો; જે પ્રતિદિન પોતાના વ્યાવહારિક કાર્યથી અમુક સમય સુધીનો અવકાશ લઇ તે મહાત્માના આશ્રમે જ્ઞાન પ્રાપ્તિ થવા સારૂ જતો હતો. પ્રાતઃકાળે જેવો તે ઉઠતો તેવોજ શૌચ, દંતધાવન, સ્નાન, સંધ્યા આદિ પોતાનાં નિત્ય આહ્નિક કર્મો આટપી લઇ, તુરત તે મહાત્મા ગુરુને આશ્રમે આવતો હતો. ત્યાં આવતાંજ ગુરૂદેવને દંડવન્નમસ્કાર કરી, લાગલો પોતાના હાથમાં સાવરણી લેતો, ને પ્રથમ આખા મઠમાંથી કચરો કાઢી, પછી તેના બારણા આગળ તથા મઠની આસપાસ સઘળેથી વાળી ઝાડીને જગા સાફ કરતો હતો. પછી ગોમય મૃત્તિકા વગેરેને પાણીની સાથે એકત્ર કરી મઠની (પર્ણકુટિને) ચારે બાજુએ સડો* નાંખતો ને પછી તેપર મઠના બારણા આગળ ખડી અથવા એવી કોઈ સફેત માટીની કે પત્થરની ઝીણી ભુકીથી કોઇ દિવસ ષટ્દલ†, કદિ અષ્ટદલ‡, કયારેક ષોડશદલ§ એવી રીતનું કમલ ચિહ્ન કરતો‖. પછી ગંગામાંથી જળ લાવી મઠની ચારે બાજુએ આવી રહેલાં પુષ્પવૃક્ષો, તુલસીવૃંદો વગેરેને સિંચન¶ કરયા બાદ તેપર ખીલી નિકળેલાં સુંદર પુષ્પો, તુલસીનાં ટોડર વગેરે વીણી લાવી ચંદન ઘસી તૈયાર કરીને ગુરુ પાસે જતો, ને તેમનાં ચરણ પ્રક્ષાલન કરી ચંદન પુષ્પાદિથી તેમની અર્ચા કરતો હતો. ને પછી તેમની આગળ બેસી પોતાના જે કંઈ સંશયો હોય તે નિવેદન કરી ગુરુજી પાસેથી સમાધાન પામ્યા બાદ તેમની આજ્ઞા લઈ સમયસર ઘેર ચાલી જતો હતો.

એજ દિવસે એ પોતાના નિત્ય નિયમાનુસાર સર્વ કામ કરી લઈ, ગુરૂજી આગળ બેઠો, ને ઉપરનો પ્રશ્ન પૂછયો. ત્યારે મહાત્મા

---

* છાંણ, માટી ભેળાં કરી તેમાં ખુબ પાણી નાંખીને પછી જમીનપર છાંટવું, ને પછી એક બોધરાવતો વાળી નાંખવું. જેમ કરવાથી પાતળા પાતળા લીપણ સરખું થઇ રહે છે. તેને સડો નાંખવો એમ દક્ષિણી લોકો કહે છે. એ ચાલ તેમનામાં પ્રચલિત છે.

† છ પાંખડીવાળું. ‡ આઠ પાંખડીવાળું § સોળ પાંખડીવાળું.

‖ એ કમલ ચિન્હ ગૃહસ્થના બારણા આગળ અત્યંત શુભકારક છે; અને મહાત્માજ્ઞાનીને, દેહને વિષે જે જુદાં કમળસ્થાનો કહી તેમાં દેહના દેવતાઓનાં સ્થાનો કલ્પ્યાં છે, તેમાં જે પરમાત્માનું હૃદયસ્થાનનું કમળ હોય છે, તેનું એ ચિહ્ન છે—અર્થાત્ બ્રહ્મલિંગ (બ્રહ્મચિહ્ન) છે.

¶ પાણી સીંચવું તે.

ગુરુએ વિચાર્યું જે આનો પ્રત્યુત્તર હું એને માત્ર મોઢેથીજ કહી સંભળાવીશ તેથી એ વિચક્ષણ છે, માટે સમજશે તો ખરો; પણ એથી કંઈ કર્મ ઉપર થયલી એની અનાસ્થા મટવાની નથી. માટે કંઈ યુક્તિથી એ દૃષ્ટાંત એને યોગ્ય રીતે સમજાવું તો એનું ખરેખરૂં સમાધાન થાય. આમ વિચારી તેમણે એ વખતે માત્ર તેને એમજ કહ્યું કે, "હે બાપ, જો કે એ નિત્ય નૈમિત્તક કર્મો પરમહંસ જ્ઞાનીને કંઇ નથી, છતાં ગૃહસ્થાશ્રમીને તે કેટલાં બધાં આવશ્યક છે તે થોડા સમય પછી આપો આપ તુને સમજાઈ આવશે."

બીજે દિવસે પ્રાતઃકાળમાં શિષ્ય જેવો આશ્રમમાં આવ્યો ને જેવી સાવરણી હાથમાં લીધી કે તુરત ગુરુ હાથમાં દંડ કમંડલુ લઇને ઊભા થયા, ને પર્ણકુટિના બારણા આગળ આવી શિષ્ય પ્રત્યે કહ્યું, "હે બાપ, આજે મારો વિચાર છે કે ગંગાતટપર, જ્યાં સર્વ ઋષિમુનિયો મળી પોતાનાં આહ્નિકકર્મો કરે છે, ત્યાં આગળ સ્નાન કરવા આપણ જઇએ. એ બહાને આપણને ઘણાક મહાત્માઓનાં ત્યાં દર્શન પણ થશે, ને પતિતપાવની ગંગાનું સ્નાન પણ થશે. માટે તું એ સાવરણી મુકી દઇ, મારૂં કટિવસ્ત્ર લઈ મારી સંગે ચાલ." આ સાંભળી શિષ્યે તુરત વસ્ત્ર બગલમાં મારી લીધું ને બંને સાથે જાહ્નવીતટપર ચાલ્યા. ત્યાં જઈ ગંગાસ્નાન કર્યા બાદ તર્પણાદિ ક્રિયા કરીને ગુરુ શિષ્ય બંને મહાત્મા ઋષિઓનાં દર્શન કરવા ગયા, તો ત્યાં કોઈ ઋષિ બેઠા સંધ્યાજ કરી રહ્યા છે, કોઈ તર્પણ કરે છે, કોઈએ પ્રાણાયામ કરી સમાધિ ચઢાવેલી છે, ને પોતાના બ્રહ્મરંધ્રમાં પરમાત્માનું ધ્યાન કરે છે, કોઈ ચારે વેદના મંત્રોચ્ચાર કરી બ્રહ્મયજ્ઞ કરે છે, કોઈ ઊભા થઈ બન્ને બાહૂ ઉંચા કરી સૂર્યનારાયણનું મહોપસ્થાન કરે છે, કોઇ ગૌમુખીમાં હાથ ઘાલી એકાગ્રચિત્તે ગાયત્રી જપ કરી રહ્યા છે વગેરે અનેક પ્રકારે પ્રભુપરાયણ ઋષિયો ભગવદ્ધ્યાનમાં નિમગ્ન છે, તેમનાં દર્શન કરતા કરતા તેઓ ચાલ્યા જાય છે એટલામાં સૂર્યનારાયણ ઘણા ઉંચે આવેલા જોઈ ગુરુએ શિષ્યને કહ્યું, "હે બાપ, હવે તારા ગૃહપ્રત્યે જવાનો સમય વટી ગયો છે, ને આશ્રમે જઈશું ત્યારસુધીમાં બહુ વાર લાગશે, માટે હવે તું અહીંથી પરબારોજ શેહેરમાં જા." આવી ગુરુની આજ્ઞા થવાથી શિષ્ય તુરત તેમને નમસ્કાર કરી માર્ગસ્થ થયો.

બીજે દિવસે સવારે નિયમ પ્રમાણે શિષ્ય આશ્રમપ્રત્યે આવ્યો.

તો ગુરુ તેની વાટ જોતાજ છેક આશ્રમની બહાર આવી તૈયાર થઈ ઊભેલા હતા, તે તેને આવતો જોઈનેજ બોલ્યા કે, "હે વત્સ, આજ તો મારા જાણવામાં આવ્યું છે કે પેલા સામેના ત્રિવેણી ઘાટના માર્ગપર આવેલા આશ્રમમાં કોઈ બ્રહ્મનિષ્ઠ મહાત્મા પુરુષ કોઈ દેશાંતરથી પધારેલા છે, જેઓ સાક્ષાત્ પરમહંસ મૂર્ત્તિ છે. માટે તેમનાં દર્શનનો અલભ્યલાભ લેવાની અતિ ઉત્કંઠા થયાને લીધે ત્યાં જવા માટે તારી વાટ જોઈ હું ઊભો છું; તેથી ચાલ આપણે નિર્વિલંબે ત્યાં જઈએ." આવાં ગુરુવાકય સાંભળી શિષ્યે તેમને પ્રણામ કીધા, ને આશ્રમમાં ન જતાં બંને જણા ત્રિવેણી ઘાટને માર્ગે ચાલ્યા. કેટલીકવારે તે મહાત્માના ઉતારા આગળ જઈ પહોંચ્યા; ને તે આશ્રમની ચારે બાજુએ આવેલી સુંદર વૃક્ષલતાઓથી આનંદ પામી અંદર ગયા તો ઘણાક મુનિયો, વિદ્વજ્જનો, મુમુક્ષુઓ વગેરેથી વિંટાઈ તે મહાત્મા બેઠેલા છે, તેમને આ બંને ગુરુ શિષ્યે પોતપોતાની યોગ્યતાપૂર્વક નમસ્કાર કર્યા, ને સર્વની સાથે બેઠા. હવે જ્યાં આવી મંડલી હોય ત્યાં પૂછવુંજ શું? જિજ્ઞાસુઓ પોતાની અનેક પ્રકારની શંકાઓનું નિવારણ થવા માટે જૂદા જૂદા પ્રશ્નો કરી રહ્યા છે ને તેમને સંતોષકારક ઉત્તરો મળી મનનું સમાધાન થવાથી અતિ હર્ષ પામે છે; વિદ્વાનો ન્યાય, તર્ક, મીમાંસા, સાંખ્ય, યોગ એ સર્વ શાસ્ત્રોના જૂદા જૂદા આશયો વર્ણવે છે, તે સાંભળી "તે સર્વ સિદ્ધાંતો જો કે જોવા માત્ર જૂદા છે પણ તે સર્વમાંનું રહસ્ય વેદાંતને પરિપૂર્ણ કરનારૂં છે, કારણ કે તે સર્વ મળી વેદાંતને યથાર્થ સિદ્ધ કરે છે– અર્થાત્ તે સર્વ શાસ્ત્રો વેદાંતનાં અંગ છે, ને તેમાંના એક અંગથી રહિત હોય તો તેથી કશું કામ બની શકે નહિ, તેમ આ છએ શાસ્ત્રોમાંનું કશું ન્યૂન હોય તો તેથી પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થઈ શકે નહિ," ઈત્યાદિ વચનોથી તે મહાત્મા સર્વ વિદ્વાનોનું સમાધાન કરે છે, ને એ પ્રકારે ત્યાં જાણે સાક્ષાત્ બ્રહ્માનંદ રસ પ્રકટ વહી રહ્યો છે! આવો પ્રકાર જોઈ તે બન્ને ગુરુ શિષ્ય આનંદ રસમાં ગળી ગયા જેવા થઇ રહ્યા, ને ઘણીકવાર થઈ ત્યાં સુધી એકેને ત્યાંથી ઉઠવાનું મન થયું નહિ.

થોડીકવારે જ્યારે તે સભા આપોઆપ વિસર્જન થઇ ત્યારે સૌકોઈ સાથે આ બન્ને ગુરુશિષ્ય પણ તે બ્રહ્મનિષ્ઠ મહાત્માને ન-

મસ્કાર કરી ત્યાંથી ચાલી નિકળ્યા. તે આશ્રમની બહાર ઝાડોની ઘટામાંથી છૂટા મેદાનમાં આવ્યા, ત્યારે તો દિવસના બરોબર મધ્યાહ્‌ન થયલા જોયા, એટલે બન્ને જણા ત્વરાથી વાતો કરતા ને પેલા મહાત્માની પ્રશંસા કરતા ચાલ્યા. હમેશનો સમય આજે ઘણીવારનો વટી ગયો હતો, ને ક્ષુધા પણ ખરેખરી લાગવાથી ચાલવાની પણ પુરી શ્રદ્ધા હતી નહીં, તેથી શિષ્યે તો માર્ગમાંથીજ ગુરુની આજ્ઞા માગી શેહેરનો રસ્તો પકડયો. ગુરુને તો એટલું જોઇતુંજ હતું, તેથી તે જેવો માર્ગે પડયો કે પોતા પાસેના ઉપવનમાં જઈ વનફળ વગેરે લઈને ગુરુ આશ્રમ પ્રત્યે ગયા.

બીજે દિવસે પોતાના હમેશના નિયમ પ્રમાણે-પણ રોજ કરતાં બહુ મોડો અને ઢીલે લમણે, હળવે હળવે ચાલતો-શિષ્ય આશ્રમ પ્રત્યે આવતો હતો. તેવામાં ગુરુ આશ્રમથી બહાર પોતાને સારૂ કમંડલુ લઇ ગંગાપર જળ ભરવા જતા હતા, તે તેને સામા મળ્યા. ગુરુએ શિષ્યને રોજ કરતાં આજે તદ્દન સુસ્ત અને નિસ્તેજ જોયો તેથી આશ્ચર્યતાથી સમાચાર પૂછવા લાગ્યા કે, "બચ્ચા ! તું આજે આમ કેમ છે ?" શિષ્ય હાથ જોડી બોલ્યો, "મહારાજ, કાલે ભોજનનો સમય ઘણો વ્યતિત થયા બાદ ઘેર જઇ હું જમવા બેઠો, પરંતુ ભૂખ મરી ગયલી, તેમજ મસ્તક દૂખવા આવેલું હોવાથી જમાયું નહિ, ને ભૂખ તથા દુઃખ ભેગાં થવાથી રાત્રે સખત તાવ આવી ગયો. જેથી શરીર અશકત બની ગયું છે, ચાલવાની પણ શકિત નથી." એ સાંભળી ગુરુએ તુરત માર્ગની બાજુએથી કંઇ વનસ્પતિ આણી, ને તે તેને આપીને કહ્યું કે, "આનો રસ કાઢી ત્રણ દિવસ પર્યંત તેનું સેવન કરજે (પીજે), તેથી જ્વરાદિ સર્વ વ્યાધિ શાંત થઇ જશે. પરંતુ ત્યાં સુધી તું બિલકુલ સ્નાન કરીશ નહિ." ઔષધિ લઈ શિષ્ય ત્યાંથીજ ઘેર ગયો, ને તેના સેવનથી શરીરે સારૂં થયું; પણ ચાર દિવસ સુધી સ્નાન નહિ હોવાથી શરીર તદ્દન મલીન અને ભ્રષ્ટ લાગવા માંડયું. શરીરપર સઘળે મેલ ચઢી ગયો, પરસેવો પણ દીલ ઉપરનોઉપર સુકાવાથી દુર્ગંધ આવવા માંડી, અને અંગપર માંખીઓએ ભભણવા માંડયું. વળી જ્યારે મૂળમાં સ્નાનજ ન થયું, ત્યારે સંધ્યા, તર્પણ વૈશ્વદેવ ઇત્યાદિ કર્મો તો કયાંથી અને કેમજ થાય ? માટે એ કર્મોનો લોપ થવાથી તેનું મન પણ વ્યગ્ર-અસ્વસ્થ થઈ ગયું. આ સઘળી

વાતોથી ગ્લાનિ પામીને તે ઉતાવળો ઉતાવળો સ્નાન કરવાની આજ્ઞા લેવાને ગુરુજી પાસે ચાલ્યો.

આશ્રમની અંદર પેસે છે, તો ત્યાં પણ સઘળું વિલક્ષણ અને નિસ્તેજ જોયું. જેમ જેમ આગળ ચાલ્યો જાય છે તેમ તેમ અંદર જવું પણ ગમે નહિ એવું બની રહેલું હતું. જ્યાં જુએ ત્યાં કચરાના ઢિંબા થયલા હતા, પુષ્પવૃક્ષોનો તેમજ ફલવૃક્ષોના કયારા તદ્દન સુકાઈ જઈ તેપર ઝાડોપરથી ખરી પડેલાં સૂકાં પાંદડાં તથા જનાવરોની હધારના ઢગ થઈ ગયા હતા, ઘણા દિનથી પાણી ન મળવાને લીધે કેટલાક કોમળ રોપાઓ તદ્દન કરમાઈ ગયા હતા, પ્રતિદિન ન વીણી લેવાવાને લીધે ખીલેલાં પુષ્પો કરમાઈ નીચે પડેલાં કિંવા ઉપરનાં ઉપર સુકાઈ ગયાં હતાં, તુલસીવૃક્ષો જળની તાણને લીધે સુકાઈ જવાની તૈયારીમાં હોવાથી પીલાં પડી ગયાં હતાં, રસ્તા ઉપર અને ઝાડવાંનાં થડો ઉપર ઉધઇના પોપડા બાઝી ગયા હતા, ઝાડોપર ને છોડવાઓપર જ્યાં ત્યાં કરોળીઆઓએ જાળાં બાંધવાની શરૂવાતને માટે તારના તાંતણા નાંખ્યા હતા, ને માર્ગ પરની તેમજ કયારાઓમાંની જમીનમાં જ્યાં ત્યાં ઉંદરોએ તથા કીડીઓએ પોતાને રહેવાને દર પાડી દીધાં હતાં. આથી મનમાં બહુ ખિન્ન થઈ તે મઠમાં ગયો, તો ત્યાં પણ તેમજ સીયાડો ને કચરો સઘળે જામી ગયો છે, લીંપણ જ્યાં ત્યાં ઉપડી ગયું છે, ચોમેર જાળાં બાઝી ગયાં છે, ને આવી રીતે હોવાથી આખો આશ્રમ સૂનોસટ લાગે છે.

આ સઘળું અવલોકન કરતો, ને તેથી પરમખેદ પામતો તે મઠમાં ગયો, ત્યારે સામે ગુરુજી બેઠા બેઠા પરમાત્માનું નામ સ્મરણ કરતા હતા. તેમને જઇ પ્રથમ દંડવત્ નમસ્કાર કર્યા, ને પોતાના શરીર વગેરેના સમાચાર પણ તેમને કહેવાનું તુરત મુલતવી રાખી લાગલોજ હાથમાં બોધરો* લીધો. આ જોઇ તુરત ગુરુએ પૂછ્યું, "બાપ, એ તું શું કરીશ ?" તેણે કહ્યું, "પૂંજો કાઢીશ." ગુરુ બોલ્યા, "ભાઈ, રોજ રોજ એ રગડો શાને માટે જોઈએ ? કચરો કાઢીને શું કામ હતું ? મિથ્યા શા માટે શ્રમ કરે છે ? રહેવાદે." આ સાંભળી તે જરાક મનમાં ખીજાઈને બોલ્યો, "આશ્ચર્ય જેવી વાત છે કે આ મઠ તથા આખો આશ્રમ, અંદર ઘડીવાર ઉભું રહેવું ન

* રસ્તો વગેરેમાંથી ઘણો પૂંજો કચરો કાઢવાની મોટી મજબુત સાવરણી.

ગમે તેવો ઉજ્જડ ખખ બની રહ્યો છે, છતાં આપ મને આ પ્રમાણે કહો છો ?" ગુરુએ મનમાં જાણી લીધું કે હવે તે પોતાના મનમાં સમજ્યો છે ખરો કે પ્રતિદિન વાળઝાડ ન કરતા રહેવાથીજ આશ્રમની આવી દશા થઈ ગઈ છે. છતાં ફરી તે વાત દૃઢ કરવા પૂછ્યું કે, "કોઈ, ચાર પાંચ દિવસ અગાઉ જ્યારે આપણે સાથે ગંગાસ્નાન કરવા ગયા, ત્યારે તો આશ્રમ ઘણો સુંદર દેખાતો હતો, ને આજે એમ કેમ થઈ ગયો હશે વારૂં ? વળી એ તો બધું ઠીક, પણ તારા શરીરની હવે કેવી સ્થિતિ છે—જ્વર વગેરે ઉતરી ગયો કે કેમ ?" એ સાંભળી તે બોલ્યો, "જેવી આશ્રમની સ્થિતિ, તેવીજ, બલકે તેથી પણ વધારે ખરાબ સ્થિતિ મારા શરીરની છે. કેમકે ચાર ચાર દિવસ નહાયે થઈ ગયા, સંધ્યા તર્પણાદિ નિત્યાહ્નિક પણ લોપ થઇ ગયાં, શરીર આખું ગંધાય છે, મન જાણે ભ્રમિત સરખું અને મલીન થઈ ગયું છે, ને એકંદર રીતે આખુ અંગ જાણે ભારે લાગે છે. વળી આગળ હું બ્રાહ્મમુહુર્તમાં* ઉઠી સ્નાન સંધ્યાદિ આટપી, દિવસ ઉગતાં ઉગતાં તૈયાર થઈ જતો, જેથી મન પણ અતિ આનંદિત અને પ્રફુલ્લિત રહેતું હતું: તથા તત્વજ્ઞાન સાંભળવાને નવી નવી પ્રીતિ ઉપજતી તથા પાછલે દિવસે શ્રવણ કરેલી કથાનું મનન કરવાથી અનેક પ્રકારના તર્કવિતર્કોને શંકાઓ ઉઠતી જેનું સમાધાન કરવાને ઉમંગ ભર્યો હું અહિં આવતો. પણ આજે તો સઘળું એથી ઉલટુંજ છે, ને આશ્રમની સ્થિતિ જોઈને તો વળીમારૂં મન વધારે વ્યગ્ર થયું છે. માટે આપ કૃપા કરી આજ્ઞા આપો કે જેથી હું આશ્રમને પૂર્વવત્ સ્વચ્છ કરી ઘેર જાઉં, ને સ્નાન મર્દનાદિથી શરીરને પણ સ્વચ્છ કરી નિત્યકાર્યમાં પ્રવૃત થાઉં," ગુરુ બોલ્યા, "હરિ, હરિ, હરિ ! એ વળી ઠાલી પંચાતમાં શું કામ પડે છે ? અરે, તારે વળી નિત્યકૃત્ય શાં ને સ્વચ્છતાનું શું કામ છે ? કેમકે તું તો હવે જીવન્મુક્ત થયો ! પાંચેક દિવસ ઉપરજ તેં મને પૂછ્યું હતું કે, 'આ નિત્ય કૃત્યની કડાકૂટ રોજ રોજ શા માટે કરવી જોઇએ ?' માટે હવે એ બોધરો નીચો મૂકી દે, ને બ્રહ્મ વાર્તા કર !" આ સાંભળી શિષ્ય ગુરુનાં વચનોનો ભાવાર્થ સમજી ગયો, તેથી એકાએક દોડી તેમના ચરણમાં આવી પડયો, ને "આપના

* પાછલી ચાર ઘડી રાત્રે.

પ્રભાવને ધન્ય છે! અહો! મારી શંકાનું સમાધાન આવી રીતે આપવિના કોણ કરે? હું આપને શરણે છું. આ દુસ્તરભવનાં બંધનોથી મને મુક્ત કરનાર આપ વિના બીજું કોઇ નથી, માટે હું સર્વથા સર્વદા આપને શરણ છું, શરણ છું." એ પ્રમાણે અનેક પ્રકારે સ્તુતિ કરી.

પછી ગુરુએ તેનો હાથ ઝાલી બેઠો કરયો, ને હૃદય સાથે ચાંપી આશ્વાસનયુક્ત પ્રશંસા કરી કહ્યું, "હે વત્સ, હવે તારી શંકાનું સમાધાન થયું? નિત્ય નૈમિત્તિક કર્મો ગૃહસ્થાશ્રમીને કેટલાં બધાં આવશ્યક છે તે તારા સમજવામાં આવ્યું? જેવી રીતે વાળ ઝાડ, લીંપણુંપ, સાફસૂફ એ વગેરે નિત્યકૃત્ય વિના, આશ્રમની જેવી વિલક્ષણ સ્થિતિ થઇ, તેવીજ સ્નાન, સંધ્યા ઇત્યાદિ નિત્ય કર્મ વિના તારા શરીરની થઇ. માટે હે બાપ, જ્યાં સુધી સંસારમાંની સર્વ વસ્તુપરની આસકિત ઉઠી જાય નહિ, જ્યાં સુધી આત્માનું યથાર્થ સ્વરૂપ જાણવામાં આવ્યું હોય નહિ, જ્યાં સુધી આયાસે વા અનાયાસે (ચિંતવે કે વગર ચિંતવે) થઇ જતાં પાતિકો વિરામ પામ્યાં હોય નહિ, ત્યાં સુધી નિત્ય કર્મો, પછવાડે લાગેલાંજ છે. ગૃહસ્થની પછવાડે નિત્ય પ્રત્યે પાંચ દોષ ઉત્પન્ન થાય છે, (ખાંડણીયો, સૂપડું, ઝાડું, પાણી, ચુલો; ઇત્યાદિથી નાના પ્રકારના જંતુઓ મરતાં ઉત્પન્ન થતા દોષો-એને શાસ્ત્રમાં "પંચસૂનાજનિત દોષ" એમ કહે છે) તે દોષના નિવારણાર્થે દ્વિજવર્ગને પ્રતિદિન વૈશ્વદેવાદિ પંચમહાયજ્ઞ કરવા પડે છે. એ જો નિત્યપ્રત્યે ન થાય તો આશ્રમમાં જેમ કચરો ભેગો થઈ તે ઉજડ થવા વખત આવી હતી, તેવીજ રીતે તે પાપો શરીરે લેપન થઇ મનાદિ ઇંદ્રિયોને મલીન અને વ્યગ્ર કરી મૂકે છે, તો સદ્વિચાર તો કયાંથીજ સૂઝે? વેદના ત્રણ વિભાગ છે, (કર્મકાંડ, ઉપાસનાકાંડ, જ્ઞાનકાંડ) તેમાં પણ કેટલાક મુનિયો કર્મકાંડ મુખ્ય ગણે છે. કારણ કર્મમાં પ્રવૃત્ત થયાથી ઉપાસના (ભકિત) સૂઝે છે, ને ઉપાસનાથી મન સરળ તથા પવિત્ર થઈ જ્ઞાન ઉત્પન્ન થાય છે. એવી રીતે પગથીએ પગથીએ ચઢવાથી જ્ઞાનરૂપ મેરુના શિખરપર વિરાજી રહેલા પરમાત્માની ભેટ થાય છે. પણ એમ ન સમજ કે માત્ર કર્મકાંડને પકડીનેજ બેસી રહેવું. જેમકે દૂધમાં અંતર્ગત ઘી રહેલુંજ છે, તેમ કર્મકાંડ એ પરમાત્મા પ્રાપ્ત્યર્થેજ છે. પરંતુ જેમ દૂધનું દહીં, દહીમાંથી માંખણ ને તેને તાવ્યા બાદ ઘી થાય છે, તેવી રીતે કર્મથી ભક્તિ, ભક્તિથી

જ્ઞાન, અને જ્ઞાનથી પરમાત્માની પ્રાપ્તિ છે.* માટે કર્મો કેટલાં અવશ્યનાં છે એ હવે આ ઉપરથીજ તું સમજી લે. એ કર્મો (નિત્ય અને નૈમિત્તિક-નિત્ય એટલે પ્રતિદિવસે કરવાનાં અને નૈમિત્તિક એટલે કંઈ કાર્ય પ્રસંગે કરવાનાં) આપણે હાથે કરીને છોડી દેવાં પડતાં નથી, પણ સમય આવે આપો આપ છુટી જાય છે. જેમકે દૂધનું દહિ થયે આપો આપ દૂધપણું મટી જાય છે, ને દહિને વલોવી માંખણ કાઢયા બાદ દહિપણું રહેતું નથી, ને તે માંખણને પણ ખૂબ તાવી કાઢયાથી પછી માંખણપણું પણ લય થઇ જાય છે, ને એક રસ નાકે પીવાય તેવું ઘી થઈને રહે છે; તેવીજ રીતે કર્મ, ઉપાસના ઇત્યાદિ એક પછી એક લય પામતાં છેવટે પરમાત્મ સ્વરૂપનું દર્શન થવાથી જ્ઞાન પણ લય થઈ જાય છે, ને તે અવિનાશી એકરસ બ્રહ્મજ થઇ રહે છે એમ નિશ્ચે જાણવું."

આવું મહાજ્ઞાન શ્રવણ કરવાથી પરમ આનંદ પામી, ગુરુ ચરણમાં વારંવાર દંડવત્ પ્રણામ કરીને શિષ્ય પોતાના નિત્ય કૃત્યમાં વળગ્યો; ને આશ્રમને ખૂબ શ્રમવડે પૂર્વસ્થિતિમાં આણી ગુરુની આજ્ઞા લઈ પોતાને ઘેર ગયો.

પેલા પ્રથમ ગુરુ બોલ્યા, "આપરથી સમજ કે નિત્ય નૈમિત્તિક કર્મ કેટલાં અગત્યનાં છે."

---

## ત્રયોદશ બિંદુ-મનુષ્ય પરિક્ષા.

શિષ્ય-હે દીનવત્સળ, આ જગત્માં અનેક પ્રકારના મનુષ્યો ઉત્પન્ન થાય છે, ને તેમની પ્રકૃતિમાં બહુ ફેરફાર હોય છે, તો કામ પડયે આપણે તે મનુષ્યોને કેવી રીતે ઓળખવા, ને મુખ્યત્વે કરી તેઓમાં કેટલા ભેદ હોય છે, તે કૃપા કરી જણાવશો.

ગુરુ-હે બાપ, તું કહે છે કે જગત્માં અનેક પ્રકારના મનુષ્યો છે, પણ અનેક શું? જગત્માં તો અનંત (પાર વગરના) પ્રકારના મનુષ્યો છે. તું જો કે, અદ્યાપિપર્યંત તેં તથા મેં જે જે મનુષ્યો જોયા તે સઘળામાં કોઇની પણ આકૃતિ (ચેહેરો) મળતી આવતી નથી; તો પછી પ્રકૃતિ (સ્વભાવ) તે મળતી કેમજ આવે. તો પણ એમ છે ખરૂં કે કોઇ અમુક વાતનો નિશ્ચય કરવો હોય ત્યારે સો સત્પુ-

* કોઈ વળી આમ કહે છે કર્મથી ભકિત, ભકિતથી જ્ઞાન, જ્ઞાનથી પુનઃ ભકિત ને ભકિતથી પરમાત્માની પ્રાપ્તિ ને તેજ ભકિત આનંદ આપે છે.

રૂષોનો વિચાર એક સરખો મળે છે, ને બહુશઃ તેઓ સઘળા એકજ નિશ્ચયપર આવે છે. પણ તે વાતપર માત્ર બે કે ચાર શઠ–ખળ અથવા મૂર્ખ મનુષ્યના વિચાર પણ અલગ અલગજ આવે છે. હવે તેવા (શઠ તથા સજ્જન) મનુષ્યોની પરિક્ષા કેમ કરવી તે વિષે કહ્યું છે કેઃ-

यथा चतुर्भिः कनकं परीक्ष्यते, निघर्षणश्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरूष परीक्ष्यते, ज्ञानेन शीलेन गुणेन कर्मणा ॥

(ભાવાર્થ) જેવી રીતે સોનાની નિઘર્ષણ (કસોટીપર ઘસી રંગ જોવો), છેદન (કાપી જોવું), તાપ (ભઠ્ઠીમાં ઘાલી ખૂબ તાવી જોવું), તાડન (ટીપી જોવું), એ ચાર પ્રકાર વડે પરિક્ષા કરવામાં આવે છે, ને એ ચાર પ્રકારો અજમાવતાં જો સોનું ફાટી વેરાય નહિ તથા તેના રંગ રૂપમાં કે તોલમાં કશો ફરક પડે નહિ ત્યારે સોનું ખરૂં છે એમ માનવામા આવે છે; તેવીજ રીતે મનુષ્યોની પણ ચાર પ્રકારે પરિક્ષા કરવામાં આવે છે. તે એમ કે પ્રથમતો તેનામાં જ્ઞાન (વિદ્યાદિ) કેટલું અને કેવા પ્રકારનું છે, તેનામાં શીલ (સ્વભાવિક લક્ષણો) કેવાં છે, કેવાકેવા ગુણ અવગુણોનું તે પાત્ર છે, અને તે કેવાં કામ કરે છે, ઇત્યાદિ બાબતો સહવાસથી જાણવામાં આવે છે; ને તેમ કરતાં સર્વ વાતે જો તે ઉત્તમ પ્રકારનો માલુમ પડે તોજ તે સજ્જન મનુષ્ય કહેવાય.

વળી મનુષ્યોમાં મુખ્યત્વે કરીને ત્રણ ભેદ માનવામાં આવે છે. જેવા કે ઉત્તમ, મધ્યમ અને અધમ. આ જગતમાં એ તો કંઈ નવાઈ જેવી વાત નથી કે, સૌ પ્રાણીઓ કોઈપણ રીતે પોતાના હિતમાં અહર્નિશ તત્પરજ હોય છે, પણ જેઓ પરહિત કરવામાં પ્રીતિ ધરાવનારા છે તેમને ધન્ય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે પરોપકાર સમાન પુણ્ય નથી. વિષ્ણુ ભગવાન્ પણ પરોપકારથીજ અત્યંત પ્રસન્ન થાય છે હવે એ પરોપકાર કરવાની બુદ્ધિ જેના અંતઃકરણમાં નિરંતર થયા કરે છે, તેને ઉત્તમ મનુષ્ય ગણે છે. તેમાં પણ જે મનુષ્યો પારકું હિત કરવામાં એટલી બધી આતુરતા ધરાવનારા હોય કે તેમ કરવા જતાં પોતાનું સઘળું કાર્ય બગડે તો ભલે; પણ તેની કંઈ દરકાર ન કરતાં પરમાર્થ અને પરોપકાર કરવામાંજ જેઓ મચ્યા રહે છે, તેમને સર્વોત્તમ મનુષ્ય જાણવા. હવે

જેઓ પરોપકાર કરવામાં બહુજ પ્રીતિવાળા છે ખરા, પરંતુ પોતાનું કાર્ય બગાડીને તેમ કરતા નથી-અર્થાત્ પોતાના કાર્યને ધક્કો ન લાગતાં થઈ શકે તેટલો પરોપકાર કરે છે, તેવાઓને મધ્યમ મનુષ્ય જાણવા. અને જે મનુષ્ય પોતાનું તો સુધારી શકતા નથી, પણ ઉલટા પારકું બગાડવામાં તત્પર હોય છે-અર્થાત્ જેઓ પોતાનું તથા પારકું બનેનું બગાડે છે (પારકું બગાડવાની જેની મતિ છે, ને જે પારકું બગાડે છે, તેમનું તો પેહેલે બગડયું એમજ ધારવું, કેમકે "જેવું ઈચ્છે પારકું તેવું નિજનું હોય" એ કહેવત પ્રમાણે તેમનું પ્રભુ સારૂં થવા દેજ નહિ) તેઓ અધમ મનુષ્ય અથવા મક્ષી મનુષ્ય જાણવા. જેમ કે દૂધપાક વગેરે પદાર્થમાં માખી પોતાના સ્વાર્થ (સ્વાદ) સારૂ બેસે છે, પણ તેમાં લપટાયાથી પોતાનું ભલું કરવાની (ઉડવાની) શક્તિ ન હોવાને લીધે, પોતે પણ તેમાં લપટાઈ મરે છે, ને પછી તે પદાર્થ (દૂધપાક વગેરે) ખાનારને પણ વમન કરાવે છે-એટલે બંનેનું બગાડે છે. માટે તેવા નરો કે જે નરો બન્નેનું બગાડે છે તેમને અધમ જાણવા.

## ચતુર્દશ બિંદુ-કર્મ ઉપાસના કેમ છુટે છે.

શિષ્ય-હે કૃપાળુ ગુરુદેવ, આપે કહ્યું કે, "કર્મ, ઉપાસના એ બંને અવશ્યનાં છે; અને જ્યારે જ્ઞાનોત્પત્તિ થાય છે ત્યારે તેઓ આપોઆપ છૂટી જાય છે," તે મેં જાણ્યું; પણ તે આપોઆપ કેવી રીતે છૂટી જાય છે, તે યથાર્થપણે કૃપા કરી સમજાવશો.

ગુરુ-હે બાપ, તને ધન્ય છે. આ પ્રમાણે ગુરુ વાક્યનું વારંવાર મનન કરવું એ મુમુક્ષુ શિષ્યનું લક્ષણ છે. જેમ કે દહીંને ગોળીમાં નાંખી વારંવાર મથન કરવાથી તેમાંનું તારણ (માંખણ) નિકળી આવે છે, તેવી રીતે અંતઃકરણ રૂપી ગોળીમાં ગુરુવાક્યનું મથન (મનન) કરવાથી તેમાંના તારણરૂપ વાક્યનો સાર સમજાઈ આવે છે. હે વત્સ, એ તારા પ્રશ્નને માટે તને એક દૃષ્ટાંત કહું છું, કે જેપરથી આપોઆપ તારૂં સમાધાન થશેઃ-

કોઈએક નગરમાં એક વણિક રહેતો હતો. એ નગરમાં તે સર્વેનો જાણીતો અને પૈસેટકે તથા સંતતિ વગેરેથી સુખી હતો. પરંતુ એક વાતે તે અત્યંત દુઃખી હતો; જેથી આ સંસાર તેને ખારો ઝેર જેવો લાગતો હતો. પૈસોટકો, માલમતા, બૈરાંછોકરાં, ઈજ્જત

આબરૂ, વગેરે સર્વ વાતનું સુખ હોવા છતાં તે સર્વ સુખનો ઉપભોગ જેનાથી લેવાય છે, તેનું શરીર જો સાજું ન હોય તો એ સઘળાં સુખ નિરર્થક છે. કહેવત છે કે "પેહેલું સુખ તે જાતે નર્યા." તે પ્રમાણે એ વાણીઓ સર્વ સુખસંપન્ન છતાં શરીરે દુઃખી હોવાથી પોતાને સર્વ વાતે દુઃખીજ સમજતો હતો. એના ઉદરને વિષે એવો મહા રોગ હતો, કે તેનાથી જરાપણ અન્ન ખાઈ શકાતું નહિ. કદાચ પરાણે ખાતો તો તુરત ઉછાળપખાળ થઈ સઘળું નીકળી જતું, અને તે ઉલટો હેરાન થતો હતો. આથી ઘણાક ઉપાયો તેણે કીધા છતાં રોગની શાંતિ ન થવાથી ઘણાક વર્ષપર્યંત તે પીડાતોજ રહ્યો. આખરે તેના નગરમાં કોઈસમયે એક પરોપકાર બુદ્ધિવાળા વૈદ્યરાજ પધાર્યા. તે મહાત્મા પરમ દયાળુ હોવાથી કોઈપણ રોગગ્રસ્ત મનુષ્યને જોતા તો તુરત તેમનું અંતઃકરણ દયાથી દ્રવિ જતું, અને પછી તેને ધીરજ આપી, પોતાની આખી ઉમરમાં ઘણાક પરિશ્રમથી સંપાદન કીધેલી ચમત્કારિક વૈદ્ય વિદ્યાનો ઉપયોગ કરી તેને તે રોગથી મુક્ત કરી, સુખી કરતા હતા. તે એ નગરમાં પહોચ્યા ત્યારથી ઘણાક રોગીઓ, તેમને આવેલા જાણી તેમને શરણે ગયા, ને પોતાનાં અસાધ્ય દુઃખો નિર્મૂળાં કરી સુખી થયાં હતાં. આ વાત આખા નગરમાં પ્રસિદ્ધ થઈ, તેથી પેલા વાણીઆએ પણ જાણ્યું, એટલે તેણે તેમની પાસે જવાનો નિશ્ચય કીધો. બીજે દિવસે પ્રાતઃકાળે ઊઠીને તે તેમને મુકામે ગયો, તો ત્યાં તેના જેવા ઘણાક રોગીઓથી વિંટાયલા તે વૈદ્યરાજને બેઠેલા જોયા. દંડવન્નમસ્કાર કરી તે તેમની આગળ બેઠો, ને વિનંતિપૂર્વક પોતાનું શરીર તેમને બતાવી સઘળા રોગથી તેમને વાકેફ કર્યા. વૈદ્યરાજે એજ પ્રમાણે પોતાની આસપાસ બેઠેલા સર્વ રોગીઓની વ્યાધિયો પણ જાણી લીધી હતી, તેથી તેમણે તે સર્વ પ્રત્યે કહ્યું, "ભાઈઓ, તમારા સર્વના રોગો મેં જાણી લીધા છે, ને તે સઘળાની ચિકિત્સા—ઔષધાદિ ઉપચારવડે હું સત્વર શાંતિ કરી શકું એમ છે; પરંતુ તે સર્વ વ્યાધીઓ પૃથક્ પૃથક્ હોવાથી તેમને માટે જોઈતાં પૃથક્ પૃથક્ ઔષધો હાલ મારી પાસે તૈયાર મળી શકે એમ નથી; કારણ કે હું ઘણા દિવસથી પ્રવાસમાં છું. માટે જો તમો સૌ મળી મારી સાથે આ પાસેના વનમાં આવો તો જેને જેવી જોઇએ તેવી લાગુ પડતી ઔષધી હું ત્યાં તમને બતાવીશ. જે તમે પોતપોતાની મેળે લઈ લેજો." આ સાંભળી સર્વ રોગીઓ તેમની

સાથે જવાને તૈયાર થયા, ને વૈદ્યરાજની પછવાડે પછવાડે ચાલ્યા. નગરથી થોડેક દૂર એક ઘાડું વન આવેલું હતું, જેમાં અનેક પ્રકારની વૃક્ષ લતાઓ તથા ઔષધીઓ ઊગેલી હતી, ત્યાં જઈ વૈદ્યરાજે તે રોગીઓને કહ્યું કે, "આ સ્થળે સર્વ જાતની ઔષધીઓ છે; માટે હું વનમાં ચાલ્યો જઈશ, ને આ મારી લાકડીની અણીવતે માર્ગમાં જે જે ઔષધી આવતી જશે તે તે બતાવતો જઈ, તેનાં નામ તથા ગુણ કહેતો જઈશ માટે જેના જેના ખપની જે જે ઔષધી આવે, તેણે તેણે, તે તે ઔષધી લઈ ત્યાંથીજ પાછા વળી જવું." પછી હાથમાં જ્યેષ્ટિકા લઈ વૈદ્યરાજ ચાલ્યા, ને માર્ગની બંને બાજુએ ઊગેલી-વનસ્પતિયો તે લાકડીની અણીવતે બતાવતા ચાલ્યા કે, "આ ઔષધીનું નામ ફલાણું; ને એ ફલાણા ફલાણા રોગોનો નાશ કરે છે. આ વનસ્પતિ ફલાણી; એ ફલાણી ફલાણી વ્યાધિયોને શાંત કરે છે આ ફલાણી; એનાથી ફલાણો ગુણ થાય છે." એ સાંભળી જેના જેના ખપની જે જે ઔષધી આવતી ગઈ તે તે રોગીઓ ત્યાંજ રહેતા ગયા. પેલો વણિક પણ એમની સાથેજ હતો, તે એ વૈદ્યરાજની પછવાડે ચાલ્યો જતો હતો. તેની નજર પ્રથમ વૈદ્યરાજના મુખમાંથી કઈ ઔષધીનું નામ નિકળે છે, તે તરફ આતુરતાથી લાગી રહેતી હતી, ને જ્યારે બોલ્યા પછી તે ઔષધી બતાવતા ત્યારે તેમની લાકડીની અણી તરફ દૃષ્ટિ ફર્યા કરતી હતી. એમ જ્યેષ્ટિકાને છેડેજ તેની નજર દૃઢ ચોંટેલી હતી, ને જે જે વનસ્પતિ તરફ તે છેડો જતો હતો તે તે તરફ તે ફર્યા કરતી હતી. એવામાં તેનાજ રોગનું નામ વૈદ્યરાજે દીધું, ને તેના ઉપયોગની ઔષધી તે છેડાવતે બતાવી. એ ઔષધી જોતાંજ તેની નજર જે લાકડીના છેડાપર દૃઢ ચોંટેલી હતી, તે ખસી તુરત ઔષધીપર ચોંટી, ને પછી તે લાકડી, વૈદ્યરાજનું બોલવું, ને વૈદ્યરાજ એ સર્વને છોડી તે તો પેલી ઔષધી આગળજ ઉભો! પછી બીજા રોગીઓને તેઓનાં ઔષધો બતાવતા વૈદ્યરાજ આગળ ચાલ્યા ગયા, ને વાણીઓ તે વનસ્પતિ લઈ તુરત ઘેર આવ્યો. પછી એ અમૂલ્ય ઔષધનું તેણે સેવન કરવા માંડયું, ને થોડાજ સમયમાં પોતાના અસાધ્ય રોગથી તે મુક્ત થઈ સંપૂર્ણ સુખો ભોગવવા લાગ્યો.

હે વત્સ, એ દૃષ્ટાંત ઉપરથી સમજવાનું સિદ્ધાંત એ છે કે, પ્રાણીને આ ભવ (સંસાર) રૂપ મહાન્ રોગ પ્રાપ્ત થયલો છે. તેથી

તેણે તે વૈદ્યરાજરૂપ મહાત્મા જ્ઞાની એવા પરમ દયાળુ પરોપકારી ગુરુને શરણે જવું. પછી તેના વચનપર વિશ્વાસ અને લક્ષ રાખી તે જેમ આજ્ઞા કરે તેમ વિચાર કરી વર્તવું. એ પ્રમાણે કરવાથી તે વાણીઆને જેમ વનમાંથી વૈદ્યરાજે ઔષધી બતાવી, તેમ આ સંસાર રોગની મહૌષધીરૂપ જ્ઞાનતત્વ પ્રાપ્ત થાય અને તેવડે પ્રાણી જીવતાંજ મુક્ત થઈ પરમાનંદમાં પ્રવર્તે એ નિશ્ચે છે. હવે એ વણિક પ્રથમ વૈદ્યરાજને શોધતો તેમની પાસે ગયો, ત્યાંથી તેમની સાથે વનમાં ગયો, ત્યાં તેમના બોલવાપર ને પછી લાકડીની અણી તરફ ધ્યાન રાખતો કેટલીકવાર સુધી ચાલ્યો, ને પછી જ્યારે તેના કામની ઔષધી, તે લાકડીવતે દીઠી કે તુરત તેનાથી તે વૈદ્યરાજ, તેમનું બોલવું, અને લાકડીની અણી એ સર્વે આપોઆપ છોડી દેવાયું: ને માત્ર પોતાની ઔષધી તરફજ તે સુરતા રાખી રહ્યો. તેમ મુમુક્ષુને પ્રથમ ગુરુ, તેમણે બતાવેલાં લાકડી વગેરે રૂપ જ્ઞાન પ્રાપ્તિ કરવાનાં સાધનો, અથવા વનમાં જવા વગેરે રૂપ કર્મો, ને તે ઔષધી માટે લાકડીની અણી તરફ ઉપર નીચે દૃષ્ટિ રાખવારૂપ દૃઢ ધ્યાનાદિ વાળી જ્ઞાન પ્રાપ્તિ થયા પછી, કર્મઉપાસના આપોઆપ છૂટી જાય છે.

---

## પંચદશ બિંદુ–આત્મા ક્યારે ઓળખાય છે.

શિષ્ય-દયાળ, આપે કોઈ સમયે કહેલું છે કે "'तत्त्वमसि'* એ પદ વેદ તથા વેદાંતના સાર રૂપ છે. કારણ કે આ આત્માને ઓળખાવનારૂં એ વેદનું મહા વાક્ય છે; ને જ્ઞાન થવા માટે મુમુક્ષુને પ્રથમ તે વાક્યનો ઉપદેશ થવો જોઈએ." ત્યારે ગુરુદેવ, શું એ વાક્યનો ઉપદેશ થતાંજ મનુષ્ય જ્ઞાની થઈ જાય છે, ને આત્માને ઓળખવા માંડે છે?"

ગુરુ–વત્સ, તું જો કે ગમે તેવાં સુંદર, સ્વાદિષ્ટ અને ગુણકારી પકવાન્નો આપણા સામે તૈયાર પડેલાં હોય છે; પરંતુ આપણી ક્ષુધા મટાડવા માટે તેમાંથી ખાવાની જરૂર છે; કંઈ નજરે માત્ર જોયા કરવાથીજ આપણને તેનો સ્વાદ આવવાનો કિંવા ક્ષુધા મટી

---

* तत्त्वमसि–ત (આત્મા) તે તૂંજ છે. અર્થાત્ જે આત્માને ઓળખવા માટે તું યત્ન કરે છે, તે આત્મા તું પોતેજ છે–બીજો નથી.

શાંતિ થવાની નથી. તેમ એ મહાવાકયના ઉપદેશનું મનન કરી આત્માની રાજસી તામસી વગેરે અનેક વૃત્તિયો જ્યારે મૂકી દેવાય, ને સૌ વાતે નિસ્પૃહ થવાય ત્યારે તે મહદુપદેશનો ગુણ લાગે (પ્રાણી આત્માને ઓળખવા માંડે). એ ઉપર એક દૃષ્ટાંત કહું તે સાંભળ:—

પૂર્વે કોઈસમયે અશ્વિનીકુમાર, કે જેઓ દેવતાઓના વૈદ્ય છે. તેઓ સર્વ વાતે નિપુણ છતાં, પિંગલ શાસ્ત્રથી અજાણ હતા માટે તે શીખવા સારૂ શેષનાગ પાસે ગયા. ત્યાં જઇ જૂએ છે તો શેષ-નાગની એક આંખ દૂખતી હતી. તેની પીડા એટલી બધી થતી હતી કે જે શેષથી સહન ન થતાં તે આકુળવ્યાકુળ થઈ ગયા હતા, ને આમ તેમ આળોટતા હતા, તેથી જાણે માથાપર ધારણ કરેલી પૃથ્વી હમણાં પડી જશે એવી ધાસ્તી રહેતી હતી. અશ્વિનીકુમારે જઈ પોતાની પિંગલ ભણવાની ઈચ્છા જણાવી, ત્યારે નાગે કહ્યું, "હે કાંતિમાન્ અશ્વિનીકુમાર, તમોને હું પિંગલ મોટા હર્ષથી ભણાવું; એ માટે મને બહુ સંતોષ થાય એમ છે, કારણ કે એ વિદ્યા શીખ-વાને તમે પાત્ર છો. પરંતુ મારી તો આવી દશા છે. પણ હું જાણું છું કે તમે સર્વ દેવતાઓના વૈદ્ય છો તેથી મારી આંખના ઔષધી જાણતાજ હશો, માટે મને આરામ કરો, એટલે હું તમને યથાર્થ પિંગલ પાઠ ભણાવીશ." એ સાંભળી અશ્વિનીકુમારે તુરત તેની ચિકિત્સા કરવા માંડી, ને તે દૂખતી આંખમાં "ત્રિધાત" નામનું સર્વોત્તમ ઔષધ આંજ્યું; કે જેનાથી શ્રેષ્ટ ઔષધ આંખને માટે બીજું છેજ નહીં. આથી તો આંખ ઉલટી બમણી દૂખવા માંડી, ને શેષ તેની પીડાને લીધે બહુ આકળા થવા લાગ્યા! એટલામાં ફરતા ફરતા નારદ મુનિ ત્યાં આવ્યા, ને શેષની આવી અવસ્થા જોઈ તેથી અશ્વિનીકુમાર પ્રત્યે બોલ્યા, "અરે આશ્વિનેય,* મનુષ્ય વૈદ્ય જેટલી પણ યુક્તિ તમે નથી જાણતા? મૃત્યુલોકમાં જઈ અમુક દેશને વિષે એક વૈદ્ય છે તેને મળો, જે તમને ઉપાય બતાવશે." તુરત અશ્વિનીકુમાર બ્રાહ્મણને વેશ લઈને મૃત્યુલોકમાં તે વૈદ્ય પાસે ગયા, ને નમ્રતાપૂર્વક પૂછ્યું કે, "વૈદ્યરાજ, આંખ દૂખતી હોય તેનું ઓસડ બતાવો. અમે ત્રિધાત ઔષધ આંજ્યું, તોપણ તેથી શાંતિ થઇ નહિ.

* અશ્વિનીકુમાર.

તેથી આપની ખ્યાતિ સાંભળી અહીં આવ્યા છીએ." એવું સાંભળી તે વૈદ્યે કહ્યું, "શું તમે ત્રિઘાત આંજ્યું? અરે તે તો માત્ર અશ્વિનીકુમારજ જાણે છે, માટે તે (અશ્વિનીકુમાર) તો તમે નથી? અને વળી એ ત્રિઘાતથી જ્યારે સારૂં થયું નહિ, ત્યારે તો નિશ્ચે શેષ નાગની આંખ દૂખતી હશે." આમ એકાએક પરીક્ષા કરેલી જાણી આશ્ચર્ય પામીને અશ્વિનીકુમારે પોતાનું સ્વરૂપ પ્રકટ કીધું. ત્યારે તે વૈદ્યે આદરસત્કારથી પૂજા કરી કહ્યું કે, "મહારાજ, એ સહસ્ર ફણાવાળા શેષ નાગને બે હજાર આંખ્યો છે. તે સઘળી મીચાવી દઈ માત્ર જે દૂખતી હોય તેજ ઊઘાડી રાખીને તેમાં ત્રિઘાત આંજજો; કારણકે એ સર્વોત્કૃષ્ટ ઔષધથીજ તેમને સારૂં થઈ જશે એનાથી શ્રેષ્ઠ ત્રણે લોકમાં બીજું ઔષધ નથી." અશ્વિનીકુમાર બહુ વિસ્મય પામી હર્ષ સહિત શેષ નાગની પાસે ગયા, ને તે વૈદ્યના કહ્યા પ્રમાણે શેષની સઘળી આંખ્યો મીચાવી, દૂખતી આંખમાં આગળ આંજ્યું હતું તેજ (ત્રિઘાત) ઔષધ આંજ્યું કે તુરત તેમાંથી ખળખળાટ પાણી નિકળી ગયું, ને આંખ પરમ શીતળ થઈ રહી. આથી આનંદ પામી સંતોષપૂર્વક શેષે અશ્વિનીકુમારને પીંગળશાસ્ત્ર ભણાવ્યું.

એ પ્રમાણે હે શિષ્ય, એ ત્રિઘાત ઔષધીરૂપ 'તત્વમસિ' ઉપદેશનો ગુણ લાગવાને ઉપર કહેલો ઉપાય લાગૂ પાડવો જોઇએ. એ શેષને તો બે હજાર આંખ્યો છે, પણ જીવરૂપ શેષનાગને તો રાજસી, તામસી વૃત્તિઓરૂપ લાખો કરોડો આંખો છે. તો તે સર્વે આંખો બંધ કર્યા પછી જેમ તે ઔષધીનો ગુણ શેષને લાગ્યો, તેમ એ સર્વ વૃત્તિયો મીચી દેવાય (મૂકી દેવાય) ત્યારે જીવને 'તત્વમસિ' ઉપદેશરૂપ ત્રિઘાતનો ગુણ લાગે; ને પછી પરમજ્ઞાની થઈ જીવ જીવન્મુક્ત થાય. પણ માત્ર મહાવાક્યો સાંભળીને, તે ગોખી મુખપાઠ કરવાથી કંઈ જ્ઞાની થઈ જવાય નહિ તેમ આત્મા ઓળખાય નહિ.

---

## ષોડશ બિંદુ–સંત સમાગમ કેમ થાય.

શિષ્ય–મહારાજ, સત્સમાગમ એ ઘણોજ ફળદાયક છે, અને તેની જે મોટી યોગ્યતા છે, તેનું વર્ણન કરી શકવાને કોઈ સમર્થ

નથી, તેટલા માટે સર્વ મનુષ્ય પ્રાણીએ અવશ્ય સતસંગ કરવો જોઈએ પરંતુ આ સંસારના અનેક વ્યવસાયોમાં પચેલા, જેઓને ઘણાક મનુષ્યોનું પોતાની પાછળ પોષણ કરવું પડે છે તેવા, ને જેઓ રાત્ર દિવસ પરિશ્રમ કરી ધંધો કરે છે ત્યારે માંડ માંડ પોતાના કુટુંબનું પોષણ કરી શકે છે, એવા મનુષ્યો સંત સમાગમ કેવી રીતે કરે? શું તેઓ પોતાની પાછળનાંઓને રવડતાં મૂકીને સંતસંગ કરવા જાય?

ગુરુ—અરે મૂઢ, હજુસૂધી તારા મનમાં એમજ છે કે મનુષ્ય સર્વે કર્મ–કર્તવ્ય કરે છે? કહે માણુસ પોતાની શક્તિથી શું કરી શકે તેમ છે? અહીંથી ઉઠીને તહીં બેસવું એટલું પણ માણસના સ્વાધીનમાં છે ખરૂં કે? આગળ પાંચે પકવાન્ન તૈયાર પડેલાં હોય છતાં તે ઉપાડી મ્હોંમાં મૂકવાં એટલું કામ પણ તે પોતાપર વ્હોરી લઇ તે ભક્ષણ કરી શકે ખરૂં કે? અરે ના, એવો મિથ્યાભિમાન ધરવો એ જ્ઞાનિ પુરૂષનું કામ નથી. મનુષ્ય પોતાના અખત્યારથી સ્વતંત્ર રીતે કશું પણ કરી શકવાને સમર્થ નથી. જગત્કર્તા પરમેશ્વરની પ્રેરણાથીજ મનુષ્ય નાના પ્રકારના વ્યવહારો કરે છે. તેની પ્રેરણા વગર વૃક્ષપરનું એક પાંદડુ પણ હલાવવાને વાયુ સમર્થ નથી, તો પછી તું કહે છે કે "વ્યવસાયી મનુષ્ય પોતાના કુટુંબને ભૂખે મરતુ મૂકીને કેમ કરી સત્સંગ કરી શકે?" એ શું? શું એ વ્યવસાયી, બોહોળા કુટુંબીઓને ન હોય તો તેમનાં કુટુંબો ભૂખે મરી જાય? અરે, એ કેમ બને? શું તેમનું રક્ષણ કરનાર પ્રભુ નથી? પ્રભુ તો એવો પરમ દયાળુ છે કે, મનુષ્યને તો માત્ર પોતાની, કિંવા પોતાના કુટુંબનીજ ચિંતા હોય છે ને તેને તો આખા જગતની ચિંતા છે; માટે પ્રાણીને માટે તે સર્વ વાતની આગળથીજ પેરવી કરી મૂકે છે. અરે જોકે, ગર્ભની અંદરથી બાળક જન્મવાને લગભગ ત્રણ માસ બાકી હોય છે, ત્યાર અગાઉથી તે અવતરનાર બાળકની માના સ્તનોમાં દૂધ ઉત્પન્ન કરી મૂકે છે, કે તે બાળક અવતરતાં વેંત તેના ઉપયોગમાં આવી શકે. એટલા માટે તો મહાત્માજનોએ તેને પરમદયા, વિશ્વંભર, વિશ્વપાલક વગેરે વિશેષણો આપ્યાં છે. માટે હે વત્સ, ઈશ્વરજ સૌને સંભાળે છે, તેથી વ્યવસાયીઓ પોતાના વ્યવસાયકાળમાંથી અમુક થોડોઘણો કાળ પણ સત્સંગમાં ગાળે તો તેથી તેમનાં કુટુંબને ઈશ્વર દુઃખી થવા દે નહિ, એ નિશ્ચે છે.

એ સંબંધે પૂર્વે કોઈ વણિક સત્સંગ કરતો હતો તેની આખ્યાયિકા તને સંભળાવું છું:—

એક શેહેરમાં કોઈ વાણીઓ રહેતો હતો. તે નિર્ધન અવસ્થામાં હોવાથી પોતાના કુટુંબનું પોષણ કરવા માટે શેહેરમાં કોથળો* કરી તેમાંથી જે કંઈ મળે તેનાથી ગુજરાણ ચલાવતો હતો. તેને બે દિકરા અને એક દિકરી મળી માત્ર ત્રણજ સંતાન હતાં. પણ પોતે, પોતાની સ્ત્રી, ને ત્રણ છોકરાં મળી પાંચ જણનું પોષણ તે પરાણે કરી શકતો હતો. સવારના પહોરમાં નહાઈ ધોઈ જરાક વાર હરિસ્મરણ કરીને તુરત ખભે કોથળો ભેરવતો, તે ત્રીજે પહોરે ઘેર આવી ભોજન કરતો હતો. ગામમાં ફરતાં ક્યાંઈ દેવદેવાલયમાં દર્શન કરવા જાય ને તેમાં કથા વાર્તા થતી હોય તો જરૂર તે ઘડી પા ઘડી ઊભો રહી તેટલા વખતમાં જે કંઈ સાંભળવામાં આવે તે હરિગુણનું શ્રવણ કરી પાછો પોતાને માર્ગે ચાલતો. એમ કરતાં કોઈ દિવસે તે કોથળો ફરીને ઘેર વળતો હતો એવામાં એક વિષ્ણુ મંદિરમાં દર્શન કરવા ગયો. ત્યાં દર્શન કરી એક સંતપુરુષ કથા વાંચતા હતા તે સાંભળવા થોડીક વાર થોભ્યો તો તેમાં એવું સાંભળવામાં આવ્યું કે मनुष्य प्राणीए प्रतिदिन अवश्य सत्संग करवो. એટલું સાંભળી તુરત તો તે ચાલતો થયો, પણ એ વાત તેના હૃદયમાં ઠસી ગઈ, તેથી હંમેશ થોડીવાર સત્સંગ કરવાનો તેણે નિશ્ચય કીધો. બીજા દિવસથી તેણે તેજ મહાત્મા પાસે જવા માંડયું, ને અનેક પ્રકારનાં હિતવચનોનો પોતાના અંતર્ભંડારમાં સંગ્રહ કરવા માંડયો. ઘણાક દિવસપર્યંત એમ સત્સગ કરવા છતાં તે હવે વૃદ્ધ થવા આવ્યો તેથી પ્રતિદિન પોતાનાં બૈરાં છોકરાંની વારંવાર ચિંતા કરવા લાગ્યો: "અરેરે, હું વૃદ્ધ થવા આવ્યો, છોકરાં મોટાં થયાં છે, તેઓને હજી પરણાવ્યાં નથી. વખતે વચમાંજ મારો કાળ થઈ ગયો તો તેઓના ગુજરાણને માટે પછવાડે મૂકી જવા મારી પાસે કંઈ પણ છે નહિ;" વગેરે વિચારોમાં તેનું મન વધારે ગુંચવાતું ગયું, તેથી સત્સંગમાં કેટલોક અંતરાય પડવા લાગ્યો. કેટલાક દિવસથી તેની આવી ચર્યા માલમ પડવાથી તેને તે સંતપુરુષે કહ્યું, "હે વણિક, તારૂં મ્હોં ઉદાસ કેમ માલમ પડે છે? શું

---

* હળદર, મીઠું, મરચું, હીંગ, જીરૂં, મરી, મસાલો વગેરે રોજ અવશ્ય ખપમાં લાગતી જણસો લઈ ગામમાં ફેરી કરીને વેચે તેને કોથળો કરવો કહે છે.

તું હજુ સૂધી તારાં બૈરાં છોકરાંમાંજ લપટાઈ રહ્યો છે? હવે તારી વૃદ્ધાવસ્થા થવા આવી તોય તું કેમ ચેતતો નથી?" એ સાંભળી વણિક બોલ્યો; "મહારાજ, શું કરૂં. છોકરાં નાનાં છે, જાતે નિર્ધન પડયો, આખો દહાડો ટાંટિયા તોડ કરી સાંજે બે આના લાવું છું તો છોકરાં ખાવા પામે છે; તો પછી ચિંતા તે કેમ ન થાય? હું હમણાં ઘરબાર છોડી દઈ વિરક્ત થઈ જાઉં તો એમને પછી ખાવા કોણ આપવાનું હતું? પાકા ઝાડ તળે જઈને પણ ભૂખે મરે એવી કંગાલ મારી સ્ત્રી છે, ને છોકરાં સાવ નહાનાં છે, તો પછી એમની શી દશા? હું ન હોઉં તો પછી તે તો રવડી રવડીને મરે. માટેજ ગુરુદેવ, મારૂં મન આજકાલ સદા વ્યગ્ર રહે છે." એ સાંભળી સંતે કહ્યું, "શું એ બધાંનું તું ખાવાનું પૂરૂં કરે છે? તેઓ શું પોતપોતાનાં પ્રારબ્ધોને કયાંઇ મૂકીને આવ્યાં હશે? તને એમજ લાગતું હોય તો તું એક કામ કર. મારા વચનની પરીક્ષા જોવા માટે તે બધાઓને મૂકીને તું માત્ર એક મહિનો દહાડોજ બહાર કંઈ ગામગમાતરે જા. પછી મહિના કેડે આવીને જોજે કે તેઓની શી દશા થઈ છે!" એ સાંભળી તે પોતાને ઘેર ગયો, ને બીજે દિવસે સવારમાં બૈરી છોકરાંને કહ્યું કે, "આ ગામમાં હવે કોથળામાં કંઈ પેદાશ થતી નથી, કારણકે ફેરીઆ ઘણા થઈ ગયા છે, ને વળી તેઓ એક બીજાનો ધંધો તોડવા માટે બહુ સોંઘે ભાવે વકરો કરે છે. માટે મારો વિચાર છે કે કોઈ બીજા ગામમાં જઈ હું કોથળો કરીશ, કે જો કદાચ ફાવી ગયું તો પછી નાનીશી હાટડી પણ ત્યાં માંડી દેવાય. તેથી આજે હું કોથળો લઈ બહારગામ જાઊં છું. તમે ફિકર કરશો નહિ; થોડાક દિવસમાં પાછો આવીશ." એમ આડું અવળું સમજાવી તે પરગામ ચાલ્યો ગયો.

હવે તે મહાત્માએ એક યુક્તિ રચી તે વાણીઆના ગયા કેડે થોડેક દહાડે એક કાગળ લખી તેને ઘેર મોકલ્યો કે, "હરિદાસ શેઠ ગામ જતા હતા, ત્યાં રસ્તામાંની ઝાડીમાં તેમને એક વાઘ મળ્યો, તેણે તેમને મારી ખાધા. શું કરીએ, જે પરમેશ્વરને ગમ્યું તે ખરૂં." આવા સમાચાર મળતાં તેનાં સ્ત્રી છોકરાં બહુ શોકાતુર થયાં, રડયાં કૂટયાં, કાણ મોકાણ માંડી, ને દશ દિવસ થયા કેડે સૂતક વગેરે કાઢી જે કંઇ બની શકી તે ક્રિયાકર્માંતર પણ કરી દીધું. પછી તેઓની ગરીબ સ્થિતિની

તો આખા ગામમાં સૌને ખબર હતી, માટે મોહોલ્લાના તથા નાતના સૌ લોક એકઠા મળ્યા, ને દયા લાવી વિચાર કરવા માંડયા કે વાણીઓ અંતરિયાળ ગુજરી ગયો, ને છોકરાં નાનાં છે, માટે શું ખાશે ? તેથી સૌએ મળી તેઓ માટે આઠ દશ મહિના ચાલે તેટલો દાણો દુણી ભરાવી આપ્યો, ને છોકરાંઓને છુટક છુટક આનો બબે આના રોજ આપવા કરી દુકાનોપર નોકરી રાખ્યાં. આથી તેઓ હતાં તે કરતાં પણ વધૂ સુખી અવસ્થામાં આવી ગયાં, ને સુખેથી ખાઈ પી દહાડા ગુજારવા લાગ્યાં.

મહિના દોઢ મહિના પછી વાણીઓ ગામમાં આવ્યો, ને મંદિરમાં જઈ પ્રથમ ગુરુને મળ્યો. ગુરુએ તેને કહ્યું કે, "રાત્રે મોડો છાનોમાનો તું તારે ઘેર જજે, ને સઘળી વિગત જોઈ આવજે; હાલમાં અહીંજ બેસ." પછી ગુરુએ છાનામાના એક તેલીયા રાજાને કંઈ આપવું કરી સમજાવીને તે વાણીઆને ઘેર મોકલ્યો. તેણે જઈ તેની સ્ત્રીને કહ્યું, "બાઈ, તમારો મરી ગયલો ભરતાર આજ રાત્રે અહીં આવશે. તે ભૂત થયો છે માટે તમારા ધણી જેવુંજ બરોબર રૂપ ધરીને અહીં ઘરમાં આવશે, ને કહેશે કે હું તેજ-હરિદાસજ છું, ને મરી ગયો નથી. છતાં તમે તેને ઘરમાં પેસવા દેશો નહિ, ને પથરા મારી હાંકી કાઢજો. કારણ કે એ ભૂત જો ઘરમાં ઘુસી જશે, તો તમો જન્મપર્યંત દુખી થશો, પણ નિકળશે નહિ." પછી જ્યારે રાત્રિ પડી, ને સૌ જળ જંપ્યું ત્યારે તે વાણીયો છાનો માનો પોતાને ઘેર ગયો ને બારણાં ઠોક્યાં. તેલીઆએ ચેતાવી રાખ્યાં હતાં માટે છોકરાં ચમકી ઉઠયાં, ને ધડાધડ તેને પથ્થર મારવા લાગ્યાં. વાણીઆએ કહ્યું, "અલ્યા ભાઈ મોહન, અલ્યા રમણ, કેમ છે ? કેમ બારણાં ઉઘાડતા નથી ? અક્રી, (સ્ત્રીને કહે છે) કેમ સાંભળતી નથી કે ? ઉઘાડ, હું કયારનો ખોટી થાઉં છું !" એ સાંભળીને તો છોકરા બારીમાંથી વધારે વધારે પથ્થર મારવા માંડયા, ને કહેવા લાગ્યા કે "ઓ બા, ઓ જી, પેલો ભૂત આવ્યો છે, બારણાં ઉઘાડીશ નહિ." સ્ત્રીએ પણ બારીએ આવી કહ્યું, "મારા રોયા પ્રેત, શા માટે છોકરાંને ડરાવવાને અહીં આવ્યો છે ? જા તારૂં કાળું કર. થુઃ તારી આંખમાં રાઈને મીઠું. હે અંબા મારી મા, તમારૂં રખવાળું છે, તું આ પીટયા ભૂતના દાંત પાડજે." એ સાંભળી તે બોલ્યો, "અરે! હું મરી ગયો નથી, જીવતો

છુ; હું તો ગામથી આજેજ ઘેર આવુંછું, માટે બારણાં ઉઘાડો. મને દુઃખી શા માટે કરોછો? તમે પણ કહ્યું માનતાં નથી, ને ભ્રમણામાં પડયાં છો. પણ પછી મારા વગર દુઃખી થશો." એટલે તો સ્ત્રી ગુસ્સો કરી બોલી, "જા મારા પીટયા! તું જીવતો હતો તે વખત કરતાં હાલ અમે બહુ સુખી છીએ. તારા જીવતાં છતાં ખાવાનું પણ તાણ્યુંતોણ્યું મળતું ને આજે અમે પેટ ભરીને ખાઈએ પીએ છીએ. માટે જા, અહીંથી જલદી જા, નહિ તો પથરા મારી માથું ભાંગી નાખીશું. આતો તું મરી ગયેલો છે, પણ કદાચ જીવતો હોત તોપણ હવે અમારે તારૂં કશું કામ નથી." વાણીઆએ વિચાર કીધો કે, "અરે, આ કેમ થયું હશે? ગમે તેમ હોય, પણ તેઓ સુખી તો થયલાં દીસે છે, માટે લાવની, પૂછી જોઉં; જો તેઓ એકલાં રહેવા ખુશી હોય તો મારે માથેથી જંજાળ ઉતરી." પછી તે બોલ્યો, "અલી, હું તો જીવતોજ છું, પણ તમારે મારા વગર રહેવાની ખુશી છે? તમે એકલાં રહી શકશો?" સ્ત્રીએ કહ્યું 'હા, હા, જા; ભૂત થઇને અમને ફોસલાવવા આવ્યો છે: જા અહિંથી. ખબરદાર જો અહીં ફરીથી આવ્યોછે તો. અમોને તારૂં કશું કામ નથી." આવાં વેણ સાંભળી તે તુરત ત્યાંથી પાછો વળ્યો, ને ગુરુ આગળ આવી સર્વ હકીકત નિવેદન કીધી. ગુરુએ કહ્યું, "જોયું? તું કહેતો હતો કે તેમનું પોષણ મારા વગર કોણ કરશે, પણ હવે ખબર પડી? કોણ કોનું પોષણ કરે છે? સર્વ કર્તાહર્તા શ્રી હરિજ છે, માટે હવે સઘળી લલુતા મૂકી દે, ને ભગવતના ચરણમાં ચિત્ત લગાડ."

આ સર્વ બનાવથી વાણીઆને ખરેખરો ચટકો લાગ્યો ને તુરત ક્ષણભંગુર સંસારની માયાપરથી મન ઉતારી દઈ, ગુરુ ઉપદેશને અનુસરીને જીવન્મુક્ત સુખ લઈ વિચર્યો. આ પ્રમાણે સ્વાનુભવથી તેને વિરાગ ઉત્પન્ન થયો તેથી તેને એક વખતે નાનક ગુરુનું કહેલું વચન યાદ આવ્યું કે:-

જીવિતકો વ્યવહાર, જગતમેં, જીવતકો વ્યહવાર. ટેક.
માતપિતા ભાઈ સુત બાંધવ, અરુનિજ ઘરકી નાર. જગત૦

તનસેં પ્રાણ હોત જબ ન્યારે, ટેરત પ્રેત પોકાર. જગત૦
આધ ઘડી કોઈ નવ રાખે, ઘરતેં દેત નિકાર. જગત૦

મૃગતૃષ્ણા જ્યોં યે જગ રચના, દેખો હૃદે બિચાર. જગત૦
જન નાનક યે મત સંતનકો, પાઓ તોહે પોકાર. જગત૦

વળી તેણે કહ્યું કે;–

જુઠી દેખી પ્રીત, જગતમેં, જુઠી દેખી પ્રીત. ટેક.
આપને સુખકું સબ જગ રોવે, કયા દારા કયા મીત. જગત૦
મેરો મેરો સબહી કહતહેં, હેતસેં બાંધે ચીત. જગત૦
અંતકાળ કોઇ સંગ ન ચાલે, યેહિ અચરજહિ રીત. જગત૦
મન મૂરખ જી અજહુ ન સમજત, સુખ દેહારે નીત. જગત૦
નાનક ભવજલ પાર પરો જબ, ગાઓ હરીકે ગીત. જગત૦

## સપ્તદશ બિંદુ–સત્ય સત્સંગ.

શિષ્ય–ગુરુજી, આપ વારંવાર સત્સંગની બહુ પ્રશંસા કરોછો, માટે મને એ વિષે બહુ આશ્ચર્ય થાય છે કે સત્સંગમાં તે એવડું બધું શું સમાયલું છે? ખરો સત્સંગ કોને કેહેવાય, અને તેથી શું ફળ થાય છે? તે કૃપા કરી જણાવશો.

ગુરુ–અહો! વત્સ, સત્સંગની પ્રશંસા? અરે, સત્સંગના તે હું શા શા ગુણ ગાઉં? તેની પ્રશંસા કરવાને કોણ સમર્થ છે? પ્રભુપરાયણ સત્યશીળ પરોપકારી મહાત્મા પુરૂષોનો સંગ કરવો તેને સત્સંગ કહે છે. એવો સત્સંગ જો એક ક્ષણ વાર થાય તોપણ તેનું મહાત્મ્ય અત્યંત છે. એનું–એના માહાત્મ્યનું વર્ણન કયાં સુધી કરીએ. પણ માત્ર એ સંબંધે એક પુરાતન ઇતિહાસ છે, તે હું તને સંભળાવું છું:–

પૂર્વે વિજયકુલમાં ઉત્પન્ન થયેલા પ્રતાપી ગાધિરાજાને વિશ્વામિત્ર નામે મહાપરાક્રમી પુત્ર હતો. વિશ્વામિત્ર યુવરાજ હોવાથી ગાધિ રાજાએ પોતાની વૃદ્ધ અવસ્થા થતાં તેને રાજ્યપદાભિષેક કીધો, ત્યારથી તે પોતાની પ્રજાને બહુ ન્યાયીપણે અને પુત્રની પેરે પાળતો હતો. પોતે અતિ વીર્યવાન્ અને ધનુર્વિદ્યામાં કુશળ હોવાથી થોડા કાળમાં ઘણાક રાજાઓને જીતીને તેણે પોતાના રાજ્યને મોટા વિસ્તારવાળું બનાવી દીધું હતું. આટલું છતાં કોઈ વખતના પ્રસંગથી તેના મનમાં એમ નિશ્ચય થયો હતો કે રાજા જોકે મોટો ચક્રવર્તિ હોય, પણ તેનું તે રાજ્યબળ (ક્ષત્રિયબળ) બ્રહ્મબળ (બ્રાહ્મણના બ્રહ્મતેજ–પરાક્રમ) આગળ કંઈજ નથી. આ વાત તેના

મનમાં એવી ધર કરી રહી હતી કે દિવસ અને રાત્રિ બ્રહ્મત્વ અને બ્રહ્મત્વજ ઝંખતો રહ્યો! "અરે, બ્રાહ્મણ એ કેવું પરમ દૈવત છે! અહો! બ્રહ્મત્વનો પ્રતાપ કેટલો બધો છે! એ મને ક્યારે પ્રાપ્ત થશે?" એમ તેના સ્વપ્નમાં પણ હમેશાં સ્મરણ થયા કરતું હતું. આથી તેણે રાજ્યપદ છોડી બ્રાહ્મણપણું પ્રાપ્ત કરવાનો વિચાર કીધો. તુરત, પુત્ર પુરોહિત વગેરેને રાજ્યનો કારભાર સોંપી તથા ઘણીજ કાળજી સાથે પોતાનીજ રૂઢી પ્રમાણે રાજ્ય ચલાવવાની તેઓને સારી પેઠે ભલામણ કરી, પોતે વનમાં ચાલી નિકળ્યો. ત્યાં અનેક પ્રકારનાં મહાતીવ્ર વ્રતો આચરવા માંડયાં. કોઈ સમયે નિરાહાર, તો કોઈ સમયે માત્ર જળ કે વાયુનોજ ભક્ષ કરી રહેવા માંડયું: અને એવી બીજી ઘણી કઠિણ પ્રતિજ્ઞાઓથી તે રાજા તપ કરવા લાગ્યો. આવી રીતે મહાઉગ્ર તપ કરતાં વિશ્વામિત્રને થોડાંને ઘણાં સાઠ હજાર વર્ષ વીતી ગયાં, છતાં એ બ્રહ્મત્વાભિલાષી રાજવીરપુરુષ તપથી પાછો હઠયો નહિ! ત્યારે તપના પ્રભાવથી આખું બ્રહ્માંડ વિકળ થવા માંડયું, તેથી બ્રહ્મદેવ તથા ઈંદ્ર આદી સર્વ દેવતાઓ, વિશ્વામિત્રની આગળ ગયા ને તપમાંથી તેમને ઉઠાડી કહેવા લાગ્યા કે, "હે મહા તપસ્વિ વિશ્વામિત્ર, તમને ધન્ય છે. તમારા જેવું તપ કરનાર ત્રૈલોક્યમાં પણ કોઈ નથી. તમારા તપથી અમે બહુ પ્રસન્ન થયા છીએ, માટે હવે તપશ્ચર્યા સમાપ્ત કરી કહો કે તમારે શી ઈચ્છા છે?" એ સાંભળી વિશ્વામિત્રે કહ્યું કે, "જો તમે સર્વ પ્રસન્ન થયા હો તો મારી બ્રહ્મત્વ પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા પૂર્ણ કરો." "અસ્તુ! તમને બ્રહ્મત્વ પ્રાપ્ત થશે. અમો તો તમને બ્રહ્મર્ષિજ કહીએ છીએ; કારણકે તમારા તપના પ્રભાવથી તમે બ્રહ્મત્વને યોગ્ય થઈ ચુક્યા છો; પણ વસિષ્ઠાદિ મહાન્ બ્રહ્મર્ષિઓ તમોને પોતાના વર્ગમાં ગણે એવો યત્ન કરો." આટલું કહી દેવતાઓ અંતર્ધાન થયા. પછી વિશ્વામિત્રજી તપ સમાપ્ત કરીને વસિષ્ઠઋષિ પોતાને બ્રહ્મર્ષિ કહે એવો યત્ન કરવા માટે ત્યાંથી ચાલી નિકળ્યા.

ઈક્ષ્વાકુવંશના રાજાઓની આગળ વસિષ્ઠ ઋષિ પુરોહિતપણું કરતા હતા, માટે વારંવાર અયોધ્યાપુરીમાં રાજસભાને વિષે તેમનું બેસવું થતું હતું. બીજા પણ ઘણાક મહર્ષિઓ નિરંતર તેમની જોડે તે સભામાં હાજરજ રહેતા હતા; તેથી એ રાજસભા તે સાક્ષાત્ બ્રહ્મસભા સમાનજ હતી. વિશ્વામિત્રજી

પોતાને બ્રાહ્મણ મનાવવાને વસિષ્ઠમુનિ પાસે એ સભામાં ગયા, પણ પોતે મૂળ ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયલા હોવાથી, જોકે તે તપ કરી બ્રાહ્મણપણાને યોગ્ય થયા હતા છતાં, જાતિ સ્વભાવને લીધે ધનુષ ભાથા ખડ્ગ ઈત્યાદિ આયુધો ધારણ કરી ત્યાં પ્રવેશ કરયો. સભામાં દાખલ થતાંજ સર્વ મંત્રિઓ તથા ઋષિઓ ઉભા થયા, અને મોટા આવકાર સાથે તેમને ઉત્તમ આસનપર બેસાડયા, બાદ સહુ બેઠા. પરંતુ વસિષ્ઠઋષિ, કે જે પરમ સત્યવક્તા હોવાથી જેવું જોતા તેવુંજ કહેતા હતા, તે વિશ્વામિત્રને આવતાં ઉભા તો નજ થયા, પરંતુ ઉલટો "આવો વિશ્વામિત્ર રાજર્ષિ!" એમ મર્મવાણીથી આવકાર દીધો. આ સાંભળી (સર્વ સભા સાંભળતાં પોતાને રાજર્ષિ કહ્યા એ માટે) વિશ્વામિત્ર તુરત તો કાંઈ બોલ્યા નહિ, પણ તેજ સમયથી તેમના મનમાં વૈર વ્યાપ્યું કે- "અરે, બ્રહ્માદિ સર્વ દેવતાઓએ મને બ્રહ્મર્ષિ કહ્યો છતાં આ વસિષ્ઠ શા માટે મને બ્રહ્મર્ષિ કહેતા નથી? એ મારો દ્વેષ કરે છે માટે લાવ એને સંતાપ કરૂં." એમ ધારી એક રાજાને કોઈ ઋષિના શાપથી રાક્ષસપણું પ્રાપ્ત થયુ હતું તેની પાસે વસિષ્ઠ ઋષિના એક પુત્રનો ભક્ષ કરાવ્યો. બીજે દિવસે વિશ્વામિત્ર સભામાં ગયા; તો પૂર્વની પેઠેજ, "આવો રાજર્ષિ!" કહીને વસિષ્ઠ ઋષિએ તેમને બોલાવ્યા. આથી ફરી ક્રોધિષ્ટ થઈ, વસિષ્ઠઋષિના બીજા પુત્રને નાશ કરાવ્યો. ફરીને તે સભામાં ગયા, તોપણ વસિષ્ઠે તેમને રાજર્ષિજ કહ્યા. આથી તે બહુજ ચિઢાઈ ગયા, અને પ્રતિદિવસે, પોતાને વસિષ્ઠ, બ્રહ્મર્ષિ ન કહેતાં રાજર્ષિજ કહે છે એ જોઈ, તેમણે વસિષ્ઠના સોએ પુત્રોનો અનુક્રમે નાશ કરાવી નાંખ્યો. આથી કંઈ પરમ સત્વગુણી વસિષ્ઠજીને માઠું લાગ્યું નહિ, કારણ કે તે જાણતા હતા કે આ કામ વિશ્વામિત્રનું છે, છતાં પોતાના મનમાં એમ સમજતા હતા કે મારા પુત્રોનું એ નિમિત્તેજ મૃત્યું થવાનું હતું તેમાં કોનો દોષ ગણવો! ફરી વિશ્વામિત્ર-"હવે તો મને વસિષ્ઠ મુનિ હારીને બ્રહ્મર્ષિ કહેશેજ," એમ ધારી સભામાં ગયા; તો સત્યવક્તા વસિષ્ઠ મુનિ તો હતા તેના તેજ રહ્યા! તેમણે તો વિશ્વામિત્રને રાજર્ષિ કહીનેજ બોલાવ્યા. કારણ કે હથિયાર ધારણ કરવાં વગેરે રજોગુણી રાજાનાં લક્ષણો જ્યાં સુધી વિશ્વામિત્રનામાં જોવામાં આવ્યાં ત્યાં સુધી વસિષ્ઠ તેમને બ્રહ્મર્ષિ કેમજ કહે? આથી વિશ્વામિત્રને અત્યંત ક્રોધ

વ્યાપ્યો, ને આખરે તેમણે વસિષ્ઠ મુનિનો ઘાત કરવાનું મનમાં ધાર્યું. પછી એક સમયે મધ્યરાત્રે તે છાનામાના વસિષ્ઠ મુનિના આશ્રમ પ્રત્યે ગયા; ને આશ્રમની પાછળ છુપાઈને વસિષ્ઠ મુનિ નિદ્રાવશ થાય તેની વાટ જોતા ઉભા રહ્યા. રાત્રે ચાંદની પૂર્ણ શોભાથી ખીલી છે, ચંદ્રમા માથાપર આવેલો છે, આકાશ વાદળાં વગરનું હોવાથી સર્વત્ર સરખો પ્રકાશ પડી રહ્યો છે, તે જોઇ અરુંધતીએ વસિષ્ઠ ઋષિને કહ્યું, "સ્વામીનાથ, અહા ! જુઓની આજે રાત્રિ કેવી શોભી રહી છે. ચંદ્રનો પ્રકાશ કેવો નિર્મળ દીસે છે ! ત્યારે શું આવા નિર્મળ અને પૂર્ણ તપવાળા કોઈ મહર્ષિ હશે કે જેમનું પવિત્ર દીર્ઘ તપ આવું પ્રકાશી રહ્યું હોય?" આવું સાંભળી વસિષ્ઠબોલ્યા કે, "અહો ! આવું પૂર્ણિમાના ચંદ્ર સમાન નિર્મળ તપ તે બીજા કોનું હોય? એવા ઉગ્ર તપસ્વિ ઋષિ તો આપણામાં એક માત્ર વિશ્વામિત્રજ છે. એમના સમાન આ કાળમાં અન્ય કોઇ તપસ્વિ નથી."

આવી સ્ત્રી પુરુષની પરસ્પર વાતચીત સાંભળી, વિશ્વામિત્ર, કે જે વસિષ્ઠનો પ્રાણઘાત કરવાને શસ્ત્ર ધારણ કરી પછવાડે છાનામાના ઉભા હતા, તેમને અત્યંત ગ્લાનિ ઉત્પન્ન થઈ. તે વિચાર કરવા લાગ્યા કે, "અરે, હું કેવો પાપી અને મૂઢ છું ! કે જેઓ નિષ્પક્ષપાતથી પરોક્ષપણે મારી પ્રશંસા–સ્તુતિ કરી રહ્યા છે તે વસિષ્ઠનો હું નાશ કરવા ઇચ્છું છું. અરર ! ધિક્કાર છે મને. હું બ્રહ્મહત્યાના વજ્રસમાન પાપમાંથી કેમ કરીને છુટત ? અહો ! તામસીપણે આ પ્રતાપી બ્રાહ્મણનો સહસા મેં ઘાત કીધો હતે તો પછી મારી શી દશા થાત ? મારા સર્વ તપનો નાશ થઈ, હું ઘોર નરક કુંડમાં પડત. અરેરે ! હું પરાણે પોતાને બ્રહ્મર્ષિ કહેવાડવાને મથું છું તે કંઈજ નહિ, પણ માત્ર મારૂં મિથ્યાભિમાનજ છે. ખરા બ્રહ્મર્ષિ તો આ વસિષ્ઠજ કે, જેમના સો સો પુત્રોનો નાશ કરી મેં અપુત્ર કરી નાંખ્યા છતાં, પછવાડે તે મારી આવી પ્રશંસા કરે છે, એવો જેમનામાં સત્વગુણ સ્વભાવ છે. ધન્ય છે એમને અને એમના બ્રહ્મત્વને !" એમ કહી તુરત પોતાનાં હથિયારને ત્યાંજ ફેંકી, દોડ્યા દોડ્યા આશ્રમમાં ગયા, ને તુરત વસિષ્ઠને દંડવત્ નમસ્કાર કરી તેમના ચરણ પકડી લીધા ! આથી આશ્ચર્ય પામી વસિષ્ઠે કહ્યું, "અહો બ્રહ્મર્ષિવર* વિશ્વામિત્ર ! આ સમયે

* બ્રહ્મર્ષિયોમાં પણ શ્રેષ્ઠ.

તમે ક્યાંથી?" એ પ્રમાણે વસિષ્ઠના મુખમાંથી બ્રહ્મર્ષિ એવો શબ્દ સાંભળી પોતાની બ્રહ્મત્વ પદ પ્રાપ્તિની અપેક્ષા પૂરી થઈ જાણી આનંદથી ગદ્દગદિત થઈ વિશ્વામિત્રે તેમને કહ્યું, "મહારાજ, આ સમયે હું આપના દર્શનાર્થે અત્રે આવ્યો છું; પણ આટલા દિવસ હું રાજર્ષિ હતો, ને આજે હું બ્રહ્મર્ષિ કેમ કરીને, તે કૃપા કરી જણાવશો?" વસિષ્ઠે કહ્યું, "આજે બ્રહ્મર્ષિપણાને યોગ્ય થયા માટે બ્રહ્મર્ષિ. સત્વગુણ, સત્યશીળતા, નિરભિમાનત્વ એ વગેરે બ્રાહ્મણ ગુણોનો આ વખતે તમારામાં પ્રવેશ, થઇ શસ્ત્રધારણ કરવાં, ક્રોધ, રાજસિસ્વભાવ વગેરેનો સમૂળો ત્યાગ થયો છે માટે બ્રહ્મર્ષિ. તમે મહાપવિત્ર અને તપઃપ્રભાવથી સાક્ષાત્ બ્રહ્મદેવ સમાનછો, પરંતુ જ્યાં સુધી રજોગુણને અનુસરતા હતા, ત્યાં સુધી હું તમને બ્રહ્મર્ષિ કેમ કહી શકું? પણ હવે તમારી આવી નિર્મળ સ્થિતિ હોવાથી તમો બ્રહ્મર્ષિજ છો." આથી વિશ્વામિત્રે પોતાને કૃતાર્થ માન્યા, અને હર્ષયુક્ત પોતાને આશ્રમે ગયા. આ સમયથી તેમનું પરસ્પર ગાઢું સખ્ય થયું, ને એક બીજાને તેઓ અત્યંત ચહાવા લાગ્યા.

પછી કોઈ સમયે વસિષ્ઠ વિશ્વામિત્રને ત્યાં જઈ ચઢયા; ત્યારે વિશ્વામિત્રે ઘણા આદરસત્કારપૂર્વક તેમનું આતિથ્ય કર્યું, નાના પ્રકારનાં પુષ્પ, વનફળ વગેરેથી તેમની યોગ્ય પૂજા કરીને ભોજન કરાવ્યું. પછી દક્ષિણા આપવી જોઇએ તેમાં પોતાના એક સહસ્ત્ર વર્ષોના તપનું ફળ સંકલ્પ કરી અર્પણ કર્યું. તે લઇ વસિષ્ઠ પોતાને આશ્રમે ગયા. પછી કોઈ સમયે વિશ્વામિત્ર વસિષ્ઠને ત્યાં જઇ ચઢયા, ત્યારે તેમણે પણ તેમની ઘણા આદર સહિત યોગ્ય પૂજા કરી, ને જમાડી દક્ષિણા આપતી વખતે માત્ર એક ઘડીના સત્સંગનું ફળ અર્પણ કીધું. આમ જોઇ વિશ્વામિત્રને ગુસ્સો આવ્યો કે, "અરે, વસિષ્ઠ શું મારી મશ્કરી કરે છે કે આમ એક હજાર વર્ષના તપ સમાન એમનો ૧ ઘડીનો સત્સંગ ગણ્યો?" આમ તેમનું મ્હોં ચઢેલું જોઈ વસિષ્ઠે કહ્યું કે, "વિશ્વામિત્રજી, તમારા મનમાં ખેદ થયો તેથી કંઈ ક્રોધ ચઢયો હોય એમ મને ભાસે છે. માટે શું એ વાતે તમને આશ્ચર્ય થાય છે? સત્સંગની યોગ્યતા તથા મહાત્મ્ય તમારા જાણવામાં નથી. એમ હોય તો ચાલો આપણે કોઈ મહાન્ પુરુષ પાસે ન્યાય કરાવીએ." એમ

કહી વસિષ્ઠ તથા વિશ્વામિત્ર બંને મળી સત્યલોકમાં બ્રહ્મા પાસે ન્યાય કરાવવા માટે ગયા. બ્રહ્માએ વાતનો મર્મ જાણી લઈ વિચાર કીધો કે, "આ બંને બ્રાહ્મણો સરખા પરાક્રમી છે, તેમના તપનો પ્રભાવ અત્યંત છે માટે હું તેમને જે ઉત્તર દઈશ તે જોકે યથાર્થ દઈશ, છતાં તે કંઈ બંનેના લાભમાં તો ઉતરવાનોજ નથી. માટે જરૂર બેમાંથી એકાદો મારાપર ક્રોધે ભરાશે ને વખતે શાપ દેશે તો ભોગવતા છુટશું. માટે લાવને પરભારી પીડા કાઢું." એમ ધારી તેમણે કહ્યું કે, "હે ઋષિયો, આ તમારો પ્રશ્ન ઘણો ગૂઢ છે; તેથી તેનો સત્વશીળ પુરુષથીજ માત્ર ખુલાસો થઈ શકશે; અને હું તો રજોગુણી છું, માટે તમે ભગવાન્ વિષ્ણુ પાસે પધારો." ઋષિયો તુરત ત્યાંથી વૈકુંઠમાં ગયા તો ત્યાં વિષ્ણુએ પણ એમજ વિચારીને જવાબ આપ્યો કે, "મુનિવરો, એ તો નિરંતર સમાધિસ્થ રહેનારા એકાગ્રચિત્તવાળા પુરુષનું કામ છે. માટે તમે દઢધ્યાની શિવજી પાસે જાઓ; તે તમારી તુલના કરશે." એ સાંભળી ઋષિયો કૈલાસ પ્રત્યે ગયા. ત્યાં શિવજી સમાધિમાં બેસવાને તૈયાર થઈ રહ્યા હતા. માત્ર સમાધિકાળ આવવાને ચાર કિંવા પાંચ ક્ષણ બાકી હતી તેથી તેમણે કહ્યું કે, "મારે તો હવે સમાધિનો વખત નજીક આવ્યો તેથી મારાથી ઉત્તર દેવો બની શકશે નહિ; માટે તમે શેષ નાગની પાસે જાઓ." મુનિયો ત્યાંથી શેષ પાસે ગયા. પોતાની પાસે મુનિયોને આવેલા જોઇ શેષ બહુ પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે, "અહો! આજે બહુ કૃપા કરી મુનીશ્વરો મારે ત્યાં પધાર્યા. આજે મને કૃતાર્થ કર્યો. માટે કહો, શી આજ્ઞા છે?" એ સાંભળી ઋષિયોએ પોતાનો વાદ નિવેદન કીધો, ને કહ્યું કે, "બ્રહ્મદેવની પાસેથી ફરતા ફરતા છેક શિવ પાસે આવ્યા, ત્યારે તેમણે અમને તમારી પાસે મોકલ્યા છે. માટે અમારો આપ ખુલાસો કરો કે એક હજાર વર્ષના તપનું ફળ વધારે કે એક ઘટિકાના સત્સંગનું ફળ વધારે ?"

એ સાંભળી અનંતે (શેષે) વિચાર કરીને કહ્યું, "વિશ્વામિત્ર મને આ પૃથ્વીનો ભાર બહુ છે તેને લીધે ચિત્ત બહુ આકુળવ્યાકુળ છે, માટે માથાપરથી તેને જરાકવાર ઉઠાવી લો તો હું નિરાંતે તમારા વાદનો ન્યાય કરૂં!" "મહારાજ, અમારી કંઈ એટલી બધી શક્તિ હોય?" એમ વિશ્વામિત્રે કહ્યું. "ત્યારે માથાપર ન લો તો તમારા એક

હજાર વર્ષના તપના પ્રભાવથી મારે માથેથીજ માત્ર એક વેંતભર ઉંચી કરોની કે બસ!" આમ શેષ બોલ્યા, ત્યારે વિશ્વામિત્રે તુરત હાથમાં જળ લઈ કહ્યું કે, "હે ધરા, મારા એક હજાર વર્ષપર્યંતના તપનું ફળ તને આપું છું, તું તે તપોબળના આધારે એક વેંતભર અદ્ધર થા." પણ પૃથ્વી જરાએ હાલી સુદ્ધાં નહિ ! ત્યારે શેષે વસિષ્ઠને કહ્યું કે, "તમે એને અધ્ધર કરો! " તુરત વસિષ્ઠે જળ લઈ કહ્યું, "પૃથ્વી, માત્ર એક ઘડીપર્યંતના સત્સંગનું ફળ તને દઊં છું, તું ઊંચી થા, કે જેથી અમારી વાતનો નિર્ણય થાય." આશ્ચર્ય કે તુરત પૃથ્વી શેષના માથાપરથી ધમધમાટ કરતી ઉંચી થઈ. ને શેષ બહુ રાજી થયા. પછી વિશ્વામિત્ર તેમને કહેવા લાગ્યાં કે, "હે સંકર્ષણ, હવે શીઘ્રતાથી અમને ઉત્તર કહો." ત્યારે શેષ ખડખડાટ હસીને બોલ્યા, "ઋષિવર, ઉત્તર ક્યારનોએ અપાઈ ગયો !" વિના બોલ્યે તમારા પ્રશ્નનો ખુલાસો આપમેળેજ થઈ ચુક્યો છે!" આ સાંભળી વિશ્વામિત્ર તુરત સમજી ગયા તેથી જરાક ખિસિયાણા પડ્યા, પણ પોતાની સમક્ષજ જેવો જોઈયે તેવો નિષ્પક્ષપાત ઉત્તર મળ્યો તેથી કંઇ ક્રોધ ન કરતાં વસિષ્ઠની સાથે આનંદથી શેષની આજ્ઞા લઈ મૃત્યુલોકમાં આવ્યા.

હે શિષ્ય, એ પરથી તાત્પર્ય એ સમજવાનું છે કે માત્ર એક ઘડીનો પણ સત્સંગ અતિ દુર્લભ છે. તું જોકે વિશ્વામિત્રના એક હજાર વર્ષના તપોબળ કરતાં પણ વસિષ્ઠનો એક ઘડીનો સત્સંગ પ્રબળ થયો ! માટે સત્સંગ સર્વ મનુષ્યને સર્વદા કર્તવ્ય છે.

---

## અષ્ટાદશ બિંદુ–સત્સંગનું ફળ.

વળી હે વત્સ, તેં મને પૂછ્યું કે, "એનું (સત્સંગનું) ફળ શું, અને તે કેવી રીતે મળે છે ?" તો તે સાંભળ.

એક રાજનગરમાં કોઈ મહાવિચક્ષણ અને બહાદૂર ચોર રહેતો હતો. તેણે પોતાની આખી ઉમરમાં ઘણીક મોટી મોટી ચોરીઓ કરી ઘણું દ્રવ્ય મેળવ્યું હતું. તે સર્વ વાતે નિપુણ હોવાથી તેને માલમ હતું કે શાસ્ત્ર પુરાણ ઈત્યાદિકનું શ્રવણ કરવાથી મનુષ્ય નિશ્ચે સત્વગુણી અને અનિંદ્ય કર્મ કરનારો થાય છે; માટે આપણે ચોર લોકને એવા સત્વગુણી અને ડરકણ-વિચાર કરીને ઉચિતકર્મ

કરનારા થતાં કેમ પાલવે? એમ ધારી પોતાના છોકરાઓને તેવા થતા અટકાવવા માટે તે બહુ કાળજી રાખતો-જણાતો હતો. કેમકે એવા વિચારવંત થવાથી તેઓ ચોરી કિંવા લુટફાટ કરશે નહિ તેથી ધંધા વગર ભૂખે મરશે, ને મારૂં નામ ડૂબાવશે. આથી ચોર મરવા પડયો ત્યારે સૌ દીકરા આવી તેની પાસે તેની દાટેલી થાપણ વગેરેની ખબર પૂછવા બેઠા. તેણે જે જ્યાં હતું તે સઘળું પોતાના વારસાનું ધનમાલ દિકરાઓને હવાલે કર્યું, છતાં તેનો જીવ જાય નહિ. તેથી દિકરાઓ આતુર થઈ તેને પૂછવા લાગ્યા કે, "કાકાજી,* તમારો જીવ કેમ પીડાય છે? શી વાતમાં તમારૂં મન અટકી રહ્યું છે? હવે તમારા જીવની મુક્તિ કરો." ત્યારે બાપે ડચકીયાં ખાતાં ખાતાં ધીરેથી કહ્યું, "ભાઇઓરે, તમે મારૂં કહ્યું માનો તો તમને કહું." તે સાંભળી મોટા છોકરાએ વચન આપી કહ્યું કે, "જાઓ, અમારૂં વેણ છે, કે જે તમે કહેશો તે પ્રમાણે અમે તમારી પાછળ કરીશું." એ સાંભળી ડોસાએ કહ્યું, "મારી પછવાડે દહાડો પાણી તો તમારી સંપત પ્રમાણે કરજો. પણ મારે તો કહેવાનું એટલુંજ છે કે, 'તમોએ કોઇએ, કોઈ દિવસ કથા કિંવા પુરાણ સાંભળવું નહિ; કે કોઈ સંત પુરુષની પાસે બેસવું નહિ. આમારા ઘરડા અમને જે ફરમાવી ગયા છે, તે પ્રમાણે ચાલવું.' એટલું કહી ડોસાએ પ્રાણ તજ્યા.

પછવાડે છોકરાઓ તેમના બાપના કહ્યા પ્રમાણેજ વર્ત્તવા લાગ્યા. કોઈ ઠેકાણે કથાકીર્તન થતું હોય તો ત્યાંથી આડે માર્ગે ચાલે. બેઠા હોય ત્યાં કદાચ કોઈ સંત પુરુષ આવ્યો, કે કોઈએ ભગવાનનું નામ દીધું તો તુરત ત્યાંથી ઉઠીને હીંડવા માંડે. આ પ્રમાણે ધૂડ સરખા મૂઢ થઈને તે ત્રણે છોકરાઓ વર્ત્યા જતા હતા. એક દિવસે મોટો છોકરો કંઈ કામ સારૂ બહાર જતો હતો, ત્યાં માર્ગમાં એક મંદિર આગળ થઈ નિકળતાં ત્યાં હરિકથા થતી સંભળાઈ. બાપના વચનને અનુસરી તે ન સાંભળવી જોઈએ, પરંતુ માર્ગમાંથી કયાંઈ આડે અવળે જવાય એવું ન હોવાથી તેણે કાનોમાં આંગળીઓ ઘાલી, આડું જોઈને ચાલવા માંડયું. પણ કર્મસંજોગે માર્ગમાં એક મોટો બાવળનો કાંટો ઉભો થઈ રહેલો તે ભચ્ચ

* હલકી વર્ણના-કોળી કાઠીયા વગેરે લોકમાં બહુધા બાપને કાકા પણ કહેવાનો ચાલ છે.

દઈને તેના પગમાં પેસી ગયો! હવે કાંટો કાઢયા વિના ચલાય કેમ? તેથી ન ચાલતે કાનમાંથી આંગળીઓ કાઢી કાંટો કાઢવા ઉભો રહ્યો. જલદી જલદી કાંટો કાઢી રહ્યો એટલીવાર તેને જે ઉભું રહેવું પડયું, તેટલી વારમાં તે મંદિરમાં થતી કથામાંથી તેના સાંભળવામાં આવ્યું કે "દેવનેછાંયો હોયનહિ." તેણે કાંટો કાઢી તુરત ચાલવા માંડયું, પણ એટલી વાત તેના હૃદયમાં ચોંટી રહી.

એક વખતે તે મધ્યરાત્રે ચોરી કરવા નિકળ્યો, ને બીજે કોઈ ઠેકાણે લાગ નહિ ફાવવાથી રાજમેહેલની પછવાડે થઈ જતો હતો; તો મેહેલની પછવાડેની બારી અનાયસે ઉઘાડી પડેલી જોઈ. ચોકી પેરાને ભૂલવી તુરત ભીંત ઉપર પોતાની પાસેની પાંટલાઘોને ચઢાવી, ને બારી આગળ પહોંચી કે તુરત દોરી પકડી તે ઉપર ચઢી ગયો. અંદર પેઠો તો તેનું ભાગ્ય ઉઘડી ગયલું તેણે જોયું. મોટો જવાહિરનો ખજનોજ તેના હાથમાં આવ્યો. તેમાંથી લેવાય તેટલું દ્રવ્ય લઇ તેણે ગાંઠડો બાંધ્યો, ને દોરી ફાંસીને બારીએથી નીચે ઉતારી દીધો. પોતે પણ તુરત નીચે ઉતરી પડયો. દ્રવ્ય પોતે ઉપાડવા જાય છે તો તે એકલાથી ઉપાડી ઘર સુધી પહોંચી શકાય તેમ નહોતું. તેને કેવી રીતે ઘર લઈ જવું એમ વિચાર કરતો હતો તેવામાં પાસેની દેવડીની પછવાડે એક ઉંટ બેઠેલું તેના જોવામાં આવ્યું. તુરત ગાંઠડાના બે ભાગ કરી પલાણની માફક ઊંટની પીઠપર લાંધ્યા ને યુક્તિથી ઊંટને ઉભું કરી છાનેમાને રજવાડામાંથી બહાર નિકળી આવ્યો. ચોર લોકો ગુપ્તમાં ગુપ્ત રસ્તો શોધી કાઢવામાં બહુ હોશિયાર હોય છે. તેવી રીતે આણે રાજવાડામાંથીજ એવો માર્ગ લીધો કે જ્યાં ચોકીપેરો તો શું, પણ કાળું કુતરૂએ મળે નહિ. અને એ રસ્તેથી ચોરીનો પગ પણ નિકળી શકે નહિ. ઘેર આવી તુરતાતુરત દ્રવ્ય જમીનમાં દાટી દીધું, ને ઊંટને ચોરીનો પત્તો ન લાગી શકે માટે છુટું ન મૂકી દેતાં ઠાર કરી દીધું.

બીજે દિવસે પ્રાતઃકાળમાંજ રાજ્યમાં ખબર પડી, એટલે રાજાએ વિચાર કર્યો કે, "અરે, જ્યારે ખુદ મારે ત્યાંજ આવી ચોરી થઈ, ત્યારે બિચારી રૈયતની શી ગતિ? માટે ગમે તે રીતે જરૂર કરીને તે ચોરને પકડી આણી તેને યોગ્ય શિક્ષા કરીને રાજ્યમાં દાખલો બેસાડવો જોઈએ: જેથી ચોર લોકોનાં કાળજાં થથરી હવે પછી કોઈ પણ વખતે ચોરી થતી અટકે." આથી તેણે નગરમાં ઢંઢેરો પીટાવી

ઠરાવ પ્રસિદ્ધ કીધો કે, " જે ધણી ચાર દિવસની અંદર ચોરને પકડી આણે તેને તે ચોરાયલા દ્રવ્ય કરતાં સવાયું ઈનામ મળશે." ઢંઢેરો આખા નગરમાં ફર્યો, પણ કોઈ તૈયાર થયું નહીં. છેવટે એક વેશ્યા ચોર પકડવા તૈયાર થઈ. (કારણકે તે બહુ યુક્તિબાજ અને ચતુર હોય છે. વળી તેમને ત્યાંતો હજારો લુચ્ચા લફંગાની જા આવ હોય તેથી કોઈ વાત તેમનાથી અજાણી રેહતી નથી.) બીજે દિવસે પોતાનો સુંદરી વેશ તજી તે એક કંગાલ ભીખારણ થઇ, ને હાથમાં એક તારો તંબુરો લઈ ભજન ગાતી ને વળી વચમાં આંસૂ કાઢી રડી પડતી ચોર લોકોના મોહોલ્લામાં આવી. ત્યાં ઘેરઘેર ફરી દયામણું મ્હોં કરી કહેવા લાગી કે, "ઓ બાઈઓ, (કારણ કે પુરુષો કામકાજે બહાર જાય તેથી ઘેરે એકલી સ્ત્રીઓજ હતી માટે) હું ગરીબ માણસ છું, ને મારો એકનો એક છોકરો છે, તેને મસાણ રોગ થયલો છે. એને માટે ઉંટ મૂઉં હોય તો તેનું માંસ જરાક જોઇએ છે; તેથી કદાચ હોય અને આપો તો મારા છોકરાને જીવતદાન આપવાનું પુણ્ય તમને થશે. હું કંગાલ છું; લાચાર છું; અનાથ છું; રાંક છું; માટે બને તો એટલું આ અભ્યાગત ભીખારણનું કામ કરો." આવું દયામણું બોલવું સાંભળી સ્ત્રીઓનાં મન પીગળી ગયાં, તેથી જે ઉંટ આગલે દિવસે મારી નાંખ્યું હતું તેનું થોડુંક માંસ તેણીને આપ્યું. આ વખતે તેણે ધ્યાનમાં રાખ્યું કે ફલાણા ઘરમાંથી માંસ મળ્યું છે, તેથી તેની નિશાની રાખવા માટે તે ઘરના બારણા આગળ કંકુનો થાપો માર્યો, ને સંશય ન પડે તે માટે સ્ત્રીઓને સમજાવી કે, "હું મહામાયાની સેવકી છું, ને તેને પ્રસન્ન કરવા માટે ભોગ આપવા આ માંસ લઈ જાઉં છું. તમે પરમાર્થ માટે મારૂં કામ કીધું તેથી તમારે ત્યાં પણ માતાજી લીલાલેહેર કરશે. એ માટે મંગળ થાપા મારૂં છું." એમ કહી તુરત ત્યાંથી ચાલી ગઈ.

ચોરે બહારથી આવતાં જોયું કે બારસાખે થાપો મારેલો છે. આથી તેણે જાણ્યું કે જરૂર કોઈ ઉસ્તાદ મળ્યો. પછી સ્ત્રીઓને પૂછતાં તેઓએ જણાવ્યું કે કોઈ સ્ત્રી આવી હતી તે ઉંટનું માસ લઇ ગઈ ને આમ કરી ગઈ છે. તુરત તે છાપો લીપાવી સાફ કરાવી નાંખ્યો, ને રાત્રે દશબાર ઘેર એવા છાપા કરી નાંખ્યા. બીજે દહાડે વેશ પાલટી વેશ્યા ત્યાં જોવા ગઈ તો જે ઘેર તેણે થાપો માર્યો હતો ત્યાં કંઈજ નહતું, પણ બીજે દશ બાર ઠેકાણે થાપા મારેલા હતા. તે જોઈ તેને નિશ્ચય થયો કે જરૂર જેણે થાપો લીંપી નાખ્યો તેજ ચોર

છે. આવું અનુમાન કરી લીંપેલા થાપાની બરોબર નિશાની રાખી તે ઘેર ગઇ, ને રાત્રે દેવીનું રૂપ લીધું. મધ્ય રાત્ર વટી જવા આવી હતી, ને ગામમાં સોપો* પડી ગયો હતો તે વખતે તે આખલા પર ચઢી બહાર નિકળી. બે હાથ કૃત્રિમ બનાવી ચાર હાથ કર્યા: એક હાથમાં બળતી સગડી, એકમાં ખપ્પર, એકમાં ઉઘાડી તલ- વાર ને એકમાં ત્રિશૂળ એમ આયુધ ધારણ કરી, કેશ છુટા મૂકી ભવ્ય જોગમાયાનું સ્વરૂપ કરીને તે ચોરવાડામાં ગઈ. ને પેલા ચોરના ઘર આગળ જઇ બારણું ઠોક્યું! ઘરમાંથી તેઓ બહાર નિકળી જુએ છે તો સાક્ષાત્ જોગણી તેમને ઘેર આવેલી છે એમ ધારી તેઓ, "માતાજીને ઘણી ખંમા, જય જય ભવાની, જય જય અંબે," વગેરે શબ્દોથી તેને વધાવવા લાગ્યાં. કારણ કે ચોર લોકો ચૂસ્ત દેવીભક્ત હોય છે. પછી તેઓ આગળ ગંભીરવાણીથી તે કહેવા લાગી છે, "કેમરે નગણાઓ! તમારા મનમાં શું ધાર્યું છે? આઠ આઠ દિવસ થઈ ગયા મોજ કરોછો તોયે હું કોઈને તમારૂં નામ લેવા દેતી નથી; ને ચારેકોરથી રક્ષા કરૂંછું, છતાં હજુ તમે મારૂં બળિદાન આપવું ભૂલી કેમ ગયા?" આવું સાંભળી તેઓ ભયથી થરથર ધ્રૂજવા માંડ્યા, ને માતા કોણ જાણે શુંનું શું કરી નાખ શે એવી બીકથી તે ચારે ભાઈ લાંબા થઈ માતાને પગે લાગ્યા. ને હાથ જોડી કહેવા માંડ્યા કે, "અહો! માતાજી, આપે અમારાપર બહુ કૃપા કરી, કે અમોને આજે દર્શન થયાં. ઓ મા, તમારી કૃપાથી અમને જે કંઈ મળ્યું છે, તેમાંથી હજુ સુધી એક પાઇ પણ અમે વાવરી નથી. બધું એમને એમ આ ઠેકાણે અકબંધ દાટેલું છે. એ તો પેહેલું તમને બળિદાન આપીને પછી અમો લઈ- શું; ત્યાં સુધી તો અમારે તે હરામ બરોબર છે. હજુ સુધી શેહે- રમાં તપાસ ચાલે છે માટે તમને અપાયું નથી, માટે ક્ષમા કરો."

આથી તે પછી બીજી કેવી તપાસ તે વેશ્યાને કરવી હતી? આથી વધારે બીજી શી ખાત્રી કરવી જોઈએ? આટલી પાકી ખબર મેળવતાંજ પોતાનું કામ થયું એમ જાણી મનમાં હરખ પામતી વેશ્યા ત્યાંથી "ઠીક ત્યારે, ભૂલતા નહિં, નિકર આ ખપ્પર જોયું છે?" એમ કહેતી કે ઝટ લઈને ચાલી નિકળી. તેના હાથમાં બળતી સગડી

* સં જીવજંત સમસમાકાર નિદ્રાવશ થઇ ગયાં હોય તે વખતને સોપો પડ્યો એમ કહે છે. આ શબ્દ કાઠીયાવાડી છે.

હોવાથી તેના અજવાળાને લીધે તેણી જ્યારે ચાલી ત્યારે તેના શરીરનો છાંયડો પડયો. એ જોઈ પેલા ચોરને તુરત યાદ આવ્યું કે "અરે, આતો દેવી ન હોય. કારણ કે દેવને તો છાયો ન હોય, ને આનો તો છાંયો પડે છે; માટે જરૂર કંઈક દગો છે, તેથી રખે ને કંઈ ઉંધું મારશે." એમ ધારી લાગલોજ તેની પછવાડે દોડયો, ને રાંડને પકડી આણી ભોંયરામાં પૂરી દીધી.

વેશ્યાની મુદ્દત પૂરી થઈ, ને ચોરની ભાળ જડી નહિ, તેથી રાજાએ બીજો ઠરાવ જાહેર કર્યો કે, "જે ચોર પકડી આપે તેને મારી દીકરી પરણાવું, ને અર્ધારાજ્યનો માલિક કરૂં." આવી વાત જાણીને તો બીજે દિવસે ચોર પોતેજ કચેરીમાં જઈ ઉભો, ને રાજાને કહ્યું કે, "આપનું વચન પાળો. હું પોતેજ ચોર છું તથા દ્રવ્ય સઘળું મારી પાસે તૈયાર છે." તેજ ચોર છે, એમ ખાત્રી થવા માટે ઘણીક વાતે પરીક્ષા કીધા બાદ રાજા પોતે વચન બોલેલો તે પ્રમાણે તેને કહ્યું કે "તેમ છે, લે આ કન્યા પરણ, ને તારૂં અર્ધું રાજ્ય સંભાળી લે. હું એક વખત જે બોલ્યો છું તે સહી છે" આ સાંભળી ચોરે વિચાર કીધો કે, "અહો ! કેવું આશ્ચર્ય ! શું ચોરને તે ફટકાના માર અને બેડી હોય કે રાજકન્યા સાથે લગ્ન તથા રાજવૈભવની પ્રાપ્તિ હોય ? શું ચોરને તે મારો, તાડો, બાંધો, એમ હોય કે આ તારૂં અર્ધું રાજ્ય લે, અને આ કન્યા પરણ એમ હોય ! અહા ! કેવી અદ્‌ભુત વાર્તા ! પણ એ શાને લીધે છે ? ગણિકા અમને ઠગીને સહીસલામત ચાલી ગઇ હોત તો બીજેજ દિવસે અમારૂં મોત હતું. પણ તેણીનો છાંયો ભાળી, પેલા મંદિર આગળ ઉભો રહી સાંભળેલું વાક્ય યાદ આવ્યું તેણેજ મને ઉગાર્યો, ને આવો ભાગ્યવાન્ બનાવ્યો છે. અહો ! એકજ દિવસે, માત્ર એકજવાર અને તેપણ ફક્ત એકજ શબ્દઃ અને તે વળી વગર ઈચ્છાએ, પરાણે સાંભળવામાં આવ્યો હતો, તેનાથી મારો આવો ભાગ્યોદય થયો છે, તો એ સત્સંગ નિરંતર થાય અને કથા સંભળાય તો તેથી શું બાકી રહે ? અરે, મારા મૂર્ખ પિતાએ કહ્યું, કે સત્સંગ નજ કરવો ! એ કેવા અજ્ઞાની, કેવા મૂઢ, કે પોતે પણ એમના એમ ટાંટિયા ઘસતા કૂવામાં (નરકના) પડયા, ને પાછળથી બીજાઓને પણ તેમાં પડવા કહેતા ગયા !" આમ વિચાર કરતાં તે પરમ વૈરાગ્યમાં ડૂબી ગયલા જેવો

થઈ ગયો, ને પછી જેમ ઉંઘમાંથી જાગે તેમ એકાએક ઝબકી બોલ્યો, "રાજાધિરાજ, આ રાજ્ય વૈભવ! એને મારે શું કરવો છે. ને રાજપુત્રી મારે ભગિની સમાન છે, તેને હું શું કરૂં ? હરિ, હરિ, એતો મહા અપાયની વાત છે. કારણ કે એમ કરી શું મારા હાથમાં આવેલો અમૂલ્ય હીરો હું ગુમાવું ? માત્ર એકજ દિવસ, અને એકજવાર ઈચ્છાવિના અનાયાસે, એકજ બોલ મારા શ્રવણ દ્વારા જાણવામાં આવ્યો, તેનાથી આવો અદ્‌ભુત અને અલભ્ય લાભ મને થયો, તો નિરંતર શાસ્ત્ર શ્રવણ અને સત્સંગથી શી વાતની ખોટ રહે ? માટે મારે એ રાજ્ય વૈભવ સુખ નથીજ જોઈતું. હું તો હવે આ સંસારને પણ ચહાતો નથી." એમ કહી તેણે તુરત સદ્‌ગુરુ પાસે જઇ ઉપદેશ લીધો, ને જ્ઞાન થતાં વૈરાગ્યવાન્ થઈ પરમપદને પામી ગયો !

એ પ્રમાણે હે વત્સ, સત્સમાગમથી કેવા કેવા લાભ થાય છે. તે તારા જાણવામાં આવ્યું ? સત્સંગ એજ સર્વ શુભ સાધનનું મૂળ, ભગવત્પ્રાપ્તિનું કારણ, અને મોક્ષની નિસરણી છે, ને એને માટે જેટલું કહીએ તેટલું થોડુંજ છે.

---

## એકોનવીંશ બિંદુ-વૈરાગ્ય.

શિષ્ય-મહારાજ આપે હમણાં જે વૈરાગ્ય કહ્યો, તે કેવો હોય છે? વૈરાગ્ય ક્યારે અને કોને ઉત્પન્ન થાય છે? ને તેથી શું ફળ થાય છે?

ગુરુ-વત્સ, આ માયાની ઉપાધિરૂપ જગત્ છે, તેમાંની સારી કિંવા માઠી સર્વ વસ્તુને મિથ્યા માની તેપરથી પ્રીતિ ઉઠાડી દેવી, તેનું નામ વૈરાગ્ય છે. આ સૃષ્ટિમાંની સર્વ વસ્તુ પરમાત્માવિના મિથ્યા-અસત્યજ છે, એવું દૃઢ જ્ઞાન થયા પછી જ્ઞાની-મુમુક્ષુને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. પછી તેને લીધે કોઈપણ વિષયપર જ્ઞાનીનું ચિત્ત ચોટતું નથી. માત્ર આત્મસ્વરૂપમાંજ દૃઢપણે લીન થાય છે તેથી તે (જ્ઞાની) પરમ મુક્તિને પામે છે. હવે વૈરાગ્ય કેવો હોય છે, તે વિષે સાંભળ:-

પૂર્વે મિથિલાપુરીને વિષે જનક નામના રાજાઓનો વંશ રાજ્ય કરતો હતો. મિથિલાના રાજા પુરુષપરંપરા સૌએ જનક નામથીજ ઓળખતા હતા, ને તેમના ગુરુ યોગીશ્વર યાજ્ઞવલ્કય ઋષિ

હતા. યાજ્ઞવલ્કય ઋષિ મહા પ્રતાપી અને બ્રહ્મવિદ્યાના જાણનાર હતા, તેથી તત્વજ્ઞાનીઓમાં તે અગ્રગણ્ય હતા. એજ પ્રમાણે જનક પણ ઉત્તરોત્તર ગુરુપ્રસાદ મહા તત્વવેત્તાજ થતા આવતા હતા. કોઈ એક જનકે, એક સમયે યોગી, યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરયો કે, "મહારાજ, ગુરુદેવ, આપે ઘણીક વખત કહ્યું છે કે વૈરાગ્ય વગર પ્રાણીની મુક્તિ નથી, તો એ વૈરાગ્ય કોને કેહતા હશે?" એ સાંભળી રાજગુરુ યાજ્ઞવલ્કયે વિચાર કર્યો કે હવે આને તે શું સમજાવું? કારણ કે કોઈ અજાણ હોય તેને વર્ણન કરી બતાવીએ કે ભાઇ આવી સ્થિતિ થાય ત્યારે તેને વૈરાગ્ય કહેવાય; પણ આ કંઈ અજાણ નથી; એ પોતે વિરક્તની સ્થિતિ કેવી હોય તે સારી રીતે સમજે છે; હું પણ જાણુંછું ને એ પણ જાણે છે, ને બંને તત્વવેત્તા કહેવાઈએ છિયે છતાં વિરક્તની પેરે વર્તતા નથી. હું પણ વ્યવહાર અને વિષયોગા લુબ્ધ છું ને એ પણ ફસેલો છે. તો એને કેમ કરીને સમજાવાય? એને તો પ્રત્યક્ષ પ્રમાણથી સમજાવવો જોઇએ એમ ધારી તેને કહ્યું કે, "હે રાજન્, આજે સમય છે નહિ, માટે આવતી કાલે તને વૈરાગ્યનું સ્વરૂપ યથાર્થ દર્શાવીશ."

યાજ્ઞવલ્કય ઋષીશ્વરને કાત્યાયની અને મૈત્રેયી એવે નામે બે સ્ત્રીઓ હતી. માટે ઋષિએ રાજસભામાંથી ઘેર આવી પોતાનું સર્વ ધન તે બંનેને તેમના પછવાડે પોતપોતાની પ્રજાના સંરક્ષણાર્થે વેંહેંચી આપવા માંડયું. ત્યારે તેમાંની મૈત્રેયી, જે પતિપ્રેમથી પૂર્ણ અને પાતિવ્રત્ય પાળનાર સતી હતી, તેણીએ તો ઋષિને કહ્યું કે, "સ્વામીનાથ, મારે શું પોક મૂકવી છે? ચાહે તો એપર પૂળો મૂકોની. હું તો જ્યાં આપ જશો, ત્યાં આપના ચરણની સેવા કરવામાં હાજર થઇશ. મારે તો ધન, માલ મતા અને આખું જીવતર તેમજ! આલોક અને પરલોક તથા પરમેશ્વર એ સહુ પણ તમેજ!" એ સાંભળી ઋષિયે તેને કહ્યું, "સ્ત્રી, હું તો સન્યસ્ત ધારણ કરીશ, માટે સંન્યાસીની સાથે સ્ત્રી કેમ રખાય?" તોપણ તેણીએ માન્યું નહિ ને દ્રવ્ય પણ લીધું નહિ, તેથી સર્વ દ્રવ્ય કાત્યાયનીનેજ તેમણે આપી દીધું. પછી મૈત્રેયી સતી, સદ્‌ગુણનું પાત્ર અને પતિપ્રેમ મગ્ન હોવાથી તેણીને એક રાત્રમાં તત્વોપદેશ કરી જ્ઞાન આપી યોગ ધારણ કરાવ્યો. પ્રાતઃકાળ થતાંજ સર્વ વસ્ત્ર વગેરે ઉપાધિ તજી દઈ લંગોટ મારી યાજ્ઞવલ્કય બાહાર નિકળ્યા, તે લાગલા રાજદ્વારે જઈ પહોંચ્યા.

વેશ તો સૌએ દરરોજ કરતાં તદ્દન નિરાળોજ દીઠો. પરંતુ કાંતિ કંઇ છાની રહે નહિ, તેથી રાજાના ગુરુ છે, એમ ઓળખી રાજદરબારમાં જતાં કોઈએ તેમને અટકાવ્યા નહિ. રાજા સભા ભરીને બેઠેલો છે તેવા ઋષિ ત્યાં જઈ "ॐतत्सत्परमात्मनेनमः" કરી વિલક્ષણ સ્વરૂપે ઉભા રહ્યા! આ જોઇ સર્વ સભા અત્યંત આશ્ચર્ય પામી, ને રાજા એકાએક ઋષિને આવા ડોળમાં નિરખી દિગ્મૂઢ સરખો બની ગયો. તેણે ઋષિને પૂછ્યું કે, "અહો ઋષિરાજ, ગુરુદેવ, આ શું?!!" યાજ્ઞવલ્કયે કહ્યું, "એજ તમારા કાલના પ્રશ્નનો જવાબ: વૈરાગ્યનું સ્વરૂપ!!" જનક તુરત સિંહાસન પરથી નીચે ઉતરી દંડવત્ પ્રણામ કરી ઋષિના ચરણારવિંદમાં પડયો, અને કહ્યુ કે, "મહારાજ, હવે ઘણું થયું. હવે તો હદ વળી રહી. હું વૈરાગ્યનું ખરૂં સ્વરૂપ સમજ્યો. માટે હવે આપ કૃપા કરી આ યોગીવેશનો શીઘ્ર ત્યાગ કરો." ત્યારે સર્વ સભા સાંભળતાં જેમ ઉપદેશ આપતા હોય તેમ મોટેથી ઋષિ કહેવા લાગ્યા કે, "હે રાજન્, શું મળમૂત્રનો ત્યાગ કરી પુરુષ ફરીને કદી પણ તેની તરફ પાછું વાળી જોવા ઈચ્છે છે? વળી હાથીના દંતુશળ મ્હોંમાંથી બહાર નિકળેલા ફરી પાછા બેસે છે? સતી માયીક સંસાર ત્યજી સહગમનની ઈચ્છા કરી નિશરેલી પાછી ફરે છે? નહીંજ. તેજ પ્રમાણે આ ધારણ કરેલો વૈરાગ્ય-યોગ હું કેમ તજી દઉં? બસ; હવે તો એજ. હવે તો સંન્યસ્ત ધારણ કીધું તે કીધુંજ હું તો મારા મનને ઉલટો કૃતાર્થ માનું છું, અને હર્ષ પામું છું કે આવો અમૂલ્ય સમય ઈશ્વરે મને અનાયાસે પ્રાપ્ત કરાવ્યો કારણ કે આ અસાર અને વિષયોનો ભરેલો સંસાર, કે જેમાંના વિષયો ભોગવતાં કોઈપણ કાળે તૃપ્તિ થતી નથી તેમાંથી, પ્રભુએ મને એકાએક છૂટો કીધો. માટે હે જનકરાજન્, આ ભવની જાળમાંથી પરાણે છૂટેલો હું ફરી તેમાં ફસાવાને કદી ઈચ્છતોજ નથી. હવે તો મને યોગ યોગ અને યોગજ અત્યંત પ્રિય અને કલ્યાણકારક છે. જાણ્યા (જ્ઞાન થયા) પછી સંસાર રગડામાં પડયા રહેવું એ જ્ઞાતા પુરુષોનું લક્ષણ નથી." એ વગેરે ઘણીક રીતે યોગ પ્રશંસા કરી યાજ્ઞવલ્કય યોગીશ્વર ત્યાંથી ચાલી નિકળ્યા.

એજ યાજ્ઞવલ્કય કે જે અત્યાર સુધી જનકના પુરોહિત અને ઋષીશ્વર કહેવાતા હતા, તે ત્યાર પછી યોગીઓમાં શ્રેષ્ઠ થવાથી યોગીશ્વર એવે નામે પ્રખ્યાત થયા છે.

---

## વીશમ બિંદુ-આત્માનંદ.

શિષ્ય-હે તરણતારણ ગુરુદેવ, આપના ઉપદેશથી મને જે જે આનંદ પ્રાપ્ત થાય છે તે કેવળ અવર્ણનીયજ છે. હે પ્રભુ, આપ જે જે કહો છો તે સઘળું-અર્થાત્ મનુષ્ય પ્રાણીએ અવશ્ય સત્સમાગમ કરવો, ગુરુ ઉપદેશથી જ્ઞાન સંપાદન કરવું, સંસારના સર્વ વિષયોમાંથી ચિત્ત ઉઠાડી દઈ વૈરાગ ધારણ કરવો: તથા અનુક્રમે કહીએ તો પ્રથમ વર્ણાશ્રમ ધર્માનુસારે મીમાંસાએ પ્રતિપાદન કરેલાં કર્મો કરવાં, એથી ચિત્તની નિર્મળતા અને સન્માર્ગે વલણ થયા પછી સગુણના નિર્ગુણ બ્રહ્મની ઉપાસના (ભક્તિ) કરવી, ને એ સર્વને લીધે અંતઃકરણ દૃઢ તથા પવિત્ર અને જ્ઞાન સંપાદન કરવાને યોગ્ય થયા પછી મહાત્મા ગુરુને શરણે જવું, ને તેમના ભવતારણ ઉપદેશ (तत्त्वमसि ઈત્યાદિ મહા વાક્યો)નું વારંવાર મનન કરી વૈરાગ્યથી ઉપાધિયો માત્ર તજી દઈ આત્માને ઓળખવો-એ સર્વ કાર્યો માત્ર આત્માને ઓળખી તેના અનુભવથી થતા સુખની પ્રાપ્તિને માટેજ કરવાં જોઈએ છે. તો હે દયાનિધે, મને એથી પરમ આશ્ચર્ય થાય છે કે એવાં પરમ દુષ્કર સાધનોથી પ્રાપ્ત થનારૂં જે આત્માનુભવ સુખ, તે જેને પ્રાપ્ત થતું હશે તેને તે સમયે કેવો અને કેટલો આનંદ થતો હશે, તે કૃપા કરી જણાવશો?

ગુરુ-હે બાપ, તેં કહ્યું તે સર્વ યથાર્થ છે, ને એ કર્મ, ઉપાસના, જ્ઞાન ઇત્યાદિ સર્વે માત્ર આત્માની ઓળખાણ અને તેનાથી થતાં મહાસુખની પ્રાપ્તિને અર્થેજ છે. પણ ભાઈ, શું એ આત્મસુખ કંઈ વર્ણવી શકાય એવું છે? અહો! એ મહાસુખનું સ્વરૂપ કોણ કથન કરી શકે એમ છે? શેષ, શિવ, અજ (બ્રહ્મદેવ), તથા સનકાદિક બ્રહ્મકુમારો, એ વગેરે મહાજ્ઞાની મહાત્માઓ પણ તે સુખનું વર્ણન કરી શકે એમ ત્રિકાળે પણ નથી. પરંતુ આવોજ પ્રશ્ન પૂર્વે એક મહાત્માને, તેના મુમુક્ષુ શિષ્યે પૂછયો હતો, જેનો પ્રત્યુત્તર તેમણે ઘણીજ વિલક્ષણ પ્રકારે આપી તેનું સમાધાન કર્યું હતું તે સર્વ ઈતિહાસ વિસ્તારપૂર્વક હું તને સંભળાવું છું, જેથી તારી શંકા નિવૃત્ત થશે.

પૂર્વે કોઈએક રમણીય નગરને વિષે જ્ઞાનસિંહ નામનો મહા પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તે મહા વિલક્ષણ, ન્યાયી, દયાળુ,

પ્રજાપાલન કરવામાં તત્પર, શૂરવીર અને તેજસ્વી હતો. તેને ભક્તિમતિ નામની મહા પતિવ્રતા સ્ત્રી હતી. આ સૌંદર્યસંપન્ન અંગનાની સાથે પોતાના સર્વ રાજવૈભવ સહિત, અત્યંત પ્રેમ સાથે, જ્ઞાનસિંહ નિત્ય નવનવા વિલાસ કરતો હતો. આમ કરતાં તેઓને ઘણોક કાળ વ્યતિત થઇ ગયો છતાં તે ભક્તિમતિને પેટે પુત્ર વા પુત્રિ કશી પણ સંતતિ થઈ નહિ. આથી બંને દંપતિ દિન દિન પ્રત્યે સંતતિની ઈચ્છાથી આતુર રહેવા લાગ્યાં. સ્ત્રી પુરુષનું જોડું એ પ્રજોત્પત્તિને માટેજ ઈશ્વરે કલ્પેલું છે. માટે તેમને પુત્રની ઈચ્છા થાય એ સ્વાભાવિકજ હતું. પરંતુ ઘણાંક વર્ષો એમ પુત્ર વગરજ વહી ગયાં તેથી તેમની આતુરતા અત્યંત વધી પડી. એથી એક દિવસે પોતાના પુરોહિત તેમજ પ્રધાન વગેરેને એકાંતમાં બોલાવી રાજાએ જણાવ્યું કે, "કોઈપણ ઉપાયથી મારૂં વાંઝિયાપણું ટાળવું જોઇએ." એ સાંભળી સૌ વિદ્વાનોએ વિચાર કરી જણાવ્યું કે. "હે રાજન્, આપે સંતાન પ્રાપ્તિ અર્થે પુત્રેષ્ટિ યજ્ઞ કરવો જોઇએ." પછી પુત્ર પ્રાપ્તિમાંજ પોતાનું શ્રેય સમજનારા જ્ઞાનસિંહે તુરત મુહૂર્ત જોવરાવી યજ્ઞમંડપ રચાવ્યો. ને તે શિવાય બીજી સર્વ યજ્ઞમાં આવશ્યક વસ્તુઓ સત્વર એકઠી કરાવી દીધી. દેશાંતરોમાંથી સર્વ વિદ્વાન્ બ્રાહ્મણો તથા રાજાઓને નિમંત્રણ કરી બોલાવ્યા, ને સ્ત્રી સહિત યજ્ઞ દીક્ષા લઈ યજ્ઞ ચાલુ કીધો. મંડપમાં કાનને આનંદ ઉત્પન્ન કરનારાં સુસ્વર વાજિંત્રો વાગી રહ્યાં છે, સુંદરીઓ મંગળ ગીતો ગાઈ રહી છે, બ્રાહ્મણો વેદમંત્રના ઉચ્ચારો કરી સ્વાહા, સ્વાહા, એવા શબ્દોવડે આહુતિયો આપી રહ્યા છે, ને દેવતાઓ પોતાના યજ્ઞભાગ ગ્રહણ કરે છે. એવી રીતે ધમધોકાર યજ્ઞ ક્રિયા ચાલી રહી છે એવામાં એક આશ્ચર્ય થયું:

યજ્ઞની પૂર્ણાહુતિનો સમય થયો હતો, ને બ્રાહ્મણો ઈષ્ટિ કર્મ કરી રહ્યા હતા તેથી યજ્ઞ સમાપ્તિનું બળિદાન આપવાની તૈયારી હતી એટલામાં, યજ્ઞકુંડમાંથી એક મહા અગ્નિસમાન તેજસ્વી પુરુષ, હાથમાં દૂધપાકથી ભરેલી સોનાની થાળી લઈ પ્રકટ થયો. એકાએક સહુ ચકિત થઈ ગયા, ને સાક્ષાત્ યજ્ઞ પુરુષ પ્રકટ થયા તે જોઈ રાજા સહિત સર્વે ઊભા થઈ તેમની બહુ પ્રકારે સ્તુતિ કરી. એથી પ્રસન્ન થઇ યજ્ઞદેવે રાજા પ્રત્યે કહ્યું, "હે જ્ઞાનસિંહ, તારા હુતકર્મથી હું અત્યંત પ્રસન્ન થયો છું, માટે આ મારા પ્રસાદરૂપ ચરૂ (યજ્ઞ પુરુષે

આણેલો તે દૂધપાક)ને તું ગ્રહણ કરી તારી સ્ત્રીને ખવરાવ; જેથી તેને સર્વગુણસંપન્ન પુત્ર થશે. પણ એટલું સાચવજે કે તેને ખવરાવ્યા પહેલાં કોઈ વાતે તે અપવિત્ર થવા પામે નહિ. નહિ તો એનાથી થનાર પુત્ર અલ્પાયુષી થશે.'' આટલું કહી તુરત તે યજ્ઞ નારાયણ અંતર્ધાન થઈ ગયા, પછી તે ચરૂ લઈ યજ્ઞની સમાપ્તિ કરીને રાજા અંતઃપુરમાં ગયો.

ભવિષ્યમાં થનાર વસ્તુ કોઈથી મિથ્યા થઈ શકતી નથી. ભાવી હરકોઈ વાતે ભૂલવેજ છે. તેવી રીતે રાજાએ તે ચરૂ લઈ જઇ રાણીને આપ્યો, ત્યારે રાણી સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પેહેરી ઉમંગભેર તે ચરૂ મૂકયો હતો ત્યાં આગળ આવી, જૂએ છે તો એક બિલાડી તે પાત્રમાંથી મોઢું ભરી નાસતી તેની દૃષ્ટિએ પડી. આથી બહુ ખેદ પામી તેણીએ તે વાત રાજાને જણાવવાનો વિચાર કીધો, પરંતુ ચરૂ અપવિત્ર થયો જાણી તે ઘણો કોપાયમાન થશે એમ ધારી તેને બિલકુલ જણાવ્યા વગર રાણી તે ભક્ષ કરી ગઇ. જો કે અપવિત્ર થયો છતાં તે સાક્ષાત્ યજ્ઞનારાયણે સ્વતઃ આપેલો પ્રસાદ હતો એટલે તેનો પ્રતાપ કંઈ જેવો તેવો હોય નહિ; તેથી ઋતુકાળ પ્રાપ્ત થતાંજ રાણીએ ગર્ભ ધારણ કર્યો, ને સંપૂર્ણ દશ માસ થતાં તેણે એક દિવ્ય સ્વરૂપવાળા પુત્રને જન્મ આપ્યો. જાતકર્માદિ સર્વ સંસ્કારો જેમ જેમ સમય આવતો ગયો તેમ તેમ તેના પિતાએ બ્રાહ્મણો પાસે કરાવ્યા. વય થતું ગયું તેમ તેમ તેને વિદ્યા કળા કૌશલ્ય વગેરેમાં ખૂબ પાવરધો કીધો, ને અશ્વારોહણ (ઘોડાપર ચઢવાની) વિદ્યા, ધનુર્વિદ્યા, મલ્લવિદ્યા વગેરે રાજપુત્રને આવશ્યક બાબતોનું એક પછી એક અનુક્રમે જ્ઞાન આપવા માંડયું. થોડાક વર્ષમાં એ સર્વ બાબતોથી નિપુણ થયલો એ રાજપુત્ર, સ્વરૂપ સૌંદર્યની અંદર અલંકારરૂપ થઈ પડેલા ઉપરના અમૂલ્ય ગુણોથી બહુ શોભવા લાગ્યો; ને અત્યાર સુધી કેવળ અપુત્રપણે સંસાર ગુજારનાર માવીતરોને તે પોતાની લાવણ્યતાથી અત્યંત આનંદ આપી તેમનાં અંતઃકરણને બહુજ શાંતિદાયક થઈ પડયો. સ્ત્રી પુરુષ બંને પુત્રના સ્નેહમાં તદ્દન ડૂબીજ ગયાં, ને પોતાના સર્વ મનોરથ સિદ્ધ થયા ગણી પરમ આનંદમાં દિવસો વ્યતિત કરવા લાગ્યાં. એમ કરતાં કુંવરની ઉમર સોળેક વર્ષની થઇ ત્યારે તેના સમાન ગુણોવાળી સૌંદર્યવાન્ રાજકન્યા સાથે તેનાં લગ્ન કરવાનો રાજાએ નિશ્ચય કર્યો.

પણ એટલામાં તો તે પુત્ર સુખમાં લીન થયલાં દંપતિનાં સર્વ સુખોનો અંતજ આવ્યો. કારણ કે ઈશ્વરેચ્છાજ સર્વથા બળવાન્ છે. કહ્યું છે કે—

अपने मन कछु और है, श्री हरिके मन और;
उधोसें माधो कहैं, झूठी मनकी दौर.

તેની પેઠે અહીં પણ બન્યું. રાજકુમારને બીજા પ્રધાન પુત્રો સાથે બહુ ગાઢી મિત્રતા બંધાઈ હતી, તેથી તેઓ ઘણી વખત, સાથે મળી અશ્વારૂઢ થઈ વનમાં મૃગયા સારૂ જતા હતા. તેઓ જતા તેમાં રાજા પણ અંતઃકરણમાં ખુશી હતો; કારણ કે રાજપુત્રને એથી અશ્વારોહણ, ધનુર્વિદ્યા વગેરેની પુનરાવૃત્તિ થઈ સંચય પડતી હતી. એક દિવસે તેઓ આગળ પ્રમાણે સર્વ મળી વનમાં ગયા, ને એક એકની સ્પર્ધાથી તેઓએ મૃગો પછવાડે દોડવા માંડ્યું. મૃગો પણ તે વન બહુ વિસ્તીર્ણ હોવાથી ઘણાજ હતા, તેથી સૌએ પોતપોતાની મરજી પ્રમાણે જૂદાં જૂદાં મૃગયૂથો પછવાડે દોડ ચલાવી. આથી કોઈ કયાંઈ અને કોઈ કયાંઈ એમ ચારે દિશાએ સહુ વિખરાઈ ગયા. મૃગની જાત દોડવામાં ને ઠેકડા ભરવામાં ઘણી ચપલ હોય છે, ને વળી વનમાં ઝાડી પણ ઘણી ઘીચ હતી તેથી હજુ સુધી એકે મૃગ કોઈના બાણની ચોટમાં આવ્યો નહોતો. આથી તે જુવાનીઆઓ વધારે ચડસે ભરાયા, ને જેમ જેમ દોડ કરતા ગયા, તેમ તેમ એક એકથી વધારે છેટે પડતા ગયા. રાજકુમારનો ઘોડો ઘણો તેજવાન્ હોવાથી તે ઘણે દૂર ચાલ્યો ગયો, ને ત્યાં કેટલાક મૃગો તેના સપાટામાં આવી ગયા. પણ ઘણો વખત સુધી એક સામટા દોડવાથી ઘોડો અને રાજકુમાર બંને અતિ શ્રમિત થઈ ગયા હતા, તેથી બંનેને શરીરે પરસેવાના ઝાબેઝાબ થઈ જઈ ઘોડાને મોંઢે ફીણ તથા શ્વાસ માતો નહોતો. એથી રાજપુત્રે એક વૃક્ષ તળે ઉતરી પડી ઘોડાપરનું સાજ ઉતારી ઝાડના થડ આગળ નાંખ્યું, ને ઘોડાને બાંધી પોતે તે સાજને અઢેલી જરાક શ્રમ નિવારણ માટે આડો થયો. વન લતાઓમાંથી મંદ અને શીતળ પવન આવતો હતો, ને નિર્જનસ્થાન હોવાથી સઘળે શાંતિ પસરી રહી હતી તેથી રાજકુમારને થોડીકવારમાં મીઠી નિદ્રા આવી ગઈ.

કેટલાક સમય પછી વનમાંથી ફરતો ફરતો એક મોટો વિક-

રાલ નાગ ત્યાં આવ્યો, ને ઝાડની આસપાસ ફેરા મારવા લાગ્યો. તે પોતાનું દર શોધતો હતો, ને વનમાં ચારોચરી આવેલો હોવાથી તેને વિશ્રામ સારૂ પોતાના રાફડામાં જવું હતું. પરંતુ તેનું દર કે જે તે ઝાડના મૂળમાંજ આવેલું હતું, તેના ઉપર તો આપણા રાજકુમારે અજાણથી ઘોડાનો સાજ નાંખ્યો હતો, ને પોતે તેનું ઓસીકું કરી સૂતો હતો. ચારે કોરથી પોતાનું દર મજબૂત દબાઇ બંધ થયું હોવાથી નાગે તેને માટે ઘણાં ફાંફાં માર્યાં, પણ આખરે તેનો પત્તો નહિ લાગવાથી તે બહુજ ચીઢાઈ ગયો. કહેવત છે કે નાગ ખીજવાયો, ભૂંડો તેમ આણે એકાએક રીસ ચઢાવી રાજકુમારના પગના અંગુઠાને જોરથી દંશ દીધો, ને તુરત પાસેના ઝાડની બખોલમાં સંતાઈ ગયો. તુરત તો રાજકુમાર નિદ્રાવશ હોવાથી તેના દંશનો ચટકો ઝાઝો લાગ્યો નહિ; માત્ર કોઈ સાધારણ જીવજંતે ચટકો ભરયો હશે એમ ધારી પગ તરછોડી તે પાછો જેમનો તેમ સૂતો. પણ ગરમદેશના સર્પો ઘણાજ ઝેરી હોય છે તેથી જરાક વાર નહિ થઈ એટલામાં તો તેનું વિષ એકાએક આખા શરીરમાં ફેલાઈ ગયું, ને રાજકુમાર ચારેતરફથી મૃત્યુપાશમાં ઘેરાયો. નિદ્રાભોગી તેને તો મહાનિદ્રા આવી, ને શરીર લીલુંછમ થઈ ગયું; તથા મર્મસ્થાનોને ભેદી રૂંવે રૂંવે વિષ વિષ અને વિષજ પ્રસરી ગયું, તેથી એ માતપિતાને અત્યંત પ્યારા અને સ્વર્ગ કરતાં પણ અધિક સુખના ભોગી, તેમજ થોડા કાળમાં યુવરાજપદ ધારણ કરવાને યોગ્ય થયલા રાજકુમારે પોતાનો આત્મા શ્રીહરિને સ્વાધીન કરી દીધો–અર્થાત્ વિષ ચડવાથી ત્યાંજ તે મરણ પામ્યો.

હવે સર્વ પ્રધાનપુત્રો ઘણોક સમય વહી જવાથી ઘેર જવા માટે એકત્ર થઈ રાજપુત્રને ખોળવા મંડયા. કુંવરજી ફલાણી દિશાતરફ ગયા છે એમ પ્રથમનું તેમના ધ્યાનમાં હોવાથી તેઓ સર્વ તે રસ્તે શોધવા ચાલ્યા, તો ઘણેક દૂર એક ઘોડો વારંવાર ખોંખારતો તેમને સંભળાયો. તે આધારે ત્યાં જઈ તેઓ જૂએ છે તો, સમય થઈ ગયો છતાં પોતાનો ધણી ઊઠતો નથી તેથી ઘોડો બહુ ખડતાલ કરી રહ્યો છે, ને રાજકુમાર લાંબો થઈ સૂતેલો છે. પાસે જઈ "કુંવરજી, કુંવરજી, ઊઠો, હવે ઘણી વાર થઇ ગઇ છે, તેથી રાજાજી બહુ ચિંતા કરતા હશે," વગેરે ઘણી રીતે હાંકો પાડી ઊઠાડવા માંડયો, પણ ઊઠે કોણ! પછી થાકી તેઓ તેને હાથેવતી

ઢંઢોળવા લાગ્યા તો તેનું શરીર તદ્દન લીલુંછમ થઈ ગયલું જોવામાં આવ્યું. એથી આશ્ચર્ય પામી તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે-"અરે! રાજકુમાર જાગતા નથી અને તેમનું શરીર જે ગુલાબના ફૂલ જેવું સુંદર સકોમલ હતું, તે આજે લીલવરણું કેમ થઇ ગયુ છે? જરૂર કંઈ કારણ છે, અને અંગરંગથી માલમ પડે છે કે તેમને કોઈ ઝેરી જનાવરનું વિષ ચઢયું છે." આથી તેઓ ઓશિયાળા થઈ ગયા, ને ગભરાઈ જઈ વિચારવા લાગ્યા કે હવે શું કરવું. પણ પછી તેઓમાંથી એક જણને તુરતા તુરત મારતે ઘોડે શેહેરમાં મોકલ્યો, ને કહાવ્યું કે કુંવરજીને શરીરે આરામ નથી માટે એક રથ મોકલવો. રાજમાં આવી ખબર કહેતાં સહુ હાંફલાંફાંફલાં થઈ ગયાં. રથ જોડાવી રાજા તુરત વનમાં ચાલ્યો. વત્સ, પુત્ર એજ પોતાનું જીવતર સમજનારા આ રાજાએ પોતાના પુત્રની આવી દશા જોઈ હશે તે વખતે તેના શા હવાલ થયા હશે? અહા! તેનું બ્રહ્માંડ તુટી પડયું હશે. અરે! તેનો આત્મા પોતાના પુત્રની સાથેજ ચાલ્યો ગયો હશે. પણ ના. તેમ નહીં બન્યું. તે જેવો પુત્રના શબ આગળ ગયો કે તુરત તેને મૂર્છા આવી ગઈ. ઘણીક મેહેનતે આસનાવાસના કરી તેને સાવધ કરી રડતો કકળતો રથમાં બેસાડયો, ને કુંવરના શબને પણ રથમાં નાંખી રડતા કકળતા સૌ નગરમાં ચાલ્યા. શહેરમાં પહોંચતાં તો સર્વત્ર હાહાકાર વર્તાઈ રહ્યો. રાણી માથું અને છાતી કૂટવા મંડી, ને કુંવરનું માથું ખોળામાં લઈ અખંડ અશ્રુધારાએ મહાકલ્પાંત કરવા માંડયું. વિવિધ પ્રકારે તેના ગુણોને સંભારીને વિલાપ કરતાં તે માતપિતાનાં ચક્ષુઓમાંથી નીર પણ ખૂટી પડયાં, ને અશ્રુને ઠેકાણે રક્તની ધારાઓ વરસવા લાગી! ઘણી ઘણી પ્રકારે સર્વ મંત્રિયો વગેરે એ આસનાવાસના કરી તેમને જરાક શાંત પાડયાં, ને તે મરનારના શરીરને અગ્નિદાહ કરાવ્યો. પછી તે પુત્ર વગર મહાશોકસાગરમાં પડેલાં તે દંપતિ એકલાં અટૂલાં જેવાં થઈ મોટો સમુદ્ર પણ સુકાઈ જાય તેવો નિસાસા નાંખતાં અન્નજળ ત્યાગ કરી મહા દુઃખે દિવસ નિર્ગમન કરવા માંડયાં, ને આખરે તેમને કશું ન સૂઝતાં શોકમાં ને શોકમાંજ તેમણે દેહનો અંત આણવાનો નિશ્ચય કીધો. રાજસભા બંધ થઇ, શેહેરમાં સઘળે હડતાળ પડી, ને તેમના શોકને લીધે આખા નગરમાં સર્વત્ર શોકજ વર્તાઈ રહ્યો. ઘણાક કાળ વાંઝિયાપણું ભોગવવા છતાં છેવટ

માહાપરિશ્રમે ઈશ્વરે અમૂલ્ય પુત્રરત્ન આપેલું, તે ચાર દિવસના ચાંદરણાની પેઠે સુખનો આભાસ દેખાડી પાછું છીનવી લીધું, એ શું માતપિતાના હૃદયને ઓછું કંપાવનારૂં છે ? આથી રાજદરબારમાં તો શું, પણ શેરીએ, ચૌટે, મોહોલ્લે ને ઘરોઘર શોક સંતાપે નિ-શ્વાસ કીધો.

એવામાં એક મહર્ષિ ફરતા ફરતા તે નગરમાં આવ્યા. તેમની અર્ઘ્યપાદ્યાદિથી પૂજા કરી રાજા નિસાસા નાંખતાં તેમની આગળ બેઠા, ત્યારે ઋષિએ પૂછ્યું કે, "હે રાજા, તું આમ શોકસિંધુમાં ડૂબેલા જેવો કેમ દેખાય છે ? હું જાણું છું કે એકના એક પુત્રના મરવાથી શોક થાય. પણ તારા જેવા સમજુ મનુષ્યો એવી અનિત્ય વસ્તુપર સદાકાળ શોક કરતા હશે ? એ તને ઘટતું નથી. આ સંસારમાં કોઈ કોઈનું સગું નથી. કોણ કોનો બાપ અને કોણ કોનો પુત્ર છે ? પોતપોતાના ઋણાનુબંધે સહુ ભેગું થાય છે, ને નિમિત્ત પૂરૂં થયે પોતપોતાને રસ્તે પડે છે, તેમાં હર્ષ કે શોક શાનો ? જો કે હમેશાં દૃઢ સંબંધ ધરાવનારી આ દેહ છે તેને પણ મૂકીને આત્મા ચાલ્યો જાય છે, ને આટલા બધા દિવસ સુધી તેની સંગે રહી અનેક પ્રકારનાં સુખ ભોગવ્યાં તેની કશી દરકાર કરતો નથી, તો પછી બીજાની શી વાત ? જો એ પુત્ર તારો હતો, તો તું પહેલે વાંઝિયો કહેવાતો હતો તે વખતે તે કયાં ગયો હતો ? ને અત્યારે તને મૂકીને કેમ ગયો ? કેમકે જે પોતાનું છે તે તો સદા પોતાની સંગેજ રહે છે; પોતાને મૂકી એક ડગલું પણ તે કયાંઈ દૂર જતું નથી. આ દેહને અવતાર ધારણ કરાવનારાં પ્રારબ્ધો પણ પોતાનાં નથી, કેમકે તેઓ પણ ભોગવાઈ રહ્યા પછી સમૂળાં નાશ થઈ જાય છે. માટે પોતાનો કહેવા યોગ્ય તો આત્માને આત્માજ છે—કે જે સદા સર્વદા અખંડ નિર્વિકાર અને અવિનાશી છે. માટે હે રાજન્, જે મહામૂર્ખ જનો છે તેઓજ અનિત્ય વસ્તુપર પ્રીતિ કરનારા છે. તેથી તું એ પુત્રશોકનો સર્વથા ત્યાગ કરી સાવધ થા; ને પૂર્ણ બ્રહ્મ પરમાત્મા, કે જે નિત્ય, શાશ્વત, અખંડ, અને પૂર્ણાનંદરૂપ છે, તેની સાથે દૃઢ પ્રીતિ કર. કારણ કે તેજ માત્ર તારો—પોતાનો કહેવા યોગ્ય અને સદા સંગે રહેનારો છે. (અર્થાત્ આત્માની સંગે સદા સર્વદા માત્ર આત્માજ રહે છે.) તેને ઇચ્છનારા આ સંસારનાં દેખીતાં સારાં પણ પરિણામે દુઃખરૂપ નિવડનારાં

ક્ષુલ્લક સુખોને કોઈ વાતે ઈચ્છતાજ નથી. કારણ કે એના (આત્માના) અખંડ સુખનો ઉપભોગ લેવાને જેઓનું મન તલ્પી રહ્યું છે, તેઓ એ સંસાર સુખને કેમ હિસાબમાં પણ લેખવે ? અને તેઓ માટે તે અવિનાશી સુખ કેમ ગુમાવે ?" એ પ્રમાણે અનેક પ્રકારે તે મહાત્માએ તેને સદ્બોધ દીધો, તેથી તે રાજાનો શોક ઘણીક રીતે નરમ પડયો. ગુરુ ઉપદેશનો પ્રતાપજ એવો હોય છે કે તે કર્ણદ્વારાએ અંતઃકરણમાં જતાંજ અંતરનાં પાપોને ધોઈ નિર્મળ કરે છે, ને ફરી ફરી તેવા ઉપદેશની નવીન ઈચ્છા ઉત્પન્ન કરે છે. તેથી ઋષિ જેવા ઊભા થઈ જવાની ઈચ્છા કરવા લાગ્યા કે તુરત રાજા લાંબો થઈ તેમના ચરણમાં પડી વિનંતી કરવા લાગ્યો કે, "હે દયાળ, હવે આપ એક ઘુંટડોજ અમૃત પાઈ કેમ જાઓ છો ? તૃષાતુરને જળદાન કરનારાએ જ્યાં સુધી તેની તૃષા છીપે ત્યાં સુધી જળ પાવું જોઈએ-કેમકે તે તૃષા વધારી સોષ પાડે છે. પણ એકાદો ઘુંટડો પાવો તે કરતાં તો બિલકુલ નહિ પાવું એ વધારે સારૂં. માટે આપનું ઉપદેશરૂપ અમૃત હવે મારી તૃષા મટે ત્યાં સુધી પાઓ. હે ગુરુદેવ, હું આપને શરણે છું. આ શોકરૂપી સમુદ્રમાં ડુબેલાને હાથ પકડી કિનારાપર લાવનાર આપજ છો, માટે મને શરણે રાખી સંસાર ત્રાસથી સર્વ વાતે અભય કરો." એ સાંભળી ઋષિને દયા આવવાથી તેમણે કહ્યું, "હે રાજન્. તારી પૂર્વની ખેડ ઘણી ઉત્તમ છે, પરંતુ એક પુત્ર શોકથી હાથે કરીને દુઃખી થતો જાણી હું અહીં આવ્યો હતો, તે તારા મિથ્યા શોકનો ત્યાગ થવાથી હું બહુ સંતોષપૂર્વક મારા આશ્રમે જાઉં છું: પણ તારી તત્ત્વોપદેશ શ્રવણ કરવાની જિજ્ઞાસા છે. તો હવે તું મારા આશ્રમે આવજે. કારણ કે વિરક્ત પુરુષોએ એક દિવસ ઉપરાંત વસ્તીમાં રહેવું જોઈએ નહિ. આ નગરથી ઉત્તર દિશાએ ગંગાના તટપર થોડેક દૂર પર્વતની તળેટીમાં મારો આશ્રમ આવેલો છે. જ્યાં હું નિરંતર સમાધિસ્થ રહ્યા કરૂં છું." એમ કહી ઋષિ રાજાની પૂજાનો અંગીકાર કરી ત્યાંથી આશ્રમ પ્રત્યે ચાલી નિકળ્યા.

એને બીજેજ દિવસે પ્રાતઃકાળમાં સ્નાન સંધ્યાદિક કર્મથી પરવારી રાજા અશ્વારૂઢ થઈ તે મુનિ પાસે જવા નિકળ્યો, ને ઉપવન ઓલંઘી મહાવનની સરહદ ઉપર ગયો એટલે તેને ગંગા તટપર ઝોકાં ખાતાં તે આશ્રમનાં ગગનચુંબિત વૃક્ષો દેખાયાં. તેને આધારે ચાલ્યો ચાલ્યો ગયો તો તે સુંદર આશ્રમની અપ્રમિત શોભા જોઈ

તેને બહુ આનંદ ઉત્પન્ન થયો. સુંદર પુષ્પો તથા ફળોવાળાં સુશોભિત વૃક્ષો મંદ મંદ વાયુને લીધે લેહેરી રહ્યાં છે, ને તેઓપર અનેક પ્રકારનાં પક્ષીઓ મધુર વાણીથી કલરવ કરી રહ્યાં છે; તેથી અંતઃકરણમાં બહુ હર્ષ ઉત્પન્ન થયો. એ સર્વ શોભા નિરખતો તે મઢુલી અંદર ગયો તો આશ્રમની બરોબર મધ્યમાં આવેલી એક પર્ણશાળામાં પૂર્વોક્ત મહાત્મા ભગવન્નામોચ્ચારણનો ધ્વનિ કરતા બેઠા જણાયા ને ઘણાક મુમુક્ષુ શિષ્યો તેમની આસપાસ નાના પ્રકારના પ્રશ્નો કરી પોતાની શંકાઓનું સમાધાન કરતા હતા. ત્યાં જઈ આ જ્ઞાનસિંહે ઘોડાપરથી ઊતરી પડી ગુરુચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી ગુરુએ તેને પાકો જિજ્ઞાસુ જાણી "अहंब्रह्मास्मि" મહા વાક્યનો ઉપદેશ કરી પોતાનો શિષ્ય કર્યો. પછી ત્યાં થતી જ્ઞાનગોષ્ઠિથી પરમ આનંદ પામી સર્વ મુમુક્ષુઓ સાથે રાજા પણ ગુરુની આજ્ઞા લઈ ચાલી નિકળ્યો, ને ગુરુ વાક્યનું મનન કરતો ઘેર આવ્યો. હવે જેને જ્ઞાન રસની પ્રાપ્તિ થાય છે, તેને તે શિવાય બીજું કશું મીઠું લાગતું નથી. માટે પ્રતિદિન નિયમપૂર્વક જ્ઞાનસિંહ તે ગુરુઆશ્રમે જવા લાગ્યો. ને તેથી દિવસે દિવસે જ્ઞાનની વૃદ્ધિ થતાં તે મહાજ્ઞાની થયો. પોતે ગુરુ પાસે તત્વ કથા શ્રવણ કરવા જાય અને ત્યાંથી ઘેર આવી પોતાની સ્ત્રીને તે સર્વ વાતનો ઉપદેશ કરે તેથી ભક્તિમતિ પણ સર્વ શોક વિટંબણા તજી પરમજ્ઞાની બની ગઈ.

પુત્ર પુત્રને ઠેકાણે ગયા, ને ગુરુ કૃપાથી બંને દંપતિનું સમાધાન થઈ તેમના અંતઃકરણમાંથી શોક દુઃખનો સમૂળો નાશ થઈ ગયો, તેથી પરમ આનંદથી નિત્ય પ્રત્યે ગુરુની સેવા કરવી અને પ્રજા એજ પોતાના પુત્રો તથા પુત્રીઓ વગેરે સંતતિ છે એમ જાણી તેવાજ પ્રેમથી તેઓનું પાલન કરવા માંડ્યું. નિત્ય પ્રત્યે શ્રવણ કરી આવેલા ગુરુવાક્યોનું સારી પેઠે મનન કરવું, ને તેમ કરતાં ઉપજેલી શંકાઓનું બીજે દિવસે ગુરુ પાસેથી સમાધાન કરવું એજ હમેશાં પોતાનો ઉદ્યમ થઈ પડ્યો. એક દિવસે ઉપદેશમાં એમ કહ્યું કે, "મુક્તિ પામેલો (જીવન્મુક્ત થયલો) પુરુષ આત્માનુભવજન્ય-(આત્માને ઓળખી તેના અનુભવથી થયલા)-સુખમાં ગરક થઇ જાય છે તેથી પછી તેને તે શિવાય કોઈ કાળે બીજું કશું પણ રૂચતું નથી." એ સાંભળી જ્ઞાનસિંહ તે દિવસે તો ત્યાંથી ઘેર આવ્યો, પણ તે વાક્યનું મનન કરતાં તેને શંકા ઊઠી કે, "અરે,

એવું તે આત્માનુભવ સુખ કેવું હશે, કે જેમાં મુક્ત જનો સદાજ લોભાઇ રહે છે, ને મુમુક્ષુઓ જેની નિરંતર ઈચ્છા કરે છે?" પછી બીજે દિવસે તે શંકા ગુરુને નિવેદન કરતાં ગુરુએ વિચાર કીધો કે, "આણે પૂછ્યું તે જો કે યથાર્થ છે, પરંતુ તેનું સમાધાન માત્ર મોઢેથી કહેવા વડેજ થઈ શકશે નહિ, માટે પ્રત્યક્ષ પ્રમાણથી તેની શંકા દૂર કરવી જોઈએ." એમ ધારી તેમણે તેને કહ્યું, "વત્સ જ્ઞાનસિંહ, તને ધન્ય છે. અહો! તારી હું શી પ્રશંસા કરૂં કે જેથી તને આવી શંકા ઉત્પન્ન થઈ! ગુરુ વાક્ય મનન કરવાનું એ મહત્ ફળ છે. પરંતુ હે બાપ, એનું સમાધાન હું પોતે કરીશ નહિ. માટે અહીંથી તું વિષ્ણુપુરી પ્રત્યે જા. ત્યાંનો વિષ્ણુપ્રતાપ નામનો મહાપરાક્રમી રાજા મારો શિષ્ય છે. જે તારૂં સર્વ રીતે સમાધાન કરશે."

ગુરુની આજ્ઞા થવાથી જ્ઞાનસિંહ ઘેર આવ્યો, ને બીજે દિવસે રાજ્યકાર્યભાર પોતાના વિશ્વાસુ પ્રધાનો તથા પુરોહિતોને સોંપી કેટલુંક સૈન્ય સજ્જ કરાવ્યું. પછી પ્રધાનો વગેરેને પ્રજા પાલન માટે સારી રીતે ભલામણ કરી રાણી સહવર્તમાન સુખપાલોમાં બેસી વિષ્ણુપુરનો રસ્તો લીધો. માર્ગમાં અનેક વનો, પર્વતો, નદીઓ, શેહેરો વગેરે સૃષ્ટિ રચના અવલોકન કરતાં કેટલેક દિવસે સૈન્ય સહિત તે વિષ્ણુપુર નજીક જઇ પહોંચ્યાં. વિષ્ણુપ્રતાપ, ગુરુ કૃપાથી સાક્ષાત્ બ્રહ્મવ પદવી પામ્યા હતો માટે તેણે આગળથીજ યોગબળવડે જાણી લીધું હતું કે જ્ઞાનસિંહ આત્માનુભવજન્ય સુખનું સ્વરૂપ જાણવાને પોતાની તરફ આવે છે. માટે તે પચરંગી સૈન્ય તૈયાર કરાવી બહુ ઠાઠમાઠ સાથે તેના સામો આવ્યો. વિષ્ણુપુરના ઉપવનમાં તેમની પરસ્પર ભેટ થઈ. ઘણાજ આદરપૂર્વક પોતાના ગુરુ ભાઇને વિષ્ણુપ્રતાપ નગરમાં તેડી લાવ્યો, ને એક સુંદર મહેલમાં સૈન્ય સહિત તે દંપતિને ઉતાર્યાં. પછી નાનાપ્રકારના પકવાન્નો સિદ્ધ કરાવી તે સૌને જમાડ્યાં, ને માર્ગના શ્રમથી નિવૃત્તિ પામ્યાં એટલે વિષ્ણુદત્તે તે દંપતિ પાસે આવી વિવેક યુક્ત વાણીથી પૂછ્યું, "હે ક્ષત્રિય કુલ શોભન, હે શુભદર્શન જ્ઞાનસિંહજી, આપને અહિં સુધી શ્રમવડે પધારી હમારા દેશ તથા ગૃહને પાવન કરવાની મતિ કેમ ઉપજી? આપ ભલે પધાર્યા. આપે અહીં પધારી મને કૃતાર્થ કીધો છે, માટે હવે આજ્ઞા હોય તે સેવક

પ્રત્યે કહો." એ સાંભળી જ્ઞાનસિંહ બોલ્યો, "હે સત્કર્મરત, હે ભૂપતિ વિષ્ણુપ્રતાપજી, ભગવત્ સ્વરૂપ મહર્ષિ કૌંડિન્ય, કે જે જગદુદ્ધારક છતાં તમારા તેમજ અમારા દેહના માલીક તથા ગુરૂ છે, તેમણે મને આપની પાસે મોકલ્યો છે, અને કહ્યું છે કે વિષ્ણુપ્રતાપ તારી સર્વ શંકાઓનું સમાધાન કરી સત્ય વાર્તા યથાર્થ સમજાવશે. તે ઉપરથી હું અહીં આપની પાસે આવ્યો છું, અને આત્માનુભવજન્યસુખ કેવું છે એ જાણવાની મારી ઈચ્છા છે." એ સાંભળી વિષ્ણુપ્રતાપ બોલ્યો "પ્રિય બાંધવ, (આપણે એક ગુરુના શિષ્ય છૈયે માટે) આ ઘર તમારૂંજ છે; માટે સર્વ વાતે મન સ્થિર કરી નિઃશંક થઈ અત્રે રહો. આપની શંકાઓ સર્વ રીતે ગુરુ કૃપાથી હું નિવારણ કરીશ." પછી વિષ્ણુપ્રતાપ પ્રતિદિન તેને એકજ આસને જોડે લઈ જમવા બેસે, સાથે લઈ રાજસિંહાસને વિરાજે, વાડીઓ બગીચા વગેરેમાં પણ સાથેજ ફરવા જાય, એ પ્રમાણે ઘણીજ પ્રીતિથી તેની સાથે વર્તવા માંડયો. પછી એ વિષ્ણુપ્રતાપ, કે જે મહા જ્ઞાની તત્વવેત્તા, વેદ વેદાંગપારંગત અને सर्वं खल्विदं ब्रह्म એ ન્યાયે કરી આખા જગત્‌ને બ્રહ્મરૂપ જાણવાને લીધે સર્વપર સમાન દૃષ્ટિ રાખનારો-બ્રહ્મરૂપ જાણનારો હોવાને લીધે સાક્ષાત્ બીજો જનકજ હોયનીશું તેવો પ્રતાપી હતો તેણે, જ્ઞાનસિંહની શંકા નિવારણ કરવાનો ઉપાય કરવા માંડયો.

તેણે પોતાના નગરથી સુમારે બે ત્રણ કોશ દૂર આવેલા પોતાના વિલાસકુંજમાં, જ્યાં એક સુંદર મેહેલ રચાવ્યો હતો, ત્યાં ત્રયોદશીને દિવસે મધ્યાન્હે તૈયાર થઈ રહે એ પ્રમાણે સર્વ જાતનાં પકવાન્નો તથા બીજાં અનેક પ્રકારનાં ઘણાંજ સ્વાદિષ્ટ અન્નો તૈયાર કરાવવાનો કાર્યભારીઓને હુકમ કર્યો. હવે એકાદશી વ્રત કરનારને દશમીને દિવસે એક ટાણું જમી દ્વાદશીએ પારણું કરવાનું છે, પરંતુ વિષ્ણુપ્રતાપે એવો યોગ સાંધ્યો કે દશમીને દિવસે જ્ઞાનસિંહથી કંઈ કારણને લીધે જમાયું નહોતું, બીજે દિવસે એકાદશી, ને ત્રીજે દિવસે વામન દ્વાદશી આવી, એમ લાગટ ત્રણે અપવાસ અને ઠેઠ ત્રયોદશીને દિવસે પારણું થઈ શકે એવું હતું. હવે વિષ્ણુપ્રતાપે આવો યોગ આગળથી જાણીનેજ બરોબર તેરશને દિવસે મધ્યાન્હે રસોઈ તૈયાર થાય એવો હુકમ કીધો હતો. अन्नाद् भवंति भूतानि એવી રીતે અન્ન આધારે પ્રાણ છે માટે ત્રણ દિવસના સામટા અપ-

વાસ થવાથી જ્ઞાનસિંહનો આત્મા તો આકુલવ્યાકુળ થઈ રહ્યો. પણ પોતે પરમ વૈષ્ણવ-ભગવત્પરાયણ હોવાથી નિશ્ચયપૂર્વક વ્રત કરનારો હતો તેથી સહન કરી ત્રણે દિવસ તેણે ભગવન્નામોચ્ચારણ કરતાં ગુજાર્યા, ને હવે ત્રયોદશીનો પ્રાતઃકાળ થયો. સ્નાન સંધ્યાદિ

દૈનિકથી પરવારી વિષ્ણુપ્રતાપ તથા તે (જ્ઞાનસિંહ) બંને તૈયાર થયા, ને સુખપાલ સજ્જ કરાવી કેટલાક કાર્યભારીઓ સાથે તેમણે પેલી વિલાસકુંજ તરફ પ્રયાણ કર્યું. તડામાર કરતા વાહકો મધ્યાહ્ન થતા પહેલાં ત્યાં પહોંચ્યા, તો સર્વ પકવાન્નો રૂડી રીતે તૈયાર થયેલાં હતાં. પછી ચાકરોએ રાજાને જમવા બેસવા માટે જે ચોક તૈયાર કરી રાખ્યો હતો તેમાં ચપોચપ રંગોળીઓ પૂરી સુવર્ણના બાજઠ ઢાળી દીધા. સુવર્ણનાં જળપાત્રો તથા ઉપપાત્રો ભરી દરેક બાજઠની બાજુએ મૂકી દીધાં, દરેક બાજઠની આગળ મનને અત્યંત આનંદ પમાડનારી સૌગંધિક અગરતગરની બત્તીઓ ધરી દીધી, ને એ વગેરે બીજી સર્વ તૈયારીઓ કરી અનુચરો કોરે ખસી ગયા કે તુરત રસોઈયાઓએ ચપાચપ સર્વ અન્ન સામગ્રીથી પીરસેલા રત્નજડિત સુવર્ણના થાળો દરેક બાજઠ આગળ ગોઠવી દીધા. પછી વરદી પહોંચતાંજ સર્વ સાથસહિત બંને રાજવીરો પીતાંબરો ધારણ કરી તૈયાર થયેલાજ હતા તે ઝટોઝટ આવી બાજઠોપર વિરાજી ગયા. પછી ઉપોષણાદિ ભોજનવિધિ કરી ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु કરતા કે સૌ જમવા બેસી ગયા. જ્ઞાનસિંહ તો એક અક્ષર પણ બીજા કોઈની સાથે બોલ્યા વગર, કિંવા નજર સરખી પણ કોઈ તરફ ફેરવ્યા વગર એકચિત્તે મોટા મોટા કોળીઆજ ભરવા મંડી ગયો. તે છેક લગભગ અર્ધ ઉપરાંત જમી રહેવા આવ્યો ત્યારે મધ્યજળ કરવા માટે માત્ર મુખ ઊંચું કીધું. પછી અનેક પ્રકારના હાસ્યવિનોદ કરતા સૌકો જમી તૃપ્ત થયા, ને હાથ મોં પ્રક્ષાલન કરી ઊઠયા. એટલે સેવકોએ કેસર કસ્તૂરી આદિ પદાર્થોથી ભરેલાં પાન બીડાં લાવી સૌને આપ્યાં. પછી વસ્ત્રો સજી એક ઈલાયદી બેઠકમાં સૌએ વિનોદ કરતા બેઠા, ત્યારે વિષ્ણુપ્રતાપે એક મંત્રીને આગળથી કહી રાખેલું હતું તેથી તે બોલ્યો કે, "ભાઈઓ, આજે ભોજન કરતી વખતે આપણને કેવો આનંદ પ્રાપ્ત થયો હતો વારૂ?" ત્યારે સૌના બોલતા પેહેલાં જ્ઞાનસિંહજ તુરત બોલી ઊઠયો કે **"અરે, શું આજનો આનંદ! અહા! તેનું વર્ણન કો-**

**ણ કરી શકે એમ છે? તે તો માત્ર હુંજ કે પછી સૌ જમનાર પોત પોતાના મનમાંજ જાણતા હશે. મારી તો શક્તિ કોઈ પણ કાળે એને વર્ણવી શકવાની નથી કે એ આનંદ આવો અને આટલો હતો! મારી જિવ્હા ઈંદ્રિ કે જેના દ્વારા મને એ આનંદ થયો, તે પણ એને વર્ણવી શકવાને કોઈ કાળે સમર્થ થઈ શકે એમ નથી.** (કારણ કે પોતે તો ચાર દિવસનો ભૂખ્યો હતો તેથી તેને જમતાં જે મીઠાશ પડી હશે તે બીજા સૌ કરતાં અધિકજ હતી.)

પછી એક બીજા દિવાનખાનામાં નાના પ્રકારની મખમલની તળાઈઓ બિછાવેલા સુવર્ણ પલંગો તૈયાર હતા તેમાં સૌ જરાક વાર આડા થયા*. પછી ત્રીજે પહોરે ઊઠી મુખ પ્રક્ષાલન કરી સૌ એકત્ર થયા ત્યારે તંબોળીએ, કેસર, કસ્તૂરી, બરાસ, એળચી વગેરે પદાર્થો નાંખી બનાવેલાં નાગરવેલનાં પાનનાં બીડાં લાવી હાજર કર્યાં, જેનો મુખવાસ કરી સૌ ગપાટા મારતા બેઠા હતા એટલામાં રાજાનો માળી આવ્યો, તેણે નાના પ્રકારનાં ગુલાબ, મોગરા, ચંબેલી વગેરે પરિમળ પુષ્પોના તોરાઓ તથા હારો લાવી દરેકના કંઠમાં આરોપણ કરી દીધા. કે તુરત એક અત્તરિયો ઊભો હતો તેણે પોતાનો અત્તરનો દાબડો ઉઘાડયો, ને અનેક પ્રકારનાં એક કરતાં એક ચડિયાતાં અત્તરો અત્તરદાનીમાંથી તેમના શરીરોપર નાંખવા માંડયાં. અનુક્રમે ગુલાબ, મોગરા, ચંબેલી, જાઈ, ખસ, અંબર, મલિયાગર, કેવડા વગેરે તે ઋતુને અનુસરતાં ઊંચામાં ઊંચાં અત્તરોની સુગંધથી તેઓને લીન કરી નાંખ્યા. આથી એકાએક હરખાઈ જ્ઞાનસિંહ બોલી ઊઠયો કે: "અહાઃ! હાઃ! હાઃ! ભાઇ વિષ્ણુપ્રતાપ, આજે તમે તો મારી પરોણાગત કરી મને આનંદના સમુદ્રમાં છેકજ ડુબાડી દીધો છે!" એ સાંભળી વિષ્ણુપ્રતાપ બોલ્યો કે, "પ્રિયબંધુ, એવો તે શો તમને આનંદ થાય છે? તેનું કંઈક પણ વર્ણન તો કરી બતાવો! તે વિના અમે જાણીએ કેમ કરીને?" ત્યારે જ્ઞાનસિંહ બોલ્યો કે: "શું એ આનંદ કહેવાને કોઈ પણ શક્તિમાન્ થાય ખરૂં? એ તો માત્ર મારી નાસિકા ઈંદ્રિજ જાણે છે."

હવે આખો ઓરડો પુષ્પના અને અત્તરોના અનુપમ સુગંધથી

* (કારણ કે જમ્યા પછી થોડીક વાર ડાબું પડખું દબાવી સૂવું ગુણકારક છે.)

મઘમઘાટ થઈ રહ્યો છે, એટલે વિષ્ણુપ્રતાપે કહ્યું કે: "ચાલો હવે ઠંડો પહોર થયો છે માટે આપણે બાગમાં ફરવા જઈએ." તેથી સૌ ઊઠીને ચાલ્યા. બાગની શોભા તો વળી કંઈ અપ્રતિમજ હતી. તે સઘળી શોભાનું યથાર્થ વર્ણન કરવું એ તો કેવળ અશક્યજ છે, પરંતુ સંક્ષેપે વર્ણવીએ તોપણ દિવસના દિવસ વિતિ જાય માટે એટલું કહેવું ઘણું છે કે તેમાંનાં જળાશયો, ફલ તથા પુષ્પવાળાં વૃક્ષો, તેઓપર કલ્લોલ કરતાં પક્ષીઓ, તેમાં પિંજરાઓમાં રાખેલાં તેમજ છૂટાં ફરતાં અનેક દેશાંતરમાં ઉત્પન્ન થતાં વિલક્ષણ પ્રાણીઓ, તેમાં ફરવાના નાના પ્રકારના માર્ગો, દ્રાક્ષના તથા પુષ્પવેલીઓના ખીલેલા માંડવાઓ, તેમાં ફરતી આવેલી સુંદર બેઠકો, ને એ શિવાય બીજા મનને આનંદ આપે એવી વાડીની રચના જોતા જોતા તેઓ ફરતા હતા એટલામાં એક દ્રાક્ષના માંડવા નીચે જઈ પહોંચ્યા, તેની તળેની શીતળ બેઠકમાં સૌએ બેસી ગયા. જે જે કંઈ કરવું હતું તે સઘળાની તૈયારી રાજાએ આગળથીજ કરી રાખેલી હતી માટે સૌ સૌને આપેલા હુકમ પ્રમાણે વગર કહ્યે પોતાનું કાર્ય બજાવવાને તે તે પુરુષો સમયસર હાજર થતા હતા. આ વખતે તેઓ બેઠકમાં બેઠા હતા ત્યાં એક વિલક્ષણ પુરુષ હાજર થયો, ને રાજાને આશિર્વાદ દઇ તુરત પોતાની માયિક વિદ્યા ફેલાવવા માંડી. એકાએક સૌની નજરમાંથી તે બાગ, બેઠક અને મેહેલ સર્વે ગુમ થઈ ગયાં, ને એક તેજનો અંબાર તેમના સામે ખડો થયો! આથી અંજાઈ જઈ તેઓ આંખો મીચી દઈ ફરી ઉઘાડવા જાય એટલામાં એક અત્યંત સુંદર નગર તેમના જોવામાં આવ્યું. તેનો દેખાવ, તેનો વિસ્તાર, તેની અંદરનાં સુવર્ણમય અને રત્નજડિત અવર્ણનીય શોભાવાળાં સુંદર મંદિરો, તેમાં આનંદભેર ફરતાં દિવ્ય સ્વરૂપ તેજસ્વી નવયૌવન સ્ત્રી પુરૂષો, તેના રાજાની ભવ્ય રાજસભા, તેમાં વિરાજનારા મહાન્ દેવર્ષિઓ, દેવતાઓ સરખા વીરપુરૂષો, તેમાં નાચ કરતી લાવણ્યવતી રંભાઓ, અને એ વગેરે બીજો સર્વ ઇંદ્ર સમાન વૈભવ નિરખી શું આ ઇંદ્રપુરીજ હશે કે? એમ અનુમાન કરવા જાય છે એટલામાં તે નગર એકાએક અદૃશ્ય થઇ ગયું ને તેમની દૃષ્ટિ આગળ બીજીજ ભવ્ય શોભા ખડી થઈ! તેમાં આગળની ઇંદ્રપુરીની શોભા કરતાં પણ કંઈ વિલક્ષણ પ્રકાર જોવામાં આવ્યો. ત્યાં તો સૂર્ય કે ચંદ્ર એકેના પ્રકાશની જરૂર નથી. કારણ કે

જ્ઞાનવાળાં પશુઓ પણ વશ્ય થઈ જાય છે, તો પછી તેનો સંપૂર્ણ રસ સમજનારા પુરુષનું શું કહેવું? હવે આ ગાયનોથી ઉત્પન્ન થયલો મોહ, અને વિષ્ણુપ્રતાપે વાળુ કર્યા પછી પાનમાં ખવરાવેલી કામોદ્દીપન ગુટિકા, એ બંનેનો એકઠો માર થવાથી જ્ઞાનસિંહ તદ્દન કામ વશ થઈ ગયો, ને બોલી ઊઠયો કે, "અહા! વિષ્ણુપ્રતાપ, હવે હદ થઈ રહી! આ આનંદ મારા હૃદયમાં માતો નથી. હવે સમાપ્ત કરો" તુરત ગાયન બંધ થયું, ને સૌ શયનાર્થે જૂદા જૂદા ઓરડાઓમાં વિખરાઈ ગયા.

જ્ઞાનસિંહની સ્ત્રી ભક્તિમતિને આગળથીજ વિષ્ણુપ્રતાપે દાસીઓ સાથે શેહેરમાંથી ત્યાં તેડાવી અણાવી હતી, તે પણ સમયસર આવી પહોંચી અને કામવશ થયલો જ્ઞાનસિંહ, જેવો પોતાના ઈલાયદા ઓરડામાં જઈ સૂતો કે તુરત તેણી નાના પ્રકારના હાવભાવ કરતી તેના પલંગપર જઈ તેની પાદ સેવા કરવા લાગી. જ્ઞાનસિંહને એટલુંજ જોઈતું હતું તેથી તેણે ઘણાજ હર્ષ-પ્રેમપૂર્વક તેણીને આલિંગન દીધું, ને રતિયુદ્ધ કરી કામને તૃપ્ત કીધો.

બીજે દિવસે સંધ્યાકાળે વાળુ કરી ચંદ્ર ઉદય થયા પછી અગાસીપર સૌ એકત્ર થયા, ત્યારે જ્ઞાનસિંહે વિષ્ણુપ્રતાપને કહ્યું, "ભાઈ, આપ હવે મારી શંકાનું નિવારણ તે કયારે કરશો?" આપે તો મને આ સર્વ વિષયોમાંજ ફસાવવો ધાર્યો હોય એમ લાગે છે. કારણ કે આપને ત્યાં આવ્યા પછી અત્યાર સુધીમાં મેં કેવળ વિષયોમાંજ રમણ કીધું છે; અને હમણાં પણ માત્ર વિષય, વિષય ને વિષયજ હું નજરે જોઉં છું. જ્ઞાન સંબંધી પવિત્ર વાર્તા તો વિસારીજ મૂકી છે." એ સાંભળી વિષ્ણુપ્રતાપે હસીને કહ્યું, "મહાત્મા જ્ઞાનસિંહ, એ તમે શું કહ્યું? શું હજુ સુધી તમારી શંકા નિવારણ થઇ નહિ? તમે પરમ જ્ઞાની છતાં આટલી બધી વાતોપરથી કંઈ સમજી શકયા નહિ? અને ઉલટા વિષયોને નિંદવા મંડી ગયા? પણ ભાઈ, એ વિષયો શું એટલા બધા ધિક્કારવા જોગ છે? મહાત્મા પુરુષો જ્ઞાની કહેવાય છે તે શાને લીધે? એ વિષયો સૃષ્ટિમાં ન હોત અને ભોગવવા ન પડતા હોત તો પછી પુરુષે વિરક્ત કોનાથી થવાનું હતું? જ્ઞાની થવાની શી જરૂર હતી? દીવાના આડું કશાયનું અંતર પટ છે તો અંધારૂં પડે છે, ને તેથી તેને કોરે કરવાનો યત્ન કરવો પડે છે. પરંતુ તે ન હોય તો તો નિર્મળ દીપક પ્રકાશીજ રહ્યો છે,

એટલે શાનો અંધકાર પડે? અને શું દૂર કરવાની જરૂર પડે? કશુંય નહિ. માટે પ્યારા બાંધવ, એ વિષયો પ્રાણીને સાવધ અને જ્ઞાની કરનારા છે. (જો તેઓના પરિણામ ઉપરથી જે ગ્રહણ કરવાની ખૂબી છે તે જાણી લઈ તેનો સદુપયોગ કરવામમાં આવે તો.) માટે તેમનો એકાએક તિરસ્કાર કરવો નહિ. તેઓમાંથી તો ઘણુંક જાણવાનું અને સમજવાનું મળે છે. અત્યાર સુધીમાં જેજે મહાન્ જ્ઞાની પુરુષો થઈ ગયા છે, તેતે સઘળા પ્રથમ વિષયોના ભોગીજ હતા, અને તેને સન્માર્ગે ભોગવતાંજ તેઓ જ્ઞાની થયલા છે. સંપૂર્ણ વિષય ભોગવેલા જ્ઞાનીનું જ્ઞાન દૃઢ–કોઈ વાતે ન ચળે એવું હોય છે. તેમ આ વિષયો, જે તમે ભોગવ્યા, ને જેને હમણાં તમે નિંદો છો તેમાંથીજ તમોએ વિચાર કીધો હોત તો તમારા પ્રશ્નનો ઉત્તર આપો આપ મેળવી શક્યા હોત." એમ કહી વળી તે બોલ્યો, "ભાઈ, એ બધું તો ઠીક. પણ ગઈ કાલે શીશી મઝા તમારા જોવામાં આવી? એ સંબંધે તો આપણે વાતચિતજ કરવી ભૂલી ગયા." એ સાંભળી જ્ઞાનસિંહ બોલ્યો, "અહા! કાલની વાત તે શી કરવી? એ રંગના ચટકા તો કાલેજ વળી ગયા. ભાઈજી, કાલે તો તમે મારી પાંચે ઇંદ્રિયો આનંદથી તૃપ્ત કરી દીધી હતી! ભાત ભાતનાં સ્વાદિષ્ટ ભોજનો, સૌગંધિક પુષ્પો અને અત્તરો, રંભાઓનાં નૃત્ય અને ગાયનો, અને છેવટે પ્રજ્વલિત થયલા કામદેવને શાંત કરનારી મારી પ્યારી પ્રિયાનો મૃદુ અંગોને દીધેલાં આલિંગનો એ વગેરેથી મારૂં મન આખી રાત અને દિવસ આનંદના સમુદ્રમાંજ તરતું હતું. હજુ પણ તે આનંદ સાગરની લહરીઓ કોઈ કોઈ વખતે મને સાંભરી આવી મારા મનને પુલકિત બનાવી મૂકે છે? અને અરે! હું ભૂલી કેમ ગયો. પેલા માયાવી ખેલે તો વળી હદજ વાળી દીધી હતી. અહો! ઘેર બેઠે સ્વર્ગ અને પાતાળના દિવ્ય લોકનાં પ્રત્યક્ષ દર્શન થયાં એ શું થોડી વાત છે? વળી વિષ્ણુપ્રતાપજી, એક વાત તો તેમાં મેં એવી જોઈ કે તેથી થયલું આશ્ચર્ય મને જન્મોજન્મ યાદ રહેશે; કારણ કે તે મનોહર અને આનંદપ્રદ અદ્‌ભુત દેખાવ મારા હૃદયમાં આબેહુબ ચિતરાઈ રહ્યો છે. ભાઈ તેમાં મારા મરી ગયલા પુત્રને મેં જોયો, ને વળી તેની સાથે કેટલીક વાતચિત પણ કીધી. અહા! એ સંબંધે મને જે આનંદ થવો સ્વભાવિક છે, તેનો ખ્યાલ તમેજ કરો. એ પ્રમાણે જિવ્હા, નાસા, ચક્ષુ, શ્રોત્ર અને સ્પર્શેંદ્રિય–ત્વચા એ પાંચે ઈંદ્રિયો હજુ સુધી તે સમયના સુખમાં ઝોકાં ખાય છે."

એ સાંભળી વિષ્ણુપ્રતાપ બોલ્યો "ભાઈ, તમે ક્યારના આનંદ થયું તે આનંદ અને સુખ સુખ કરી રહ્યા છો, પણ એવું તે કેવું સુખ તે મને જરાક તો સમજાવો !" ત્યારે જ્ઞાનસિંહે કહ્યું, "સુખ તે હું કેમ કરીને વર્ણવું ? મારા મનમાંએ નથી આવતું, તો હું વાણીએ કરી તમને કેમ કરી કહી શકું ? જમવાનું સુખ માત્ર જિહ્‌વાજ જાણે છે. સુગંધથી જે લહેજત આવી તે મારી નાસિકાનેજ ખબર છે. ગાયનથી જે આનંદ થયો, તેના ભોગી તો કાનજ થયા. ને એકંદર એ પાંચે જ્ઞાનેંદ્રિયોને થયલું સુખ માત્ર તેઓજ જાણે છે. મારાથી તો શું, પણ હું જાણું છું કે આપણા ગુરુજીથી પણ કહેવાઈ શકાવું તદ્દન અશક્ય છે." "બસ, બસ, બસ, હું એટલુંજ જાણવા માગું છું. ત્યારે હવે તમારા મનમાં નિશ્ચય થયો કે ઇંદ્રિયજન્યસુખ એ તેનો ભોક્તા વર્ણવી શકતો નથી; તો એટલા ઉપરથીજ સ્પષ્ટપણે સમજી લ્યો કે માત્ર અલ્પ ઇંદ્રિયોથી દેહને થતા સુખનું સ્વરૂપ કહેવાઇ શકાતું નથી એવું અવર્ણનીય છે, તો કેવળ નિર્વિકાર આત્મા, કે જે તેના અનંત પ્રભાવવડે કરીને અતીંદ્રિય (ઘણીજ-અપાર ઇંદ્રિયોવાળો) છે, તેના અનુભવથી થતું અપાર સુખ, કે જે મનમાં સ્ફુરાયમાન પણ નથી થતું, તેનું સ્વરૂપ વર્ણવવાને કોણ સમર્થ હોય ?" એ સાંભળી, "ત્યારે શું આત્માનુભવજન્મ સુખ કેવળ અવર્ણનીય-અનિર્વચનીયજ છે કે ? અહા ! હા ! હા ! હવે હું યથાર્થ સમજ્યો, રે સમજ્યો. ધન્ય છે મારા પ્યારા બાંધવ." એટલું કહી તુરત આસનપરથી ઉઠી જ્ઞાનસિંહ વિષ્ણુપ્રતાપના ચરણમાં પડ્યો, ને દંડવન્નમસ્કાર કરી હર્ષાલિંગન દીધું, પછી સ્વસ્થ થઈ તે આસનપર બેઠો; ત્યારે તેના સમાધાનનું વધારે દૃઢિકરણ થવાને વિષ્ણુપ્રતાપે કહ્યું, "ભાઈ, જુઓ કે આ આકાશમાં ખીલી રહેલો ચંદ્ર, તમારા કંઠમાં પડેલી માળામાંનાં મોતી, તમારા હાથમાં રહેલું મોગરાનું પુષ્પ અને આ કટોરામાં રહેલું દૂધ, એ ચારે વસ્તુઓ આપણે સૌએ જાણીએ છીએ કે શ્વેત છે. પણ એ કેવું શ્વેત છે, તે કોઈ કહી શકશે ? ના. કારણ કે ચંદ્ર જેવું દૂધ શ્વેત નથી. દૂધ જેવું મોતી શ્વેત નથી, ને મોતી જેવો મોગરો શ્વેત નથી. એ પોતપોતાના સ્વરૂપમાં કેવાં શ્વેત છે તે કોઈથી કહી શકાય એમ નથી. માત્ર અધ્યારોપ કરીને (એક બીજાની સરખામણીથી ઉપમા આપીને) કહેશે કે ફલાણા જેવું ફલાણું શ્વેત છે, પણ ખુદ તે કેવું

એત છે તે કહી શકાશે નહિં (જો કે પ્રત્યક્ષ હોવાથી મનમાં સ્ફુરે છે તોપણ). ઘી ખાધું તેનો કેવો સ્વાદ છે તે ફક્ત ખાનાર જાણશે. લાડુ જમી તૃપ્ત થયો, પણ તેનો સ્વાદ માત્ર જમનારનું મનજ જાણશે; બીજાના કહેવાથી તે સ્વાદ કેવો હશે તેનો આભાસ પણ મનમાં થશે નહિં. તેવીજ રીતે પરમાત્માનું નિરાકાર-નિર્વિકારરૂપ તે ગુરુ શી રીતે વાણીથી કહી સમજાવે? એ તો માત્ર અધ્યારોપ કરીને (ફલાણું ફલાણા જેવું સુખ—આના જેવો આનંદ વગેરે) સમજાવે. પણ એ તો જ્યારે તેનો અનુભવ કરી શિષ્ય જાતે તે લેવાને-જાણવાને સમર્થ થાય ત્યારે લેશે (સુખાનુભવ), ને જાણશે, (પરમાત્માનું સ્વરૂપ), ત્યારેજ સમજશે કે આ સુખ તે આવુંછે! અને પરમાત્માનું સ્વરૂપ તે આવું છે. માટે ટુંકાણમાં એટલુંજ કહેવું બસ છે કે ઇંદ્રિયજન્ય પદાર્થોથી ભાસતાં રૂપ,-વર્ણ, સુખ વગેરે, વાણીથી કહેવાઈ શકાતાં નથી, તો અતીંદ્રિય આત્માનું સ્વરૂપ કે તેના અનુભવથી થતું સુખ એ વાણીથી કેમ કહી શકાય? માટે "आत्मानुभवजन्यसुख केवल अनिर्वचनीय છે!"

એ પ્રમાણે જ્ઞાનસિંહની શંકાનું પૂરેપૂરૂં સમાધાન થયું, એટલે બીજે દિવસે તેઓ સર્વે વિષ્ણુપુર ઉપડી ગયા. ત્યાં કેટલાક દિવસો પર્યંત આનંદથી જ્ઞાનવાર્તામાં કાળ ગાળી જ્ઞાનસિંહ વિષ્ણુપ્રતાપની આજ્ઞા લઈ સ્વદેશપ્રત્યે ચાલી નિકળ્યો, ને ગુરૂપ્રતાપે પરમજ્ઞાની થઈ અવસાને સ્ત્રીસહિત મોક્ષને પામ્યો.

---

## એકવિંશ બિંદુ—જીવશિવ.

શિષ્ય—હે દીનદયાળ, આપ કહોછો કે આ જીવ દેહધારી અને અવિદ્યા પ્રપંચમાં પચેલો (ચકચૂર થયલો) છે; છતાં તે જ્ઞાન પ્રાપ્ત થવાથી દેહમાં હોવા છતાં શિવ (બ્રહ્મ) રૂપ થઈ જાય છે; એ સંબંધે મને મોટું અશ્ચર્ય છે કે એમ તે કેવી રીતે બને?

ગુરુ—વત્સ, એ જીવ અને શિવ (આત્મા અને પરમાત્મા), જેમને તુ (અજ્ઞાત પ્રાણીઓ) જૂદા માને છે, તે એમ જૂદા ન છતાં કેવળ એકરૂપ અર્થાત્, એકજ છે; પરંતુ ઉપાધિ ભેદે કરીને જૂદા ભાસે છે. આત્મા છે તો સદૈવ એક રસજ, પણ પ્રારબ્ધોને અનુસરીને દેહમાં વસી જીવ કહેવાય છે; છતાં ગુરુ ઉપદેશ (तत्वमसि—તે [આ-

(મા] તે તુંજ છે.) લાગવાથી તે પોતાને, "હું આત્મા છું-બ્રહ્મ છું, (અર્થાત્ જીવ નથી)" એમ માનવા લાગે છે, ત્યારે તેની વૃત્તિ દેહમાંજ રહ્યાં છતાં કેવી રીતે ફેરવાઈ જાય છે, તે વિષે કર્ણનો ઈતિહાસ તેં સાંભળ્યો નહિ હોય.

પૂર્વે દ્વાપર યુગના અંતને વિષે ચંદ્રવંશી શંતનુ રાજાના વંશમાં પાંડુ અને ધૃતરાષ્ટ્ર એ તેના પૌત્રો થયા. તેમાં ધૃતરાષ્ટ્રના પુત્રો તે ધાર્તરાષ્ટ્ર (કૌરવો) કહેવાયા અને પાંડુના પુત્રો તે પાંડવો કહેવાયા. એ પાંડવો ખરૂં જોઇએ તો છ ભાઇઓ હતા: કર્ણ, ધર્મ, અર્જુન, ભીમ, નકુલ, અને સહદેવ. પરંતુ લોકો તેઓને પાંચ ભાઈજ જાણતા હતા. કેમકે કર્ણ તેઓનો મોટો ભાઈ છે, એ તેમને તેમજ બીજા કોઈને ખબર નહોતી. એમ હોવાનું કારણ એ કર્ણનો વિલક્ષણ પ્રકારે થનાર જન્મજ હતો. કર્ણ પોતાની મા કુંતાને પેટ કુમારિકા અવસ્થામાં અવતર્યો હતો. એ કુંતા બાલ્યાવસ્થામાં પોતાના પાળક પિતા કુંતિભોજને ત્યાં રહેતી હતી, તે વખતે તેને, કોઈ મહર્ષિયો, સાધુ પુરૂષો વગેરે પોતાને ત્યાં આવે તેમની અતિથિ સેવા કરવાનું કામ તેના પાળક પિતાએ સોંપ્યું હતું, તેથી જે જે બ્રાહ્મણો, મહાત્માઓ વગેરે ત્યાં આવે તેમની તે ઘણીજ રૂડી પ્રકારે સેવા કરતી હતી. એમ કરતાં કોઇ સમયે ત્યાં દુર્વાસા મહામુનિ પધાર્યા. રાત અને દિવસ આ મહર્ષિની કુંતાજી અત્યંત સેવા કરવા લાગ્યાં. દુર્વાસા જ્યાં સુધી ત્યાં રહ્યા ત્યાં સુધી પરમ પવિત્રપણે અને એક સરખી રીતે આ કુમારિકાને પોતાની પરિચર્યા કરતી જોઈ તેનાપર તે બહુજ પ્રસન્ન થયા હતા, તેથી કુંતીભોજને ત્યાંથી જતી વખતે તેમણે તે બાળાને કહ્યું, "હે કન્યકે, બેટા, તેં મારી ઘણીક સેવા કરી છે જેથી હું અતિ સંતોષ પામ્યો છું, માટે તારૂં હું શું પ્રિય કરૂં? મારો વિચાર છે કે તને યથેચ્છ પુત્ર સંપાદન કરવા માટે કેટલાક દેવતાઓના મંત્રો આપું. તે તે દેવના મંત્રોના જપ કરવાથી તે તે દેવ તને પ્રત્યક્ષ થઇ તારી મનકામના સિદ્ધ કરશે. પણ ખરેખરી અડચણ વગર તારે તે દેવોનું આવાહન કરવું નહિ, અર્થાત્ તારે જે સમયે પુત્ર અવશ્ય થવો જોઈએ એવો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારેજ તેમાંથી ગમે તે દેવનું ચિંતન કરી તેનો જપ કરવો, એટલે તે પ્રકટ થઈ તને પુત્ર આપશે." એમ કહી ઋષિયે તેણીને યમ-ધર્મ, સૂર્ય, વાયુ, ઇંદ્ર અને અશ્વિનીકુમાર એ પાંચ દેવોના મંત્રોનો ઉપદેશ કર્યો, ને આશિર્વાદ દઈ પોતે સ્વસ્થાન પ્રત્યે ચાલ્યા ગયા.

દુર્વાસા ઋષિ ગયા બાદ કોઈ સમયે કુંતીના મનમાં એવો સંદેહ ઉત્પન્ન થયો કે, "જોઉં તો ખરી, ઋષિએ આપેલા મંત્રોથી દેવતાઓ અહીં આવે છે કે કેમ? વળી શું દિવ્ય દેહધારી અમર પુરૂષો આ ભૂમિપર વસનારાં મનુષ્યોને સાક્ષાત્કાર થતા હશે? અરે એમનાં તેજસ્વી સ્વરૂપો કેવાં હશે?" આવા કુતૂહલથી તેણે પવિત્ર થઈ એકાગ્રચિત્તે સૂર્યનારાયણનો જપ કરવા માંડયો, ને તે પૂરો થતાંજ થોડીક વારમાં તેના એકાંતભવનમાં ઝગઝળાટ પ્રકાશ થઈ ગયો. તુરત આદિત્યમંડળના અધિપતિ સૂર્યદેવ તેની આગળ દિવ્ય સ્વરૂપે આવી ઉભા! આ સમયે કુંતીના એકાંતગૃહમાં માત્ર પોતે અને પોતાની એક માયાળુ-વિશ્વાસી દાસી એ બે જણજ હતાં. એકાએક પ્રકાશ થઈ જવાથી તેજને લીધે અંજાઈ જઈ તે બંને જણાં આશ્ચર્ય ચકિત થઈ ગયાં, ને કુંતા નીચું મ્હોં ઘાલી સ્તબ્ધ જેવી થઈ ઉભી રહી. આ બંને બાળાઓમાંથી કોઈ પણ બોલી શકી નહીં કે પોતાને આદર સત્કાર કરી શકી નહિ, તેથી સૂર્યે પોતેજ પહેલ કરી કહ્યું, "રે, બાલિકે, તેં કિન્નિમિત્ત મારૂં આવાહન કર્યું છે, તે મને સત્વર નિવેદન કર." આ સાંભળી તેમનું આતિથ્ય (પૂજાઆદિ સત્કાર) કરવું તો એક કોરે રહ્યું, પણ કુંતા ઉલટી ભયભીત થઈ, તેથી થરથર ધ્રુજતાં ધ્રુજતાં બે કરજોડી તેમને પ્રત્યુત્તર દીધો કે, "મહારાજ, મહામુનિ દુર્વાસાએ આપેલા મંત્રોની પરીક્ષા જોવાના હેતુથીજ માત્ર મેં આપનું આવાહન કર્યું હતું; તો હવે કૃપા કરી આપ સ્વસ્થાને પધારો." ત્યારે સૂર્યે કહ્યું, "સુંદરી, કોઇ પણ સ્થળે મારૂં ગમન મિથ્યા થતું નથી. તેથી અહીં પણ મારૂં આગમન (આવવું) વ્યર્થ થશે નહીં. માટે તારે મારી સાથે રતિવિલાસ કરવો જોઈએ." એ સાંભળી કુંતીએ લજ્જાયમાન્ થઈ નીચું મ્હોં ઘાલી દીધું. ત્યારે દાસીએ સાવધ થઈ તેણીને સમજાવી કે, "બાઈ, તમારા અહો ભાગ્ય છે જે સાક્ષાત્ સૂર્યનારાયણ તમારા સુખની માગણી કરે છે. તમારૂં સૌંદર્ય આજે સફળ થયું છે, ને દુર્વાસા ઋષિનો મંત્રોપદેશ પણ આજે સફળ થયો છે કે જેથી તમે અને તમારે લીધે મેં, આ સવિતાનારાયણનાં દર્શન કર્યાં. તો હવે તમે લજ્જા મૂકી-સૂર્યદેવનું આતિથ્ય કરી તેમની આજ્ઞાને અનુસરો. તમારૂં વય તો યોગ્ય થયેલું છે, પરંતુ હજુ કુંવારા છો તેથી મનમાં લજ્જા ધરો છો એ હું જાણું છું. પણ સૂર્યદેવની કૃપાથી સર્વ સારાં વાનાં થશે.

માટે કોઈ વાતની ભીતિ ન ધરતાં તેમની આજ્ઞા માન્ય કરવારૂપ પૂજા કરો." એમ કહી દાસી આડી અવળી ખસી ગઈ એટલે સૂર્યે કુંતીને આલિંગન દીધું, ને રતિકેલીથી સંતુષ્ટ થયા બાદ સ્વસ્થ થઇ વરદાન આપ્યું કે, "હે સ્ત્રી, મારા પ્રસાદથી તારે એક મહા તેજસ્વી અને પૂર્ણપરાક્રમી પુત્ર થશે. વળી જો કે કુમારી અવસ્થામાં તેં મારી સાથે સંગ કરયો છે, છતાં તેથી તારી તે અવસ્થા ભ્રષ્ટ થશે નહિ. (અર્થાત્ તું કુંવારી જેવીજ દેખાઇશ. તારામાં બિલકુલ સ્ત્રીભાવ દેખાશે નહિ.) વળી તે પુત્ર મારો અંશ હોવાથી મહા પ્રતાપી થશે." આટલું કહી તુરત સૂર્યનારાયણ ત્યાંજ અંતર્ધાન થઈ પોતાના લોકપ્રત્યે ચાલ્યા ગયા.

કુંતાએ આ વાતથી પોતાના મનને કૃતકૃત્ય માન્યું તો ખરૂં, પણ પોતાને સૂર્યથી રહેલા ગર્ભને કેવા રીતે છુપાવવો, અને આબરૂનું કેવી રીતે રક્ષણ કરવું, એ વાતની તે બહુ ચિંતા કરવા લાગી. પણ દાસીએ તે સહુ વાતની ચિંતાથી તેને બચાવવાનું વચન આપ્યું, ને એવી યુક્તિ રચી કે જેથી દશ માસ પૂરા થતાં સુધીમાં કોઈને કશો સંશય ન આવે, તેમ બીજા કોઈ પણ મનુષ્યને કુંતાનું મુખ દેખાવા દીધું નહિ. પૂરે દશ માસે કુંતાને પોતાના એકાંતમેહેલમાં એક મહાતેજસ્વી અને દિવ્ય, કુંડલ તથા કવચ ધારણ કરેલો સૌંદર્યવાન્ પુત્ર જન્મ્યો! પુત્રને જોઈ કુંતા અત્યંત હર્ષ પામી અને પ્રીતિમાન થઈ, તેમજ તેને પોતાના ખોળામાંથી વેગળો કરવો એ તેને દેહમાંથી આત્માનો ત્યાગ કરવા કરતાં પણ વધારે દુઃખકારક થઈ પડયું. છતાં કોઈ પણ ઈતર મનુષ્યને જાણ થતાંજ આત્મા કરતાં પણ વહાલી પોતાની લજ્જા સમૂળી જવાના મહાભયથી તેણે તે પુત્રને અળગો કરી એક પાણીમાં તરી શકે તેવા આકારની પેટીમાં સુવાડયો; ને પેટી બંધ કરી તે વિશ્વાસુ દાસીને આપી જણાવ્યું કે એને માર્ગસ્થ કરી દે. દાસીએ કોઈ ન જાણે તેમ તે પેટી પોતાના નગરની સમીપ વેહેતી નદીમાં તરતી મૂકી દીધી. હવે કુંતા તો સૂર્યે કૃપાથી કન્યારૂપજ થઈ રહી, ને તે સર્વ વાતને તદ્દન વીસારી મૂકી.

યયાતિ રાજાના અતિ પ્રસિદ્ધ અને મહાપવિત્ર વંશમાં ઉત્પન્ન થયલા સત્કર્મા નામના પ્રતાપી રાજાને અધિરથ નામનો એક પુત્ર હતો. એ રથ હાંકવાની વિદ્યા ઘણીજ ઉત્તમ જાણતો હોવાથી ઘણીક

વેળા યુદ્ધ સમયે મોટા મહારથીયો પોતાનો રથ* હાંકવા માટે તે અધિરથને બહુ આર્જવ કરી લઇ જતા હતા. અધિરથ પોતે મહા વિર્યવાન્ અને ધનુર્વિદ્યામાં કુશળ યોદ્ધો હતો છતાં ઘણે ભાગે તે રથજ હાંકવાનું કામ કરતો હતો માટે તેને સૂત (રથ હાંકનાર–સારથિ) કરીને કહેતા હતા. એક દિવસે તે 'અશ્વ' નામની નદીના તીરપર સ્નાન કરી પોતાનું આહ્નિક કર્મ કરતો હતો તેવામાં નદીના પ્રવાહપર તેને છેટેથી કંઈ તરતું આવતું દેખાયું. થોડીકવાર સુધી તે શું છે એમ જાણવા માટે અધિરથ આતુર થઈ જોઈ રહ્યો હતો એટલામાં તણાતી તણાતી એક વિલક્ષણ આકારની લંબવર્તૂળ પેટી તેની આગળ થઇને ચાલી. તુરત તેણે કિનારેથી કૂદકો મારી પ્રવાહની ઝડપમાંથી તે પેટી ઝડપી લીધી અને કિનારે આવી જોયું તો તેને ખૂબ મજબૂતાઈથી બંધ કરેલી દીઠી. પછી ઘેર આણી કોઈ ચતુર કારીગર પાસે તેને ઉઘડાવી તો તેમાં તેણે મોટું આશ્ચર્ય જોયું. એક દિવ્યસ્વરૂપવાન્, તેજસ્વી, અને કવચકુંડલાદિ દિવ્ય અલંકારો સહિત અંગવાળો તેમજ નાલચ્છેદન કીધા વિનાનો તુરતનો જન્મેલો કોમળ બાળક, તેમાં પગનો અંગૂઠો ધાવી મંદમંદ હસતો પડેલો હતો. આ જોઇ તેને બહુ હર્ષ થયો, અને ઇશ્વરેચ્છાથી અનાયાસેજ તેની મનકામના પૂર્ણ થઈ એમ તેણે માન્યું; કારણ કે હજુ સુધી તેણે પોતાને ત્યાં પુત્ર પુત્ર્યાદિ કશી પણ સંતતિનું મુખ જોયું નહોતું. તુરત તે તેને પોતાની રાધા નામની પતિવ્રતા સ્ત્રીની પાસે લઈ ગયો, અને તે પોતાને પ્રાપ્ત થયો માટે "ઈશ્વરેજ આપણને તે પુત્રભાવે અર્પણ કર્યો છે, એથી આપણું અપુત્રત્વપણું મટી ગયું, ને હવે આપણે પુત્ર સુખ ભોગવીશું, તેથી તું એને ખૂબ સંભાળથી ઉછેરજે," એમ કહી તેને સોંપ્યો. આ જોઈ રાધાને પણ પરાકાષ્ટનો આનંદ વ્યાપ્યો, ને બાળકનું મુખાવલોકન કરતાંજ તે હર્ષઘેલી થઈ ગઈ. પછી પોતાના પતિ પાસે તેનો નાલચ્છેદન કરાવી જાતકર્મ સંસ્કાર ઘણી તૈયારી સાથે કરાવ્યો, ને નામકરણ સંસ્કાર પણ સમય આવતાં કરાવી "વસુષેણ" એવું તેનું નામ પાડયું. પછી ઘણાક પ્રેમથી તેનુ પાલન પોષણ કરતાં તે પ્રતિદિન વૃદ્ધિંગત થઇ પોતાનાં માતપિતાને

---

* સાધારણ રથ હાંકવા જેવુંજ કંઇ યુદ્ધ સમયે રથ હાંકવાનુ કામ સુલભ નથી. તે વખતે તો લડનાર યોધાઓ કરતાં પણ અત્યંત પ્રકારનું ચાતુર્ય રથ હાંકનાર સારથિને વાપરવું પડે છે. નહિ તો સારથિની ગફલતથી ગમે તેવા યોધા પણ સંકટમાં આવી પડે છે.

બહુ આનંદ આપવા લાગ્યો. આજ પ્રતાપી પુત્ર આગળ જતાં કર્ણ એવે નામે પ્રખ્યાત થયો. એમ કરતાં એનાં રૂડાં પગલાંના પ્રતાપે તેની મા રાધાને એક બીજો ઔરસ પુત્ર (પોતાના પેટનોજ પુત્ર-રાખેલો કિંવા દત્તક લીધેલો નહિ.) પણ થયો, તેનું નામ રાધેય પાડયું.

આ વસુષેણ કેટલાંક કારણને લીધે કર્ણ એવે નામે પ્રખ્યાત થયો હતો, પરંતુ પયઃપાન કરાવીને તેનું પોષણ રાધાએ કરેલું હોવાથી રાધેય એવે નામે પણ ક્વચિત્ તેને બોલાવવામાં આવતો હતો. વળી તેનો પિતા સારથિપણું કરતો હોવાથી બીજા રાજપુત્રો તેને સૂતપુત્ર અથવા દાસીપુત્ર કહીને પણ ચીઢવતા હતા. કર્ણ તથા રાધેય બંને વયે યોગ્ય થવાથી તેમના પિતાએ ધનુર્વિદ્યા શિખવવાનું ધાર્યું. એવામાં હસ્તિનાપુરને વિષે કૌરવો તથા પાંડવોને દ્રોણાચાર્ય નામના ધનુર્વિદ્યામાં અતિકુશળ મહર્ષિ ધનુર્વિદ્યાનું અધ્યયન કરાવતા હતા, ને એ (હસ્તિનાપુરનું) રાજ્ય મોટું હોવાથી ત્યાં બીજા ઘણાક દેશના રાજપુત્રો પણ ધનુર્વિદ્યા ભણવા માટે આવેલા હતા. એથી અધિરથે પણ પોતાના ઔરસ તથા અનૌરસ બંને પુત્રોને હસ્તિનાપુરને વિષે ગુરુ દ્રોણાચાર્ય પાસે અધ્યયન કરવા મૂકયા. સઘળા રાજકુમારો જો કે એકજ ગુરુ પાસે ભણતા હતા પણ તેઓ કંઇ એક સરખીજ વિદ્યા સંપાદન કરી શકતા નહોતા. પાંડવો આદે બીજા ઘણાક કુમારો, જેઓ વિચક્ષણ અને ચપલ હતા તેઓ સૌ કરતાં તેમાં આગળ પડતા હતા. અને દ્વેષીલા કૌરવો, કે જેમને માટેજ ખાસ કરીને ગુરુની નિમણુક કરવામાં આવી હતી તેઓ બિચારા ઘણે ભાગે ઢ જેવાજ રહેતા હતા. કારણ કે અભ્યાસ પર ચિત્ત ન દેતાં આગળ પડી ચાતુર્ય દેખાડનારાઓનો દ્વેષ કરવામાંજ તેઓ તત્પર હતા. એ સઘળામાં આપણો આ વસુષેણ (કર્ણ) બહુજ ચાલાક નિકળ્યો. પાંડવોમાંના અર્જુનની બરોબરી કર્ણે કરવા માંડી, ને કેટલીક વાતમાં તો અર્જુન કરતાં પણ વધારે ચાતુર્ય તેનું દેખાવા માંડયું. અર્જુનપર કૌરવોનો સ્વાભાવિકજ ખાર હતો અને વળી તે સર્વ વિદ્યામાં નિપુણ થવા માંડયો એટલે તેઓ વધારે ઝેર કરવા લાગ્યા. પણ આ કર્ણ વળી તેના કરતાં પણ સરસ નિવડવાની વકી જણાવા લાગી એટલે કૌરવોએ તેને રાજી રાખી તેની સાથે સખ્ય કરી લીધું. કારણ કે અર્જુન જેવા બલવાન્ પ્રતિપક્ષીની સામે કર્ણની

સહાયથી પોતે ફાવી જાય. કૌરવોનો વડીલ ભાઈ દુર્યોધન કર્ણની સાથે બહુ બહુ પ્રીતિ રાખવા લાગ્યો, ને ઘણીક વાતે તેનો સત્કાર કરી પોતાના આશ્રય તળે રાખ્યો. પછી દિવસે દિવસ તેનો પ્રતાપ-બાહુબળ અને વિદ્યાબળને લીધે ઘણો વધતો જતો જોઇ, તેમજ જરાસંધ વગેરે મોટા રાજાઓની સાથે તેની મૈત્રી થવાથી તેનો બગ ઘણોજ મોટો થયો છે, અને તેથી તેના (કર્ણના) વગના તે તે રાજાઓ વગેરે યુદ્ધ પ્રસંગે પોતાને ઘણા ખપ લાગશે એમ ધારી દુર્યોધને તેને(કર્ણને) અંગ દેશનું રાજ્ય આપી તેનો અધિપતિ બનાવ્યો હતો. આ તો સાધારણ નિયમજ છે કે એકને સામાન્ય સ્થિતિમાંથી એકાએક ઊંચી સ્થિતિમાં ચઢેલો જોઈ કેટલાક ઓછી મતિવાળા દુર્જનો તેનાપર નિષ્કારણ દ્વેષ કરે છે. તેવીજ રીતે બીજા રાજાઓ કર્ણને આમ ઉંચે પદે પહોંચેલો જોઇ દ્વેષ કરવા લાગ્યા. કર્ણને અંગદેશનું આધિપત્ય મળ્યું હતું ખરૂં, પરંતુ નિરંતર તે હસ્તિનાપુરમાં દુર્યોધનની સાથેજ રહેતો હતો. આથી તેનાપર દ્વેષ કરનારાઓ તેને (ડરતા તે પછવાડે અને સમાન હતા તે સન્મુખ રહીને) સૂતપુત્ર, દાસીપુત્ર, રાધેય વગેરે હલકાં વિશેષણોથી બોલાવતા અને ચીઢવતા હતા. વળી ભીમ તો સ્વભાવેજ ટીખળી હોવાથી તેની સાથે વારંવાર ચડભડી પડતો અને દાસોપુત્ર દાસીપુત્રજ તેને કહ્યા કરતો હતો. કર્ણ આવો તેજસ્વી, શૂરવીર અને પરાક્રમી હોવા છતાં આ વાતથી પોતાના મનમાં બહુ પીડાયા કરતો હતો. અને ભીમ જેવા તડાકીઆઓનાં મેણાં સાંભળીને ઘણોજ ખેદ પામતો હતો. કોઈપણ કામમાં કર્ણ આગળ પડીને બોલવા જતો, તો "બેસ બેસ સૂતપુત્ર, જા, જા, દાસીપુત્ર, તું તે શું બોલે છે? તને તે શો અધિકાર છે? તું શું રાજપુત્રોની બરોબરી કરવા માંગે છે કે?" એમ તેને સાંભળવું પડતું હતું. પોતે પેટીમાંથી પ્રાપ્ત થયેલો અને સારથિનો પુત્ર છે એમ પોતાના સમજવામાં પણ પક્કું હોવાથી તે કોઈને કશું કહી શકતો નહોતો, પણ ઉલટું તે મેણાંટોણાં સાંભળી તેને મનમાંજ બળીને બેસવું પડતું હતું. "અરે, શું હું દાસીપુત્ર છું? રે, મને લોકો સૂતપુત્ર કહે છે? અરે પ્રભુ, હું તે કોનો અને કોને પેટ ઉત્પન્ન થયલો પુત્ર હોઇશ? હે હરિ, આ સંકટમાંથી હું કેવી રીતે પાર ઉતરૂં? હે દીનદયાળ, આ મહાન અપવાદથી આપ મને મુક્ત કરો, હું આપને શરણે છું." એવી રીતે તે એકાંતસ્થળમાં વારંવાર

પ્રભુની પાર્થના કરતો હતો. તે અતુલ પરાક્રમી હતો અને તેના હાથથી ઘણાંજ ચમત્કારિક અને અશક્ય કાર્યો થતાં હતાં, છતાં આ વાત જ્યારે તેના અંતઃકરણમાં સ્ફુરતી ત્યારે તે સર્વ કાર્યોમાંથી તેનો ઉમંગ તદ્દન હેઠો પડતો હતો. આવી રીતે તે મહા ક્લેશાબ્ધિમાં ડબકાં મારતો હતો તેનું કારણ માત્ર એજ હતું કે તેને પોતાનાં ખરાં માતપિતાની, અને પોતે કેવી રીતે, કયાં જન્મ્યો હતો તેની કશી ખબર નહોતી.

શ્રી હરિ અંતર્યામી અને ભક્તવત્સલ છે. પોતાના ભક્તને–શરણાગતને દુઃખ થયું હોય તો તેમને જરાપણ ચેન પડતું નથી, માટે આપોઆપ તે તેને દૂર કરે છે. એ તેમનો સ્વભાવજ છે. વળી પોતે તે સંકટ એવી રીતે પરોક્ષ દૂર કરે છે, કે મનુષ્યના મનને કંઈ આશ્ચર્ય માનવાનું કારણ મળે નહિ. હવે કર્ણની શરણાગતિ ધ્યાનમાં લઈ તેનું સંકટ સહજ રીતે દૂર કરવાની પુરુષોત્તમ ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રની ઈચ્છા થઇ. આ સમયે કૌરવ અને પાંડવો વચ્ચે રાજ સંબંધે ઘણાક કાળથી વિગ્રહ ચાલ્યો આવતો હતો. કૌરવો સર્વ રાજ્ય પચાવી પડી, પાંડવોને તેમાંથી થોડો ભાગ પણ આપવાને તદ્દન નારાજ હતા, ને તેથી તેમણે, પાંડવોને ઈંદ્રપ્રસ્થ નામના નગરથી હાંકી મૂકયા હતા. આટલો બધો અન્યાય પાંડવોથી સહન થઈ શકતો નહોતો, માટે તેમના અંતઃકરણમાં હવે એજ હતું કે યુદ્ધ કરી કૌરવોનો પરાજય કરીને રાજ્ય મેળવવું. પણ પેહેલે તેમને સામ, ભેદ ઈત્યાદિ યુક્તિઓથી સમજાવવા; અને તેમ કરતાં તેઓ માને નહિ, તો પછી દંડ દેવો, આવા વિચારથી તેમણે મહારાજ્યનીતિનિપુણ તથા પોતાને નિરતર સહાય કરનારા અને લાડ લડાવનારા શ્રી કૃષ્ણચંદ્રને હસ્તિનાપુરને વિષે સામ (વિષ્ટિ-સમજુતિ) કરવા સારૂ મોકલ્યા. ભગવાન્‌ને તો "એક પંથ ને દો કાજ" એમ આ સમયે હતું. કૌરવોની સભામાં જઈ તેમણે, ધૃતરાષ્ટ્ર, દ્રૌણાચાર્ય, કૃપાચાર્ય, ભીષ્મપિતામહ, શકુની, કર્ણ, ઈત્યાદિ મહાપુરૂષો, કે જેઓ સભાના પ્રમુખ નરો હતા તે સૌને સાંભળતાં શતભ્રાતા સહિત દુર્યોધનને ઘણીક પ્રકારે પાંડવો સાથે ઐકય કરવા માટે સમજાવ્યો; ઘણોક ભય બતાવ્યો, ને ઘણોક ક્રોધ કરી તેમનો પાંડવો પાસે નાશ કરાવાનું કહ્યું. છતાં તે દુષ્ટોએ માન્યું નહિં, અને અમે પણ પાંડવો સાથે યુદ્ધજ કરશું, પણ પાંડવોને ભાગ આપીશું

નહિ એમજ તેઓએ કહ્યું આથી શ્રીકૃષ્ણ રીસે ભરાઈ હસ્તિનાપુરથી ઈંદ્રપ્રસ્થ જવા માટે ચાલી નિકળ્યા. આ વખતે ભીષ્મપિતામહ આદિ લઈ સર્વ શિષ્ટજનો તથા કર્ણ, દુર્યોધનાદિ કૌરવો વગેરે સૌ ભગવાનને વળાવા માટે ચાલ્યા. શેહેર બહાર નિકળ્યા પછી ઘણેક દૂર સુધી સૌ ભગવાનના રથની સાથે તેમની જોડે વાતો કરતા ગયા, એટલે શ્રીકૃષ્ણે સૌને વિનયપૂર્વક આગ્રહથી પાછા વાળ્યા, પણ એકલા કર્ણને પાછા વળવા માટે કહ્યું નહિ, તેથી તે તેમની સાથે ચાલતોજ ગયો. પાછા વળાવનારાઓથી રથ કેટલેક છેટે પડી ગયો એટલે કૃષ્ણે કર્ણને હાંક મારી પાસે બોલાવ્યો, અને પ્રેમપૂર્વક રથમાં બેસાડી લીધો. પછી સારથીને ઘોડા ધીમે હાંકવાને કહી ભગવાને કર્ણ સાથે અનેક પ્રકારે વિવેક સહિત વચનોથી- વાતચિત કરવા માંડી:-

"હે કર્ણ, હું જે કંઈ બોલું છું તે સાવધપણાથી શ્રવણ કર. ભાઈ, તું મારી સાથે શો સંબંધ ધરાવે છે, ને તું કોનો પુત્ર છે તેની તને ખબર છે? તને લોકો જે નામથી બોલાવે છે, અને જેથી તારૂં વારંવાર અપમાન થાય છે, ને જેને લીધે તું નિરંતર ખેદજ પામતો રહે છે તે હું સારી પેઠે જાણું છું. પણ ભાઈ, તું જ્યાં સુધી તે વાતથી અજ્ઞાત છે ત્યાં સુધી તારો તે ક્લેશ મટવાનો નથી. તેં દુર્યોધનનો આશ્રય કીધો છે, અને પાંડવો સાથે વૈરભાવથી વર્ત્તે છે ખરો, પણ વાસ્તવિકપણે જોતાં તેમ કરવું એ તને સર્વથા અયોગ્ય છે, કારણ કે તું કૌરવ પક્ષીય નથી, એટલુંજ નહીં પણ પાંડવ પક્ષી છે; અને પાંડવોનો સગ્ગો ભાઈ થાય છે. તારો જન્મ મારી ફોઈ કુંતાના ઉદરથી થયો છે અને તું તેનો જ્યેષ્ઠ પુત્ર છે, એમ તું સાંભળીશ ત્યારે તને આશ્ચર્ય થયા વિના રહેશે નહિ. અમારૂં વૃષ્ણિકુલ સંપુર્ણ તારા માતૃપક્ષનું હોઇને સર્વ પાંડવો એ તારા સગ્ગા ભાઈઓ છે. તું યુધિષ્ઠિરનો મોટો ભાઈ છે એવું જ્યારે તેના સમજવામાં આવશે ત્યારે તેને એટલો બધો આનંદ થશે કે તે પોતાના સર્વ બંધૂ સહિત તારો સેવક થશે એટલુંજ નહિ, પણ ભીમ વગેરે તને દાસીપુત્ર, સૂતપુત્ર વગરે કહી ચીઢવે છે, તે ઉલટા તેને માટે તારી ક્ષમા માગી, તને પાંડવ કરીને કહેશે." એ સાંભળી અદ્યાપિપર્યંત કર્ણ, જે મહા ક્લેશસમુદ્રમાં ડૂબેલો હતો તે એકાએક મહાહર્ષમાં આવી ગયો, અને ભગવાનને પૂછવા માંડયા કે, "હે શ્રીકૃષ્ણ, આપ

એ શું બોલ્યા? શું હું કુંતાપુત્ર છું? અહો! તે કેવી રીતે? હે પ્રભુ, કૃપા કરીને મને તે વૃત્તાંત સંભળાવો." એથી શ્રીકૃષ્ણે તે કુંતાને પેટ કુમારીઅવસ્થામાં કેમ પ્રગટયો ને તે અધિરથને હાથ કેવી રીતે આવ્યો તે વગેરે સર્વ ગુપ્ત ઈતિહાસ પ્રકટ કરી કહ્યું કે, "હે ભાઈ, હવે તું તારા મનને નિશ્ચિતપણે શાંત કર. તને લોકો રાધેય કહે છે પણ તું રાધેય ન છતાં કૌંતયજ છે. તને સૂતપુત્ર કહેનારાઓના મ્હોંમાં ધૂળ છે, કેમકે તું સૂતપુત્ર નહિ પણ સૂર્યપુત્ર છે." પોતાનું સર્વ પૂર્વ વૃત્તાંત સાંભળી, કર્ણનો સર્વ શોક મટી જઈ તે આનંદ સાગરમાં તરવા લાગ્યો. અને પછી પોતે જોકે ખરી રીતે પાંડવોનો ભ્રાતા અને કુંતીપુત્ર છે માટે તેઓનેજ પોતાને અનુસરવું જોઇએ એ ખરૂં છે, પરંતુ અધિરથ અને રાધાએ પોતાનું પાલન કર્યું છે માટે તેમનીજ સેવા કરવી પોતાને યોગ્ય ગણ્યું. વળી દુર્યોધનનુંજ સાહાય્ય કરવું અને તેનાજ આશ્રયમાં રહેવું એમ પોતે ઘણા કાળથી બંધાઈ ચૂકેલો છે માટે હવે તેથી ફરી જવું એ સજ્જન પુરૂષનું લક્ષણ નથી માટે કોટિ ઉપાયે પોતાથી પાંડવોના પક્ષમાં જઇ શકાશે નહિ, વગેરે બાબતોથી શ્રીકૃષ્ણનું સમાધાન કરી કર્ણ તેમને દંડવન્નમસ્કાર કરી તેમનાથી જૂદો પડયો. પછી કેટલેકકાળે કુરુક્ષેત્ર વિષે કૌરવ પાંડવના યુદ્ધમાં તે નારાયણના સાથી નર (અર્જુન) ના હાથે મરણ પામ્યો.

હે વત્સ, (ગુરુ શિષ્યને કહે છે) આ ઈતિહાસ પરથી તારા સમજવામાં આવ્યું હશે કે આત્મા બ્રહ્મરૂપજ છે છતાં પોતાને જીવ માનવાને લીધે નાના પ્રકારના ક્લેશ ભોગવે છે પણ જ્યારે તેને જ્ઞાન થાય છે ત્યારે આપોઆપ "હું બ્રહ્મ છું" એમ જાણી આનંદ પામે છે. જેમ કર્ણ, હું રાધેય-દાસીપુત્ર છું, સૂતપુત્ર છું" એમ જાણી મહાક્લેશ ભોગવતો હતો, તે શ્રીકૃષ્ણે તેને પૂર્વવૃત્ત જણાવી, તું કુંતા પુત્ર છે એમ કહ્યું ત્યારે તુરતજ તેની વૃત્તિ ફેરવાઈને આનંદમય થઈ ગઈ, ને સર્વ ક્લેશ છુટી ગયો. તેમજ આત્માની જીવવૃત્તિ જ્યારે પોતાનું પૂર્વ વૃત જાણે છે ત્યારે તેમાંથી ફેરવાઈ શિવ (બ્રહ્મ) વૃત્તિ થાય છે, ને તે પછી જીવન્મુક્તપણાનું સુખ ભોગવે છે.

## ઇતિ શ્રી પ્રથમ પ્રવાહઃ

# ચંદ્રકાન્ત.

## द्वितीय प्रवाह—चैतन्य.

### પીઠિકા.

પૂર્વે દૃઢદુર્ગા નામની અતિ રમણીય નગરીને વિષે યજ્ઞભૂ નામનો મહાપ્રતાપી અને ધર્મશીલ રાજા રાજ્ય કરતો હતો. તે ક્ષત્રિયના સર્વ ધર્મોથી પરિપૂર્ણ હતો. ઘણા વર્ષોથી તેનું રાજ્ય એકસરખી રીતે પ્રતિદિન વૃદ્ધિંગત થતું ચાલ્યું આવતું હતું. પોતે રાજ્યાસનપર અભિષિક્ત થયા પછીથી તેણે બીજા અનેક રાજાઓને જીતી સ્વરાજ્યને ઘણા વિસ્તારવાળું કીધું હતું. વળી એકેવખતે સૌ રાજાઓને તેણે જીતેલા અને વળી ઉત્તરોત્તર બીજાં પણ ઘણાંક અદ્‌ભુત પરાક્રમો કરેલાં હોવાથી તેની સામે ચૂં કે ચાં કરવાની કોઈની હીમત ચાલતી નહોતી, અને તેથી રાજ્ય બિલકુલ નિષ્કંટક અને પરમ શાંતિનું સુખ ભોગવતું હતું. પ્રજા પણ સર્વ વાતે નિરંતર સુખી રહેતી હતી. રાજ્યમાં કોઈપણ વાતની અનીતિ કિંવા ચોર, લુટારા, દગાખોરા, ચાડીઆ, પાપી, હરામી, વગેરે હીણા લોકોનું નામે નહોતું. પ્રજાને યજ્ઞભૂ પોતાની સંતતિજ જાણતો હતો ને તેનું રૂડી રીતે પાલન કરતો હતો. યજ્ઞભૂ, જેવો પરાક્રમી અને વિદ્વાન્ હતો, તેવોજ સત્વશીળ અને મળતાવડો પણ હતો. તેને સૌ કરતાં તત્વજ્ઞાન વાર્તા ઉપર બહુ પ્રીતિ હતી. તે વળી શ્રેષ્ઠ પંક્તિનો રસિક પુરુષ હોવાથી ઘણીક વેળાએ નાના પ્રકારના વિલાસોમાં મગ્ન થયલો તેને જોવામાં આવતો હતો. પરંતુ એવી રીતે વિલાસો ભોગવવામાં બીજા પશુ સમાન એકેંદ્રિય જ્ઞાનવાળા વિષયી પુરુષોની માફક વિષયની લેહેજતજ લીધા કરવી અને તેને પરાયણ થઈ જવું એમ ન છતાં, તે વાતમાં તેનો ઘણોજ ઊંડો હેતુ સમાયલો હતો. કોઈ કોઈ વાતમાં તો સાધારણ જનોને

તેની પ્રકૃતિ એવી વિલક્ષણ પ્રકારની જણાઈ આવતી કે ઘણીક વેળા તેઓ તેને યજ્ઞભૂ 'ગાંડો વા ભ્રમિષ્ઠ છે' એમ કહી દેતા હતા. પરંતુ તે જ્યારે રાજ્યાસનપર ન્યાય તુલના કરવા વિરાજતો ત્યારે તેની અદ્દભુત તુલના શકિત અને ન્યાયપરાયણપણું જોઈ લોકોને અદ્‌ભુતાશ્ચર્ય થયા વિના રહેતું નહિ. તે દાન કરવામાં પણ અતિશય ચમત્કારિક સ્વભાવે વર્તતો હતો. પરંતુ તેમાં પાત્રાપાત્રનો સારી પેઠે વિચાર કરતો હોય એમ ઊંડી નજરે જોવાથી માલમ પડતું હતું. તે કોઈ વેળા કર્મ માર્ગને માન આપતો, તો કોઈ વેળા કર્મ તથા ઉપાસના બંનેને એક બાજુપર મૂકી દઈ પરમ નાસ્તિક સરખો શઠ દેખાતો હતો, પણ ખરી રીતે તેમ ન હતું. એનો સર્વ વાતનો હેતુ ઘણોજ ગૂઢ હોવાથી તે માત્ર કોઇ મહાત્મા જનોનાજ જાણવામાં આવી શકતો હતો. ખરી રીતે એને વર્ણવવા ચાહીએ તો આપણે તેને બીજો જનક વિદેહીજ કહેવો પડે.

આ યજ્ઞભૂ જે જે સાંસારિક વ્યાપાર કરતો તે સઘળા માત્ર બહાર દેખાડવાનાજ હોવાથી અને તેની ખરી પ્રીતિ માત્ર એકજ વસ્તુપર હોવાથી તે સાચો બ્રહ્મજીવજ હતો. બીજા રાજાઓની પેઠે તેને કંઈ દશ દશ કે સો સો સ્ત્રીઓ નહોતી—તે માત્ર એકજ અને વળી પોતાને પૂરેપૂરી સાનુકૂલ ભાગ્યવતી ભાર્યા સાથે પરણ્યો હતો. સ્ત્રી સાનુકૂલ હોય તે કંઈ માત્ર સંસાર કાર્યમાંજ સુખરૂપ થઈ પડે છે એમ નથી, પણ તે તો પરમાર્થિક કાર્યમાં પણ એક બુદ્ધિમંત સહાયક થઈ પડે છે. આ યજ્ઞભૂને પેટ કશી સંતતિ હતી નહિ, છતાં તે વાતની તેની સ્ત્રીને કશી જાણે અપેક્ષાજ હોય નહિ તેવી તે સદા આનંદિત રહેતી હતી. એમ કરતાં કેટલેક કાળે તેને ગર્ભ રહ્યો, ને પૂર્ણ દશ માસ થતાં એક ઘણાજ સુંદર પુત્રનો તેણીએ જન્મ આપ્યો. ઘણાક દિવસથી અપુત્ર છતાં આજે રાજાને પુત્ર થયો તેથી સર્વ પ્રજામંડળમાં જયજયકાર અને આનંદ ઉત્સવ વર્તાઈ રહ્યો. જ્યાં જોઈએ ત્યાં મંગળમય ચિહ્નો જણાવા લાગ્યાં. પરંતુ યજ્ઞભૂને તો તે નહોતો તોય શું અને હવે થયો તોપણ શું, એમ હર્ષે નહિ ને શોકે નહિ તેમ હતું. તે એવા પ્રકારે પુત્ર સંબંધમાં, પ્રિયા સંબંધમાં, પ્રજા સંબંધમાં આ સમયે વર્ત્યો કે તેથી પ્રધાનમંડળમાં અદ્દભુતાશ્ચર્ય ઉત્પન્ન થયું. પણ મંત્રિયો વગેરેના કહેવાથી મોટા સમારંભ સાથે પુત્ર જાતકર્મ આદિ સર્વ સંસ્કારો

વખતો વખત કરી તેને રૂડી રીતે સંસ્કૃત કીધો. રાજકુંવર એટલો બધો સૌંદર્યવાન્ હતો કે તેની કાંતિને માટે દેશદેશાંતરોમાં પ્રશંસા થઈ રહી. વયે આવતાં પરાક્રમમાં પણ તે પોતાના પિતાના જેવોજ અત્યંત શૂરવીર જણાયો. રાજાએ પોતાને ઘેર, ખાસ કરીને તેનેજ માટે અશ્વારોહણ, રથારોહણ, ગજારોહણ વગેરે બાબતો શીખવવા માટે, તે તે વાતમાં નિપુણ ઉસ્તાદો રાખી તેને સર્વ વાતે કુશળ કીધો. ધનુર્વિદ્યા પણ બહુજ શ્રમ સાથે શિખવવામાં આવી. થોડાક વર્ષોમાં તે વેદ, શાસ્ત્ર, ધનુર્વેદ અને બીજાં સર્વ કળા કૌશલ્યોમાં સંપૂર્ણ થયો. મોટા પ્રતાપી રાજાનો કુંવર ને વળી સૌંદર્ય ગુણાદિથી સંપન્ન એટલે તેના રાજ્યના તાબાના બીજા અનેક રાજાઓ પોતાની પુત્રી યજ્ઞભૂના કુંવરને આપવા માટે વારંવાર કહેવરાવવા લાગ્યા. પરંતુ યજ્ઞભૂ તે સર્વ રાજાઓનાં માગાં પાછાં વાળતો હતો. આમ છતે દીકરે આવતી વહુ કોને ન ગમે? અને તે પણ વળી પરાણે દેવા આવતા છતાં કોણ ના કહે? પણ તેમ કરવાનો યજ્ઞભૂનો હેતુ જૂદોજ હતો. વખત વિતતાં કુંવરની ઉમર પણ વિવાહ કરવા યોગ્ય થઈ. એટલે તેની મા અને યજ્ઞભૂના મંત્રી વગેરે સૌએ રાજાને વારંવાર એ સંબંધે કહેવા માંડ્યું કે, "મહારાજ, હવે કુંવરજીને પરણાવો." પરંતુ રાજા તે કોઈનું કશું સાંભળે નહિ. "આપણે આપણા કુળના મોભા પ્રમાણે કુંવરને હવે કુંવારો રાખવો જોઈતો નથી. આપણા શત્રુઓ એથી રાજી થશે, અને પછવાડે એમ કહેવા ચૂકશે નહિ કે યજ્ઞભૂના કુળને કન્યા મળતી નથી. માટે હવે તો આપે કુંવરનાં લગ્નને માટે તૈયારી કરવી જોઈયે. હજારો ઠેકાણેથી કુંવરનાં માગાં આવે છે તોપણ આપ શા માટે હવે તે પાછાં વાળોછો?" આ પ્રમાણે તેને ઘણુંએ કહેવામાં આવ્યું છતાં તેણે કંઈજ સાંભળ્યું નહીં. ત્યારે તેનો એક ઘણોજ વિશ્વાસુ અને વહાલો પ્રધાન હતો તેણે આ સંબંધે રાજા સાથે એકાંતમાં વાતચીત કરવાનો વિચાર કીધો. તેને ઘણા દિવસનો અનુભવ હોવાથી તે જાણતો હતો કે રાજા જ્યારે જ્યારે આવી હઠ લઈ બેસે છે, ત્યારે ત્યારે તેનો વિચાર કંઈ જૂદીજ પ્રકારનો હોય છે. એક દિવસે સ્નાનસંધ્યાદિ કરી રાજા તૈયાર થયો હતો એવો સમય સાંધી, તે પ્રધાન રાજા પાસે ગયો. તુરત રથમાં બેસી માત્ર તે બે જણાજ શેહેર બહાર આવેલા એક

સુંદર ઉદ્યાનમાં હવાખાવા માટે ગયા. વાટિકામાં અનેક પ્રકારના પુષ્પોનો પરિમળ લેતા તેઓ કુંજલતામાં ફરતા ફરતા એક બેઠક આવી ત્યાં બેઠા. ત્યાં અનેક પ્રકારની વાતો કરતા હતા, તેવામાં જ્યારે પ્રધાનને લાગ્યું કે રાજા હમણાં ખુશીમાં છે, ત્યારે તેણે લાગ જોઈ પોતાની વાત કાઢી. તેણે ઘણી નમ્રતાથી રાજાને પૂછ્યું: "રાજાધિરાજ, આપને હું એક વાત પૂછવા માગું છું—જો કૃપા હોય તો પૂછું." રાજાએ તે સાંભળવાની મરજી જણાવી એટલે તેણે કહ્યું, "મહારાજ, આપણા કુંવરજી હવે પૂર યુવાવસ્થામાં આવેલા છે, ને બહારનાં રાજ્યોમાંથી તેમને પોતાની કન્યાઓ અર્પણ કરવા માટે ઘણાક રાજાઓએ આપની મરજી પૂછાવી છે, તો હવે આપ શા માટે તેમને પરણાવવાની ઈચ્છા કરતા નથી? હું જાણું છું કે એ વાતમાં આપનો કંઇ ગૂઢ હેતુ હશે; જો તેમ હોય તો કૃપા કરી તે સેવકને જણાવશો?" રાજાએ કહ્યું, "સુજ્ઞ સચિવ, એ સંબંધે તું કહે છે તેમજ છે, અને તેથી હું તે કોઈને જણાવવા માગતો નથી. પણ તું મને અતિ પ્રિય અને મારો વિશ્વાસપાત્ર છે તો તનેજ માત્ર તે કહુંછું; સાંભળ: એ મારો પુત્ર વિલાસચક્ષુ (એ તેનું નામ હતું.) જોકે તમારી સૌની દૃષ્ટિએ યુવાન અને કન્યા યોગ્ય થયલો જણાય છે, પરંતુ હું તેને મરણના મુખમાં પડેલો જોઉંછું. એ હવે થોડા માસમાં મૃત્યુને અધીન થશે. માટે હે બુદ્ધિમાન્, તું વિચાર કર કે એમ જાણી જોઇને કોઈ પણ રાજાની સુકોમલ અને સૌંદર્યવતી કન્યાને હું એની સાથે વિવાહિત કરી જન્મોજન્મપર્યંત વૈધવ્ય દુઃખના ઉંડા કૂપમાં કેમ હડસેલી પાડું?" "હરિ, હરિ, રામ રામ, આપ એ શું કહો છો? રંભાવૃક્ષના ગર્ભસમાન કોમલ અને ચંપાની પાંખડી સમાન વર્ણવાળો સુકુમાર રાજકુંવર વિલાસચક્ષુ, શું મરણ પામશે? આપે એ શાથી જાણ્યું, ને તે કેવી રીતે તથા કયારે મરણ પામશે?" એ પ્રમાણે આતુરતાથી પ્રધાને પૂછ્યું ત્યારે યજ્ઞભૂએ કહ્યું કે, "હે વિશાલકેતુ. (એ સચિવનું નામાભિધાન છે) આજ પછી છ માસે એ કુંવર મારા શત્રુની સામે યુદ્ધ કરતાં, તેની કાલશક્તિના પ્રહારથી મરણ પામશે. પરંતુ તેના મરણથી તે પોતાની પછવાડે મોટો યશ વર્તાવતો જશે. એ મહત્ યુદ્ધ એને ગાયોની સહાયતા કરવાને માટે કરવું પડશે." ત્યારે આપણે હર કોઈ રીતે તેને યુદ્ધમાં જતો બચાવીશું, કેમકે એ બહાનેજ એનું

મરણ છે તો યુદ્ધમાં એને ન મોકલતાં આપણે જઇશું ને એનું મરણ નિવારશું. લોકોનાં જે મરણ થાય છે તે તો તેઓ બિચારા જાણતાજ નથી કે આપણે કયારે મરીશું; ને તેથી મરણ આવતાં પેહેલાં સાવધ થતા નથી; નિકર જો સાવધ થઈ મરણ વેળા ચુકાવે તો "અણીચૂકયો સો વર્ષ જીવે" તેની પેરે જરૂર તેઓ મરણથી બચે એમ ધારૂંછું. માટે આપ કુંવરનાં લગ્નને માટે તૈયારી કરો; અને મરણની કશી ધાસ્તી રાખો નહિ." યજ્ઞભૂએ કહ્યું, "વિશાલકેતુ, તું કહે છે કે આપણે એનું મરણ ટાળીશું, એ શું મૂર્ખતા નથી? નિર્માણ કરેલી વિતક શું બ્રહ્મા પણ ફેરવવા સમર્થ છે ખરો? પણ તું કહે છે કે એનું મરણ ટાળીશું તો તે ટાંકણું જશે, ત્યાર પછી વિવાહ અને લગ્ન બધુંએ સાથે કરીશું. એનું મરણ ટાળવા માટે જેટલી થાય તેટલી હોંશીઆરીથી પેરવી કરો. અને એનું મરણ કેવી રીતે થશે તે જાણવા માગતા હોતો હું કહુંછું તેપર લક્ષ દ્યો: આવતી વિજયાદશમીને દિવસે આપણા સૈન્યને શણગારી આપણ સ્વારીએ ચઢીશું; ત્યારે નગરમાં કોઈ રહેશે નહિ; તે સંધી સાંધી આપણો શત્રુ યવન રાજા, આપણી ગોશાળામાં આવી ગાયોનું હરણ કરશે ને જેને વાળવા જતાં વિલાસચક્ષુ મરણ પામશે."

રાજા તો જાણતોજ હતો કે ભવિષ્ય કોટિ ઉપાયે ટળતું નથી તેથી તે તો સર્વ વાતે નિશ્ચિંતજ થઈને બેહો હતો; પણ સચિવ વિશાલકેતુએ કુંવરનું મરણ ટાળવાના ઉપાયો રચવા માંડયા. એક પછી એક દિવસ જતાં દશરા પાસે આવી, પરંતુ ત્યાં સુધી યવન રાજા નગરપર ચઢી આવવાની કશી નિશાનિ જણાઈ નહિ. તોપણ બે દિવસ અગાઉથી ગોરક્ષણાર્થ, પોતાના સર્વથી વધારે બળવાન ઘોડેસ્વારોવાળું લશ્કર અને ઘણીક તોપો, ગોશાળાની આસપાસ મૂકી, પૂરો બંદોબસ્ત કીધો અને દશરાના પ્રભાતના તે સેનાને જણાવ્યું કે, આજે સવારી ચઢે તે વેળાએ એકાએક યવનનું લશ્કર ગાયોનું હરણ કરવા માટે આવશે, માટે તેનો તે હેતુ કોઈપણ વાતે પાર ન પડવા દેતાં, પ્રાણાંત સુધી તમે એક પણ ગાયનું હરણ થવા દેશો નહિ. પછી બાકીનું હાથી, રથ, તથા ઘોડા અને પાયદળવાળું ચતુરંગ સૈન્ય શણગારી રાજા તથા રાજકુંવર સહિત પ્રધાન, પૂર્વ દિશાના ઉપવનમાં શમી પૂજન કરવા સ્વારી કાઢી મોટી ધામધૂમથી ચાલ્યા. હાથીઓપર સોનાની હીરાજડિત અંબાડીઓ આવી રહી છે, તેઓના ગળામાં

સોનાની સાંકળીએ બાંધેલા મોટા ઘંટના ઘમકાર થઈ રહ્યા છે, તેમજ બીજા સુવર્ણના શણગારો અને જરીની ઝૂલ્યોથી હૃષ્ટપુષ્ટ હાથીઓ અત્યંત શોભી રહ્યા છે. વળી ઘોડાઓને તો શણગારવામાં આજે કશી કચ્ચાસ રાખેલી નથી. નરદમ રત્નોથી જડેલાં ઉત્તમ સાજ તેઓપર આવી રહેલાં છે, માણેક અને પન્નાની તેજસ્વી માળાઓ તેમના ગળાંમાં ઝુલી રહી છે, રત્નજડિત લગામો લટકેલી છે, હીરાજડિત સોનાનાં ઝાંઝરો તેમના પગોમાં ઝણકારા કરી રહ્યાં છે; કુંકુમ કેસર, અબીલ, ગુલાલ, પુષ્પની માળા તથા ગુચ્છાદાર છોગાં, કલગી અને ગજરાઓથી તેમને ફક્કડ રીતે શણગારી મૂકયા છે. તેમજ તેઓની ઉપર અસ્વારી કરનારા ફાંકડા જુવાનોની શોભાનો પણ કંઈ વર્ણ-ન્યે પાર આવે તેમ નથી. છત્રીશે હથિયારો ભીડી સોનાની અને રૂપાની ઝળકીવાળાં રત્નજડિત બખતરો, મસ્તકપર સુશોભિત ટોપો, કેશર ચંદનાદિનાં ભાલે તિલક અને ગળામાં સુગંધ પુષ્પની માળાઓ, પંજામાં પુષ્પના ગજરા તથા શિરપેચપર મોતીના કે ગુચ્છેદાર પુષ્પના તુરાઓ વગેરેથી સર્વ યોદ્ધાઓ દેદિપ્યમાન થઈ રહ્યા છે. પાયદળ સેનાની શોભા પણ સારી રીતે દીપી રહી છે. પણ તે સૌમાં સુવર્ણના સાજવાળા ચાર ચાર અશ્વો જોડેલા છે એવા અનેક સુવર્ણના રથો સૌને ચકિતજ કરી નાંખે છે. સૌથી ઉત્તમ શણગારેલા ભદ્ર જાતિના શ્રેષ્ઠ ગજરાજપર, અંબાડીમાં મહારાજાધિરાજ યજ્ઞભૂ વિરાજ્યા હતા. મહારાજાની પછવાડે બે દાસો ચામર ઢોળતા ઊભા હતા, ને જોડમાં સચિવ વિશાલકેતુ બેઠો હતો. બીજી બાજુએ રાજકુંવર વિલાસચક્ષુને બેસાડવા માટે જગા કરી રાખી હતી. પરંતુ ભવિષ્ય ટળે કેમ? રાજકુંવરે આજે પોતા-ના ખાસ અશ્વ ઉપર બેસીનેજ સ્વારીમાં નિકળવું એવી હઠ લીધી. પ્રધાને અને રાજાએ ઘણુંએ સમજાવ્યા છતાં રાજ-કુંવર અંબાડીમાં બેઠો નહીં. "હશે, આપણે કુંવરને સ્વારીમાંથી કયાંઈ આઘોપાછો થવા દઈશું નહિ." આવો વિચાર કરી પ્રધાને સારા શુકન લઈ સ્વારીને ઉપડવાનો હુકમ કીધો કે તુ-રત દડિંડ્ધિડ્, દડિડ્ધિડ્, દડિડ્ધિડ્ કરતો નોબતવાળો પોતાના હાથીને ડોલાવતો આગળ પડયો. એટલે તો તેની પછવાડે નાના પ્રકારના શંખ, ભેરી, તૂરી, શિંગી ઈત્યાદિ છત્રીશે પ્રકારનાં દીર્ઘસ્વરી વાજાં પોતપોતાની ટુકડીઓમાં ગોઠવાઈ, ભાતભાતના સૂર

ચઢાવનારા શબ્દો કરવા મંડી ગયાં. ચારે તરફથી ભાતભાતના રંગ વિરંગી નેજાઓ ઝળહળવા લાગ્યા તથા જરીનાં નિશાનો ફરૂકવા વાગ્યાં, રાજા તથા રાજકુમાર ઉપર સુંદર છત્રો ધરાયાં. એમ સઘળી રીતે સેના ઉપડવાની તૈયારી થઇ ચૂકી, પણ માત્ર કોઈપણ જાતના સારા શુકન* થાય એટલીજ વાર હતી.

---

* આપણા દેશમાં શુકન જોવાનો ચાલ છે, ને પરદેશ પ્રયાણ સમયે, કિંવા હરકોઇ કાર્યાર્થે પ્રસંગે તે પ્રથમ જોવામાં આવે છે. હમણાં શુકન જોનારને વેહેમી અથવા જૂના વિચારના છે એમ કહે છે ને ઉપદેશ કરે છે કે "મં: શુકન તે વળી શાને માટે જોવા જોઇએ! એ ઠાલો વેહેમ શો! શુકન સારા કિંવા માઠા મળે એટલે તેથી કામ સુધરતું વા બગડતું હશે કંઇ નહિ, એ તો થવાનું હોય તેમ થાય માટે શુકન જોવા નહિ." હું માનું છું ને ઘણાકનું એ કહેવું ખરૂં પણ છે; પણ આ બાબતમાં ઓછી સમજનો ઘણો ઉપયોગ થાયછે. શુકન એ શાને અર્થે હશે, કિંવા એ ઘણા દહાડાથી લોકોમાં પડેલો પ્રચાર કેમ દાખલ થવા પામ્યો હશે, ને તે ખરો હશે કે ખોટો, એ શુકન લેવા એટલે શું, વગેરે બાબતનો પૂર્ણ રીતે વિચાર કર્યા કે અનુભવ્યાં વિના જુના વિચારવાળાઓને વગોવવા એ મને યોગ્ય દિસતું નથી. હરકોઈ વાતને ધિક્કારવા કિંવા વખાણવા પહેલાં તેની ખૂબ બામી તપાસ કરવી ને પછી તેને માટે પોતાનો મત જાહેર કરવો ઘટે તો કરવો. શુકન એ વસ્તુત: હશે તો ખરાજ, પરંતુ તે લેવાનો શો અર્થ છે, અને તે કેવી રીતે લેવા એ માત્ર જાણ્યા વગર લોકો ગાડરીઆ પ્રવાહની પેઠે વર્તે છે. હાલમાં શુકન લેનારાઓનો હેતુ એવો હોયછે કે હરકોઇ કામ કરવાનો આરંભ કરતાં વેળા તે જોવા માંડે છે, ને તેમાં ગાય, દૂધ, દહિં, પુષ્પ, ફળ, દ્રવ્ય, ગજ, છત્ર, ચામર, આયુધધારી, શૂરવીર, વેશ્યા, સૌભાગ્યવતી સ્ત્રી ઇત્યાદિ અનેક પ્રકારની શુભ વસ્તુઓ-માંથી એકાદીનું દર્શન થાય તો આપણું કામ સિદ્ધ થયું એમ માને છે. પણ એમ નહિ વિચાર કરે કે એ શુભ વસ્તુનું તો દર્શન માત્ર થયું, પણ બાજુમાં કોઇ માણસ મરી ગયું છે, તેની પછવાડે પોકળશ્રાધ કરી મૂકી સ્ત્રી ને પુરૂષો રડે છે ને અંતઃકરણને શોકથી ભરપૂર કરી દે છે, તે મોટું અમંગળદાયકજ છે, તો પછી તેથી પોતાને કોઈપણ શુભ વસ્તુનું દર્શન માત્ર શું કાર્ય સિદ્ધિ કરી શકવાનું હતું? ને એ પ્રમાણેના શુકન શા કામના? -હ્રદય ઉત્સાહ રહિત હોય, મનમાં ચિંતા ને ઉદ્વેગ હોય ને સારા શુકન થયા તો કાર્ય સિદ્ધિ શી રીતે થાય? વાત સત્ય આ છે કે કાર્યના આરંભમાંજ શુભ ચિન્હોનું દર્શન થય તો નિશ્ચે તે કાર્ય શુભ ફલદાયક અને પાર ઉતરશે, અને તેવીજ રીતે અશુભ ચિન્હોનું દર્શન થવાથી તેથી ઉલટું—અશુભ પરિણામ દેખાશે, પછી બીજા કોટી પ્રયત્ને પણ તે પાર પડશે નહીં. શુકન એટલે મારા વિચાર પ્રમાણે સ્વાભાવિક, કુદરતિ, સહિજન્ય કોઇપણ વસ્તુનું—ગુણનું હરકોઇ કાર્યમાં સહજ દર્શન થઇ જવું, મનમાં સ્ફુરી આવવું તેજ. તે વિના ઘડી પળ થોભવું ને સારા શુકન થયા માટે ચાલો કામ ફતેહ થશે વા નઠારા થયા તો કાર્ય વિર્ણ્યુ—બગડયું એ તો કેવળ મૂર્ખતા છે.

ઊભાં ઊભાં લગભગ મૂહૂર્ત દોઢ મૂહૂર્ત જેટલો સમય વીતી ગયો, ત્યારે યજ્ઞભૂએ પ્રધાનને કહ્યું કે, "શા માટે સૈન્ય ઉભું રહ્યું છે? કોની વાટ જૂઓ છો?" પ્રધાને હાથ જોડી કહ્યું, "દયાસિંધુ મહારાજાધિરાજ, આપણા યોદ્ધાઓ સારા શુકન થવાની વાટ જોઇ રહ્યા છે તો તે મળ્યેથી ઘડીકમાં ચાલશે." "સચિવ, હું તમને શું કહું? ક્યારના શુકન થતા નથી એજ અપશુકન છે, અને મારૂં ભવિષ્ય વર્તિ આપે છે. માટે તેની વાટ જોતા ક્યાં સુધી ઉભા રહેવું? ચાલવાને તત્પર થયા તેજ સમયે જે ચિહ્ન દેખાય તેનાજ ઉપરથી શુકન અપશુકન ગણાવા જોઈએ. અને એજ મુજબ આપણને શુકન કે અપશુકન ક્યારનાએ થઈ ચુકયા છે, તો હવે કેમ ઉભા રહેવું? થવાનું છે તે કોટિ ઉપાયે થશેજ. કુંવરે પ્રથમજ હઠ પકડી અંબાડીમાં બેસવાની ના કહી આપણાં મનને દૂખવ્યાં છે તો એ અપશુકન નહિ ત્યારે શું? શુકનને માટે એક વચન મને યાદ છે કે, उषःप्रयारते गर्गः शकुनंचबृहस्पतिः । अंगिरास्त्वमनोत्साहो विप्रवाक्यो जनार्दनः [ભાવાર્થ-શુકનને સંબંધે ગર્ગાચાર્ય મુનિનો મત એવો છે કે કોઈ સ્થળે પ્રયાણ કરવું હોય ત્યારે ઉષકાળમાં ઉઠીને (ચાર ઘડી રાત્ર લઇને) ચાલવું એટલે શુભજ છે. બૃહસ્પતિ ઋષિનો મત એમ છે કે શુભચિહ્નોનું દર્શન થતું હોય તોજ કાર્ય કરવું; અંગિરામુનિ કહે છે કે મનમાં કોઈ વાતની ખિન્નતા ન છતાં ઉત્સાહપૂર્ણ મન હોય તે સમયે કાર્ય કરવું. અને જનાર્દન-(ભગવાન્ શ્રીકૃષ્ણ અથવા તે નામના કોઈ મુનિ) એમ કહે છે કે વિદ્વાન્ બ્રાહ્મણ કહે તે સમયે તેનું વાક્ય સાધી કાર્ય કરવું.] તો એમાં અંગિરા મુનિના કહેવા પ્રમાણે આપણે બન્યું છે. માટે જેવી હરિઇચ્છા! હવે સૈન્યને ચાલતું કરો." આ પ્રમાણે રાજાએ કહ્યું ત્યારે પ્રધાને તુરત સૈનિકોને આજ્ઞા કરવાથી ધમધમાટ કરતું સૈન્ય ચાલ્યું, ને જોત જોતામાં રાજમાર્ગપર થઈ-માર્ગપર તેમજ બારીઅટાળીઓમાં જોવા ઉભેલા લોકોની ઠઠને આનંદાશ્ચર્ય પમાડતું-પૂર્વ દિશાના દરવાજા આગળ આવ્યું, ને ત્યાંથી સામેના ઉપવનમાં શેહેરથી સુમારે કોશેક દૂર આવેલા શમી વૃક્ષની પૂજા કરવા ધામધુમભેર ચાલ્યું. ત્યાં તે વૃક્ષની બાજુમાં એક વિશાળ મેદાન હતું. એ સ્થળે વર્ષોવર્ષ દશરાને દિવસે ઘોડેસ્વારો, પૂજા કર્યા પછી પોતાના ઘોડાઓને એક બીજા સાથે દોડાવવાની સરસાઈ કરતા હતા. તેજ પ્રમાણે આજે

પણ સવારી તે શમી વૃક્ષ આગળ ઉતરી. ને રાજા, રાજકુંવર, મુખ્ય મંત્રી, બીજા પ્રધાનો, ને અનુક્રમે સૂબાઓ કામદારોથી માંડી એક સાધારણ પ્યાદા સુધી સૌએ શમીવૃક્ષની યથાયોગ્ય ગંધાક્ષતપુષ્પ, જવારા, અબીલગુલાલ, ધૂપદીપ, નૈવેદ્ય, દક્ષિણા પ્રદક્ષિણા અને નમસ્કાર ઇત્યાદિ વિધિથી પૂજા કરી, એટલે સૌએ પાછા પોતપોતાનાં વાહનોપર અસ્વાર થઈ ચાસ*દર્શન માટે તત્પર થયા. પણ આજે ઈશ્વરેચ્છાથી બન્યું એમ કે ચારે તરફ રાજાના સ્વારો ઉપવનનાં વૃક્ષે વૃક્ષ શોધી વળ્યા, પણ ક્યાંઇએ તે પક્ષી દેખાયો નહિ. હશે, થોડીક વારે ગમે ત્યાંથી ચાસ ઉડતો આવશે એટલે દર્શન કરીશું; એમ ધારી તેઓ હવે ઘોડાઓની સરત કરવા મંડી ગયા. પ્રથમ સરખે સરખા પ્રધાનો, સૂબાઓ વગેરે બબે ચાર ચાર કે તેથી પણ વધારે સવારી સાથે મળી, રાજાના આગળથી પોતાના શણગારેલા અશ્વોને દોડાવવા લાગ્યા. તેઓ સૌમાંથી જેનો ઘોડો આગળ જાય તેને રાજા સેલાં મંદિલ વગેરે ઉંચા શિરપાવ આપતો હતો. એમ કરતાં કરતાં હવે છેવટે સરખે સરખી વયના રાજકુમારના મિત્ર-પ્રધાન પુત્રો અને કુંવર વિલાસચક્ષુનો વારો આવ્યો. પ્રધાન વિશાલકેતુના મનમાં હતું કે આજે રાજપુત્ર ઘોડાની સરતમાં ન દોડે તો ઠીક; કારણ કે દોડશે તો કંઇને કંઈ નવા જૂની થશે. માટે તેણે રાજપુત્રને કહ્યું, “કુંવરજી, આપ ન દોડાવો તો વધારે સારૂં. કારણ કે હજુ ચાસદર્શન થયાં નથી, તેથી પિતાજીનું મન વ્યગ્ર છે, અને તેઓ તમને દોડાવવાની ના કહે છે.” આટલું કહેતાંજ કુંવર તો ક્રોધે ભરાઈ ગયો, ને કહેવા લાગ્યો, “પ્રધાનજી, શું કહો છો? તમે જે તે વાતમાં આડા ક્યાં આવો છો? યાદ રાખો, આજે સપરમો દિવસ છે, મને છેડશો નહિ! ચાસદર્શન થયાં નથી તો શું થયું? બાર માસમાંનો શ્રેષ્ઠ દિવસ છે, તો આજે પણ ક્ષત્રિયપુત્ર હર્ષભેર અશ્વારોહણ કરશે નહિ કે? આજે હું બીજા કોઈને અર્થે કિંવા મારા પોતાના આનંદને કે ભલાને અર્થેજ નહિ, પણ આ ભાગ્યશાળી ભારતવર્ષમાં એક ચક્રે સર્વોત્કૃષ્ટ રાજનીતિથી પ્રજાનું પાલન કરનાર, ભરતખંડના, તેમજ આખી પૃથ્વીના કંટકરૂપ

* દશરાને દિવસે ચાસપક્ષીના દર્શન કરવાનું લોકો મોટું માહાત્મ્ય સમજે છે, અને કેટલાકો તો તેના બોલેલા શબ્દો ઉપરથી કંઇ ગણત્રી કરી, આવતું વર્ષ કેવું આવશે તેનો પણ સુમાર બાંધે છે. પણ આ ચાલ સર્વત્ર હોય એમ લાગતું નથી.

રાવણ કુંભકર્ણાદિ રાક્ષસોનો તથા તેઓના કુળનો નાશ કરનાર, મહાસતી સીતાના પ્રાણપતિ અને સાક્ષાત્ ઈશ્વરાવતાર એવા રામ-ચંદ્રના માનાર્થે, તથા રાવણકુલનો ક્ષય કરી તેમણે કરેલા મહાવિ-જયના સ્મરણાર્થે, હું મારા વહાલા અશ્વને ખૂબ ખેલાવી દોડાવી મોજ માનીશ. આજે તમારે આડા આવી મને સંતાપવો નહિ. નિકર તેનું પરિણામ તમે સારૂં જોશો નહિ.” કુંવરે પકડેલી હઠ કોઈ પણ મૂકાવી શકે તેમ નોહતું, તેથી પ્રધાને વિચાર કર્યો કે, “હશે, દોડાવીને કુંવર પાછો અહીંજ આવશે કેની! ક્યાં દૂર જવાનો છે.” તેથી તે અણબોલ્યો, કુંવરનું કહેલું સાંભળી રાજા પાસે જઈ બેઠો. તુરત રાજપુત્રે ઘોડાને એડી મારી, ને તેના મિત્રો પણ તેની સાથેજ ઉપડયા. સૌ એકે નજરે જોઈ રહ્યા હતા, ને એ જાય, એ જાય, એમ દેખ દેખતાં રાજપુત્રનો ચપલ અશ્વ સૌથી આગળ નિકળી ગયો! એટલામાં કાંયથી આકાશમાં ઉડતો ઉડતો ચાસપક્ષી સૈન્ય ઉપર આવ્યો, ને દક્ષિણ દિશા ભણી આવેલા એક ઉંચા તરૂ ઉપર જઇ બેઠો. તેને જોતાંજ રાજાની સલા-મતીને અર્થે સૈન્યની ચારે બાજુએ તૈયાર કરી રાખેલી તોપો ઉપરા ઉપરી ધડાધડ છૂટવા માંડી; ને તોપના ગોળાઓ, જંજાળો, વગેરેએ એકાએક છોડીને ઉત્સાહનું ધમસાણ મચાવી મૂક્યું. વાજિંત્રો પણ એકે સામટાં વાગવા લાગ્યાં, ને સૌ પુનઃ દક્ષિણ દિશા તરફ દૃષ્ટિ કરી ચાસનાં દર્શન કરવાને આતુર થઈ રહ્યા. આ વખતે સૌ રાજ પુત્રની દોડની વાત ભૂલી ગયા, ને તે ક્યાં ગયો, તથા આવ્યો કે નહિ, તેની કોઈએ યાદ પણ નકરી.

હવે રાજપુત્રને થયું એમ કે પોતાના સાથીઓને છોડી તે ઝુમમાંને ઝુમમાં બહુ આગળ નિકળી ગયો; ને શૂરભેર દોડાવતાં ઘોડો ઉત્તર દિશા ભણીના આડે માર્ગે ચઢી ગયો; તેની પણ તેને ખબર રહી નહિ. ઉત્તર દિશાભણી અશ્વ હજુપણ દોડયો જતો હતો એટલામાં ડાબા હાથ તરફ કેટલેક દૂર રાજકુમારના જોવામાં સુમારે હજારેક ઘોડેસ્વારોની ટુકડી આવી. આ સ્વારોના હાથમાં જે ધજાઓ હતી, તે લીલા રંગની હતી તે (પોતાના સૈન્ય કરતાં જૂદી) છેટેથી જોવામાં આવી, એટલે વિલાસચક્ષુએ, તેઓ કોણ છે તેની તપાસ કરવા માટે તેમની તરફ અશ્વને વાળ્યો. ત્યાં તેના ચાર મિત્રોના અશ્વો પણ પાછળથી આવી મળ્યા, એટલે સૌ સાથેસાથે ચાલ્યા.

આણી તરફ દૃઢદુર્ગાપુરીમાં આવી જોઈએ તો, બાળથી તે વૃદ્ધ સહિત, સર્વ પુરુષો, કોણ ગરીબ ને કોણ તવંગર સઘળા, દશરાની સ્વારી સાથે શમીપૂજનાર્થે નિકળી ગયાં હતાં. જ્યાં ને ત્યાં આખું નગર ખંખ સરખું થઈ રહ્યું હતું. જ્યાં જોઈએ ત્યાં સ્ત્રીઓજ જણાતી હતી. નગરમાં કોઈ પણ પ્રકારનો પુરુષનો અવાજ કે બોલ સંભળાતો નહીં. રાજવાડા આગળ જોઈએ તો છુટાછવાયા પેહરેગીરો ચોકી કરતા હતા. માર્ગોપર કયાંય પણ મનુષ્ય કે હાથી ઘોડો વગરે વાહન કશુંએ જતું આવતું દેખાતુ હતું નહીં. ગોશાળા આગળ બળવાન્ યોદ્ધાઓ આયુધોથી સજ્જ થઈ ઉભેલા હતા. વિશાલકેતુએ તેમને કહેલું છે કે, "ગાયોનું હરણ કરવાને જે દુષ્ટો આવનાર છે તેઓની સાથે, પ્રાણ સમર્પણથી યુદ્ધ કરવું; તેમાં જય પામનારને રાજા પાસેથી ઉત્તમ શિરપાવ મળશે;" માટે તે સર્વ યોદ્ધાઓ યવનોને આવવાની વાટ જોઈનેજ તત્પર ઉભા હતા. એકતો રાજા પાસેથી શિરપાવ મેળવવાની હોંશ અને બીજું, ગાય એ ભારતવર્ષવાસી મનુષ્ય માત્રની માતુશ્રી છે તેનું રક્ષણ સર્વ આર્યે તનમન અને ધનથી કરવું જોઈએ એવી ધર્મ સંબંધી સ્વાભાવિક પ્રીતિ; એથી એ સર્વ સૈનિકોનાં મન યુદ્ધ માટે તત્પર થઈ રહેલાં હતાં. પાછલા પહોરનો ચાર પાંચ ઘડી દિવસ બાકી હતો. ત્યાં સુધી તો કોઇ પણ રીતે કયાંયથી શત્રુસૈન્ય આવવાનાં ચિહ્‌ન જણાયાં નહિ. ત્યારે સર્વ યોદ્ધાઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, "શત્રુ શો, ને ગાયોનું હરણ શું? પ્રધાનજીના મનમાં કંઈ ધૂન ભરાઈ આવી હશે તેથી આવે સપરમે દિવસે આપણને સ્વારીમાં જતા રાખ્યા છે ! પણ ચિંતા શી? એ નિમિતે પણ ગાય માતાની સેવા તો થઈ ! શત્રુ આવો કે ન આવો. આપણા રાજાને માથે કોઈ શત્રુ છેજ નહિ. આપણી નજરો આગળ સૌને મહારાજા યજ્ઞભૂએ જેર કરી દીધા છે, અને સર્વ રાજાઓ તેના દાસ સરખા થઇ વર્તે છે." ત્યારે બીજો કોઈ બોલ્યો, "ભાઈ, ભૂલી કેમ ગયો? આજથી સુમારે દશેક વર્ષ ઉપર મહારાજા રાજ્યપર્યટનાર્થે નિકળ્યા, તેવામાં કાંબોજ નામના યવન લોકોના અધિપતિને, તેમણે પોતાને તાબે કરી ખંડણી કબૂલાવી હતી તે યાદ નથી? અને પછી તેણે ખાર રાખીને આપણા સુમારે હજારેક સ્વારો, તેને ત્યાં ખંડણી ઉઘરાવવા ગયા હતા, તેઓને તે ન આપતાં હેરાન કીધા હતા તે શું અજાણ્યું

છે? મારા સાંભળવામાં છે કે તે કાંબોજાધિપતિએ આપણા મહા-રાજા ઉપર ઘણા દિવસથી કીનો રાખેલો છે, ને તેને માટે તે પ્રતિ દિન પોતાના બળ (સૈન્ય)માં વધારોજ કર્યો જાય છે, કે જેથી તે આપણી સામે ફાવી શકે. હવે તમે જાણોજ છો કે યવનો કદી ધર્મ યુદ્ધ કરવામાં તો સમજેલાજ નથી. જ્યારે ને ત્યારે એ તો ધાડ કે વાટ પાડવામાંજ ફાવી જાય છે. તો તેઓ કયારે આવશે તેનું આગમ આપણને કેમજ ખબર પડે? આપણા પ્રધાનજીના વિચાર ઘણા અગમચેતી ભરેલા છે, અને તેમણે તેને અનુસરીનેજ આ પાણી પેહેલી પાળ બાંધેલી હશે."

આ પ્રમાણે તે યોદ્ધાઓના બંને સરદારો વાતચિત કરે છે, ને આ બાજુથી પેલી બાજુ પેહેરાની માફક હેરાફેરા કરે છે, એટલામાં શેહેરની દક્ષિણ બાજુએ એક ભયંકર ચીસ પડી! આથી સર્વ સ્વારો ચમકીને સ્તબ્ધ થયા! એટલામાં ઉપરાઉપરી ચીસો અને કીકિયારીઓ પડવા લાગી. સરદારે કેટલાક સ્વારોને હુકમ કર્યો કે, "શેહેરમાં વળી શું અકસ્માત્ બન્યો તે ઝપાટાબંધ જોઈ આવવું." સુમારે પચીશેક યોદ્ધા ઉતાવળી ચાલે પહોંચ્યા તો ત્યાં મહા ભયંકર બનાવ તેમણે જોયો! ઘણાક પાળા અને ઘોડેસ્વાર યવનો, કે જેઓને કેવળ કળિ-યુગના રાક્ષસોનીજ ઉપમા આપી શકાય તેઓ, શેરીએ શેરીએ અને ઘેરેઘેર ફરી વળેલા છે, અને કોણ કન્યા કોણ યુવા, અને વૃદ્ધા સર્વ સ્ત્રીઓની મહા નિર્દયપણે લજ્જા લૂટવાનો યત્ન કરે છે. વળી ઘણાક દુષ્ટ યવનો રાજવાડામાં પણ ઘુસી આગળના પેહેરેગી-રોને કતલ કરી છેક રાજમંદિર સુધી પહોંચી ગયા છે! જ્યાં ત્યાં અબળાઓના દીન દયામણા ને દામણા અંતઃકરણને ધ્રુજાવી નાંખનારા કારમા પોકરો પડી રહ્યા છે! આવો અણધાર્યો બનાવ જોઈ ધડકતા અંતઃકરણે તે સ્વારો પાછા ટુકડી આગળ આવ્યા, ને પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયેલો સર્વ બનાવ વર્ણવી કહ્યું, "હવે અન્ય સ્ત્રીઓની તો શું, પણ છેક રાજપત્નીઓ અને રાજપુત્રીઓની લજ્જા રહેવી પણ મુશ્કેલ છે, માટે હવે જેમ આપને રુચે તેમ કરવું." આટલું સાંભળતાંજ સરદારોએ આખા લશ્કરને એકાએક ચેતાવી દીધું, અને હુકમ આપ્યો કે, "જેણે પોતાના પિતાનાજ વીર્યથી દેહ ધારણ કર્યો હશે તે સૌએ આજે આ નગરની નારીઓની લજ્જાનું પ્રાણાર્પણ થતાં સૂધી રક્ષણ કરવું. આમાંથી ડરીને જે પાછો હઠશે

તેણે પોતાની માતુશ્રીને દશ માસ સુધી મિથ્યાજ ભારે મારી જા-ણવી." આટલું કહેતાં તો સર્વે યોદ્ધાઓનાં અંતઃકરણ ઊકળી આવ્યાં, ને 'પડે તેના કડકા,' એમ તડામાર કરતા સૌ દોડયા, ને મારો, મારો, કરતા તેઓ એકાએક યવનોપર તૂટી પડયા.

ગોશાળા મૂકીને આખું લશ્કર શેહેરમાં દોડયું એ લાગ જોઈ યવનોની એક બીજી, સુમારે હજાર દોઢેક સ્વારોની ટુકડી સપાટા ભેર દોડતી ગોશાળા આગળ આવી, ને ચારે બાજુ ઘેરો ઘાલી દરવાજા બળાત્કારથી ઊઘાડી નાંખ્યા; તથા યજ્ઞભૂનું વહાલામાંવહાલું ગોધન, તે દુષ્ટોએ હરણ કર્યું. તોપખાનું ગોશાળા આગળજ હતું, તેણે બને તેટલો મારો ચલાવ્યો; ને સુમારે પાંચસોએક યોદ્ધાઓનો નાશ કરયો, પરંતુ તેમનું બળ કેટલુંક ચાલે? કેમકે ધણી વિના ઢોર સૂનાં.

આ રીતે દૃઢદુર્ગા નગરીમાં વિલક્ષણ ખેલ મચી રહ્યો હતો! ચાસદર્શન વખતે રાજાનો દેખાવ, પાસેના આખા સૈન્યની ધામધુમ, વાજિંત્રો તથા તોપ-બંદૂકોના એકે સામટા અવાજ, નગર વિષે સુંદરીઓના દયામણા, "સહાય કરો, સહાય કરો, આ દુષ્ટોથી કોઈ છોડાવોરે! ઓ સ્વામીનાથ, ઓ પિતાજી, ઓ ભા-ઈરે, અરે કોઈ મૂકાવોરે!" એવા ત્રાસ ઊપજાવનારા પોકારો; તેમની વારે ધાયેલા યોદ્ધાઓના "મારો, મારો! ખબરદાર, નાસે નહિ, જાય નહિ," એવા સુંદરીઓને ધીરજ આપનારા તથા યવનોને કંપાવનારા તાડુકાઓ; અને ગોશાળા આગળની ધમાધમ વગેરેથી અવનવો વિલક્ષણ પ્રકાર બની રહ્યો હતો! તેની અંદર વળી ગાયોએ આ સઘળી ગડબડથી ચમકીને હુંભાઃ હુંભાઃ ઈત્યાદિ બરા-ડાઓ પાડીને પણ એક જૂદુંજ રમખાણ મચાવી મૂક્યું હતું. છતાં તે આરડતી ગાયોને તડામાર હાંકીને તે યવન લશ્કર માર્ગે પડયું. તે કોશેક દૂર ગયું નહિ, એટલામાં તેને જતું જોઈ તેની પૂઠે, રાજકુમાર પોતાની સાથે ચાર પ્રધાન પુત્રો અને પોતે, એમ પાંચે ધનુર્વિદ્યાના શીખેલા મહાન્ યોદ્ધાઓ પડયા. તેઓ દરેકજણ એકેવખતે પોતાની સામેના હજાર હજાર યોદ્ધાઓથી બાથ ભીડનારા હતા. તેથી આ હજાર યવનોનું લશ્કર તેમની કંઈ વિસાતમાં પણ નહોતું. તુરત રાજપુત્રે મહા ભયંકર ગર્જના કરી, ને તે લશ્કરના સરદારને લલકારી કહ્યું, "અરે પાપી ચાંડાલ! અરે ચોર શિયાળવા! હે દુષ્ટ! આમ ચોરી કરી છેતરીને

સિંહના આગળથી નાસી જાય છે? ધિક્કાર છે તને! સામી છાતીએ ઉભો રહી યુદ્ધ કર, ને અમને જીતી પછી બેલાશક ગાયોનું હરણ કરીજા." આટલું કહેતાંજ તે સરદાર તુરત ખમચાયો, ને આ મહારથીઓને ન પિછાણતાં, માત્ર તેઓ પાંચ જણાજ છે તે કીસ ગણતીમાં! એમ ધારી તેમને સામા મર્મવચને ભેદી, યુદ્ધની તૈયારી કરી. એટલામાં શેહેરમાંના એકે એક યવનોનો નિપાત કરી, ગોરક્ષક યોદ્ધાઓ, તેઓની પૂઠે પડયા. સામસામા થતાંજ ને રાજકુમારને જોતાંજ તેમના મનમાં મોટી ધીરજ અને હીમત આવી. હવે તો પૂછવુંજ શું? ગોરક્ષકોના મનમાં તો રક્ત વરસી રહ્યું હતું અને તેમનો હાથ ઉપડી ચૂકેલો હતો, તેથી તેઓ જરાપણ ધીરજ ન ધરતાં એકદમ યવનોપર તુટી પડયા. જો કે યોદ્ધાઓ પોતાના પરાક્રમથીજ લડી શકે છે, પરંતુ તેની પછવાડે પીઠ ઠોકનાર અને હુંકારનાર હોય તો તેને ચોગણું શૂર ચઢે છે, તેથી આ વખતે રાજકુમારનો લલકારો, અને પ્રધાનપુત્રો વગેરેથી અપાતી સાબાશીઓથી ગોરક્ષકોએ બાકી રહેલા યવનોને દાણાદાણ કરી નાંખ્યા. કેટલાક નાસી ગયા તેજ માત્ર બચવા પામ્યા; બાકી સઘળાઓનો કચ્ચરઘાણ કરી આખીઅણીએ રાજપુત્રે ગાયોને પાછી વાળી, ને મિત્રો સાથે મળી ઉપવનવાળા સૈન્ય તરફ કુચ કરી. ઉતાવળમાંને ઉતાવળમાં પેલા સવારોએ શેહેરમાં શું બન્યું હતું તેની હકીકત પણ રાજકુંવરને કહી નહોતી. રાજપુત્રે ઉપવન સામી ચાલ પકડી, ને લશ્કર ગાયો લઈ શેહેરમાં વળ્યું, એટલામાં પછવાડે કેટલાક બળવાન્ યવન સ્વારોએ આવી રાજપુત્રને ઘેરી લીધો, ને તેના અસાવધપણામાં એકાએક તેનાપર, શસ્ત્રો લઈ તેઓ તૂટી પડચા. પાંચે સ્વારો એકાએક ચમકયા, પણ હવે કંઈ તેમનો ઉપાય ચાલે તેવું નહોતું. તેઓ પોતાનાં શસ્ત્રો સંભાળે એટલામાં તો રાજપુત્રપર અનેક ઘા પડી ચૂકયા, ને એક યોદ્ધાએ (જે ગાયો હરણ કરનારા ટોળાનો ઉપરી સરદાર હતો) એક તીક્ષ્ણ શક્તિ (સાંગ) રાજપુત્રના હૃદયપર મારી, જે આરપાર નિકળી જવાથી કુંવર વિલાસચક્ષુ મુર્છિત થઈને ઘોડાપરથી લથડયો. પણ એક પ્રધાનપુત્રે તેને પોતાના ઘોડા સાથે જોરથી તાણી બાંધ્યો, ને બીજા યવનો આવી પહોંચે તેટલામાં આ રાજપુત્રને મારનાર વગેરેનો સમૂળો ક્ષય કરી ત્યાંથી ઘોડા ઉપાડી મેલ્યા.

રાજપુત્રને લઈને તેઓ સૈન્યમાં આવી મળે છે તો સૈન્ય નગર તરફ વળેલું હતું, ને ચાલવાની તૈયારી હતી. રાજપુત્રની આવી દુરવસ્થા થઇ જોઈ સૌને સખેદાશ્ચર્ય થયું, ને પ્રધાન વિશાલકેતુ તો ચકિતજ થઈ ગયો. ક્ષણે ક્ષણે રાજપુત્રનો આત્મા વધારે ગભરાતો ગયો, ને અનેક પ્રકારની ચાંપતી તજવીજ કરવા છતાં તે જરાપણ સાવધ થયો નહિ. આ તેને લાગેલો મર્મસ્થાનનો ઘા કંઈ જેવો તેવો નહોતો. વાતચીત કરતાં સૈન્ય નગરમાં પહોંચ્યું, ને રાજકુંવરને મેહેલમાં લઈ ગયા. ત્યારે તે તદ્દન બેશુદ્ધ થઈ ગયો હતો. આખું કુટુંબ તેની આસપાસ વિંટીને બેઠું, ને ઉપરાઉપરી ઉપાયો લેવાયા છતાં તેની આંખ મીચાણી, તથા છેવટે "શ્રી હરિ, શ્રી હરિ, શ્રી હરિ," એટલું પરાણે પોકારતો, તેનો આત્મા, ઘાયલ થયલા દેહને છોડી શ્રી પરમપ્રભુ પરમાત્માને શરણે ગયો !

અહો ! ભાવી પદાર્થ હરકોઈ વાતે બનેજ છે. રાજપુત્રનું મરણ ટાળવા પ્રધાને બની શકી તેટલી પેરવી કીધી, છતાં આખર શ્રી હરિને ગમતુંજ થયું. રાજપુત્રનો શોક વીત્યા પછી એક દિવસે વિશાલકેતુ પ્રધાન સાથે વાત કરતાં રાજાએ કહ્યું, "પ્યારા સચિવ, કેમ ભાવીના ખેલની હવે સમજણ પડી ? રાજપુત્રને કન્યા પરણાવી હોત તો આજે આપણે સુખેથી વાત કરવા દહાડો દેખત ખરા ? એને પરણનાર વિધવાનો કોમળ કરુણાળ વિલાપ આપણાથી કેમ સહન થાત ? માટે જે થયું તે પ્રભુને ગમતુંજ થયું; અને તે વળી રૂડુંજ થયું." ત્યારે પ્રધાને વિનંતીપૂર્વક પૂછયું, "મહારાજ, ત્યારે શું એ ભવિષ્ય કોઈથી ટળતું નહિજ હોય ? કોઈ સમર્થ પુરુષ પણ એને ટાળી ન શકે ?" એ સાંભળી યજ્ઞભૂ બોલ્યો, "વિશાલકેતુ, એમ જો ભવિષ્ય ટળી શકતું હોય તો પછી જગતમાં મરે કોણ ? કાર્ય કોનું બગડે, ને દુઃખી કોણ થાય ? સૌ આગળ આગળથી પોતાના ભલાને અર્થે તજવીજ કરી મૂકે. પરંતુ ભાઈરે, મોટા મોટા ધીર પુરુષોએ પણ ભવિષ્ય આગળ છક્કડ ખાધી છે, તો આપણે કોણ ? એ ભવિષ્ય ટાળવા સંબંધે હું તને એક ઈતિહાસ કહું તે સાંભળ.

## ભાવી.

હે વિશાલકેતુ, એક સમયે પાંડવ કુલોત્પન્ન પરીક્ષિત પુત્ર જનમેજય રાજાની સભામાં યદૃચ્છાથી શ્રી વેદવ્યાસ મુનિ પધાર્યા. જનમેજયે

સાષ્ટાંગ દંડવત્નમસ્કાર કરી અર્ધ્ય પાદ્યાદિ ઉપચારોથી તેમની વિધિયુક્ત પૂજા કરી, ને સ્વર્ણ સિંહાસનપર બેસાડી પોતે બે કરજોડી વિનંતી કરતો તેમના ચરણકમળમાં મસ્તક નમાવી ઉભો રહ્યો. ત્યારે મહર્ષિ વેદવ્યાસે ઘણીક પ્રકારે તેની પ્રજા, સૈન્ય, રાજ્યકાર્યભાર, કુટુંબ, સંતતિ, ધન, ધાન્ય, પશુ ઈત્યાદિ સંબંધે કુશળ સમાચાર પૂછયા બાદ કંઈ પ્રસંગ લઈને વાતચિત કરતાં બોલ્યા કે, "હે રાજન્, હે નિષ્પાપ જનમેજય, ભાવી (ભવિષ્ય પદાર્થ) કોઈ વાતે ટળતું નથી. મોટા મોટા સમર્થ અને ભવિષ્યવેત્તા પુરુષો પણ તેને ટાળી (તેનાથી ઉલટું કરી) શકતા નથી." આ સાંભળતાંજ જનમેજય તારી પેઠે આશ્ચર્યયુક્ત થઈ બોલ્યો, "મહારાજ, આપ એ શું બોલ્યા? શું ભાવી ટળી શકે નહિ? કદાચ અજાણમાં તો કોઈ વાત બની જાય, પણ તે જાણીને અગમચેતી વાપરવા છતાં ન ટળે એ કંઈ વાત હોય? એ તો આપનું કહેવું મને આળપંપાળ સરખું લાગે છે." રાજ્યના ગર્વને લીધે સર્વત્ર આમજ ચાલે છે, તેથી તેણે મહામુનિ વેદવ્યાસ જેવા મહાત્માના બોલવાને પણ તુચ્છ કરી કાઢયું. એ જોઈ વ્યાસમુનિએ તેને કહ્યું, "જનમેજય, તારા મનમાં એમ છે તો સાંભળ: તું લાંબો કયાં જાય છે! તારૂંજ એક ભવિષ્ય–ઘણું અનિષ્ટ છે તે શું તું ટાળી શકીશ કે?" "હા. આપ કહો તો ખરા, તે શું છે?" રાજાએ કહ્યું. ત્યારે મુનિયે જણાવ્યું કે, "તને અઢાર પ્રકારનો કોઢ નિકળવાનો છે તે ભાવી તું ટાળજે. વળી તે ટાળવાનો તું સંપૂર્ણ યત્ન કરીશ તો હું તને તેના સર્વ ઉપાયો બતાવુંછું. પ્રથમ તો ગમે તેમ થાય તોપણ તું અશ્વમેધ યજ્ઞનો અશ્વ ખરીદ કરતો નહિ. હવે એમાં તો તને કંઈ યત્ન કરવો પડે તેમ નથી? જો કદાચ અશ્વ ખરીદ કરવો હોય તો કંઈ પણ યત્ન કરવો પડે, પણ આ તો ઉલટો ખરીદ કરવો પડતો હોય તોપણ ન ખરીદવો એમ કહુંછું. પણ તે પ્રમાણે તારાથી બની શકવાનું નહિ; અને હરેક વાતે તું ભાવીને અધીન થઈ યજ્ઞાશ્વને વેચાતો લેવાનોજ. હવે બીજું; કદાચ એમ કરતાંએ તારે અશ્વ ખરીદ કરવો પડયો તો ખેર; પણ તે અશ્વને લઈને તું દક્ષિણ દિશાએ વિજય કરવા જઇશ નહિ. પરંતુ તેમ પણ તારાથી થવાનું નથી. તું હરકોઈ રીતે દક્ષિણ દિશાતરફ જવાનોજ. વારૂ; તેમ કરતાંએ કદાચ દક્ષિણે જઈ ચઢાયું તો ત્યાં તને એક અદ્દભૂત લાવણ્યમયી સ્ત્રી મળશે તેને તું, તે ઘણા પ્રકારે લલચાવે તોપણ ઘેર

લાવતો નહિ. છતાં તું જરૂર લાવવાનો. વારૂ; કદાચ એ સ્ત્રીને ઘેર લાવે તો ભલે; પણ તેને ગમે તેમ થાય તોએ પટ્ટરાણીપદે થાપતો નહીં. પણ તારાથી તેને પટ્ટરાણી–સૌથી માનીતી રાણી કર્યા વગર રહેવાશેજ નહિ. હશે; કદાચ પટ્ટરાણી કીધી તોપણ પછી તું કદી યજ્ઞ ન કરતો. અને યજ્ઞ પણ કરે તો તેમાં અશ્વમેધયજ્ઞ તો કદી કરીશ નહિ. પણ તારૂં ભવિષ્ય તારી પાસે અશ્વમેધયજ્ઞ જરૂર કરાવશે. એટલું છતાં, કદી અશ્વમેધયજ્ઞ પણ કરે તો તેમાં જે વરૂણી માટે અઢાર બ્રાહ્મણો જોઈયે, તે વૃદ્ધ લાવજે–જુવાન લાવતો નહિ. પણ તેમાંએ તને ભવિષ્ય ભૂલવશે, ને તું સર્વ બ્રાહ્મણો જુવાનજ લાવીશ. તે બ્રાહ્મણોથી કદાચ તારો કંઈ અપરાધ થાય તો તું તેઓપર પ્રાણાંતે પણ ક્રોધ કરતો નહિ. પણ તું જરૂર ક્રોધ કરવાનો. ક્રોધ કરે વા તારાથી થઈ જાય તોપણ તેઓને તું દેહાંતદંડ દેવાનો સંકલ્પ કરતો નહિ. પણ તે મનમાં વિચારતાંજ તેઓનો શિરચ્છેદ થશે; એટલે તુરત તને એ અઢાર બ્રહ્મહત્યાના દોષથી અઢાર જાતના કુષ્ટ નિકળશે. એ કુષ્ટ (કોઢ) નિવારણાર્થ તું, જેનાં વાણી અને હસ્ત દગ્ધ થયાં ન હોય તેવા બ્રાહ્મણ પાસે મહાભારતનાં અષ્ટાદશ પર્વ શ્રવણ કરજે. પણ તેમાં કશી વાતે કંઈ શંકા કરતો નહિ, જેથી તારો કોઢ બધો સારો થઈ જશે. પણ તેમાંએ તને શંકા થશે, ને એ કોઢમાંથી એક ભાગ તેનોજ રહી જશે. લે, એ તને સઘળી અગમચેતી મેં કહી, તો હવે તારાથી બને તેટલા ઉપાયો કરીને ભવિષ્ય ટાળજે." એટલું કહી વ્યાસ મુનિ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.

મુનિના ગયા પછી જન્મેજય રાજાએ તુરત અગમચેતી કરવા માંડી. શેહેરમાં લાગલી ડુંડી પીટાવી કે કોઈપણ ગૃહસ્થ અશ્વમેધનો અશ્વ ખરીદે નહિ. તેમ વિક્રયાર્થે યજ્ઞાશ્વ કોઈથી લવાય પણ નહિ. થોડા દહાડા પછી સર્વત્ર પેં ચેં પેં ચેં વાતો થવા લાગી, ને સૌ કહેવા લાગ્યા કે, "ભાઈરે ! હવે હડહડતો કળિયુગ આવ્યો. રાજાઓ અધર્મી થઈ ગયા. કર્મપરથી–યજ્ઞાદિ–વૈદિક કર્મોપરથી મનુષ્યની આસ્થા ઊઠવા લાગી! રાજાને ત્યાં શી ધાડ આવી છે કે યજ્ઞાશ્વ ન લેવાય? તેની શી કુબુદ્ધિ થઈ છે કે પોતે તો યજ્ઞયાગાદિ કરવા બંધ કીધા, પણ બીજા જે કોઈ કરે તેને પણ ન કરવા દેવાને યજ્ઞાશ્વ ખરીદવા અથવા શેહેરમાં લાવવા દેવા પણ બંધ કીધા? પોતે યજ્ઞ કરવોએ નહિ, ને બીજાને

કરવા દેવો પણ નહિ. અધર્મ! અધર્મ!" આ પ્રમાણે શેહેરમાં ઠામોઠામ નિંદા થવા લાગી, ને રાજાના પ્રધાનો, કાર્યભારીઓ વગેરેને, વારંવાર કહી કહીને લોકો ચુંટી ખાવા લાગ્યા. ત્યારે એ ન ખમાવાથી તેમણે રાજાને જણાવ્યું, એટલે પોતાની નિંદા થાય છે એમ જાણી રાજાએ કહ્યું કે, "ભલે અશ્વો નગરમાં આવે; અને જેને જોઈએ તે ખરીદે. માત્ર આપણે ખરીદીશું નહિ." ગામમાં અશ્વ આવવાની છૂટ થઈ એટલે તો અનેક દેશાંતરથી સોદાગર લોકો ભાતભાતના મહા મૂલી અશ્વો લઈ વેચવા આવ્યા, ને તેમાં અશ્વમેધના ઘણાઘણા ઘોડાઓ આવવા લાગ્યા. પરંતુ અશ્વમેધનો અશ્વ ખરીદવો એ કંઈ સહજ વાત નથી! જે યજ્ઞ કરી શકે તે અશ્વ ખરીદે ને અશ્વમેધ યજ્ઞ પણ સર્વ દિશાઓમાં વિજય કરનાર રાજાથીજ થાય. માટે શેહેરમાં વેચાવા આવેલા અશ્વ પાછા જવાનો વખત આવ્યો. હવે અશ્વમેધના અશ્વ રાજા વગર કોઈ ખરીદી શકે એમ છે નહિ, ને રાજાને તો ખરીદવા નથી. પણ જો નગરમાં આવેલા અશ્વ પાછા જાય તો દેશો દેશ અપકીર્તિ થાય, અને રાજા નિઃસત્વ ગણાય, તેથી ડરીને એક અશ્વ, કીર્તિને અર્થે લેવો પડયો. તેનાપર સ્વારી કરવી નહિ એમ ધાર્યું, પણ રાજાએ વિચાર કર્યો કે શી હરકત છે સ્વારી કરવામાં, આપણે ઉત્તર દિશા તરફ જઈશું. એમ કરીને સ્વારી કરી ને ઉત્તર દિશે પ્રયાણ કીધું, પરંતુ અશ્વ વેગમાં લઈ ગયો દક્ષિણે. માર્ગમાં કોઈ સ્થળે એક અતિ સૌંદર્યવાન્ સ્ત્રી મળી, જેનાથી અત્યંત મોહિત થઈ જવાને લીધે પોતેજ (જનમેજયે) આગળ પડીને પૂછયું કે, "હે મનમોહને, છેલછબીલી! તું અકસ્માત્ કયાંથી આવી?" તે બોલી, "સ્વર્ગ લોકમાંથી." રાજા–"ત્યારે તારી શી ઈચ્છા છે? તું મારી સાથે આવીશ? હું પૃથ્વીપતિ રાજા છું." તેણીએ કહ્યું, "હા, આવું ખરી; પણ મને પટ્ટરાણી પદે થાપો તો." જનમેજયે કહ્યું, "ચાલ, હું તને મારી પટ્ટરાણી કરીશ" (મનમાં એમ કે આપણે યજ્ઞ નહિ કરીએ.) એમ કહી તે સુંદરીને નગરમાં લઈ આવ્યો, ને પરણ્યો ને પટ્ટરાણીપદે થાપી. ભાવી મટાડવાને માટે યજ્ઞ નહિ કરવો એવો ઠરાવ કરી બેઠેલો છે પણ સર્વત્ર તેની અપકીર્તિ થવા લાગી કે, "અરે, રાજા પણ હવે સમયને અનુસરતાજ થવા લાગ્યા છે. કલિયુગ ખરેખરો પ્રવર્ત્યો. જ્યારે યજ્ઞયાગાદિ ક્રિયાઓ બંધ પડી ત્યારે હવે પર્જન્ય (વરસાદ) પણ કેમ વરસે? દુષ્કાળ પડવા લાગ્યા, ને પ્રજા પણ પૂરી હેરાનગતિ ભોગવે છે;

ત્યારે અશ્વ ખરીદ્યા છતાં તેમજ દિગ્વિજય કર્યા છતાં રાજા હવે શા માટે યજ્ઞ કરતો નથી? અરે ભાઈ, રાજાઓ આગળથી કલિયુગથી ડરીને, ધર્મ પણ પલાયણ કરી જવા લાગ્યા. આગળના જેવા રાજા પણ હવે કયાં છે? સમેકાળ બહુ માઠા આવવા લાગ્યા. જો તેમ ના હોય તો અશ્વમેધ જેવો મહાયજ્ઞ કરવાની તો રાજાઓને મોટી હોંશ હોવી જોઇએ." આમ અપકીર્તિ થતી સાંભળી રાજાએ યજ્ઞનો આરંભ કર્યો. દેશ દેશાંતરથી સર્વ રાજાઓ તથા યજ્ઞ કરાવનાર ઋષિ મુનિયોને આમંત્રણ કીધાં, ને સર્વ સામગ્રી તૈયાર કરી. યજ્ઞમાં વરૂણીમાં બેસવા સારૂ મુનિના કહ્યા પ્રમાણે વૃદ્ધ બ્રાહ્મણો લાવવા માટે ઘણી પણ શોધખોળ કરાવ્યા છતાં એકે બ્રાહ્મણ વૃદ્ધ મળ્યો નહિ, પણ સઘળા યુવાન અને લાંડિયા સરખાજ મળ્યા. યજ્ઞ ચાલતો થયો, બ્રાહ્મણો સ્વાહા, સ્વાહા, શબ્દોની ગર્જના કરી હુતદ્રવ્યની આહુતિયો હોમવા માંડયા, મંડપમાં વેદમંત્રનો ઘોષ થઈ રહ્યો, વાજિત્રો વાગવા લાગ્યાં, સુંદરીઓ માંગલ્ય ગીતો ગાવા લાગી, ને દર્શનાર્થે આવેલા રાજાઓ તથા પ્રજાજનોની ભીડ મચી રહી. કેટલાક દિવસપર્યંત યજ્ઞક્રિયા ચાલી. હવે યજ્ઞમાં અશ્વ હોમવાનો સમય આવ્યો. વેદમંત્રોના ઉચ્ચાર થતા જાય અને અશ્વના પૃથક્ પૃથક્ અંગો હોમાતાં જાય એવો તેનો વિધિ છે: તે પ્રમાણે યજમાન અને યજમાનપત્ની બંને વેદી આગળ આવી ઉભાં રહ્યાં, ને યજ્ઞાશ્વનાં પ્રત્યેક અંગો, બ્રાહ્મણો મંત્ર ભણી ભણી હોમાવવા લાગ્યા. હું પ્રથમ કહી ગયો છુ કે યજમાનપત્ની (મહારાજા જનમેજયની પટ્ટરાણી) અત્યંત સૌંદર્યનો ભંડાર છે; અને વિધિ એવી છે કે યજ્ઞાશ્વનો વધ કર્યા પહેલાં પણ તેના (ઘોડાના) સર્વ અવયવો જેવા કે પાદ, ગુલ્ફ, ઉરુ, જંઘા, કટિ, ગુદા, ગુહ્યેંદ્રિય (લિંગ), નાભિ, ઉદર, હૃદય, કંઠ, મુખ, શિર, કર્ણ, નાસિકા ઈત્યાદિ સર્વ અંગોને ન્યાસ (અંગશુદ્ધિ) યજમાન પત્નિને હાથેજ કરાવવી જોઈએ; એટલે યજમાન પત્નિ પોતાના કોમલ હસ્ત વડે અશ્વના તે તે અંગોપર સ્પર્શ કરી તેને મંત્રવડે શુદ્ધ કરે. એ વિધિયે આ અશ્વને પણ જનમેજયની પટ્ટરાણીના હાથે ન્યાસ કરાવવા માંડયા, ને જ્યારે અશ્વની ગુહ્યેંદ્રિયપર હાથ અડકાડવાનું આવ્યું ત્યારે પેલા વરૂણીના સર્વ બ્રાહ્મણો પરસ્પર તે ક્રીયા જોઇ મશ્કરીઓ કરવા લાગ્યા. આ જોઈ જનમેજયને ક્રોધ ચઢયો ખરો, પણ તેણે દબાવી રાખ્યો, ને બ્રાહ્મણોને કશું કહ્યું

નહિ, કેમકે ન્યાસ કરાવવા એ આવશ્યક કર્મ છે, ને ગુહ્યેંદ્રિય તો અશ્વનું મુખ્ય અંગ છે, તેથી તેને અડકયા વગર કેમ ચાલે? ને તેથી તે બ્રાહ્મણોને પણ શું કહી શકે? તે મૌન્ય રહ્યો, પણ જ્યારે તે અશ્વનો વધ કર્યા પછી તેનાં જૂદાં જૂદાં અંગો યજ્ઞમાં હોમાવા વખત આવ્યો ત્યારે ખરેખરી મઝા થઈ. બીજા કેટલાક અંગો હોમ્યા બાદ હવે ગુહ્યેંદ્રિયનો વારો આવ્યો. રાણી બંને હાથ પસારી આગળ ધરી ઉભી રહી, ને તેના હાથમાં અશ્વની પૂજા કરેલી ગુહ્યેંદ્રિય મૂકવાનાં આવી. રાણી નવયૌવના, અતિ સૌંદર્યવતી, લાવણ્યમતિ, છેલ, છબીલી, નેણના લટકાવાળી, ને મોહના ચટકાવાળી, વળી નવી છે, તેના હાથમાં સૌના દેખતાં અશ્વલિંગ પકડેલો જોઈ, પેલા વરૂણીવાળા અઢારે લાંઠિયા બ્રાહ્મણો ખડખડાટ હસી પડયા, અને તે જોઈ બીજા સર્વના મોઢા ખુલ્લા થઈ ગયા. હવે વિશાલકેતુ, તું જાણેજ છે કે આવે સમયે, આવો પ્રસંગ જોઈ, આવેલું હસવું કેમ દાબ્યું રહી શકે? બ્રાહ્મણો હસવામાં રોકાયા તેથી ઘણીવાર સૂધી તેમનાથી મંત્રોચ્ચાર પણ થઈ શકયો નહિ; અને જ્યારે મંત્ર ન ભણાયો ત્યારે તે વગર રાણી તે ઇંદ્રિ હોમી પણ કેમ શકે? એટલે તે બિચારી તેને પકડીનેજ કેટલીક વાર સૂધી ઊભી રહી! જનમેજયના મનમાં ક્રોધ તો આગળથીજ ભરાઈ રહ્યો હતો, તેમાં વળી આ પ્રમાણે બન્યું, એટલે તે તદ્દન ખિસિયાણો પડી ગયો—તેના ક્રોધનો કંઈ પાર રહ્યો નહિ. તેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં, ભ્રૂકૂટિ ઊંચી ચઢી ગઈ, ને રોમેરોમ ક્રોધાગ્નિ વ્યાપી રહ્યો તેથી તે આવેશમાંજ એકાએક બોલી ઊઠયો, “અરે, આ દુષ્ટ બ્રાહ્મણોનોને હવે શું કરૂં? તેઓ મારી સ્ત્રી–રાજપત્નીની હાંસી કરે છે! ઠીક! પણ મારી પાસે જો ચક્ર હોત તો હું એ અઢારે જણનો આજ ક્ષણે શિરચ્છેદ કરત.” એટલું કહેતાંમાંજ તે પ્રતાપી રાજાના બોલવાથી, તે બ્રાહ્મણો આગળ પડેલાં, ચક્રના આકારનાં (તરભાણાં છીબાં વગેરે) યજ્ઞ પાત્રો, ગતિ પામ્યાં, ને ફટાફટ જમીનપરથી ઉછળી ચક્રરૂપ થઈ તે પ્રત્યેક બ્રાહ્મણના ગળામાં વાગ્યાં. ને જોત જોતામાં તે સઘળાઓ (અઢારે)નાં મસ્તકો જમીનપર પડયાં! સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. અહો! ઘડીમાં શું હતું, ને શું થઈ ગયું! ક્રોધ આવો વિનાશકારક છે! ને ભાવી આટલું બલિષ્ઠ છે તુરત સૌ લોકો ધિક્કાર સાથે રાજા તરફ જોવા લાગ્યા તો તે મહા

કુષ્ટ રોગી જણાયો. રક્ત ગળે છે, અંગમાં ચાંદા પડેલાં છે, પરૂ વહે છે, એવી રીતે શરીરે અઢાર પ્રકારના કોઢ ઉઘડી આવ્યા છે ને ત્રાહિ ત્રાહિ પોકાર્યા કરે છે. અહા ! શું ભવિષ્ય ! શી ઈશ્વરની ગહન ગતિ ! લોકો તેને બ્રહ્મહત્યારો, પાપી, દુષ્ટ, કોઢીયો વગેરે કહેવા લાગ્યા ને અનેક પ્રકારની નિંદા કરવા મંડી ગયા.

હવે જેમ તેમ કરી બીજા બ્રહ્મા, ઋત્વિજ આદિ બ્રાહ્મણોએ યજ્ઞની સમાપ્તિ કરી, ને તેઓ સ્વસ્થાને પ્રત્યે ચાલ્યા ગયા. રાજા કુષ્ટ રોગી થયો એટલે તેનાં સગાંવહાલાં–આખું કુટુંબ અને વહાલામાં વહાલી સ્વરૂપસુંદરી તેની પટ્ટરાણી, કે જેને માટે તેને ક્રોધ ચઢયો હતો, ને જેથી આ અપાયમાં પોતે પડયો હતો, તે સઘળાંઓને તે હવે અળખામણો ઝેર જેવો થઇ પડયો. કોઈ તેની પાસે જાય નહિ, પ્રીતિ કરીને બોલાવે નહિ ! પણ શું કરે. રાજા એટલે પરાણે તેની આજ્ઞામાં રહેવું પડતું હતું. માત્ર તારા જેવો એક તેનો સત્યવાદી અને સદ્‌ગુણ પાત્ર પ્રધાન હતો તે વારંવાર તેની પરિચર્યામાં હાજર રહેતો હતો, ને તેને કશી વાતની અડચણ પડવા દેતો નહિ. રાજાને શ્રી વેદવ્યાસ ઋષિએ કહ્યું હતું કે આ કુષ્ટ રોગનો ઉપાય મહાભારતનું શ્રવણ કરવું એ છે, ને તે પૂર્વોક્ત યોગ્ય બ્રાહ્મણની પાસેથીજ શ્રવણ કરવું. તેથી તેણે પોતાના પ્રધાનો દ્વારા તેવા* (જેનાં હસ્ત વાણી આદિ દગ્ધ નહિ થયાં હોય તેવા) બ્રાહ્મણની શોધ કરાવી. તેવો બ્રાહ્મણ મહા તેજસ્વિ મુનિ વૈશંપાયન, કે જે શ્રી વેદવ્યાસ મુનિના મુખ્ય શિષ્ય હતા તેમને તેડાવી સાષ્ટાંગ પ્રણિપત કરી મહાભારત શ્રવણ કરવાની જનમેજયે વિનંતી કરી. મુનિએ કહ્યું, "રાજન, આ મહાભારત ઈતિહાસ શ્રી વેદવ્યાસ પ્રણીત છે ને તે પરમ સત્ય અને મોક્ષપ્રદ છતાં અતિ અદ્‌ભુત છે, તેથી તેમાં કોઈ વાતની શંકા કરવી નહિ, નહિ તો તારાં પાપનો પૂરો નાશ થશે નહિ." ત્યારે તે માન્ય કરી જનમેજયે કથા સાંભળવા માંડી. આટલું તો પ્રસિદ્ધજ છે કે શ્રી મહાભારતની અંદરના ઘણાક ઈતિહાસો અતિ આશ્ચર્યકારક અને અસંભવિત સરખા છે, પણ સુક્ષ્મદૃષ્ટિથી જોતાં તેમાં પૂરેપૂરું સત્ય તત્વ

* દાન આદિ પ્રતિગ્રહ લેવાથી હાથ દગ્ધ થાય છે; અને અસત્ય–અયોગ્ય વગેરે ભાષણ કરવાથી જિવ્હા–વાણી દગ્ધ થાય છે–અર્થાત્ ભ્રષ્ટ થાય છે; ને તેમાં કાંઇ તત્વ કે પરાક્રમ રહેતું નથી.

સમાયલું છે ને અતિશયોક્તિ ભરેલું કે મિથ્યા એક પણ વચન નથી. પણ ભવિષ્યમાં થનાર વસ્તુ છે તેથી જનમેજયને તેપર પૂરેપૂરો વિશ્વાસ રહ્યો નહિ. મહાભારતના આદિપર્વથી માંડી અનુક્રમે સત્તર પર્વ તો મુનિયે તેને સંભળાવ્યાં; ને તેમાં કશી શંકા ન થવાથી દરેક પર્વ તે સાંભળતો ગયો, ને તેમ તેમ તેનો એકએક જાતનો કોઢ મટતો ગયો. એમ સત્તર જાતના કોઢ મટયા. પણ હવે છેવટના પર્વમાં તેને શંકા થઈ. કથામાં એવું આવ્યું કે, "એ ભારતયુદ્ધમાં ભીમસેને અત્યંત પરાક્રમ કર્યું હતું, ને શત્રુના સૈન્યના હાથીઓને પગેથી પકડી ફેરવી ફેરવીને આકાશમાં ફેંકી દીધા હતા; જેમાંના ઘણાક હસ્તીઓ ગગનમાં હજુ વાતાવરણની અંદર ભ્રમણ કર્યાજ કરેછે, પણ નીચે પડવા પામતા નથી !" આવું આશ્ચર્યજનક વચન, જનમેજયથી સાંભળી રહેવાયું નહિ. તેથી તે બોલ્યો, "અહા ! મુનીશ્વર, આપ એ શું કથન કથો છો ? એ કેટલી બધી અસંભવિત વાર્તા છે ! સાધારણ બુદ્ધિના મનુષ્યથી પણ એ કેમ મનાય વારૂં ?" મુનીએ કહ્યું, "રાજા, એ સર્વથા સત્ય છે અને વળી કહુંછું કે વારંવાર તે સત્ય છે, એમાં શંકા કર નહિ. નિકર તારો બાકી રહેલો કોઢ એમનો એમજ રહી જશે. હું અદ્યાપિપર્યંત કદી અસત્ય બોલ્યો નથી અને બોલીશ પણ નહિ; પણ તારૂં ભવિષ્ય તને ભમાવે છે." "મહારાજ, કોઢ બાકી રહ્યો છે તેથી બેવડો ભલે થાય, પણ એ વાત તે કેમ મનાય," રાજાએ કહ્યું; ને ફરી ફરી ત્રણવાર ઋષિયે સમજાવ્યા છતાં પણ ન માન્યું ત્યારે ક્રોધ ચઢવાથી ઋષિ બોલ્યા "દુષ્ટ, ગર્વિષ્ઠ, રાજમદમાં છકેલા તું નથી માનતો તો આ પ્રત્યક્ષ પ્રમાણથી જો, હું તને બતાવું છું." એમ કહી ઋષિ સભાની મધ્યે પદ્માસન કરી બેઠા, ને યોગબળવડે સમાધિ ચઢાવી આખા બ્રહ્માંડના વાયુનું રુંધન કર્યું. ક્ષણ, વિપળ અને પળવાર થતાં તો સર્વ જગત્ ત્રાસ પામવા માંડયું. અન્ન કિંવા ભક્ષ્યપદાર્થ ન મળે તો પ્રાણી કેટલાક દિવસો કાઢી શકે છે, જળ ન મળે તો કેટલાક પ્રહર જેમતેમ કરીને પણ ગુજારે છે, પરંતુ સર્વનું જીવન વાયુ જો ન મળે તો કોઈ પણ પ્રાણી અમુક (થોડીક) પળ કરતાં પણ વધારેવાર રહી શકતું નથી. તે વાયુ હવે સર્વત્ર બંધ થયો ત્યારે પ્રાણિમાત્ર આકુલવ્યાકુલ થવા લાગ્યાં. પછી મુનિયે પાછું તે રુંધન કરેલા વાયુનું આકર્ષણ કર્યું એટલે એક અર્ધઘટિકા થતાંમાં તો આકાશ માર્ગેથી અનેક હસ્તીઓનાં પ્રચંડ

શરીરોનાં ખોખાં ધડોધડ આવી, કોઇના ઘર ઉપર તો કોઈના ચોકમાં, કોઈના આંગણામાં ને ખુદ્દ જનમેજયના સભામંડપ આગળ આવી પડવા માંડયાં! આ જોઈ અત્યંત આશ્ચર્ય પામી રાજા વારંવાર પોતાના દુરાગ્રહની ક્ષમા માગતો ઋષિના ચરણમાં પડયો, ને અનેક પ્રકારે સ્તુતિ કરવાથી તેમણે સમાધિ ઉતારી વાયુને મુક્ત કર્યો, પછી રાજાએ ગમે તેટલું માન્યું કે "મહારાજ, આપે જે જે ઈતિહાસો કહ્યા તે સર્વથા સત્યજ છે, અને મેં મૂઢે આપના વચનપર મિથ્યા આશંકા કરી." પણ તેથી વળે શું? એક પ્રકારનો કોઢ તેના શરીરમાં રહ્યોને રહ્યોજ. પછી મુનિયે તેને સમજાવ્યો કે, "ભાઇ, એમાં તું શું કરે? તારો કંઈ વાંક નથી. ભાવી હરકોઈ પ્રકારે પોતાનો ભાવ ભજવેજ છે. ભાવી કોઈથી પણ કોઇ પણ ઉપાયે હરગીજ મટતું નથી." એ પ્રમાણે તેની આશ્વાસના કરી મુનિ સ્વસ્થાન પ્રત્યે ગયા, ને રાજા વિમાસણ કરતોજ રહ્યો. માટે હે પ્યારા સચિવ, ભાવી ટાળવા માટે કંઈ પણ યત્ન કરવો એ આકાશકુસુમની પ્રાપ્તિ માટે કરેલા યત્નની બરાબર છે.

આ વૃત્તાંત સાંભળી વિશાલકેતુએ કહ્યું, "કૃપાનાથ, આપનું કહેવું યથાર્થ છે, અને તે માત્ર આપના કહેવાશીજ નહિં, પણ પ્રત્યક્ષ રીતે હું અનુભવી ચૂકયો છું. ત્યારે મહારાજાધિરાજ, આ ભવિષ્ય (આપનો કુંવર અમુક નિમત્તે મરશે તે) આપે કોનાથી અને કેવી રીતે જાણ્યું હતું?" એ સાંભળી યજ્ઞભૂએ ક્ષણવાર વિચાર કરીને કહ્યું, "પ્યારા વિશાલ, એ વાત મેં અદ્યાપિપર્યંત કોઈને કહી નથી; ને કોઈને કહેવાનો પણ નહોતો, પરંતુ તું પરમભગવદ્‌ભક્ત, સત્યવાદી અને મારો વિશ્વાસ પાત્ર છે, તો તારી આગળ તે હું સવિસ્તર પ્રકાશ કરીશ. હું એ એકલુંજ નહિં, પણ એવાં બીજાં અનેક ભવિષ્યો જાણું છું; ને તે તને જણાવવા માટે મારે મારો સઘળો આગલો ઈતિહાસ તારી આગળ વર્ણવવો પડશે. તે સહજ વિસ્તીર્ણ હોવાથી એકજ દિવસે પૂરો નહિ થાય માટે પ્રતિદિન નિયમપૂર્વક થોડો થોડો તું સાંભળજે." એ પ્રમાણે મહારાજા યજ્ઞભૂની આજ્ઞા થવાથી પ્રતિદિવસે પ્રાતઃકાળ થાય કે તુરત પોતાનાં નિત્યાહ્નિકથી પરવારી રાજસભાનો સમય થયા પેહેલાં વિશાલકેતુ યજ્ઞભૂ આગળ જતો, ને આનંદપૂર્વક તેનાં વચનામૃતોનું પાન કરતો હતો.

યજ્ઞભૂએ કહ્યું: હે વિશાલ ! હું બલિભક્ષ નામના મારા પ્રતાપી પિતાનો પુત્ર છું. મારા ધર્માત્મા પિતાને છેક છેલ્લી અવસ્થામાં માત્ર હું એકજ પુત્ર પ્રાપ્ત થયો હતો તેથી તેઓ મારાપર બહુ પ્રેમ રાખતા હતા મારાપરના તેમના અણહદ પ્રેમનો હું બદલો વાળી શકું તે તો વાત હજુ ઘણી છેટે રહી હતી, પણ હું ઉછરીને પાંચેક વર્ષનો થઈ મારા કાલાં કાલાં શબ્દોવડે અને મનોહર આકૃતિવડે તેમને આનંદ પમાડી શકું તે પેહેલાંજ તેઓ સ્વર્ગ લોકમાં સિધાર્યા. હું તદન બાળક છતાં પણ, પિતાજીના મંત્રિયો ઘણા સાત્વિક અને સ્વામીભક્ત હોવાથી તેમણે મને રાજ્યપદપર અભિષેક કરી રાજ્ય રૂડી રીતે ચલાવવા માંડ્યું, પણ પિતુચરણના મૃત્યુ પામવાનો લાગ સાધી, અમારો એક કટ્ટો શત્રુ રાજ્યપર ચઢી આવ્યો, ને સર્વ અમાત્યો વગેરેને પરાજિત કરી તેણે અમારૂં રાજ્ય સ્વહસ્તક કરી લીધું. આ સમયે મારી માયાળુ માતુશ્રી મને લઈ મારા માતુલ પક્ષમાં ગઇ, ને ત્યાં રૂડી રીતે પાળીપોષી મને મોટો કર્યો. યોગ્ય વયે પહોંચવા આવ્યો એટલે મારા મામાએ મને સત્યદેવ નામના મહાપ્રતાપી ગુરુ પાસે અધ્યયન કરવા મૂકયો. આ મહાત્મા ગુરુ બ્રહ્મનિષ્ઠ–તત્વવેત્તા હતા. મારા ઉપરાંત એમની પાસે બીજા અનેક શિષ્યો, વેદ, વ્યાકરણ, ન્યાય, મીમાંસા, સાંખ્ય વગેરે શાસ્ત્રોનો પૃથક્ પૃથક્ અભ્યાસ કરતા હતા. કેટલાક ક્ષત્રિય પુત્રો ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતા હતા. કેટલાક જ્યોતિષ, કેટલાક વૈદ્યક, ને કેટલાકો શિલ્પશાસ્ત્ર શીખતા હતા. પણ તે સૌ કરતાં વેદાંત શાસ્ત્રનું અધ્યયન કરનારા શિષ્યોનો વર્ગ તેમને ત્યાં મોટો હતો. એ ગુરુ સર્વ શાસ્ત્ર સંપૂર્ણ રીતે પોતે એકજ સમયે જાણતા હતા તેથી તે સાક્ષાત્ સર્વજ્ઞ (ઇશ્વર તુલ્યજ) હતા એમ કહ્યા વગર મારાથી રહેવાતું નથી. તેમની પાસે હું સંપૂર્ણ ધનુર્વેદ શીખ્યો, ને તેમની ચરણ કૃપાથી મને તે ફલિભૂત પણ થયો, પરંતુ એક વાતે મારી જિજ્ઞાસા તેમની કનેથી તૃપ્ત થઈ નહિં. હું ધનુર્વેદ શીખતો તે સમયેજ મારા ગુરુના મુમુક્ષુ (મોક્ષની ઈચ્છાવાળા–તત્વેચ્છુ) શિષ્યો પણ પાઠ લેતા હતા એટલુંજ નહિ, પણ બીજા સર્વ વિષયોવાળાઓને પૃથક્ પૃથક્ પાઠ આપી દઈ પછી બાકીનો સઘળો વખત નિરંતર વેદાંતનીજ ચરચા તેમના આગળ ચાલતી હતી. હું જલદીથી મારો પાઠ સમજી લઈ આ ચર્ચા સાંભળતો, સર્વ બાબતો કરતાં મને તેમાં વધારે આનંદ થતો હતો. પણ

ગુરૂની આજ્ઞા "વિદ્યાર્થિએ પોતાનો ચાલતો વિષય સંપૂર્ણ ભણી રહ્યા શિવાય બીજા કોઈપણ વિષયમાં કદી મન લગાડવું નહિ," એવી હોવાથી વેદાંતની ચર્ચા ચાલતી તે હું ગુરુથી ગુપ્ત સાંભળતો હતો, ને કદાચ તેમ કરતાં ગુરુજીની દૃષ્ટિ મારાપર પડી કે તુરત તે સાંભળવું પડતું મૂકી મારે ઘેર ચાલવા માંડતો. એક વિષય સંપૂર્ણ કર્યા વિના બીજામાં ચિત્ત લગાડવા દેવું નહિ એવો જે ગુરુનો નિયમ હતો તે ઘણોજ ઉંડા હેતુને લીધે હતો. કારણકે વિદ્યાર્થિનું મન નિર્મળ આરસી જેવું હોય છે, ને તેમાં કોઈ પણ વસ્તુનું પ્રતિબિંબ સ્વચ્છ રીતે પડે છે. તેથી પ્રથમ તો તેને જે જે વિષય જૂએ તેમાં આનંદ અને ઉમંગ ઉપજે; પણ પોતાનો ચાલતો વિષય મૂકી બીજામાં પ્રવૃત્તિ કરે, ત્યારે તેના મનપર તે બીજા વિષયની છાપ પડી આગળનો વિષય ત્યાંથીજ અટકે. અને તેમાંએ વળી એ વેદાંતનો વિષય તો કાચી ઉમરના કે વિદ્યાર્થિ જેવા અસ્થિર અને કાચી મનોવૃત્તિના મનુષ્યને શીખવા–જાણવા વિચારવા યોગ્યજ નથી. પણ મને તો તે વેદાંતીઓનાં નાના પ્રકારના સિદ્ધાંત વાક્યો અને अहंब्रह्मास्मि (હું પોતેજ બ્રહ્મ–પરમાત્મા છું) तत्त्वमसि (તું તે બ્રહ્મ છે, अयमात्माब्रह्म, सत्यं ज्ञानमनंतंब्रह्म, प्रज्ञानमानंदब्रह्म, सर्वंखल्विदंब्रह्म. વગેરે મહાવાક્યો સાંભળીને તેમાં અનેક પ્રકારનું આશ્ચર્ય અને નવીન નવીન આનંદ ઉત્પન્ન થતો હતો. હું પ્રથમ વેદ, વેદાંગો, શાસ્ત્ર, વગેરેનું અધ્યયન કરી રાજાને ઉપયોગી ધનુર્વેદ ભણતો હતો, અને તે સંપૂર્ણ થયા બાદ મારૂં મન વેદાંત વિષયનો અભ્યાસ કરવા માટેજ તરવરી રહ્યું હતું, પણ મારી તે ઉમેદ પૂરી થઈ નહિ. હું ધનુર્વેદ સંપૂર્ણ ભણી રહ્યો, ત્યારે મારા ગુરુજીએ મારા મામા તથા બીજા અનેક રાજાઓ અને ઋષિયોને આમંત્રણ કરી મારી પરીક્ષા કરવા માંડી. સર્વ પ્રકારનાં અસ્ત્રો (ફેંકીને મારવાના આયુધ) અને શસ્ત્રો (હાથમાં પકડયાં પકડયાં ઘા કરવાનાં આયુધ), મુક્ત, અમુક્ત, મુક્તામુક્ત, ને મંત્રયુક્ત વિગેરે સર્વ પ્રકારના શસ્ત્રાસ્ત્રના મંત્રો, તેની ક્રિયાઓ, મારેલાં આયુધને પાછાં ખેંચી લેવાની ક્રિયાઓ, યુદ્ધ સમયે રાખવી જોઈતી સર્વ પ્રકારની ચાતુરીઓ, સર્વ પ્રકારની સૈન્ય રચનાના વ્યૂહો, અશ્વ, ગજ, રથ ઇત્યાદિ વાહનોપર રહી યુદ્ધ કરવાની કળાઓ, આકાશ માર્ગે રહી યુદ્ધ કરવાની અદ્દભુત શક્તિઓ વગેરે સર્વ પ્રકારે હું તેઓ આગળ પસાર થયો. પછી

મારાપર અતિ રાજી થઈ મારા માતુલે ગુરુજીને યથાશક્તિ ગુરુદક્ષિણા આપી. તે પછી વેદાંત માર્ગમાં પ્રવૃત્તિ કરવાને હું તૈયાર થઈ રહ્યો હતો ત્યાં તો મારા ગુરુનો મારે સદાનો વિયોગ થયો. પોતે ઘણા વૃદ્ધાવસ્થાએ પહોંચેલા હતા, ને હવે અંત્યાવસ્થા આવેલી છે, માટે કોઇ તીર્થસ્થાનમાં જઈ નિવાસ કરવો એવા વિચારથી તેઓ બદરિકાશ્રમ પ્રત્યે જવાને તૈયાર થયા. કેટલાક શિષ્યો પણ તેમની સાથે જવા માટે તત્પર થયા હતા તેઓ ભેગો હું પણ તત્પર થયો; પરંતુ મારી માયાળુ માતુશ્રીએ અને મામાએ મને કોઈપણ રીતે ગુરુ સાથે જવાની આજ્ઞા આપી નહિં. માતુશ્રીએ કહ્યું, "બેટા, તું હવે ઘણીએ વિદ્યા ભણ્યો છે; ને તે સર્વ વિદ્યાનો એક વખતે પૂરો ઉપયોગ કીધા વિના બ્રહ્મવિદ્યા (વેદાંત) ભણવાની તને હું આજ્ઞા આપીશ નહિં. તું ક્ષત્રિય પુત્ર છે, વીર્યવાન છે, પણ નિરાધાર છે, પરાશ્રીત છે તે છતાં તને અંતઃકરણમાં જરાએ વૈર વસતુ નથી, કે ક્ષત્રિયપણાનું અભિમાન આવતું નથી? તું વિચાર કરતો નથી કે હમણાં તારી કેવી સ્થિતિ છે? તારૂં ઘરબાર કયાં છે? તું રાજપુત્ર છતાં રાજ્ય તો શું, પણ એક નાનીશી ઝુંપડી પણ તારે રહેવા માટે તારા વતનમાં સ્વતંત્ર છે? તું હમણાં કયાં છે? કોનું અન્ન ખાય છે? તારા પિતાની શી ગતિ થઇ છે તેનું તને કંઇપણ સ્મરણ થાય છે? એ સઘળી વાતનું તું સ્મરણ કર, તારા પિતાને મારનાર શત્રુપર વૈર લઈ તારી સ્વભૂમિને પાછી સ્વાધિન લે, જો કે માના જણ્યા ભાઈને ત્યાં હું રહું છું, તોપણ ખરૂં જોતા જતાં પરતંત્રપણે પડી રહેનારી જે હું, તેને રહેવાને તથા પોષણ કરવાને યોગ્ય વસ્તુ તથા સમય સંપાદન કર, પિતાના કરતાં પણ અધિક વિસ્તારવાળા રાજ્યનો અધિપતિ થા, હાથ નીચે ઘણા વિચક્ષણ વિશ્વાસુ મંત્રિયો, અને હય, ગજ, રથ ઈત્યાદિવાળી મોટી ચતુરંગિણી સેના સંપાદી મસ્તકપર છત્ર ધરાવ, અને એક વખતે આ ભૂમંડળમાં "શ્રીમાન્ યજ્ઞભૂ મહારાજાધિરાજની જે!" એવો સર્વત્ર ડંકો વજડાવી મારા હમેશના બળતા અંતઃકરણને શીતળ કર. પછી તારી ઈચ્છામાં આવે તે સ્થળે, ને ઈચ્છામાં આવે તે કાર્ય માટે ઈચ્છિત સમયે જવાને હું હર્ષપૂર્વક આજ્ઞા આપીશ." આવાં શૂર ચઢાવનારાં, શત્રુઓપર ક્રોધ અને દ્વેષ ઉત્પન્ન કરનારાં, ને રાજ્ય સંપાદન કરવાની પૂર્ણ લાગણીને જન્મ આપનારાં માતુશ્રીનાં વચન સાંભળી મેં તુરતને માટે ગુરુજી સાથે બદરિકાશ્રમ જવાનું માંડી વાળ્યું.

હે પ્રિય વિશાલ, જો કે મારી માતુશ્રીના પ્રતિબંધથી હું ગુરુજી સાથે જતો અટકયો, તોપણ તેથી કંઈ વેદાંત વિષયપરની મારી પ્રીતિ કિંચિત્માત્ર પણ ઓછી થઈ નહિઃ પણ ઉલટું એમ બન્યું કે તેઓના ઉપદેશથી મને ઉપજેલી રાજ્ય સંપાદન કરવાની લાગણીની સાથે આ બ્રહ્મવિદ્યા સંપાદન કરવાની લાગણીનાં મૂળ પણ વધારે દૃઢ થયાં. જેમ કોઇ અત્યંત સૌંદર્યવતી નવયૌવના સ્ત્રીની સાથે તેવાજ સુંદર પુરુષનો એક ક્ષણવાર નયન મિલાપ-તારા મૈતક થવા ઉપરાંત જરાકવાર સુધી, આપણાં બંનેનાં અંતઃકરણ એક બીજાને સંપૂર્ણપણે ઇચ્છે છે તો હવે ઈશ્વર કયારે મનકામના પૂર્ણ કરશે એવી પરસ્પર પ્રેમની વાતો કર્યા પછી, તુરત તેમનો વિયોગ થાય, ને પછી તેઓના મનમાં એક બીજાને મળવાને માટે જેવી ઈચ્છા-પ્રીતિ વધતી જાય,ને એક બીજાનાં સ્મરણ કરી તેઓ જેવાં ઉદાસ અને વિશુદ્ધાવસ્થાને પામે, તેવી અવસ્થામાં હું વેદાંત શાસ્ત્રની પ્રીતિને લીધે આવી પડયો. મને વારંવાર એ સ્મરણ થવા લાગ્યું કે, "અરે, એ વેદાંત વિદ્યા કેવી હશે? અહા! તેનો કેટલોક ઉપરચોટિયો સંવાદ અને ઉપર ઊપરની વાતચીત સાંભળીને મને એટલો બધો આનંદ થતો હતો, ત્યારે તેનો અભ્યાસ કરવાથી કેટલો આનંદ થતો હશે? અને તેના નિત્યભોગી-સંપૂર્ણ અધ્યયન કરી તેનો અનુભવ લેનારા, અને હું પોતેજ પરમાત્મા (બ્રહ્મ) છું એમ સમજી તેના પરમસુખમાં મહાલનારાને કેટલો બધો આનંદ થતો હશે? વળી અરે, આપણે આ જીવ અવસ્થામાં છતાં પોતેજ ઈશ્વર (બ્રહ્મ) છીએ એમ અંતઃકરણ કેવી રીતે અને શા પ્રમાણથી તથા શી પ્રતીતિથી કહી શકતું યા માની શકતું હશે? રે, મને એની પ્રાપ્તિ કયારે થશે? શું હું બ્રહ્મ વિદ્યાને માટે નિર્ભાગ્યજ રહીશ; હે પરમાત્મા, હું કંગાલપર કૃપા કરો-દયા કરો!" આવા વિચારોથી મારૂં મન સદા ભ્રમિત સરખું રહેતું હતું. આવી બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિની દૃઢ જિજ્ઞાસાએ મને બીજાં સર્વ કાર્યોમાં નિસ્પૃહ અને કેવળ અસ્વસ્થ બનાવી દીધો. આમ કરતાં સુમારે છએક માસ ચાલ્યા ગયા એટલામાં શ્રી હરિએ જાણે મારી દીન વિનંતી ધ્યાનમાં લીધી હોય તેવું એક મહદાશ્ચર્ય પ્રાપ્ત થયું.

એક સમયે હું મારા એકાંત ભૂવનમાં આવાજ વિચારોમાં તલ્લીન થઈ એક તકિયાને અઢેલીને આડો થયો હતો. પ્રાતઃકાળનો દિવસ

સુમારે દોઢેક પહોર ચઢેલો હતો, ને મારાં સર્વ આહ્નિક કર્મ-પૂજન, ભોજન ક્રિયા વગેરે સર્વથી પરવારી બે ઘટિકા વિશ્રામાર્થેજ બેઠેલો હતો. કોઇપણ મનુષ્ય મારી પાસે આવતું જતું ન હોતું. આખા મેહેલમાં પણ એ સમયે સહુ ખાઈ પી પરવારેલાં હોવાથી સઘળું શાંત હતું, ને કોઈ જાતનો શબ્દ મારે કાને પડતો નહતો. સઘળું સુમસામ અને હું પણ કશો શબ્દ કર્યા વગર પડયો હતો. તેવામાં મને જરાક વેદાંત વિચારનું ઘેન આવવા લાગ્યું. એક તરફ બ્રહ્મનો વિચાર એક તરફ દૈવનો, એક તરફ જીવનો ને એક તરફ માયાનો-એવા વિચારની ઘેનમાં જાગૃતાવસ્થામાં પડયો. મારી આંખ મળવાની તૈયારીમાં હતી, છતાં હું કંઇ નિદ્રાવશ થયો નહીં એટલામાં એકાએક મને કંઈ સ્વપ્ન સરખું દેખાયું. (સ્વપ્ન સરખું, પણ કંઇ સ્વપ્ન તો નહિજ, કેમકે નિદ્રા પ્રાપ્ત થવાની તૈયારીમાં જે કંઈ સાંભળવામાં કે જોવામાં આવે છે, ને આપણું મન નિદ્રાને ચહાતું હોવાથી તે વસ્તુપર સંપૂર્ણપણે લાગેલું ન હોવાને લીધે સ્વપ્ન સરખું ભાસે છે.) એક અત્યંત તેજસ્વી અને સૌંદર્યનો ભંડાર દ્વિભુજા સ્ત્રીએ એકાએક મારા એકાંત ગૃહમાં પ્રવેશ કીધો. તેણીના તેજ અને સ્વરૂપથી મારાં નેત્ર ઝંખવાઈ ગયાં. તેણીની અદ્‌ભુત કાંતિ અને વિચિત્ર સ્વરૂપ જોઈ મને લાગ્યું કે એ કોઈ પરમાત્માની અલૌકિક શક્તિ હશે તેથી તેણીના ઉપર મને સ્વાભાવિક રીતેજ માતૃભાવ ઉત્પન્ન થયો. અને "અહો મહામાયે, આપ કોણ છો, અને શા અર્થે અત્રે પધારવાની કૃપા કરી છે?" એટલા શબ્દો હું તેણીને કહેવાનો વિચાર કરતો હતો એની અગાઉ તો તે ઝપાટાબંધ મારી તરફ આવી, અને લાગલો મારા મસ્તકપર હાથ મૂકી, "વત્સ, તારૂં કલ્યાણ થાઓ; તું કશી ચિંતા કરીશ નહિ. હું તારી મનકામના પૂર્ણ કરૂં છું." એટલું બોલી તત્ક્ષણે મને તેણે, જેમ મા બાળકને બંને હાથમાં ઉપાડે છે તેમ આડો લઈ લીધો, ને મારી અવ્યવસ્થિત સ્થિતિમાંજ તે મને પોતાની દિવ્ય શક્તિવડે ઉપાડી સડસડાટ આવી હતી તેમ ચાલી નિકળી. આ સમયે મારી વાચા બંધ થઈ ગઈ હતી જેથી હું ચું કે ચાં કશું કરી શકયો નહિ. મેહેલમાંથી બહાર નિકળી તુરત તે આકાશમાર્ગે ચઢી, ને એટલી ઝડપથી તેણે ઉત્તર દિશાનો માર્ગ કાપવા માંડયો કે માર્ગમાંની કશી વસ્તુનું મારાથી અવલોકન-દર્શન સુદ્ધાં થઇ શકયું નહિ. તેની ઘણી ઝડપને લીધે મને હીક આવી ગઈ, ને

વાયુ થઈ જવાથી જેમ આંખે અંધારાં અને ચક્કર આવે છે, તેમ થવાથી નિરુપાયે મેં મારાં ચક્ષુ મીચી દીધાં. થોડીકવાર થઈ એટલામાં તો તેણીએ મને (મને લાગે છે કે) હિમાલયની ઉત્તર દિશાએ આવેલા મહા ઘોર અરણ્યમાં એક સુંદર ઘટાવાળા આમ્ર વૃક્ષ નીચે આણી મૂકી દીધો. મને પૃથ્વીનો સ્પર્શ થવાથી ચમકીને મેં આંખ ઉઘાડી જોયું તો મારી દૃષ્ટે ભયંકર પર્વતો, ને ઘીચ ઝાડીવાળુ વિશાળ અરણ્ય પડયું! અને મને ઉપાડી લાવનારી શક્તિ પણ કોણ જાણે કયાં અદૃશ્ય થઈ ગઈ તે પણ હું જાણી-જોઈ શકયો નહીઃ આ વખતે મારા અંતઃકરણની વિલક્ષણ સ્થિતિ થઈ રહી! મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હું કયાં હતો ને કયાં આવ્યો; તથા હવે કયાં જઈશ, ને શું કરીશ, તે વિચારમાં મારૂં મન બહુ ગભરાઈ ગયું.

ચૈત્ર માસનો સૂર્ય મસ્તકપર આવેલો હતો, તાપ પણ સારી રીતે પડતો હતો, ને મન ગભરાટમાં હતું તેથી મને હવે તૃષા લાગી. એટલે ત્યાંથી ધીરે ધીરે ઊઠી સ્વસ્થ થઇ પાણીની શોધ કરવા માટે ચાલ્યો. જરાક વાર સુધી ચારે કોર નજર કરતો આમ તેમ ફર્યો એટલામાં એક બાજુએ કંઈક માર્ગ-પગથી જેવું મને લાગ્યું; તેને આધારે આધારે 'જયાં જવાય ત્યાં ખરૂં' એવો નિશ્ચય કરી હું ચાલવા લાગ્યો.

મારો ગભરાટ ક્ષણે ક્ષણે અને ડગલે ડગલે ઓછો થવા માંડયો. બંને બાજુનાં સ્વાભાવિક રીતે ઊગી વૃદ્ધિ પામેલાં અતિ સુંદર વૃક્ષો, કે જેઓ વસંતઋતુને લીધે પુષ્પો અને મ્હોરથી ભરપૂર હતાં તથા કેટલાંક ફળવાળાં પણ હતાં તેથી મને અધિકાધિક આનંદ થવા માંડયો. જો કે વૃક્ષો આપણે અહિંયાં ઘણાંક જોઈએ છીએ, ને તેઓ બહુ આનંદ આપનારાં પણ હોય છે; પરંતુ આ વખતે જે વન લીલા હું જોતો હતો, ને તેની અંદર જે અનેક જાતનાં વૃક્ષો મારી દૃષ્ટિએ પડતાં હતાં તે લીલાનું તો મારાથી વર્ણન થઈ શકતુંજ નથી. એ વન તો ખરેખર કોઈ દિવ્યજ હતું, ને મનુષ્યોને તેનાં દર્શન ભાગ્યેજ થતાં હશે. એ માર્ગે ચાલતાં મારી તરફ જે સૌગંધિક વાયુનો મંદમંદ બેહેકાટ આવતો હતો. તેવો દિવ્ય પરિમળ તે અગાઉ કદી મેં મારી નાસિકા ઇંદ્રિદ્વારા ગ્રહણ કીધોજ નહોતો. વૃક્ષોપર જે ભાગ્યશાળી પક્ષીઓ (એવા અલૌકિક વનમાં જન્મ પામ્યાં માટે ભાગ્યશાળીજ) આનંદ મગ્ન થઈ અલાપ કરી રહ્યાં હતાં, તે સાંભળી વખતો વખત હું પગલાં ભરતાં માર્ગમાંજ સ્થિર થઈ જતો હતો. એ વનની

ભૂમિ પણ કંઈ ઓરજ તેજસ્વિ દીસતી હતી. કયાંક કયાંક ઝાડીની છાંટમાંથી મને પર્વતોનાં સુશોભિત શિખરો દેખાતાં હતાં: તેથી હું વખતે એમ ભૂલી જતો કે આ સુવર્ણનાં કિંવા મણિનાં દેવાલયો હશે! આ સઘળી શોભા નિરખતો અને મારૂં સઘળું દુઃખ વિસરી જઇ તેથી આનંદ પામતો હું ચાલ્યો જતો હતો, એવામાં એક સુંદર સરોવર આવ્યું. તેની ચારે બાજુએ આંબાનાં તથા વડનાં વૃક્ષો વિસ્તારવાળી શાખાઓથી તેના તટપર શીતળ છાયાં કરી રહ્યાં હતાં. કિનારાઓ ઘણા નિર્મળ અને હંસાદિક પક્ષીઓથી સુશોભિત થઈ રહેલા હતા. સ્વચ્છ જળની ઉપર નીલ, પીત, શ્વેત, અને રક્ત ઈત્યાદિ ભાતભાતનાં કમળ પુષ્પો સંપૂર્ણ વિકાશ પામી રહ્યાં હતાં. આવું જોઈનેજ વગર પાણી પીધે મારી તૃષા આપોઆપ શાંત થઈ ગઈ! પણ એ સુંદર જળના દર્શનથી મને આટલો આનંદ થયો ત્યારે તેનું પાન કરવાને હું ભાગ્યશાળી કેમ ન થાઉં? એવા વિચારથી હું તટપર ગયો, ને હસ્ત મુખ પ્રક્ષાલન કરી ખોબા ભરી પીવા માંડયું! અહા! પ્યારા સચિવ, એ જળનું પાન કરતાં મને જે આનંદ થયો છે, તેનું હું તારી આગળ વર્ણનજ કરી શકતો નથી. તે સાક્ષાત અમૃતથીજ ભરી મૂકેલું સરોવર હતું! જળ પી તૃપ્ત થઈ વિશ્રામાર્થેજ તેના તટપરની આમ્રની ઘટ છાયામાં હું થોડીક્વાર બેઠો. પણ એમ ઘણીવાર બેસી રહેવા કરતાં આ દિવ્યવનની અધિક લીલા નિરખવાનું મેં વધારે ઉત્તમ ગણ્યું. તેથી હું પાછો ત્યાંથી ચાલ્યો. આટલી ઘડી સુધી તો મને એ વનમાં દિશાનું ભાન નહોતું; કારણ કે એકાએક ત્યાં ગયેલો ને વળી સૂર્ય મસ્તકપર હતો. પણ જેમ જેમ દિવસ નમતો ગયો તેમ તેમ સૂર્યગતિપરથી મેં સર્વ દિશાઓ નક્કી કરી, ને હવે આ સરોવરથી ઉત્તર દિશા ભાગી હું ચાલું છું એમ મને લાગ્યું. જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ તો વિશેષ ચમત્કાર દેખાતો ગયો. એવાં એવાં તો સુંદર ફલિત વૃક્ષો મારા જોવામાં આવ્યાં, કે જેમને હું ઓળખી શકયો નહિ–પૂર્વે કદી કોઈ સ્થળે તેવાં મારા જોવામાં આવ્યાં ન હોતાં. સુંદર અંગવાળા ચપલ કૃષ્ણમૃગો આમથી તેમ દોડતા હતા, જેઓની તરફથી આવતો વાયુ કસ્તૂરી સમાન સુગંધ આપતો, તેથી તે કસ્તૂરીમૃગ હશે એમ મેં અનુમાન કીધું. એ વિના બીજાં પણ અનેક સુંદર પશુઓ ને કોકિલા, શુક, મયૂર ઈત્યાદિ મનહર પક્ષીઓને નિરખતો

તથા તેઓના નવલ નવલ કુહૂ કુહૂ, કીલ કીલ, કલરવ શબ્દોને શ્રવણ કરતો હું સ્થિર થઈ વિચારતો હતો, એટલામાં એક ગુફાના દ્વાર આગળ આવી ઉભેલો છું એમ મને લાગ્યું. આ દ્વારમાં બે ચાર દિશાઓથી આવેલા જુદા જુદા માર્ગો પ્રવેશ કરતા હતા, ને તેઓ-પર કહીં કહીં મનુષ્યનાં પાદચિન્હ ભાગાં ટૂટાં દેખાતાં હતાં. તેપરથી મેં ધાર્યું કે આ ગુફાની અંદર કોઈ મનુષ્ય પ્રાણીનો નિવાસ હશે. પછી શ્રી હરિની ઈચ્છા હશે તેમ થશે એમ દૃઢ મન કરી મેં તે ગુફાની અંદર પ્રવેશ કીધો. જેમ આગળ જતો ગયો તેમ પ્રથમ તો અધિક અધિક અંધારૂંજ આવતું ગયું, પણ એથી ધૈર્ય સજી, ન બીહીતાં મેં અંદર જવું જારી રાખ્યું. આગળ જતાં એક ચોગાન આવ્યું, જેમાં જઈ વચોવચ ઊભો, તો તેમાંથી ચારે બા-જુએ જુદા જુદા ચાર માર્ગો નિકળતા જણાયા. પ્રત્યેક માર્ગના મ્હોંપર જઈ, ખૂબ નજર કરી જોવાનો મેં યત્ન કીધો, પણ વૃક્ષ ઘટા ખૂબ ઘાડી હોવાથી દૃષ્ટિ દૂર પહોંચી શકી નહિ. આથી બીજો કશો વિચાર ન કરતાં હું જે માર્ગે આવ્યો તેનીજ બરોબર સામો જે માર્ગ હતો તેમાં પેઠો, ને ચાલવા માંડયું. થોડોક દૂર ગયો તો વળી પાછી એક સુંદર ખીણ આવી, જે નાના નાના અને વૃક્ષ ઘટાથી ભરપૂર એવા સુંદર પર્વતોની હારથી બનેલી હતી. તેની અંદર પ્રવેશ કરવાનો માર્ગ તે પર્વતની ઉપર થઇને જતો હતો, તેને આધારે હું ઉપર ચઢયો. આહા! વિશાલ, આ પર્વત ઉપર ચઢવાથી મને એ વનની જે શોભા નજરે આવી, તેણે તો મારા મનને આનંદમાં ગુલતાન બનાવી દીધું. તે સઘળું જોતો જોતો હું પર્વતપરથી ખી-ણની અંદરની બાજુએ નીચે ઉતર્યો, તો તે વખતે હું જાણે ઇંદ્રના નંદન વનમાંજ આવ્યો છું એમ મને લાગ્યું. આખી ખીણ કેવળ ઈશ્વરી અદ્ભુત લીલાથી ભરપૂર હતી. જ્યાં જ્યાં જોઉં ત્યાં ત્યાં નવીન નવીન પુષ્પ વાટિકાઓ, તુલસીવૃંદો, કદંબ, આમ્ર, આસોપાલવ ઇત્યાદિ કલ્પતરુ સમાન વૃક્ષો, ઠારોઠાર આવેલાં નાનાં નાનાં પણ સુંદર કમલ પુષ્પોવાળાં સરોવરો, અનેક પ્રકારનાં રંગબિરંગી પુ-ષ્પોવાળી વેલીઓ, ચંદનનાં વૃક્ષો વગેરે આવી રહેલાં હોવાથી સર્વત્ર આનંદ આનંદ અને આનંદ છવાઈ રહ્યો હતો. ચાલતાં ચાલતાં છેક મધ્ય ભાગમાં ગયો તો એક ખૂબ ઘાડી ઘટાવાળા આંબાના વૃક્ષ નીચે એક મહા તેજસ્વી મૂર્ત્તિ મારા જોવામાં આવી. પ્રથમ

તો મને છેટથી એમજ લાગ્યું કે એ તપાવેલા સોનાનો ઢગલોજ પડયો હશે! પણ જેમ જેમ નજીક જતો ગયો તેમ તેમ એક વિલક્ષણ દિવ્ય સ્વરૂપ મને ભાસ્યું. છેક પાસે ગયો તોપણ મને શંકા થઈ કે શું આ કોઈ ચૈતન્ય છે? કે કેવળ સુવર્ણની બનાવેલી પ્રતિમાજ છે? કેમકે કશી પણ હાલચાલ કે આંખની પાંપણ પણ ઊંચી નિચી કર્યા વગર તે ભવ્ય દિવ્ય મૂર્ત્તિ બેઠેલી હતી. આ મૂર્ત્તિને ધારી ધારીને અવલોકન કરતાં મને કંઈક કંઈક ખબર પડવા લાગી. એક અખંડ કૃષ્ણાજીન*પર તે વિરાજેલી હતી. તેણે સિદ્ધાસન વાળેલું હતું. કોઇ જાતના વૃક્ષ પત્રની કોપીન વાળેલી હતી. બંને હસ્ત બંને પગના ઉરૂઓપર આવી રહેલા હતા. પાનીથી તે શિખા સુધી સઘળાં અંગો, નહિ ઘણાં પુષ્ટ કે નહિ ઘણાં કૃશ, એ પ્રકારે સર્વત્ર સરખાં સુવર્ણમય રંગથી (ચામડીનો) દીપી રહ્યાં હતાં. હૃદય વિશાલ, અને બાહુ પ્રચંડ, તેમજ કંઠ શંખ સમાન દેખાતો હતો. મસ્તકપર સોનેરી જટાનો આડબંધ આવી રહ્યો હતો. વામ સ્કંધપર સુંદર ત્રિરેષાયુક્ત યજ્ઞોપવીત પડયું હતું એટલોજ માત્ર અલંકાર દેખાતો હતો. હૃદય, પેટ તેમજ આખા શરીરપરની રૂ-વાટી સોનેરી રંગની હોવાથી શરીરના રંગની સાથે મળી જવાને લીધે તે છે કે નહિ, એમ વર્તી પણ શકાતું ન હોતું. આંખ્યો મીચેલી અને મુખ બીડેલું હતું. મુખપર મૂછોના તથા દાઢીના કેશ પણ કંઈ અતિશય વૃદ્ધિ પામેલા નહોતા. પણ એથી કંઈ તે મૂર્તિનું વય કળી શકાતું ન હોતું. આ સઘળા ડોળ ઉપરથી મેં સહજ અનુ-માન કીધું કે એ પુરુષ–કોઈ મહાત્માઋષિ હશે. પરંતુ હું પૂછું પણ કોને? એ આખા વનમાં મનુષ્યરૂપે માત્ર મેં એમનેજ જોયા હતા, અને તે પણ કંઇ પણ શબ્દ કે ચલનવલનાદિ કીધા વગરજ શાંતપણે બેઠા હતા. તેમની બાજુમાં એક જળથી ભરેલું કમંડલું પડેલું હતું. તેમનાથી દશેક કદમને છેટે એક લીલાં વૃક્ષોથી પોતાની મેળેજ બની હોય તેવી કુંજની માફક એક પર્ણકુટિ હતી. જે અનેક પ્રકારની પુષ્પ-વેલીઓથી ચારે બાજુએ છવાઇ રહી હતી. જરાક આઘો જઇ નજર કરી જોયું તો તેમાં કશીએ વસ્તુ પડેલી દીઠી નહિ. ચારે તરફ વા-ટિકામાં નજર કરી, વળી તે મહાત્મા તરફ જોયું, તો મને આગળ કર-

---

* કાળા મૃગનું ચર્મ; જેની ખરીઓ, પુચ્છ, શિંગ, મુખનો ભાગ વગેરે સર્વ અંગોનો આકાર દેખાતો હોય તેવું.

તાં કંઈ વિલક્ષણ સ્વરૂપ દેખાયું. જેમ જેમ વધારેવાર તેમની તરફ જોતો ગયો તેમ તેમ મને તેમનાપર વધારે વધારે ભાવ ઉત્પન્ન થતો ગયો. અને તેમ તેમ સ્વાભાવિક રીતેજ મને કંઈ એમ લાગવા માંડયું કે આ આખા વનનું ચૈતન્યરૂપ તાત્પર્ય આ મહાત્મામાંજ છે, તેથી બીજું કશું ન કરતાં હું હાથ જોડી તેમની સામે ઊભો રહ્યો, ને દંડની પેઠે લાંબો પડી નમસ્કાર કર્યો સંધ્યાકાળ થવા આવી હતી. મેં જેવા એક, બે, ને ત્રણ નમસ્કાર કર્યા, ને વળી ઊઠી નમસ્કાર કરવા જાઉં છું કે તુરત તે ભવ્ય મૂર્તિમાં જાણે જીવ આવ્યો હોય તેવું મને લાગ્યું. એકાએક તેમણે ઉંચું જોયું, ચક્ષુ ઉઘાડયાં, ને મુખેથી हरये नमो, हरये नमो, એવો ઉચ્ચાર કર્યો. હવે મને પરમાનંદ થયો, ને ફરી ઉપરાઉપરી બે ત્રણ વાર દંડવન્નમસ્કાર મેં કર્યા. "હું કયાં આવ્યો છું, આ કિયું સ્થળ છે, આપ કોણ છો, મારે હવે કયાં જવું, આપ મારાપર કૃપા કરો." વગેરે શંકાઓ મારા મનમાં કયારની થતી હતી તે અનુક્રમે હું બોલવાનો વિચાર કરતો હતો, પણ તે પેહેલાં મારે એમની કંઈક સ્તુતિ કરવી એવી ધારણાથી કંઈક બોલવા જાઉં છું, એટલામાં તો તે મહાત્મા પોતેજ જેમ પરોક્ષ રીતે આકાશમાં ગંભીર વાણી થતી હોય તેવાં મધુર અને આત્માને આલ્હાદ પમાડતાં વચનોથી બોલ્યા.

"અલ્યા મૃત્યુ લોકના માનવી! આ હિમાચલની ઉત્તરે આવેલા, અને કોઈ મનુષ્ય પ્રાણીથી પોતાની મેળે પ્રવેશ કરી શકાય નહિ એવા ગુપ્ત, અદ્ભુત, અને ઈશ્વરી લીલાથી પરિપૂર્ણ ત્રિવિષ્ટપ્ પ્રદેશમાં તું આવ્યો તે ઠીક થયું. જાણ તું કે તને તારા મહાલયમાંથી અત્રે ઉપાડી લાવનાર યોગમાયા પરમાત્માની દિવ્યશક્તિ હતી ને તે તારા કલ્યાણાર્થેજ તને અહીં લાવી છે. તારૂં ઈચ્છિત હવે પૂર્ણ થશે. ચિંતા મા કર. તને ક્ષુધા લાગી છે માટે પેલા સામેના વૃક્ષ નીચે જઈ બેસ" આટલુંજ માત્ર બોલી તે ત્યાંથી ઉઠયા, ને હું કંઇ બોલું તે પેહેલાં તો પોતે ત્યાંથી કયાં ગયા તે મારાથી જોવાઈ શકાયું નહિ! આશ્ચર્યમાં ગરક થતો હું તેમણે બતાવેલા વૃક્ષ નીચે જઇ બેઠો તો અનેક પ્રકારનાં ફળો, તથા જળ ભરેલું કમંડલું મેં મારી આગળ પડેલું જોયું! માનસિક સંધ્યા વગેરે નિત્યકર્મ કર્યા બાદ યથેચ્છ પ્રકારે મારી ક્ષુધા મેં શાંત કરી, કે મારી આગળ તેમાંનું કશું મને દેખાયું નહિ! મારે હવે તેની ગરજ પણ નહોતી. થોડીકવારે ચંદ્રપ્રકાશ

થયો, ત્યારે મને તે મહાત્મા ફરી તે વૃક્ષ નીચે બેઠેલા જણાયા. એકલાં બેઠાં ગમતું નહોતું તેથી હું તેમની આગળ જઈ દંડવત્ કરી બેઠો ત્યારે તેમણે પોતાની મેળેજ વળી બોલવાનો ઉપક્રમ કીધો.

"કેમ યજ્ઞભુ, તું હવે ચિંતા મુક્ત થયો કે? સાંભળ હું કહું તે, તારા પિતાને મારનારનું વૈર લઈ તું પશ્ચિમસમુદ્રથી પૂર્વસમુદ્ર પર્યંતનું રાજ્ય મેળવીશ. તારી ધનુર્વિદ્યાના પરાક્રમથી તારા સર્વ શત્રુઓ પરાજય થશે. તારી માતુશ્રીએ તારા પ્રત્યે કહેલાં સર્વ વચનો સિદ્ધ થશે. તારે ઘણા કાળે એક પુત્ર થશે, પણ તેને તું પરણાવતો નહિ, કારણ કે તે યુવાવસ્થામાંજ મરણ પામશે. તું પરમ ધર્માત્મા થઈ ઘણા કાળ પર્યંત નિષ્કંટક રાજ્ય ભોગવીશ." આટલું સાંભળી મારું મન કહેવા જતું હતું કે મારે જે ઇચ્છા છે તે બીજીજ (બ્રહ્મજ્ઞાન સંપાદનની) છે, તેટલામાં તે બોલ્યા—"ભોઆર્ય! સૂણ વિશેષ! તારી બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિની જિજ્ઞાસા મેં જાણી છે. તું પૂર્ણ જિજ્ઞાસુ મુમુક્ષુ છે. આવતી કાલથી પ્રતિદિન પ્રાતઃકાળે એકેક મુહૂર્ત માત્ર મારી સન્મુખ બેસી હું જે જે સિદ્ધાંત વાકયો કહું તે શ્રવણ કરજે. પછી સાંજ સુધીનો સઘળો કાળ મારે સમાધિનો છે; સાંજે સહજ સમાધિથી નિવૃતિ પામી, ફલમૂલાદિ પ્રાશન કરી, વળી પ્રાતઃકાળપર્યંત સમાધિસ્થજ રહું છું. હવે સમાધિ કાળ આવી પહોંચ્યો છે માટે તેજ વૃક્ષ નીચે જઈ યથેચ્છશયન કર. અત્રે કોઈ વાતનો ભય રાખીશ મા. તારું કલ્યાણ થાઓ!!" તુરત હું ઉઠીને આગળના વૃક્ષ નીચે ગયો, ને મુનીંદ્ર સમાધિસ્થ થયા.

વૃક્ષ નીચે જઇ મેં વિચાર કીધો કે, "રે હું કયાં સૂઈશ? (કેમકે હું રાજપુત્ર હતો ને સાધારણ મનુષ્યો કરતાં મેં વધારેજ સુખમાં દિવસો કાઢયા હતા.) અહિં તો કશું વસ્ત્ર કે બિછાનું નથી. હશે, ચાલો આ સુંદર સકોમલ ઘાસ ઉગેલું છે તેપરજ સૂઈ રહીએ!" એમ ચિંતવન કરું છું એટલામાં પાછળ ફરી જોયું તો એક સુંદર તકિયા સહિત બિછાનું તૈયાર પડેલું દીઠું! તેપર હું તો સૂતો; પણ હવે મને નિશ્ચય થયો કે આ વૃક્ષ તે સાધારણ વૃક્ષ નહિ, પણ ખરેખર કલ્પવૃક્ષજ છે, કેમકે હું જે ઈચ્છા કરું છું તે તુરત મુને પ્રાપ્ત થાય છે! આખી રાત સુખેથી નિદ્રા કરી પ્રાતઃકાળને ઝળઝળે હું ઉઠયો, ને તુરત ગઈ કાલે આવ્યો હતો તેજ માર્ગે ગુફાની બહાર નિકળી, શૌચ, સ્નાન ઈત્યાદિ ક્રિયા કરવા માટે મેં જેમાં જળ પીધું હતું તે સરોવરપર ગયો; ને ત્યાં આગળ મારૂં

સઘળું પ્રાતકાળનું કર્મ આટપી તુરત તે મહામુનિયે કહેલે સમયે ગુફા-માં જઈ તેમની આગળ તત્પર થઈ ઉભો. પછી દંડવન્નમસ્કાર કર્યા. પછી આજ્ઞા થતાં એક ઢિસામાં બેઠો.

## પ્રથમ બિંદુ-જ્ઞાન માર્ગ !

યજ્ઞભૂ કહે છે:- બેઠાં બેઠાં મને વિચાર થયો કે મુનિને કહું કે 'આપની સેવા કરવાની આજ્ઞા કરો' એટલામાં તે બોલ્યા, "જીજ્ઞાસુ માનવી! શિષ્યે જરૂર ગુરુની સદ્ભકિત ભાવ અને પ્રેમપૂર્વક સેવા કરવી જોઈએ. તેવડે સદ્ગુરુની કૃપા સંપાદન થાય છે ગુરુસેવા કરવી એ શિષ્યનો પરાપૂર્વનો ધર્મ છે. ગુરુસેવામાં મન ચોરનાર શિષ્યને કદાપિ (જોકે ગુરુ, સેવા કરાવવાની ઈચ્છા ન કરતા હોય તોપણ) ઈચ્છિત વિદ્યા (જ્ઞાન) ની પ્રાપ્તિ થતી નથી. ગુરુ એ સેવ્ય અને શિષ્ય સેવક છે. ગુરુને કોઈ પણ જાતનો કિંચિત્ પણ શ્રમ ન પડવા દેતાં તેમનું ઈચ્છિત કાર્ય કરવું ને તેમને સંતુષ્ટ રાખવા એ તેમની સેવા કહેવાય. ગુરુ સેવા કરનાર શિષ્યને અત્યંત લાભ અને સેવાપ્રમાદી શિષ્યને બહુ હાનિ થાય છે.

પૂર્વે હસ્તિનાપૂર વિષે નિર્મળયશ નામનો એક ભૂપતિ રાજ્ય કરતો હતો. તેને બે રાણીઓ હતી. જૂની કરતાં નવી સ્ત્રીપર વિષયાભિલાષી પુરુષની પ્રીતિ વિશેષ હોય છે અને તેમાંએ વળી આ રાજાની જૂની સ્ત્રીની સાથે કંઈક કારણસર તેનો અણબનાવ હોવાથી તેણે તેનો ત્યાગ કીધો હતો. જે વેળા રાજાએ તેણીને તજી તે વેળાએ તેણી ગર્ભવતી હતી. ગર્ભને આઠેક માસ થયા હતા. ગમે તેટલી અણમાનીતી તોય પણ રાજાની રાણી એટલે એકાંત ભૂવનમાં તેને રાખી. અહીંયા તેણીને પેટે એક સુદર પુત્ર જન્મ્યો. તેને સંતતિ થયા પેહેલાં નવી રાણીને એક પછી એક એમ બે બે વરસને અંતરે બે દિકરા થયા હતા. ત્રણે રાજપુત્રો મોટા થયા ત્યારે તેમને રાજાએ વિદ્યાભ્યાસ સારૂ એક ઋષિના અશ્રમે મૂકયા. ઋષિ મહાસમર્થ છતાં એકાંતવાસ કરનારા હતા. તે પોતાની પાસે ઝાઝા શિષ્યોને રાખતા નહોતા. પરંતુ બાળપણથીજ આ રાજાની સાથે તેમની બહુ પ્રીતિ હોવાને લીધે તેમણે તેના કુંવરોને અધ્યા-પન કરાવવાનું સ્વીકાર્યું. ઋષિને કંઈ પુત્ર પુત્ર્યાદિ સંતતિ નહોતી;

માત્ર દંપતિ એકલાંજ તાગડધિન્ના કરતાં હતાં! તે તાગડધિન્ના હરિસ્મરણમાં પરાયણ રહેવું તે હતું; તેઓ સંતતિની ઈચ્છા પણ કરતાં નહોતાં. તેમના મનનાં એમજ સિદ્ધ થયું હતું કે સંતતિ વગેરેનો પ્રપંચ તે આ સંસારજાળમાં ફસાવી ભગવદ્‌ભક્તિમાં અંતરાય પડાવનાર છે. આમ સ્વતઃ સમજવા છતાં મૂર્ખતા કરી એ અપાયમાં કેમ પડે? પ્રભુ સેવન કરી સતત આનંદમાં રહેનારાં તે ઋષિ તથા ઋષિપત્ની પૂર્ણ વૃદ્ધાવસ્થાએ પહોંચવા આવેલાં છતાં અપુત્ર હોવાથી આ રાજકુંવરોને જોઈ તે બહુ આનંદ માનતાં, ને પોતાની સંતતિ સમાનજ તેમને ગણતાં હતાં. ત્રણે રાજપુત્રો, કે જેઓ પરસ્પર સાવકા ભાઈઓ હતા, તેમાંના મોટા બે ને આ ભગવદ્‌સ્વરૂપ ગુરુ તથા લક્ષ્મીસ્વરૂપ ગુરુપત્નીની કૃપા સંપાદન કરતાં આવડી નહિ. એ બે મોટા ભાઈઓ નવી રાણીના દિકરા હતા, એટલે તેની મા, રાજાની માનીતી હોવાથી સ્વાભાવિક રીતે પોતે પણ રાજાના માનીતા હતા. તેઓ અણમાનીતીના પુત્ર ધુતિમાનની સાથે કદી કદી કલેશ કરતા, વિમળમતિની મા સુશીળ, પતિવ્રતા, ડાહી અને સાધ્વી હોવાથી પુત્રને ભણવા મોકલતી વેળાએ તેણીને કહ્યું કે, “ભાઈ કુમાર! તારૂં કલ્યાણ થાઓ; તને સરસ્વતી તથા ગુરુદેવ પ્રસન્ન થાઓ એવી મારી આશીષ છે. પરંતુ તને ગુપ્તમાં ગુપ્ત અને સર્વથા હિતરૂપ થઈ પડનારૂં વચન હું કહુંછું તે કદી વિસરતો નહિ. સરસ્વતી (વિદ્યા) સંપાદન કરવાનું મુખ્ય સાધન ગુરુની કૃપા એજ છે; અને તે તેમની (ગુરુની) સેવા કરવાથીજ આપોઆપ પ્રાપ્ત થાય છે. માટે વારંવાર હું તુને એટલુંજ કહુંછું કે તારા અધ્યયન ઉપરાંતનો સઘળો કાળ તું તારા ગુરુની સેવા કરવામાંજ ગાળજે. ગુરુસેવા કરવામાં કદી પ્રમાદ કે આળસ કિંવા અનાદર કરતો નહિ. ગુરુસેવામાં પરાયણ થવાથી તને અભ્યાસ કરવાનો સમય ન મળી શકે તોપણ ચિંતા નહિ, પરંતુ તું નિરંતર ગુરુની સેવા કરજે.”

ત્રણે કુંવરોને સાથે લઈ રાજા ઋષિને આશ્રમે ગયો, ને રૂડી રીતે અભ્યાસ કરવાને ભલામણ કરી, મુનિને વિનંતી કરી કે “મહાત્મા! આ પુત્રો હું આપને ખોળે મૂકી જાઉંછું માટે કૃપા કરી તેઓને અધ્યયન કરાવજો. તેઓ આપનાજ પુત્ર અને આપના ચરણના સેવક છે, માટે સદા આપની પરિચર્યા કરશે.” મુનિએ

તેમને અનુક્રમે વિદ્યાભ્યાસ કરાવવો શરૂ કર્યો, ને કેટલેક કાળે તેઓ વેદ, વ્યાકરણ, કાવ્ય, જ્યોતિષ ઈત્યાદિ શાસ્ત્રોમાં કુશળ થયા. હવે મુખ્ય ક્ષાત્ર ધર્મને ઉપયોગી જે ધનુર્વેદ, તેનું અધ્યયન તેઓએ આરંભ્યું. પણ આ સઘળાં અધ્યયન કરતી વખતે તેઓ પરસ્પર કેવી રીતે વર્ત્યા તે તને જણાવું છું. અભ્યા યજ્ઞભૂ, એ ત્રણેને રહેવાને માટે ગુરુના મઠની નજીક એક પર્ણકૂટિ હતી, તેમાં અધ્યયનથી નિવૃત્ત થઇ તેઓ નિદ્રા કરતા હતા. અભ્યાસ કરવામાં વિમળમતિ તેઓ કરતાં બહુ આગળ પડતો દેખાતો હતો, કારણકે તે બહુ બુદ્ધિમાન્ અને ગુરુભક્ત હતો. ગુરુજી જે વચન કહેતા, તે એકચિત્તે શ્રવણ કરી તુરત પોતાના લક્ષમાં ઉતારી એની આગળનાં વાક્ય સંપાદન કરવા તે ગુરુને વિનંતી કરતો, ત્યારે પેલા બંને ભાઈઓ તે પાછલા વચનમાંજ ગોથાં ખાયા કરતા હતા. આથી તે બંને ભાઈઓ તેનાપર ઈર્ષા કરવા લાગ્યા. ગુરુજી પાસેથી છૂટા પડયા કે તુરત તેઓ પોતાની પર્ણશાળામાં જઈ વિમળમતિને નવાં નવાં કૌતક કરી ચીઢવે, અને અનેક પ્રકારે સંતાપે. પ્રતિદિન ઈર્ષા વધતી જવાથી ગુરુ પાસેથી પાઠ લેતાં પણ તેઓ તેને અડચણ કરે, ને કંઈ ને કંઈ કારણસર તેને ગુરુ પાસેથી ખસેડી પોતે પાઠ લે. વિમળમતિ તેમને કંઈ શિખામણની વાત કહે, અથવા સમજાવે કે, “ભાઈઓ આપણે એક પિતાના પુત્ર છીએ, એક ગુરુના શિષ્ય ને સાહાધ્યાયી છીએ તો આપણે સહુએ પરસ્પર સંપ અને પ્રીતિથી વર્તવું જોઈએ, છતાં તમે આમ કરો છો એ ઠીક નહિ.” ત્યારે તો તેઓ ઉલટા તેનાપર વધારે ક્રોધે ભરાઈ તેને શિક્ષા કરવાની ધમકી આપતા હતા, ને સમયપર ઝપાટો લગાવી પણ દેતા. આ બિચારો તેઓ કરતાં નહાનો અને વળી એકલો એટલે પહોંચી વળે તેમ નહોતું, ને વળી પોતાની મા રાજાની અણમાનીતી હોવાથી તેને પછવાડેથી પણ કશી સહાયની આશા નહોતી, તેથી જેમ તેમ કરી સુખે દુઃખે દિન નિર્ગમન કરી અભ્યાસ કરતો હતો. એટલું દુઃખ છતાં પણ તેઓ કરતાં તે આગળનો આગળજ રહેતો હતો. આથી તો કૌરવ પાંડવવાળું થયું. અર્જુનને અભ્યાસમાં વિશેષ્ય ચાપલ્ય ધરાવતો જોઈ કૌરવો તેનાપર નિરંતર દ્વેષ કરતા હતા, તેમ આ મૂર્ખો પણ વિમળમતિની અદેખાઈ કરવા લાગ્યા. પણ એ કેટલું બધું ઉલટું હતું? વિદ્યાર્થિઓએ અભ્યાસમાં

દ્વેષીલા રહેવાની જરૂર છે, પણ તે કેવો દ્વેષ? પોતાના કરતાં બીજો અધિક નિવડે તો તેનો દ્વેષ કરી તેને હરેક કારણથી પીડવો તે દ્વેષ? અથવા તેના તે અધિકપણામાં ભંગ પાડવો તે દ્વેષ? ના. વિદ્યાર્થિઓએ જે ગુણ અવશ્ય પોતાનામાં રાખવાનો છે તે દ્વેષ નહિ, પણ દ્વેષની બ્હેન સ્પર્ધા છે. પોતાના કરતાં અધિક નિવડનારનું ઉદાહરણ ખૂબ પાકી રીતે અંતઃકરણમાં લઈ તેવા, તેના જેવા, બલ્કે તેના કરતાં પણ સરસ નિવડવાનો યત્ન કરવો અને તેમ ન થઇ શકાય તો પોતાના આત્માપર ઈર્ષા કરવી કે—"અરે, હું શા માટે તેવો ન થઈ શકું? રે મારામાં શી વસ્તુ ઓછી છે? મારે વધારે યત્ન કરવો જોઇએ, ને તેના કરતાં પણ શ્રેષ્ઠ નિવડવું જોઈએ." તો તે ઈર્ષા (સ્પર્ધા)જ તેને શ્રેયસ્કર થઈ પડે છે; નહિ તો પોતે યત્ન ન કરતાં સામાનો યત્ન તોડવાની જે દુષ્ટ ઈર્ષા કરે છે તે પોતાનું તેમજ સામાનું–બંનેનું હિત બગાડનારી છે. તેવીજ રીતે વિમળમતિની સાથે તેના મોટા ભાઈઓએ વર્તવા માંડયું. આવું દુઃખ કયાં સુધી સહન કરવું? તેથી વિમળમતિએ તેમને કહ્યું કે, "જો તમારે નિરંતર આમજ કરવું હોય તો હું તમારી પર્ણકૂટિમાંથી જુદો નિકળીશ.?" તેમને તો ગમતુંજ હતું. તેથી તેમણે હા કહી, એટલે ગુરુની આજ્ઞા લઈ તેણે ગુરુના મઠમાંજ રાત્રે સૂવાનું રાખ્યું.

જ્યારથી તે રાજપુત્રો ઋષિના આશ્રમે ગયા, ત્યારથી નિરંતર તેઓ મઠમાંજ રહેતા હતા, ને તેટલા સમયમાં ગુરુજી જે બતાવે તે કામકાજ તેઓ કરતા હતા. પાસેના ગામમાંથી ભિક્ષા માંગી લાવવી, વનમાંથી પકવફળો, પુષ્પો, ગુરુના અગ્નિહોત્ર કાર્યાર્થ દર્ભ, સમિધ, કાષ્ટ ઇત્યાદિ વસ્તુઓ, ગંગામાંથી ભરીને થોડાક જળના ઘડાઓ વગેરે લાવવું પડતું તથા આશ્રમની વાળઝાડ તથા નાનાં મોટાં વૃક્ષોની પાણી વગેરે પાવા સંબંધી સંભાળ રાખવી પડતી હતી. આટલું કંઇ તે ત્રણ જણા આગળ વધારે નહોતું. હાથોહાથ કરતાં સપાટામાં તે થઇ જાય તેમ હતું. છતાં તેમાં પણ વિમળમતિપરની પેલા મોટા ભાઇઓની ઇર્ષા આડે આવતી હતી. તેઓ સાથે પાણી ભરવા, વનફળ લેવા અથવા હરકોઇ કામકાજ કરવા જતા, ત્યાં તે બંને જણાઓ વિમળમતિની પાસેજ સઘળું કામ કરાવતા, ને ઉલટો તેનાપર દાબ રાખી એમ જણાવતા કે તારાથી

કંઈ બની શકતું નથી, સઘળું કામ અમેજ કરીએ છીએ. તેઓ ગમે તેમ કરે, અને કહે, પણ વિમળમતિ તેને ન ગણકારી પોતાની માતુશ્રીના કહેલા વચનપર નિરંતર લક્ષ રાખી ગુરુની પ્રેમપૂર્વક શુદ્ધ મનથી સેવા કરવી એમાંજ પોતાનું શ્રેય છે એમ સમજતો હતો, માટે તેઓ ન કરે તે કામ પોતાને માથે આવી પડવાથી કદાચ પોતાના અભ્યાસમાં ભંગ થાય તોપણ તે સહન કરતો હતો. મધ્યાહ્ન નમ્યા પછી ગુરુ પત્ની તેમને ભોજન કરાવતી, તે ઉપરાંત (સવારમાં અથવા સાંજના જો કદાચ ક્ષુધા લાગે તો) તેઓ વનફળનો આહાર કરતા હતા. તેઓ જ્યારથી આવ્યા ત્યારથીજ પરસ્પર દ્વેષ કરતા હતા માટે વિમલમતિ થોડાક દિવસ તેમના ભેગો રહી, પછી નિરંતર ગુરુ સમીપજ રહેતો હતો. રાત પડે એટલે પેલા બંને જ્યારે પેટપર હાથ નાંખી લાંબા થઇ સૂઈ જતા, ત્યારે વિમળમતિ ગુરુની તથા ગુરુ પત્નીની પાદ સેવા કરતો હતો. ગુરુજી પોતાની સ્ત્રીને કિંવા વિમળમતિને સંબોધી રાત્રે અનેક પ્રકારની કથાઓ, નાના પ્રકારનાં ગુપ્ત વ્રતો, વૃત્તાંતો, ઈતિહાસો ને ધર્મ સંબંધી આખ્યાનો કહી સંભળાવતા હતા. તે ઉપરાંત વળી દિવસે ગોખેલા-શીખેલા પાઠનું મનન કરતાં પોતાને કંઈક શંકા થતી અથવા કંઈ કઠણ હોવાથી પોતાને ખબર નહિ પડતી તો તે પણ વિમળમતિ તે સમયે ગુરુજીને પૂછી પોતાનું રૂડી રીતે સમાધાન કરતો હતો. એ યજ્ઞભૂ, તું વિચાર કર કે ગુરુ સેવામાં પોતાનું હિત સમજનારા વિમળમતિને એથી કેટલો બધો લાભ થતો હતો! ને તેને તે સમયે કેટલો બધો આનંદ આવતો હશે? પણ એટલાજ આનંદથી કંઈ તેને ગુરુએ મન વળાવ્યું ન હતું. તેને તો ગુરુ સેવાનો આગાધ લાભ મળ્યો હતો; ને એ સઘળાથી, પેલા વિમળમતિના સેવા પ્રમાદિ ઓરમાઇ ભાઈઓ કે જેઓ, "સર્વ કામકાજ વિમળમતિ કરતાં અમેજ વધારે કરીએ છીએ" એમ ગુરુને વારંવાર કહી દેખાડતા હતા તેઓ તો નિર્ભાગીજ રહ્યા.

વિમળમતિ રાત્રિ દિવસ પોતાના માતા પિતા કરતાં પણ અધિક-ગુરુ અને ગુરુપત્નીની સપ્રેમ સેવા કરતો હતો, તે ગુરુના ધ્યાનમાં હતું. તેણે પોતાની સેવાથી તે બંને દંપતીનો પોતાપર અત્યંત પ્યાર ખેંચી લીધો. વાતવાતમાં તે ગુરુના પ્રત્યેક કાર્યમાં

તત્પરજ થતો. પોતાનાથી થઈ શકે તેવા હરકોઈ કાર્યની અંદર તે ગુરૂને કશો પણ શ્રમ પડવા દેતો નહીં. તેના દ્વેષીઓ ગુરૂ આગળ પોતે વારંવાર નિંદા કરતા તેને તે લેખવતોજ નહિ, તેમ પોતે એક પણ શબ્દ તેના ભાઈઓ વિરુદ્ધ ગુરુજી આગળ કહેતો નહિ, આવી રીતે દિવસો નિર્ગમતાં તેઓને કેટલાંક વર્ષો વીતી ગયાં, ને તેટલા અરસામાં તેઓએ પુષ્કળ વિદ્યા સંપાદન કીધી. પછી ધનુર્વિદ્યા, કે જે માત્ર ગોખવાથી-ગુરુનાં વચનો યાદ રાખવાથીજ સાધ્ય કરી શકાતી નથી, પણ તેમાં અંગને પણ ઘણીક પ્રકારની કેળવણી આપી અભ્યાસ પાડવો પડે છે, તેનું અધ્યયન ચાલતું હતું: અને ઘણેક દરજ્જે તે પણ હવે સમાપ્ત થવા આવ્યું હતું; એવામાં તે અધ્યયનમાં વિઘ્ન આવી પડ્યું.

ઋષિ અને ઋષિપત્ની બંનેનાં શરીર હવે ઘણાં જર્જરીત થઈ ગયાં હતાં. તેઓ ઘણા કાળથી આ પૃથિવીપર દીર્ઘાયુષ્ય ભોગવતાં ને સત્કર્મ કરતાં આવ્યાં હતાં, પણ આખરે ગમે તેટલું દૃઢ છતાં પણ પરિણામને પામનાર આ પંચભૂતમય શરીર તો નાશવંતજ છે, તેથી તેનો અવધિ આવ્યો. સમાધિદ્વારા (યોગબળે) ઋષિએ જાણ્યું કે હવે થોડાજ સમયમાં આ શરીર પડશે. એક દિવસે રાત્રિએ પોતે પવિત્ર આસનપર સૂતા હતા, મહાસતી તેમની પત્ની એક બાજુપર બેઠાં હતાં, વિમળમતિ તેમના ચરણનું સેવન કરતો હતો, સર્વ તપોવન અને તેમનો આશ્રમ કશા પણ શબ્દ વગર કેવળ શાંત બની રહ્યો હતો, ને રાત્રિ સુમારે દોઢેક પ્રહર વિતિ ગયેલી હતી એવામાં તેઓ એકાએક બોલી ઉઠયા કે, "અયે સાધ્વી, ધર્મપત્ની, તને યાદ છે કે ત્રણેક સંવત્સર અગાઉ મેં તને કહ્યું હતું કે હવે થોડી મુદતમાં આ સંસાર પ્રદેશ પ્રત્યેનો આપણો લાંબો પ્રવાસ સમાપ્ત થશે? તે દિવસ આજે આવ્યો છે. માટે શીઘ્રતાથી તત્પર થા, અને સર્વ ભવબંધનથી સ્મરણમાત્રમાં મુક્ત કરનાર પરમાનંદદાયક શ્રીહરિનાં મંગલ ચરણાર્વિંદનું અંતઃકરણમાં ધ્યાન ધર. કેવળ એક આત્માનેજ હૃદયસ્થળમાં ચિંતવી મનની સર્વ વૃત્તિયોને તેમાં લીન કર. ઉતાવળથી સર્વ ઇંદ્રિય સહિત દેહને ગંગાસ્નાનથી શુદ્ધ કરી દર્ભ, ગોમય ઈત્યાદિથી આસન કરવા યોગ્ય પૃથિવીને પવિત્ર કર; હોત્રના અગ્નિને છેલવેલા નમસ્કાર કર; તેનું પૂજન કર. આ દેહ, વાણી કિંવા મનથી યત્કિંચિત્ પણ, અજાણે

કિંવા જાણે થયલા પાપને તદ્દન ભસ્મ કરવા તે અગ્નિદેવને વિનંતી કર. પછી સ્વસ્થ. શાંત અને સર્વ વસ્તુથી નિઃસ્પૃહ થઈ આ અસ્થિર દેહની સાથેથી સદાને માટે છૂટી થા. હવે જીવને આ દેહનું કામ નથી. પણ તે જીવ કોઈ અલૌકિક દેહ ધારણ કરશે, ને થોડીક વાર પછી તેણે કોઈ દિન નથી જોયું એવા અદ્ભુત અને પુણ્યમય લોકને જોશે!" આટલું કહી ઋષિ ચટપ લઇને બેઠા થયા, ને જાણે કોઈ વિદેશ જવાની તૈયારી કરતા હોય તેમ "ચાલો ચાલો, ઉતાવળ કરો, હવે સમય થવા આવ્યો છે, હમણાં મધ્યરાત્રિ થશે," એમ કહેતા હાથમાં કમંડલુ લઈ ગંગાસ્નાન કરવા સારૂ ઊભા થયા! ઋષિપત્ની પણ ઊઠયાં, ને પતિના કહેવા પ્રમાણે સઘળી તૈયારી કરવા મંડયાં. એકાએક આવો પ્રકાર જોઈ વિમળમતિ કે જે પૂર્ણ પ્રેમથી ગુરુની ચરણસેવા કરતો હતો તે બહુ આશ્ચર્ય પામ્યો, ને "ગુરુજી આ શું બોલ્યા, ને હવે તેઓ કયાં જવા તૈયારી કરે છે, હજુ તો માત્ર દોઢેક પ્રહર રાત્રિ ગઇ છે, ને સ્નાનાર્થે જવાને બે પ્રહરની વાર છે," એવો વિચાર કરવા લાગ્યો, એટલામાં વળી પાછા ગુરુ જાણે કંઈ ભૂલી જતા હોય તેમ એકાએક સ્મરણ કરી બોલી ઊઠયા, "હે સુભગે, મને એક વાત યાદ આવી છે, ને હાલ ને હાલ તેનો અમલ કરવો જોઈએ. અપુત્ર મનુષ્યે, કિંવા જેનો કોઈ પણ વારસ નહિ હોય તેવા મનુષ્યે–જો તે વિવેકી હોય અને સારાસાર વિચાર કરી જાણતો હોય તો, તેણે પોતાનું સર્વસ્વ ધન પોતાના અવસાન સમયે દાન કરી દેવું જોઈએ. કારણ કે જો તેમ કરવામાં નહિ આવે તો પોતે જન્મ પર્યંતશ્રમ વેઠી ઉપાર્જિત કરેલું ધન હરકોઈ કુપાત્રના હાથમાં જશે, અને તેથી યા તો અધર્મ થશે કે કાં તો નિરર્થક ખરચાશે; પરંતુ તેનો (તે ધનીનો) શ્રમ તો મિથ્યાજ જશે. અને તેમાં એ વળી જાણીતું-દેખાય તેવું ધન તો તેવે ઉપયોગે (ગમે તેવે–સારે કે માઠે ઉપયોગે) પણ લાગશે. પણ જેણે પોતાનું ધન દાટી મૂક્યું હશે, અથવા બીજી કોઈ રીતે ગુપ્તરૂપે હશે, તેનું ધન તો જો સ્વતઃ (પોતાનાજ હાથે) ખરચવામાં નહિ આવે તો તેનો ઉપયોગ કોઈ પણ રીતે કોઈથી પણ થવાનો નથી. તો તેવી રીતે દાટી મૂકી તેનો ઉપયોગ (દાનાદિકથી) નહિ કરનાર મનુષ્ય સૂમ નહિ, પણ સૂમનો શિરોમણિજ સમજવો. હે સતિ! તેવીજ રીતે મારે બન્યું છે. મારી પાસે અગાધ ગુપ્ત ધન છે; ને

તેનો જો કે મેં ઘણે પ્રકારે પરાર્થે અને પરોપકાર્થે ઉપયોગ કીધો છે ખરો, પરંતુ તેનું દાન અદ્યાપિપર્યંત કોઈને પણ કર્યું નથી. વળી મારૂં તે ગુપ્ત ધન બીજાઓના જેવું નથી (અર્થાત્ જેટલું દાન કર્યું તેટલું તો પોતાની પાસેથી ઓછુંજ થાય છે તેવું નથી), પણ જેમ જેમ બીજાઓને આપવામાં આવે તેમ તેમ વૃદ્ધિ પામે તેવું છે. છતાં મેં કોઇને પણ તેમાનું કશું દાન કર્યું નથી. આમ થવાનું કારણ કંઈ મારી અજ્ઞાનતા કિંવા કૃપણતા નથીજ, પણ તેમ કરવાને (તેનું દાન કરવાને) મને કોઈ પાત્ર પુરુષ અદ્યાપિપર્યંત મળ્યો નથી; ને પાત્ર વગર અમૂલ્ય વસ્તુનું દાન કરવું એ ઉલટું મહાદોષનું કારણ થઈ પડે છે. પણ હવે મને પાત્ર મળ્યો છે. મારૂં અવસાન પણ નજીક પ્રાપ્ત થયું છે. તો મારા સર્વસ્વ ગુપ્ત ધનનું દાન તેને સત્વરજ હું કરીશ. તે મારૂં ગુપ્ત ધન તે મેં જન્મપર્યંત અતિશ્રમ સંહિત ગુરુસેવા કરી સંપાદન કરેલી અનેક પ્રકારની ધનુર્વિદ્યા તથા બ્રહ્મવિદ્યા છે. આ મારા ત્રણ શિષ્યો રાજપુત્રો છે. તેઓમાં પણ આ વિમળમતિ—કે જે સદાસર્વદા મારી સેવા કરનારો અને સુશીલ, તેમજ બુદ્ધિમાન્ છે; માટે તેની તે સત્પાત્રતાથી વિશ્વાસયુક્ત થયલો જે હું. તે મારી સર્વ વિદ્યાનું દાન તેને કરીશ. માટે તું સત્વર તારા કાર્યમાં લાગ; ને હું તેને ઉપદેશ આપું છું." આ સાંભળી સતી (ઋષિપત્ની)એ કહ્યું, "કૃપાનાથ, આપે એ અત્યંત યોગ્ય ધાર્યું છે, હું પણ આપને એ સંબંધે વિનંતી કરવાની હતી. આ વિમળમતિ સર્વથા આપની કૃપાને પાત્ર થયલો છે. એણે પોતાના પિતુ કરતાં પણ અધિક પ્રેમથી આપની; અને માતા કરતાં પણ વિશેષ્ય ભાવ રાખી મારી સેવા કરી છે. હું અંતઃકરણપૂર્વક કહું છું કે એનું કલ્યાણ થાઓ! એને પ્રભુ પ્રસન્ન થાઓ, ને આપની કૃપાથી એ સદાસર્વદા સુખી થાઓ" આટલુ કહી ઋષિપત્ની ગંગાતીરે ચાલ્યાં. ત્યારે ઋષિયે વિમળમતિને કહ્યું, "વત્સ, તું તારી માતુરૂપ ગુરુપત્ની સાથે જઈ શીઘ્રતાથી ગંગાસ્નાન કરી આવ. પછી અતિ અમૂલ્ય ધનુર્વિદ્યા કે જે મોટા ધનુર્ધારીઓને પણ દુર્લભ છે, તે મારી કનેથી સંપાદન કર. તે પછી એકાગ્રચિત્તે આ સંસારાવરણ ટાળનારી સર્વોત્તમ અને દુઃપ્રાપ્ય બ્રહ્મવિદ્યાને પણ ગ્રહણ કર."

તુરત વિમળમતિ તથા ગુરુપત્ની સ્નાન કરી ગંગાજળ તથા ગોમય

લઈ મઠમાં આવ્યાં. તેટલામાં ગુરુએ અગ્નિહોત્રના અગ્નિને પ્રજ્વલિત* કીધો. પછી તેમાં ઘી, જવ, તલ ઈત્યાદિ સંયુક્ત સમિધોથી અવસાનઆહુતિ (છેલ્લી આહુતિ) આપી, તેને સ્તુતિથી સંતુષ્ટ કર્યો, ને તેમની સ્ત્રીએ, ગોમયથી લીંપી તથા ગોમૂત્ર ગંગાજળ વગેરે છાંટી મઠને શુદ્ધ કરે એટલીવારમાં પોતે વિમળમતિને ઉપદેશ કરવા બેઠાઃ-

"હે વિમળમતિ! મારી ડાબી બાજુએ આ દર્ભાસનપર સ્વસ્થ થઈ તું બેસ અને આચમન તથા પ્રાણાયામ કરી દશ ગાયત્રીમંત્રનો જપ કર. હું તારી સેવાને તથા તારા સુશીલપણાને જોઈ તારાપર બહુ પ્રસન્ન થયો છું. માટે તને અશેષ ધનુર્વિદ્યા ભણાવું છું. તેં સર્વ શસ્ત્રાસ્ત્રોનો અભ્યાસ (એટલે તે આયુધો કેવી રીતે વાપરવાં, ને કેવી રીતે ધારણ કરવાં વગેરે સારી રીતે જાણવું તથા તેનો ખૂબ મહાવરો પાડવો તે) તો કીધો છે, પરંતુ તેઓનાં વિધાન તથા તે શસ્ત્ર કે અસ્ત્રમાં તેના તેના દેવતાનું પ્રાબલ્ય આવી ધારેલુ કામ (ચોટ) સિદ્ધ કરવાને જોઇતી દિવ્યશકિત, તેનો અભ્યાસ કીધો નથી. જેના વગર તે અસ્ત્રો કે શસ્ત્રો કંઈ કામનાં નથી. તે તો જેમ યત્કિંચિત પણ આત્મા વિના દેહ કંઈ કામનો નથી, તેમ તે દૈવત વિનાનાં અસ્ત્રો પણ થોથાંજ છે. માટે તેને સતેજ કરવા માટેના સર્વ મંત્રો હું આપું છું તેટલે, એથી તે આયુધો યુદ્ધ સમયે તેને ધાર્યો જય અપાવશે."

વિમળમતિ એકચિત્ત થઈ ગુરુની આજ્ઞા પ્રમાણે આસનપર બેઠો, એક પછી એક એમ અનેક પ્રકારનાં ચક્ર, બાણ, શક્તિ (સાંગ) પાશ, ખડ્ગો, ગદાઓ અને જેટલી જાતના બીજાં અસ્ત્રો છે તે સર્વના પૃથક્ પૃથક્ મંત્રોનો, તેના વિધાનસહિત ગુરુએ તેને ઉપદેશ કર્યા. પછી "આ સર્વ શસ્ત્રાસ્ત્રો સફળ થાઓ તથા સમય આવ્યે તારૂં કાર્ય કરવામાં તત્પર રહો," એમ આશિર્વાદ આપી પછી ગુરુએ કહ્યું, "હે વત્સ, આ અસ્ત્રો તું અયોગ્ય સમયે ને નિરપરાધીપર કદી વાવરતો નહિ અને અપાત્રને કદી તેનો ઉપદેશ કરતો નહિ; કેમકે તેમાંનાં ઘણાંક અસ્ત્રો એકે વખતે આખા બ્ર-

* હોત્રનો અગ્નિ કોઇ વખતે પણ બુઝી જતો નથી. તે તો વગર ઓલવાયે નિત્યજ પ્રજ્વલિત રહે છે, પરંતુ માત્ર હોમ કરવા વખત તેને ઉઘાડી આહુતિ આપ્યા બાદ પાછો છાણાંની સાથે રાખની અંદર ગુપ્ત રાખવામાં (ભારવામાં) આવે છે. તો તેને ઉભારી ઋષિયે સચેત કીધો.

બ્રાંડને પણ ધ્રુજાવી-ખળભળાવી મૂકે તેવાં છે. એ અસ્ત્રો ક્ષત્રિયે માત્ર પ્રજાના રક્ષણાર્થેજ ભણવાં જોઈએ, માટે તું સર્વ દુર્જનોને શાસન કરી, ધર્મથી સર્વ પૃથ્વીનું પાલન કરજે અને તે કાર્યાર્થે વખતો વખત તને આ સર્વ આયુધો સહાયભૂત થાઓ."

થોડી ક્ષણ વિત્યા બાદ ગુરુએ પુનઃ બોલવાનો પ્રારંભ કીધોઃ "વળી સર્વ કરતાં શ્રેષ્ઠ એક વસ્તુ મારે તને આપવાની છે, જે શ્રી હરિની પૂર્ણ કૃપા વિના બીજા કોઈને પણ પ્રાપ્ત થતી નથી. તું તારા બંને પગની એડીઓને, બંને સાથળોના મૂળમાં મૂકી સિદ્ધાસન કરી બેસઃ બંને હાથ બંને ઊરુઓપર મૂકઃ મુખને હૃદય સામું રાખી દૃષ્ટિ નાસિકાની અણીપર જોડ; મુખ બંધ કર ને માત્ર નાસિકાથીજ શ્વાસ લે. જાણ કે આ ચિત્તવૃત્તિ સ્થિર કરવાની ક્રીયા છે. તારા હૃદયની અંદર પ્રથમ દીવાની શિખા જેવું અને પછી સૂર્યના બિંબ જેવું તેજોમયબિંબ કલ્પી તેને એકાગ્રચિત્તે જો. તે બિંબના મધ્યમાં એક સુંદર સકોમલ તથા રક્ત (ગુલાબી) વર્ણની 'સહસ્ત્ર પાંખડીઓવાળું સંપૂર્ણ વિકાશ પામેલું કાંતિમાન્ કમળ તને જણાશે. એ હજારે પાંખડીના બરોબર મધ્યભાગમાં એક વિસ્તીર્ણ વર્તુલાકાર તપોવન તને જણાશે.. તે તપોવન પૃથ્વી કોમળ અને નવીન તૃણાંકુરોને લીધે લીલીકુંજાર થઈ રહેલી તું જોજે. તે પૃથ્વીપર અનેક પ્રકારનાં મંગલ પુષ્પવૃક્ષો તથા આમ્રાદિ ફલવૃક્ષોને અવલોકન કરજે. તે વનના મધ્યસ્થ રહેલા એક સુલલિત અને પુષ્પોથી શોભી રહેલા કદંબવૃક્ષને સ્કંધ, શાખા, પરિશાખા તથા પત્રોથી પરિપૂર્ણ ઘટ્ટ (ઘટાવાળું) થઈ રહેલું જોજે. સમયને બરોબર મધ્યાહ્નનો કલ્પજે. તે કદંબવૃક્ષની નીચે, છાયામાં ચારે બાજુ તૃણાંકુરોને ચરતી સુંદર, યુવાન, હૃષ્ટ પુષ્ટ શરીરવાળી, ગૌર, શ્વેત, શ્યામ રંગની તથા વચ્છવાળી ગાયોને જો. તે ધેનુવૃંદના મધ્યમાં કદંબના થડની પાસે એક ષોડશ વરસની વયના સુંદર બાળકને જો. તે બાળકનું શરીર તેજોમય (દિવ્ય) છતાં, તેનું વર્ણ અષાઢ માસમાં ચઢી આવતાં જળભરેલાં નવીન વાદળ જેવું (ઘનશ્યામ) જણાશે. તેનાં સર્વ અંગ સમાન, અતિ સ્કોમલ અને ઘણીજ સુંદર આકૃતિવાળાં લલિત લાલિત્યથી ભરપૂર છે. તેના મંગલચરણ યુગલ (બંને)માં રત્ન જડિત સુવર્ણનાં નુપુર, કટિએ પીતવર્ણનું અતિપ્રકાશિત કૌશેય વસ્ત્ર (દિવ્ય પીતાંબર) ધારણ કરેલું છે, અને તેનાપર અમૂલ્ય રત્નોથી

ભૂષિત કરેલી કટીમેખલા પહેરેલી જોજે. તેની નાભિ અતિ ગંભીર, ઉદર સૂક્ષ્મ અને વક્ષસ્થળ (હૃદય) અતિ વિશાળ અને ચઢિયાતું છતાં તેનાંપર અનેક દિવ્ય મુક્તાફળ તથા મણિઓથી પરોવેલી અને મધ્યભાગમાં સર્વથી શ્રેષ્ઠ કૌસ્તુભ નામના મણિના લટકણવાળી માળા વિરાજી રહેલી છે. તેના ગજશુંડાકાર (હાથીની શુંડના જેવા–ઉપરથી જાડા અને તરોર નીચે પાતળા થતા આવેલા) બંને કોમલ હસ્તની બાહુઓમાં સુંદર રત્નો તથા મોતીઓના બાજુબંધ, ને પોંહોચીઓમાં મોતીની ચો-સરી લટોવાળી અતિપ્રકાશિત હરિત (લીલી) મણીઓથી સુશોભિત પોંચીઓ છે. ખીલેલાં કમળો સરખા સુંદર હસ્તની કોમલ અંગુલીઓમાં પહેરેલી રત્ન મુદ્રિકાઓ છે. તેના ચંદ્રસમાન મુખારવિંદની શોભાનું અવલોકન કરતા કદી પણ તૃપ્તિ પામતો નહીં, પણ હુલ્લાસ મને તે ને તેજ મૂર્ત્તિ જોયા કરજે. જગત્‌માં સર્વથી સ્વરૂપવાન્ કામદેવ કહેવાય છે; પણ તેવા અનેક કામદેવોને પણ લજ્જિત કરે તેવા એ બાલકના અતિમનોહર, સુખરૂપ, સર્વ શ્રી (શોભા) નાં પરમસ્થાનરૂપ અને મંદમંદ હાસ્ય કરી રહેલા વદનની પૃથક્ પૃથક્ પરમ અલૌકિક શોભાથી કોણ તૃપ્ત પામે? કોઈ નહીં. તેને તું જો. તેનો, શંખની અંદરની બાજૂએ આવેલા ગુલાબી રંગના, વગર ઓકળીવાળા અને અતિ સુંવાળા ભાગ જેવો લાંકવાળો કંઠ, તેની ઉપરની બાજૂએ ખૂબ ભરેલી, આગળ આવતાં જરાક તીણી, અને મધ્યમાં જરાક ખાડવાળી હડપચી, સુંદર પ્રવાળાં જેવાં મરક મરક કરી રહેલા અધર તથા ઓષ્ઠ, મંદમંદ હસતાં મુખની અંદરથી દર્શિત, તથા દાડિમ્બબીજ જેવા સુંદર દશન, તે ઓષ્ટપર લળકી રહેલા સુંદર મોતીના બેસર (લટકણ)* વાળી તથા પોપટની ચાંચની પેઠે જરાક નમેલી અને જરાક તીક્ષ્ણ એવી નાસિકા, તથા કમળની પાંખડીના જેવાં વિશાળ તથા લાંકવાળાં–અણીયાળાં, અતિ કોમળ, અંદરના ભાગથી કંઈક ગુલાબી· ઝાંઈવાળાં તેજસ્વી લોચન, ધનુષ્ય સમાન ભ્રૂકુટિ, ભવ્ય લલાટ, ઉપસેલું કપોળ અને તેનાપર આવી રહેલા સ્નિગ્ધ, કર્ણપર લેહેકેલા તથા ગુચ્છાદાર આંકડીઆળા કેશ,

* એ વેસર અથવા બેસર (સુરતી) નું મોતી, લંબગોળ, પણ નીચેથી ઘૂમગોળ અને ઉપરથી તરોર ચઢતું અણીદાર (0) આવા આકારનું હોય છે ને તે બંને નસકોરાના મધ્ય ભાગમાં ઝીણી વાળી સાથે લટકાવવાનો ઉત્તર હિંદુસ્તાનમાં ચાલ છે. તે ઘણુંજ શોભા આપે છે. એને બુલાખ કહે છે.

બને કર્ણપર આવી રહેલાં અતિ પ્રકાશિત રત્નોથી ભૂષિત મકરાકૃતિ (મગર અથવા મત્સ્યના આકારનાં) કુંડળ અને મંદમંદ હસતાં ખંજન પડેલા બંને કોમળ અને પ્રફુલ્લિત ગાલોપર પડેલાં તે કુંડળનાં ઝળક ઝળક કરી રહેલાં પ્રતિબિંબ–એ વગેરે અવર્ણનીય શોભાનું, પરમ ધૈર્યનું જે સ્વરૂપ, તેનું તું આસ્થા અને વિવેક વડે દર્શન કર. એ શ્રી મુખારવિંદના મસ્તકપર, કેશર કસ્તુરીનો તેજસ્વિ ઉર્ધ્વપુંડ્ ધારણ કરેલા લલાટમાં, છેક જમણી ભ્રુકુટિ અને કપોળપર લેહેકેલો-કુલ્હે સહિત મયૂરચંદ્રિકાનો અતિ સુશોભિત મુકુટ જણાશે. અને તેની જમણી બાજુએ લેહીકી રહેલાં તેજસ્વી મુક્તાફળોનાં ફુમતાં, અને ડાબી બાજુએ લેહેકી રહેલી મયૂરપિચ્છની વાંકદાર નમણી કલગીઓને નિરખી તારાં હૃદયચક્ષુને આનંદિત કર. એ મહામંગલ સ્વરૂપને, દક્ષિણ ચરણ વામચરણ આગળ વાળી બંને હસ્તમાં રત્નથી જડેલી તથા મોતીનાં ફુમતાંવાળી વેણુ ધારણ કરી તેનો મનોહરનાદ કરતાં તને જણાશે. હવે તે પરમશાંત આનંદઘન મૂર્તિને, પૂર્ણપ્રેમ ધરી, મનોમય જળવડે પાદ્ય અર્પણ કરી, તેમનાં ચરણારવિંદને પ્રક્ષાલિત કરજે. તેને સ્નિગ્ધ વસ્ત્રવડે લોહીને તેપર મનોમય કેસર, કસ્તૂરી, ઈત્યાદિ સુગંધિનો લેપ કરજે. તેપર સુંદર મનોમય દિવ્ય પુષ્પો, તુલસી ઈત્યાદિ અર્પણ કરજે. પછી તે મંગળ સ્વરૂપને મનોમય સુવાસિત કમલ પુષ્પની, કંઠથી તે ચરણ લગી પહોંચે એવી લાંબી, વનમાલા અર્પણ કરજે. જે પછી તેમને મનોમય ધૂપ, દીપ, નાના પ્રકારનાં શ્રેષ્ઠ સ્વાદિષ્ટ પકવાન્નોનું નૈવેદ્ય, જળ, તાંબુલ ઈત્યાદિ ભાવપૂર્વક અર્પણ કરજે. હવે તારા મનરૂપ મોટા પ્રજ્વલિત દીપકથી તેમનું નીરાંજન (આરતી ઉતારવી–અર્થાત તે મંગલદીપવડે ભગવંતનાં અંગો અંગનું રૂડી રીતે અવલોકન કરવું) કરજે. પછી તારા બંને હસ્તની મનોમય અંજલી (ખોબા)માં, મનોમય મંગલ પુષ્પો ભરી પછી પૂર્ણ પ્રેમથી તેમને વધાવી લેજે. પછી બંને હાથ જોડી આ પ્રમાણે તેમની સ્તુતિ કરઃ–હે શ્રીકૃષ્ણ, હે ગોપાલ, હે ગોવિંદ, હે મુરારી, હે જગત્કારણ, હે સત્સ્વરૂપ, હે સર્વ લોકાશ્રય, હે ચિત્સ્વરૂપ, હે અદ્વૈતતત્વ, હે આનંદ સ્વરૂપ, હે મુક્તિપ્રદ, હે બ્રહ્મસ્વરૂપ, હે સર્વવ્યાપી, હે પરમશાશ્વત, હે સચ્ચિદાનંદ, હે પરમાત્મા, હું આપને નમસ્કાર કરું છું. હે પ્રભો, આપ એકલાજ અશરણના શરણ છો, આપજ જગતના પાલનકર્તા છો, અને આપજ સર્વમાં પ્રકાશો છો–એટલે આપસ્વપ્રકાશ છો.

આપજ જગતૂના કર્તા અને લય કરનારા છો; આપ પર થકી પણ પર છો; આપજ નિશ્ચલ અને નિર્વિકલ્પ છો, આપ સર્વ ભયોનાપણ ભય અને ભીષણોના ભીષણરૂપ છો. પ્રાણિમાત્રની ગતિ રૂપ અને પાવનોના પણ પાવન તે આપજ છો. વળી સર્વથી મોટામાં મોટા અને ઉચામાં ઉંચા પદના નિયંતા પણ આપ એકલાજ, છતાં સર્વ રક્ષણોના પણ રક્ષણરૂપ છો. તે માટે હે પ્રભો, હે જગત્ સાક્ષિરૂપ, હું આપનેજ સ્મરૂં છું, આપનેજ ભજું છું, ને વારંવાર આપનેજ નમસ્કાર કરૂં છું. અને હે સત્, હે એક, હે નિરાલંબ ઈશ્વર, હું સદા સર્વદા સર્વથા કેવળ આપનેજ શરણે છું–મને અન્યથા આશ્રય કે અન્યથા શરણું નથી. આપનેજ વંદું છું, આપનેજ પૂજું છું, આપને આરાધું છું, આપનેજ ધ્યાનુ છું, આપનેજ હૃદયમાં ધરૂં છું, આપ વિના જગતમાં બીજું કંઈ હું જોતો નથી. સર્વત્ર આપ આપ અને આપજ છો. તે આપ મારા કોટીક પાપો, અપરાધો, સર્વનો નાશ કરી, આપના ચરણકમળમાં શરણ લો–ને પૂર્ણ પ્રેમથી (જેમ પર-ક્રિયા ને પરપુરૂષ એક માનથી ભજે છે તેવી) પૂર્ણ આસ્થાવાળી ભક્તિ આપો.”

એ પ્રમાણે તે પરમાત્મ ’સ્વરૂપ–બ્રહ્મસ્વરૂપની સ્તુતિ, પૂજા કરીને પછી નખથી તે શિખાપર્યંત તે મહામંગલ મૂર્તિને વારંવાર સ્થિરચિત્તવડે અવલોકન કરી તારા કોમળ હૃદયમાં તેને દૃઢપણે સ્થિત કર. ને કદાપિ તેનું વિસ્મરણ કરતો નહિ.

એ સાક્ષાત્ મોક્ષનું સાધન ધ્યાન–અર્થાત્ માનસિક સેવાનો પ્રકાર છે. એજ વસ્તુ યત્નથી પરમાત્માનું દર્શન–સાક્ષાત્કાર કરાવ-નારી છે. એ પરમાત્માનું નિત્ય મુક્ત સાક્ષાત્ સાકાર સ્વરૂપ છે. પરમાત્મા સાકાર અને નિરાકાર બંને સ્વરૂપે સ્થિત છે. અર્થાત્ તે મૂર્તિમાન્ અને અમૂર્તિમાન્ છે:* પરમાત્મા જગતરૂપે સાકાર અને બ્રહ્મરૂપે નિરાકાર છે. નિરાકાર સ્વરૂપનું જ્ઞાન થવું અતિ અગોચર છે, છતાં બીજા સર્વ સાધનો કરતાં આ સાકારસ્વરૂપનું નિરંતર ધ્યાન અને સેવન કરવાથી આપો આપ તેનું (નિરાકાર સ્વરૂપનું) દૃઢ અને પૂર્ણજ્ઞાન થાય છે, જેથી તે પરમાત્માનો એકાંતિક ભક્ત, જ્ઞાની પુરૂષ, મુક્ત થઈ પરમપદને પામે છે. આ મેં તને સર્વોત્તમ

* द्वेवावब्रह्मणो मूर्त्तंचैवा मूर्तंच એ શ્રુતિ–ઉપનિષદ્ વચનથી.

બ્રહ્મજ્ઞાન કહ્યું છે. જેનો નિત્યપ્રતિ અભ્યાસ કરવાથી તું પરબ્રહ્મના ચરણારવિંદને પામીશ. એ મેં તને સર્વ સાધનોનું સાધન, સર્વ યોગોનો યોગ અને સર્વ જ્ઞાનોનું જ્ઞાન કહ્યું છે. કેવળ વાર્તિકજ્ઞાનથી, કે મનને મનાવવાની સાચી ખોટી, યુક્તિ પ્રયુક્તિથી અને તર્ક વિતર્કથી પરમાત્મસ્વરૂપનું જ્ઞાન થવા ઈચ્છનારા જેમ કોઈ વામણો આમ્રફળની ઈચ્છા કરે, કે આકાશ કુસુમ લેવાને કોઈ અજ્ઞાની મથે, તેવું છે. તેમની તે ઈચ્છા સદેહે સૂર્યમંડળમાં જવા સરખી છે, માટે તેવા દંભીઓથી નિરંતર અલગ રહી, પરમાત્માના માનસિક સેવનનો પ્રેમ પૂર્વક પ્રયત્ન કરજો. જેથી તે પૂર્ણ પુરુષોત્તમ પરમાત્મા, તારાપર કૃપા કરી, તને પોતાના સત્સ્વરૂપનો નિત્યપ્રતિ અભિનવાનુભવ આપશે; ને તેથી તું દેહી છતાં વિદેહી થઈ પરમાત્મસ્વરૂપાનંદમાં મગ્ન થતો થકો જીવન્મુકત થઈ આ જગત્‌માં વિચરીશ."

એટલું કહી ગુરુજી શાંત થતાંજ તે વિમળમતિ કે જે ગુરુનિ નિકટ આસનપર ધ્યાનસ્થ થઈ તેઓ ઉપદેશ કરતા હતા તેજ પ્રમાણે એકાગ્રચિત્તથી ચિત્તવૃતિને વેહેતી મુકતો હતો, તેનાં રોમે રોમ આનંદ વ્યાપ્યો તેથી તે ખડાં થઈ ગયાં, અંગોઅંગ પ્રસ્વેદનાં બુંદ છૂટયાં, ને તે અત્યાનંદવડે પુલકિત થઈ જવાથી એકાએક ધ્યાનમાંજ તે બોલી ઉઠયો, "અહા ! હા ! હા ! પરમકૃપાળુ ગુરુદેવ, મને આપે આજે કેવળ કૃતાર્થ કરી દીધો ! હું પામરને આ અલભ્ય અને સર્વથા અલભ્ય લાભ કયાંથી ! હે પ્રભો ! હું હવે આ મારો આનંદ કેમ કરીને વર્ણવું ? મારો ભગવદ્દર્શનાનંદ મારા અંગમાં કયાંય સમાતો નથી—રે, ત્રૈલોકયમાં પણ તે સમાતો નથી. હે પરોપકારી ગુરુજી, આપના કહ્યા પ્રમાણેજ હું આ મારી સન્મુખ તે આનંદના મહાસાગરરૂપ, ઘનશ્યામસુંદર લલિત ત્રિભંગિ, કોટિમદનમોહન પરમાત્મા—પરબ્રહ્મની સાક્ષાત છબીને જોઉં છું. હે મહારાજ, તેમના મહામંગલ સ્વરૂપનું જો કે હું યથાર્થ દર્શન કરૂં છું, પરંતુ તેનું આપની આગળ વર્ણન કરવાની મારી શકિતજ નથી. હે કૃપાળ, હું કેવળ અનધિકારી છતાં પણ આપનું માન રાખવાને માટે તે પ્રભુ મને મારો હાથ ઝાલી પોતાને શરણે લેછે ! હે દયાળ, મારા ભાગ્યનો કંઈ પાર નથી. આપે મને પંગુને એકાએક સુમેરુના શિખરપર બેસાડી દીધો છે ! હું પામરને તે પરમાત્માનું શરણ કયાંથી ?

પણ પરબ્રહ્મનું દર્શન ક્યાંથી? ધન્ય છે મારા ભાગ્યને અને ધન્ય છે મારાપરની આપણી શિષ્યવાત્સલ્યતાને!" એ સાંભળી ઋષિએ કહ્યું, "શિષ્ય, હવે એ પરબ્રહ્મ પરમાત્મા પુરુષોત્તમને વારંવાર પ્રણામ કરી, તને સર્વદા પોતાને શરણે રાખવાની તેમને વિનંતી કરી તારાં નેત્ર ઉઘાડ."

નેત્ર ઉઘાડતાંજ વિમળમતિ હર્ષભેર એકાએક ઉભો થયો ને દંડવત્નમસ્કાર કરી ઋષિના ચરણમાં નમી પડયો, ને ઠંડા અશ્રુથી તેમના ચરણને ભિંજવી દીધાં. ત્યારે ઋષિયે તેને ઉઠાડી પોતાના હૃદય સરસો ચાંપ્યો, ને કહ્યું, "તારૂં નામ આજથી દ્યુતિમાન્ ધરજે, ને તું માત્ર નામનોજ દ્યુતિ (તેજ પ્રભા—કાંતિ) માન્ નહિ, પણ આજથી પરમાત્માના જ્ઞાન રૂપ દ્યુતિવાળો થયોછે. તને મેં મારી સંપૂર્ણ બ્રહ્મવિદ્યાના મૂળરૂપ ઉપદેશ કીધો છે, તે તને સફળ થાઓ. તે ઉપદેશ તું કોઇ અપાત્રને, અભક્તને, નાસ્તિકને, દુષ્ટને, કૃતઘ્નીને, શઠને, દાંભીને, પાપીને, વેદને ને પરમાત્માની નિંદા કરનાર કોઈને પણ કરતો નહીં." એટલું કહી તેમણે પોતાની સ્ત્રી તરફ જોયું, ને તેને સર્વ તૈયારી કરી ઉભેલી જોઈ, તેમ અહીં મધ્યરાત્રિ પણ લગભગ થવા આવી હતી તેથી તે સ્થિરચિત્તે ઉભા થયા ને પછી બોલ્યા, "દ્યુતિમાન્, પેલા ઘૃત દીપકોની જ્યોતિઓ સતેજ કર; તેમાં ઘી પૂર, ને મારૂં હવે છેલ્લું વચન સાંભળ: અમો હવે આ અસાર સંસારને છોડી તે પરમાત્માના (જેનું હમણાં તેં દર્શન કર્યું તે પરમાત્માના) પરમ આનંદરૂપ ધામને વિષે જઈશું, માટે તારે અમારો શોક કરવો નહિ. અમારા મૃતદેહોને આ તારા સમક્ષ પ્રજ્વલિત થયલા કુંડમાંના હોત્રાગ્નિથી સંસ્કૃત કરજે (અગ્નિસંસ્કાર કરજે). આ આશ્રમમાંનું મારૂં સર્વ વિત્ત મારી પછવાડે પુરુષોત્તમ પ્રીત્યર્થ સત્પાત્ર બ્રાહ્મણોને અર્પણ કરજે. મારી કામધેનુ સમાન સો ગાયો છે તે મારી પછવાડે કોઈ સત્પાત્ર બ્રાહ્મણોને આપજે, પણ એટલી નિશ્ચે ખબર રાખજે કે તેમ કરવાથી તેઓ કોઈ વાતે જરાપણ દુઃખી થાય નહિ, ને કદાચ તેવું થવાનો સંભવ જણાય તો દાન ન કરતાં તું પોતેજ રૂડી રીતે તેમનું પાલન (જેવું હાલ કરે છે તેવું) કરજે; ને તેમનાથી ઉત્પન્ન થતા ગોરસ વગેરેથી શ્રેષ્ઠ બ્રાહ્મણોનું પોષણ કરજે. તને હવે શીઘ્ર રાજ્ય ને મહારાજ્યલક્ષ્મી પ્રાપ્ત થશે. તે વડે પરમ સદ્ધર્મ અને રાજનીતિયુક્ત થઈ તું પ્રજાનું

ઉત્તમ પ્રકારે પાલન કરજે. દુષ્ટોને દંડ આપી સાધૂ જનોનું નિરંતર રક્ષણ કરજે. તું ઘણા લાંબા કાળ સુધી તે સુખનો અનુભવ લઈ અવસાને શ્રીહરિના પરમપદને પામીશ એવી મારી અંતઃકરણપૂર્વક આશીષ છે. હવે મારો સમય થઈ ચૂકયો છે. હું ઉઠું છું. તું દૂર બેસ."

એટલું કહી विष्णवेनमः । विष्नवेणमः । विष्णवेनमः એમ બોલતા ઋષિ ઉભા થયા, ને કુંડમાં પ્રજ્વલિત થયલા ભગવદ્વિભૂતિરૂપ હુતાશનને નમસ્કાર કરી પોતાની ધર્મપત્નીએ, ગોમયલિપ્ત ભૂમિપર બિછાવેલા દર્ભાસનપર સિદ્ધાસનવાળી વિરાજ્યા; ને તેમની જોડે સાક્ષાત્ મહાયોગિની સ્વરૂપ, ઋષિપત્ની પણ તેવીજ રીતે વિરાજ્યાં. બંનેએ સાથે યોગમાર્ગ વડે પ્રાણાયામ સાધી, સમાધિ ચઢાવી, ને પરબ્રહ્મ પરમાત્માનું મંગલ ધ્યાન કરતાં કરતાં પ્રાણનું આકર્ષણ કરી, આત્માને બ્રહ્મરંધ્રમાં સ્થિત કરયો !

મધ્યરાત્રિ થઈ. સર્વ સ્થળે શાંતિ પથરાઈ ગઈ. પવન બંધ પડયો. મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ, વનસ્પતિ, નદીઓમાં વહન કરતાં જળ, ને કહો કે એક રીતે આખું જગત્ કેવળ શાંત બની ગયું. સર્વ સ્થળે સુન્યકાર! એવામાં દ્યુતિમાન્‌ના જોતજોતાં તે બંને દંપતિ (યોગી યોગિની)નાં બ્રહ્માંડ ફટોફટ ફાટયાં, ને તેમાંથી કેવળ તેજનાંજ પ્રતિબિંબ નિકળ્યાં, જેમાંથી તુરત બંને દિવ્ય મૂર્તિઓ થઈ ગયાં ! એટલામાં આકાશમાર્ગેથી નાનાપ્રકારના મનોહર શબ્દ કરતું સૂર્યસમાન તેજસ્વી વિમાન ઉતરી આવ્યું. જેને જોતાં દ્યુતિમાન્ દિઙ્મૂઢ થઇ ગયો ! તેમાં અનેક પ્રકારના દિવ્ય શણગારોથી સજેલી સુંદરીઓ, હાથમાં વિંજન, ચામર, પૂજના ઉપચારો વગેરે લઈને તત્પર ઉભી હતી. ગંધર્વો વીણા, વેણુ ઈત્યાદિ વાદ્યોના મનોહર રવ કરી રહ્યા હતા. ઘણાંક દિવ્ય સ્ત્રી પુરુષો ઉત્તમ પ્રકારના ભગવન્નામોચ્ચારણસહિત ગાયનના અલાપ કરી રહ્યાં હતાં, ને સઘળી રીતે માંહેથી તથા બાહેરથી તે દિવ્ય વિમાનને અપરિમિત બેઠકોની શોભાથી શણગારેલું હતું. તુરત તેમાંથી બે દિવ્ય પુરુષો (શંખ ચક્ર ગદા પદ્માદિ–ચતુર્ભુજોને વિષે–ચતુરાયુધાત્મક) નિકળી, પેલાં દંપતિનાં શરીરમાંથી પ્રકટેલી બંને દિવ્યમૂર્તિઓ આગળ આવી ઉભા રહ્યા. અને તેમને વિમાનારૂઢ થવાને વિનંતી કરી, ને પોતાની સાથે આણેલા દિવ્ય વસ્ત્રાભૂષણ તથા ચંદન પુષ્પમાળાઓ વગેરેથી અલંકૃત કરી તે વિમાન ઉપર લઈ ગયા. દંપતિને વિમાન પર

બેસતાંજ આકાશમાંથી મંગળ સુમનોની વૃષ્ટિ થઈ, દેવ દુંદુભિ ગર્જવા લાગ્યાં, ને જયજયકારના શબ્દો થઈ રહ્યા. તુરત વિમાન ઉપડયું, ને અનેક પ્રકારના વાજિત્રોના ઘોષ થતાં વિષ્ણુલોકના માર્ગે તે ચાલ્યું ગયું! આશ્રમમાં તુરત અંધારૂં ઘોર થઈ ગયું, તેજસ્વી આત્માઓ સ્વધામ પધારી ગયા, ને ખંખ જેવા મઠમાં ધૃતિમાન્ એકલોજ રહ્યો! વિમાન આકાશમાર્ગે ગુપ્ત થઈ ગયું કે તુરત ધૃતિમાન્ મોટી નિરાશા અને શોકનો પોકાર કરી, "હો ગુરુ, ગુરુજી, માતુશ્રી!" એમ લવતો, બકતો, રડતો, કકલતો મઠનાં દ્વાર આગળ પડયો, ને તેને મૂર્છા આવી ગઈ!

ઉષકાલ થયો. ધીરે ધીરે અરૂણ પ્રકાશનું ઝળઝળું પૂર્વની દિ-વાદાંડીપરથી દીસવા લાગ્યું. બંધ પડેલો વાયુ મંદમંદપણે વાવા લાગ્યો. પશુપક્ષીઓ ધીરે ધીરે જાગૃત થઈ પોતપોતાને કામે વળગ્યાં. બ્રાહ્મણોનાં આહ્નિક કર્મોનો આરંભ થઈ ચૂકયો હતો. તે સમયે બ્રહ્મલોક નિવાસી ઋષિરાજના પેલા સેવા પ્રમાદી શિષ્યો (રાજપુત્રો), જેઓ મઠથી કેટલેક છેટે એક કુટિમાં નિશ્ચિંતપણે સૂતા હતા તે પોતાના નિરંતરના નિયમિતકાળે જાગી ઉઠયા, ને શીઘ્રતાથી શૌચાદિક ક્રિયા કરી, ગંગાસ્નાન માટે ગયા. સુરસરીતાપર જઈ ઘણીજ ઝડપથી તેમણે સ્નાન, સંધ્યા, તર્પણ ઈત્યાદિ કરી લીધું, ને ઉતા-વળમાં ને ઉતાવળમાં જળના ઘડા ભરી, પર્ણકુટિ તરફ વળ્યા. ચાલતાં ચાલતાં મોટાએ નહાનાને કહ્યું, "ભાઈ ઉતાવળ કર, આજે સ્વાધ્યાયનો દિવસ છે: પેલો ધૃતિમાન્ રોજ રોજ આગળ આગળથી પાઠ લઈ લે છે; પણ આજે આપણે વેહેલા ઉઠયા છીએ માટે તેના પરવાર્યા પેહેલાં જઇને ગુરુ પાસેથી સંથા* લઈ લઈએ. તે તો હજી ઉઠયો પણ નહિ હોય, ને જયારે ઉઠશે ત્યારે મઠમાંથી સંમા-ર્જન† કરશે, સ્નાન કરવા જશે, સંધ્યા જપાદિ કરી ગુરુને ત્યાં જળ ભરશે, ગાયોને ચાર પાણી નિરી, પછી દોહોશે; તેમને વનમાં ચરવા મૂકશે, ગુરુના અગ્નિહોત્રને અર્થે વનમાંથી દર્ભ, સમિધ ઈત્યાદિ લઈ તથા લણી લીધેલાં અન્નક્ષેત્રોમાંથી હવિષ્યાન્નનો સલો‡ કરી આવશે;

---

* ગુરુ પાસેથી નવો પાઠ સાંભળવો તે. † ઝાડુ વગેરે કાઢવું, લીપવું ગુંપવું (અગ્નિકુંડો વગેરેમાં). ‡ પકેલુ અનાજ ક્ષેત્રના ધણીએ સઘળું લઇ લીધું હોય, પણ પછવાડે કયાંક કયાંક અન્નના કણુસલાં ક્ષેત્રમાં રહી ગયાં હોય છે તેને ફરી શોધી એકઠાંકરી આણવાં તેને સલો કરવો કહે છે.

એટલી વારમાં તો આપણે પાઠ શિખી શીઘ્રતાથી પાછા આવતા રહીશું. પછી ભલેને તે એકલો ભિક્ષા કરવા જાય! એના સત્તર પ્રપંચ પૂરા થતાં થતાં પણ આપણે ભિક્ષા નહિ લઈ આવીએ! ચાલ, જલદી કર. ગુરુના ઘરના પણ એક બે ઘડા પાણી ભરી આવીએ, ને પછી શેહેરમાં જઈએ." આમ વાતો કરતા હરખભેર તેઓ પાણીના ઘડા પોતાની કુટિમાં મૂકી મઠ તરફ ગયા. પણ મઠના બારણામાં પેસવા જાય છે તો દ્યુતિમાન્ મૃતપ્રાય: થઈ પડેલો તેમના જોવામાં આવ્યો! દ્યુતિમાન્‌ને મૂર્છા આવી ગઈ હતી તેથી તે વખતનો તે એજ સ્થિતિમાંજ ચત્તોપાટ નિરધાર શૂન્ય થઈ પડેલો હતો. તે બે ભાઈઓએ આવી જોયું તો મહાશ્ચર્ય સાથે એકાએક ચમકયા, ને પરસ્પર કહેવા લાગ્યા કે, "ભાઇ, આને આ શું થઈ ગયું? એને તપાસો તો ખરા, એ જીવતો છે કે મૂવો." એમ કરી તેને મોટેથી હાકો મારી ઢંઢોળવા માંડયો, ને ઉપાડી બેઠો કર્યો. થોડીક વારમાં તે સ્વપ્નમાંથી જાગ્યો હોય તેમ એકાએક "ગુરુ, ગુરુજી!" કરી કોમળ કરૂણાળ સ્વરે બોલી ઉઠયો, ને મોટેથી નિસાસા નાંખવા લાગ્યો. જરાક સાવધ થયા પછી પેલા પ્રમાદી રાજકુંવરોના પૂછવાથી તેણે આંખમાં અશ્રુની ધારા સાથે રાત્રિની સઘળી વિગત જણાવી, (પોતાને થયલા ઉપદેશ વગરની) ને કહ્યું, "ભાઈઓ! આપણે મોટા કમનસીબવાન છીએ! આપણા કૃપાળુ ગુરુ, આપણને વનમાંજ મૂકી પરલોક સિધારી ગયા; માટે હવે બીજાં સર્વ કાર્ય છોડી આપણે વનમાંથી ચંદનકાષ્ટોને તથા સમિધોને શીઘ્રતાથી એકઠાં કરી સૂર્યોદય થતાં વેંતજ તેમનાં પવિત્ર શરીરોને અગ્નિસંસ્કાર કરીએ."

આ વૃત્તાંત સાંભળતાંજ તેઓ પણ નિરાશ અને શોકાતુર થયલા મુખે દ્યુતિમાન્ સાથે મઠમાં ગયા, તો અગ્નિહોત્રનો અગ્નિ હજુ સુધી મોટી શિખાઓથી ધમધમાટ બળી રહ્યો હતો, ઘૃતદીપકોની સઘળી જ્યોતિઓ અખંડ બળી રહી હતી; ને દર્ભાસનોપર તે મહાપુણ્યવાન્ પતિપત્નીનાં શરીર આગળનીજ સ્થિતિએ–સમાધિમાં બેઠેલા યોગીઓની પેરે બેઠેલાં હતાં. એક જણને મઠમાં મૂકી બે જણ (દ્યુતિમાન્ અને મોટો રાજપુત્ર) વનમાં કાષ્ઠ ભેગાં કરવા માટે ગયા, ને ગંગાને ઉત્તર તીરે એક મોટી ચિતા ખડકી. પછી આસપાસના બીજા આશ્રમોમાંથી ઘણાક ઋષિયો, ઋષિપુત્રો વગેરેને બોલાવી તેમની સમક્ષ શાસ્ત્રોક્ત ક્રિયાયુક્ત તે બંને શબને, હોત્રના

અગ્નિવડે અગ્નિસંસ્કાર કર્યો. પુત્રની પેઠે, દ્યુતિમાને પોતાના માત પિતાસમાન તે ઋષિ તથા ઋષિપત્નીની સર્વ ઉત્તર ક્રિયા કરી. બાર માસ સુધીની અંદરના ઉન્માસિક, માસિક, ત્રિપક્ષી, ત્રિમાસિક, ષટ્માસિક અને સંવત્સરી ઈત્યાદિ સર્વ દિવસો તેમની પછવાડે સાચવી તેમના સર્વ ગોધનાદિ વિત્તનો પણ તેમની આજ્ઞાનુસાર સદુપયોગ કરયો. પછી ગુરુવિયોગથી શોકાતુર થયલો અને ગુરુના ગુણાનુવાદનું વારંવાર સ્મરણ કરતો દ્યુતિમાન્, પેલા રાજપુત્રો પ્રત્યે બોલ્યો;"વડિલ બાંધવો, સાક્ષાત્ બ્રહ્મદેવ સ્વરૂપ આપણા ગુરુદેવની કૃપાથી આપણે સર્વ વિદ્યા સંપાદન કીધી છે તો હવે તે વિદ્યાનું પરાક્રમ જગત્‌માં દેખાડી, બ્રહ્મપુરનિવાસી ગુરુજીની કીર્તિને સર્વ સ્થળે પ્રકાશિત કરીએ; ચાલો હવે આપણા નગર પ્રત્યે."

ત્રણે જણ મળી પિતાના શેહેરમાં ગયા. ત્યાં પુત્રો વિદ્યાસંપાદન કરી આવેલા સાંભળી રાજા અતિ હર્ષિત થઇ સામો આવી તેમને ઘેર લઈ ગયો. રાજાએ તેમની પરીક્ષા લેતાં સર્વ કરતાં દ્યુતિમાન્ શ્રેષ્ઠ ઉતર્યો, જેથી તે બંને કરતાં તે દિનથી રાજાની તેનાપર અધિક પ્રીતિ થઈ. દ્યુતિમાન્ તુરત પોતાની માયાળુ માતુશ્રી (રાજાની અણમાનીતી રાણી) પાસે ગયો, ને લાગલોજ તેણીના ચરણમાં મસ્તક મૂકયું, ને પરસ્પરનાં નેત્રમાંથી હર્ષજલબિંદુ વેહેવા લાગ્યાં. પછી પૂર્ણ આનંદથી તેણે માતુશ્રીને પોતાનો સર્વ વિદેશ વૃત્તાંત કહી જણાવ્યો કે—"આપને, અને આપના ઉપદેશને અનુસરવાથી મારા ગુરુની સેવા કરી તેમની સંપૂર્ણ કૃપાનો પાત્ર થઈ, હું અમૂલ્ય વિદ્યાઓ અને ભગવચ્છરણ સંપાદન કરી આવ્યો છું. હું એમજ સમજું છું કે મારા જેવો અલભ્ય લાભ જગત્‌માં કવચિતજ કોઈને થયો હશે; ને તે સઘળો તારાં માયાળુ ચરણનો પ્રતાપ છે." પછી ગુરુએ કરેલા બ્રહ્મવિદ્યોપદેશનો નિરંતર અભ્યાસ કરતો, કૃપાળુ ગુરુનું વારંવાર સ્મરણ કરતો, ને માતુશ્રીની રૂડી રીતે સેવા કરતો દ્યુતિમાન્ પોતાની માતુશ્રીવાળા ઈલાયદા મહાલયમાંજ રેહેવા લાગ્યો. પ્રતિદિન પોતાની વિદ્યાવડે નાના પ્રકારના ચમત્કારો દેખાડી તેણે રાજાનુ અધિકાધિક ચિત્ત આકર્ષવા માંડયું. પોતાના બાહુબળે અનેક દેશાંતરોના રાજાઓને જીતી પોતાને સ્વાધીન કરવા માંડયા, ને પિતાના ચરણમાં નમાવવા માંડયા. જેથી તેણે ચકિત થઈ તેને પોતાનો મુખ્ય અધિકાર સોંપ્યો, ને જ્યેષ્ઠ

પુત્રો કરતાં તે અતિશ્રેષ્ઠ અને સર્વ પ્રજાનું રક્ષણ કરી શકવામાં સર્વથા સમર્થ દીસવાથી તે નાહાનો છતાં પણ–પ્રજાની વિનંતીથી અને પોતાની અંતઃકરણપૂર્વકપ્રીતિથી–તેને યુવરાજપદપર અભિષેક કીધો. પિતા વૃદ્ધ થવાથી તે સિંહાસનારૂઢ થયો, ને પરમ ધર્મ વડે પ્રજાનું પાલન કરવા લાગ્યો; ને ગુરુના ઉપદેશનો અભ્યાસ કરી પરમાત્મસ્વરૂપના અનુભવાનંદમાં મગ્ન થતો અવસાને પરમ પદને પામ્યો!

હે પ્રિયસચિવ વિશાલકેતુ, (યજ્ઞભૂએ કહ્યું,) આટલો ઇતિહાસ કહી તે મહાત્મા યોગી પુરૂષે મને કહ્યું: "મૃત્યુલોકના માનવી! હવે આ સઘળા ઈતિહાસપરથી તેં જોયું હશે કે ગુરુસેવા કરનાર શ્રીમાન્ દ્યુતિમાનને કેટલો મહર્ગ (મોંઘો) લાભ થયો છે! તેણે કેવા કેવા ઈશ્વરી ચમત્કારો જોયા! તેને ધ્યાનસ્થ પરમાત્માના કેવાં દર્શન થયાં! ને અહો! તે સેવા પ્રમાદી રાજપુત્રો તે સર્વ વાતથી કેવા નિર્ભાગીજ રહ્યા તે તેં જોયું જાણ્યું! ગુરુસેવા એજ મૃત્યુલોકના નિકૃષ્ટ પ્રાણીનું પ્રિય થવાનું મુખ્ય અને આવશ્યક સાધન છે. આ ઈતિહાસને અંગે પ્રસંગોપાત પરમ દુર્લભ એવી પરમાત્માની માનસિક સેવાનો પણ તને ઉપદેશ મેં કીધો છે, તેને તું કદી વિસરતો નહિ; તેનું તું નિરંતર ધ્યાન અને અભ્યાસ કરજે ને હવે જો કે કંઈ જરૂર નથી તો પણ ગુરુસેવા કરવાની તારી જિજ્ઞાસા પૂર્ણ થવાને તું આ પછવાડેની વાટિકામાં જઇ મારે માટે કિંચિત્ ફલપુષ્પાદિ લઈ આવ."

હે વિશાલ, તેમની એવી આજ્ઞા થયલી સાંભળી, તેમણે કહેલા દ્યુતિમાનના ઈતિહાસથી અત્યંત આનંદ પામતો અને તેનુંજ મનમાં સ્મરણ કરતો હું વનમાં ગયો, ને એક સુંદર વૃક્ષ ઘટામાં પેઠો. મારા મનમાં નિરંતર એમજ આવતું હતું કે એ દ્યુતિમાન્ કેવો ભાગ્યશાળી! માત્ર એકજ રાત્રે અને ફક્ત બેજ ઘડીમાં તેને કેટલું બધું મળ્યું! તેને જે દર્શન થયાં તે પ્રભુનું સ્વરૂપ કેવું હશે! શું તે આનંદ સ્વરૂપશીળ પરમાત્મા, કે જેની સ્તુતિ કરતાં તેમણે (દ્યુતિમાનના ગુરુએ) સર્વવ્યાપી એવું વિશેષણ આપ્યું, તેથી તે ગુણને અનુસરીને મારા અંતઃકરણમાં પણ એવે સ્વરૂપે પ્રભુ હશે? શું મને પણ કૃપા કરી તે પરમકૃપાળુ દર્શન આપશે?" આ પ્રમાણે ચિંતન કરતો હું એક આંબાના વૃક્ષપર ચઢયો, ને તેનાં મસમસાટ કરતા સુગંધથી મગજને ખુશ અને તૃપ્ત કરી દેતાં પક્વ ફળો (સાખો) તોડી ઝોળીમાં

ભરી નીચે ઉતરવા લાગ્યો. હું અહિં આવ્યો, વૃક્ષપર ચઢયો, ફળ તોડયાં, ને નીચે ઉતરવા લાગ્યો છતાં તે કશામાં મારૂં ચિત્ત નહોતું. મારો આત્મા તો શ્રીહરિના સ્વરૂપ તરફજ લક્ષપૂર્વક લાગેલો હતો. આવી ચિત્તવૃત્તિએ ઉતરતાં બાજુની એક પરિશાખાપર એક સુંદર અને મોટું પકવ ફળ મારા જોવામાં આવ્યું. તેને ગ્રહણ કરવા માટે આતુરતાથી લાંબો હાથ કરી હું વાંકો વળ્યો, કે તુરત મારો ટેકાવેલો પગ થડપરથી લથડયો, ને કડડડધ્રૂસ કરતો હું જમીનપર આવી પડયો. ઉંચેથી પડવાને લીધે મને એકાએક ચક્કર આવ્યાં. આંખે અંધારાં આવી ગયાં. શરીર શિથિલ થઈ જવાથી હું મૂર્છિત સરખો થઈ ચત્તોપાટ પડયો. એ સમયના આશ્ચર્ય અને આનંદનું હું તારા આગળ શું વર્ણન કરૂં? મને અંધારાં આવ્યાં તે વખતે જાણે મને કંઈ સ્વપ્ન આવ્યું હોય તેવું હું જોવા લાગ્યો. પ્રથમ સર્વત્ર એકાકાર–અંધકાર મારી નજરે પડયો. પછી એકાએક તેમાંથી ઝળઝળાટ દિવ્ય પ્રકાશ થઈ ગયો! પછી તો તે પ્રકાશની અંદર અનુક્રમે દ્યુતિમાનના ગુરુએ જે વર્ણન કર્યું હતું, તેવીજ લીલા હું અનુભવવા લાગ્યો. આબેહુબ તેવાજ પ્રભુનાં મને દર્શન થયાં, ને તેવીજ વિધિએ મેં તેમનું પૂજન આરંભ્યું. અનેક મંગળ નામોથી મેં તેમનું સ્તવન કર્યું, અત્યંત પ્રેમથી પુલકિત થઈ વારંવાર તેમની મેં પ્રદક્ષિણા કરી, ને હર્ષઘેલો થઇ જવાને લીધે મોટેથી–"હે સચ્ચિદાનંદ પરમપ્રભુ પરમાત્મા પરબ્રહ્મ દીનદયાળ! હું હું આપનો–આપના દાસનો પણ–દાસ છું; મને અન્યથા શરણું નથી, કેવલ આપનાજ જગદોદ્ધારક ચરણારવિંદનો આશ્રય અને તેનુંજ મારે અનન્ય શરણું છે. માટે હે પ્રભુ, મને શરણે રાખો, શરણે રાખો!" એમ સ્તુતિ ઉચ્ચારતો દંડવન્નમસ્કાર કરી, જેવો તેમના સુકોમલ પાદકમલમાં પડવા જાઉં છું, તેવુંજ ધબ્બ સરીખું મારા હૃદય ઉપર એક મોટું આમ્રફળ (જેને વૃક્ષપરથી ઉતરતી વખત હું લેવા માટે ઇચ્છતો હતો તેજ ફળ–વૃક્ષપરથી પડતી વખત ડાળાંઓ સાથે મારૂં શરીર અફળાવાથી ત્યારનાં ડાળાં ખૂબ હાલી પરસ્પર ઘસાતાં હતાં તેને લીધે આપોઆપ ટૂટી) આવી પડયું! તેના જોરભેરના પ્રહારને લીધે એકાએક હું ચમકી ઊઠયો. મારી આંખ ઊઘડી ગઈ; અને મારા જ્ઞાનચક્ષુ (હૃદયચક્ષુ)એ ગોચર થતી સઘળી અદ્દ્ભુત અલૌકિક લીલા તત્કાળ અદૃશ્ય થઈ ગઈ!

તુરત હું તે વૃક્ષ તળેથી ઊઠયો, ને મને ઉપરથી પડવાનો કશો શ્રમ કે વ્યથા માલમ પડી નહિ, પણ ઉલટું જાણે મારા શરીરમાં અધિક બળ આવ્યું હોય તેમ લાગ્યું. હું તો હવે સત્સ્વરૂપાનંદમાં ખેલતો હસવા અને નૃત્ય કરવા લાગ્યો. પછી તે ધૂનમાં ને ધૂનમાં ફળની ઝોળી લઈ ભગવદ્દર્શન સંબંધી વિચાર કરતો, વનની અનુપમ શોભા નિરખતો ચાલ્યો. આવો જ્ઞાનોપદેશ મળવાથી મારૂં મન સૂર્યદર્શનથી વિકસિત કમલની પેઠે પ્રફુલ્લિત થવા માંડયું ને ઉંચે ચઢવા લાગ્યું. મને ઉપરાઉપરી અનેક સુવિચારો આવવા લાગ્યા, ને નવીન નવીન જ્ઞાન આપોઆપ થવા લાગ્યું. પણ ગમે તેટલું તોએ હું હજુ નવો, અને થતો જ્ઞાની હતો, તેથી એ વખતે હું સૃષ્ટિની અંદર ચાલતા કેટલાક ધર્મમાર્ગોને મારા મનમાં નિંદવા ને તિરસ્કારવા મંડયો. તેમાં પ્રથમ મને એમ લાગ્યું કે જગત્માં કેટલું બધું અંધેર છે! જે અનંત અને સર્વવ્યાપક દિવ્ય તેજસ્વરૂપ પરમાત્મા પરમ આનંદમય છે, તેને પાષાણમય ધાતુમય કિંવા મૃત્તિકા અને કાષ્ઠાદિમય પ્રતિમાઓરૂપે લોકો પૂજે છે! તે પ્રતિમાઓ કરી વળી તેની પ્રતિષ્ઠાઓ કરે છે, ને જેમ ભગવાન્‌ને પૂજીએ તેમ ભાવ કરી શૃંગાર નૈવેદ્યાદિ ઉપચારોથી તેને પૂજે છે. રેરે! તેઓ કેટલા બધા અજ્ઞાન છે? અનંત શક્તિમાન્ પ્રભુને પાષાણાદિની મૂર્ત્તિરૂપે કેમ મનાય? તેથી કેટલો બધો દોષ લાગે? પણ વિશાલ, એથી કંઈ હું મારા મનનો તેવોજ નિશ્ચય કરી બેઠો નહિ. મને પછી એમ શંકા થઈ કે-કોણ જાણે એમાંએ શો ચમત્કાર હશે? એમ હોવાનું કારણ શું? એને-એ પ્રચાર (મૂર્ત્તિ પૂજાદિ પ્રકારને) ને-પરંપરાથી શિષ્ટજનો પણ માન આપતા આવ્યા છે માટે તેમાં કંઈ કારણ હશે. આવા વિચારોમાં મગ્ન થતો હું તે દિવ્યપુરુષ આગળ આવી પહોંચ્યો. ફળની ઝોળી અર્પણ કરી દંડવત્પ્રણામ કરી બેઠો. પછી જેવો હું તેમના સન્મુખે બેઠો કે તુરત મને કંઈ પણ બોલ્યા પહેલાં તેમણે પોતાની દિવ્ય વાણીથી મને પાછો તૃપ્ત કરવા માંડયો:—

તે બોલ્યા, "મર્ત્યલોકના અલ્પ માનવી! સાંભળ એક વાત વિશેષ કહું છું તે. તારા મનમાં કંઈ કંઈ નવી નવી શંકા તો થતી હશેજ કે આ જગત્‌નો શો ખેલ? એ શંકા યોગ્ય છે: ને એ પ્રમાણે મનમાં આવવું (શંકા થવી) એ મુમુક્ષુનું લક્ષણ છે, પણ એથી હમણાંને હમણાં તું કશા

નિશ્ચયપર આવતો નહિ. નિશ્ચિત વાર્તા તને ઈશ્વરકૃપાથી આપોઆપ સમજાઈ જશે. જગત્‌માં મૂર્ત્તિપૂજાદિક અનેક કર્મકાંડની લીલા-ખટપટ ચાલે છે. એ ચાલતો (મૂર્તિપૂજાદિનો) પ્રચાર કેવળ અયોગ્ય કિંવા નિરર્થક નથી. તે સકારણ અને યોગ્ય છે. તેમાં સૂક્ષ્મદૃષ્ટિએ વિચાર કરવાનો છે. તેમાં મહાત્મા જનોનો અતિ ગૂઢ આશય છે. તે પ્રચાર મનુષ્યને કુમાર્ગે ચડાવનાર નથી, પણ સન્માર્ગ પ્રવર્તક અને પરમાત્મ સ્વરૂપદર્શનના મહાન્ સાધનની એક પેહેલી પાયરી છે. હે રાજતનય, તું જો કે રાજપુત્રો જે પ્રથમ બાલવયમાં ધનુર્વિદ્યાનો અભ્યાસ કરે છે, તેનો મૂળ હેતુ પ્રૌઢવયે રાજ્યરક્ષણ કરવા માટે શત્રુઓ સાથે યુદ્ધ કરવું પડે, ને તેમાં સ્વશરીરની રક્ષા કરી શત્રુનો વધ-પરાજય કરવો પડે તેમાં ઉપયોગ કરવાનોજ છે; પણ તે માટે ખરેખરો (ધનુર્વિદ્યા શીખતી વખતે) અભ્યાસ પાડયો હોય તોજ તે યુદ્ધ સમયે કામ લાગે છે; નહિતો ગમે તેવો બળવાન્ યોદ્ધો પણ શત્રુને હાથે નિશ્ચે માહાત થઈ જાય છે. અભ્યાસ પાડવા માટે કંઈ ખરેખરા શત્રુ રાજપુત્રો સામે હોતા નથી, પણ તેમના આયુધો (બાણો, ગદાઓ, ભાલા, ફરસીઓ વગેરે શસ્ત્રાસ્ત્રો)ના પ્રહાર સહન કરવાને તેમને પોતાની સામે અનેક જાતનાં નિશાનરૂપ શત્રુઓ કલ્પવા પડે છે. ને તેના ઉપર શસ્ત્રાસ્ત્રો યોજી ખૂબ અભ્યાસ કરવો પડે છે. એ કલ્પિત શત્રુઓ (નિશાનો) માત્ર તેમને પૂરેપૂરો અભ્યાસ પડી રહે ત્યાં સુધીજ કામનાં છે; ને અભ્યાસ (માહાવરો) પડી રહ્યા પછી તેમ કરવાની તેઓને જરૂર પડતી નથી. પછી તો તેઓ નિશ્ચિંતપણે ખરા શત્રુ સામા ઉભા રહે છે, ને અભ્યાસમાં જેવો શ્રમ કર્યો હોય તે પ્રમાણે જયાજય મેળવે છે. હે મનુ! તેથીજ પ્રથમ ભક્તિપંથે લાગેલા મુમુક્ષુને ભગવદ્‌સેવા કરવાનો (માનસિક સેવા કરવાનો) હેતુ સિદ્ધ કરવા માટે મૂર્ત્તિરૂપ ભગવંતને કલ્પીને તેનું ધ્યાન, સેવન ઇત્યાદિનો પૂર્ણ અભ્યાસ કરવો પડે છે. કેમકે એકાએકજ કંઈ તેના લક્ષમાં ભગવત્સ્વરૂપનું યથાર્થ ધ્યાન આવતું નથી. અભ્યાસ કરતાં કરતાં તે શ્રીહરિની મંગલમૂર્ત્તિ, આંખો મીચતાં પણ જાણે નજર આગળ રમતી દેખાતી હોય તેમ ધ્યાન કરવું સરળ થઈ જાય છે; અને પછી ધીરે ધીરે તે મૂર્ત્તિ યથાર્થ ધ્યાનમાં ઠસી એટલે પાષાણાદિ મૂર્ત્તિ સેવનની આવશ્યકતા રહેતી નથી. હવે એ જડ મૂર્ત્તિરૂપે ભગવંતને કેમ માનવા? એમ

જો શંકા થાય તો તેનું નિવારણ એજ છે કે सर्वंविष्णुमयंजगत्। આખું જગત્ ભગવાન્ વિષ્ણુમયજ છે. સર્વત્ર વિષ્ણુ વસી રહ્યા છે * માટે તે મૂર્ત્તિ પણ વિષ્ણુમયજ છે. વળી તેમ કરતાં પણ તેમાં વિશેષ્ય દૈવત્વ આવવા માટે વેદમંત્રવડે તેની પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવે છે, જેથી તે પ્રતિમા મૂળરૂપ થાય છે. એટલે તેને પૂજવાનો અભ્યાસ કરનારનો હેતુ સફળજ થાય એમાં શો સંદેહ ? હે રાજપુત્ર, એવા કારણરૂપ હેતુને સમજીને મૂર્ત્તિ સેવા કરનારનેજ ખરો અર્થ (ભગવત્સ્વરૂપ દર્શનનો) પ્રાપ્ત થાય છે–બીજાને નહિ.

બાળકને અક્ષરજ્ઞાન શિખવવા માટે કેવો યત્ન કરવો પડે છે, તેનોજ પ્રથમ તું વિચાર કર. તેઓને શિખવવાનો હેતુ ઘણો પ્રૌઢ અને આગળ ઉપર બહુજ ઉપયોગી થઈ પડવાનો હોય છે. સંપૂર્ણ અક્ષરજ્ઞાન થયા પછી નાના પ્રકારના ઉત્તમ લેખો લખી તેમજ વાંચી શકાય છે; અનેક પ્રકારના ગ્રંથો-શાસ્ત્રો, પુરાણો, સ્મૃતિયો, વેદ ઈત્યાદિ વાંચીને સમજી શકાય છે; ને વ્યવહારાદિકમાં પણ તે સઘળે ઉપયોગમાં આવી શકે છે. પણ એ અક્ષરોનું યથાર્થ જ્ઞાન થયા પહેલાંજ (બાળકની આગળ) મોટ-મોટા ગ્રંથો મૂકયા હોય તો શો ઉપયોગ કરશે ? તે વખતે તેનાથી એક અક્ષર પણ તેમાંનો વંચાઈ શકવાનો નથી. તેથી તેનો પ્રથમ અ-ભ્યાસ પાડવો જોઇએ અને પછી તે આપોઆપ વંચાઈ શકાશે. એ અભ્યાસનું અક્ષરં જ્ઞાન શીખવાને બાળકને પ્રથમ અક્ષરોના આ-કારના મોટા ખરડા કરી આપવા પડે છે, ને તે અક્ષરો પોતાની મેળે (કોઈની પણ સહાયતા વગર, અર્થાત્ સામેના અક્ષરો જોયા વગરજ) લખાઈ શકાય ત્યાં સૂધી તે ખરડો તેને ઘૂંટવો પડે છે. કિત્તા ઘૂંટતાં ઘૂંટતાં હાથ વળી રહ્યો એટલે પછી આપોઆપ તે કિત્તાના ખરડાને છોડી દેવાશે, ને અક્ષરો લખવાનું, અગર બીજે હરેક સ્થળે લખેલા હશે તે વાંચવાનું મન થશે, ને તે વંચાશે. માટે હે યજ્ઞભૂ, તું નિશ્ચયપૂર્વક સમજ કે ભગવત્સેવાનો અભ્યાસ કરવાને માટેજ મૂર્ત્તિપૂજા છે, ને તેમ અભ્યાસાર્થે કરેલું સેવન પૂજન પણ પ્રભુ (ભક્તિભાવપૂર્વક કર્યું હોય છે તો) ખરૂં માની લે છે. તેથી તેને ખોટું, નિરર્થક, દોષવાળું, અને કુમાર્ગે ચઢાવનારૂં કહેનારાઓ કેવળ પ્રમાદી, અવિચારી, મૂર્ખ, અને મિથ્યા બકવાદ કરનારાજ જાણવા.

---

* વિષ્ણુ શબ્દનો મૂળ અર્થજ સર્વત્ર વાસ કરનાર એવો છે.

આ પ્રમાણે ઉપદેશ દઈ તે મહાત્મા, તેજ વૃક્ષ સમિપથી ક્યાંઈ અદૃશ્ય થઈ ગયા તે મારા જોવામાં આવ્યા નહીં. પછી હું પાસેની વૃક્ષ ઘટામાં, આ મહાત્મા તે કોણ? હું કોણ? હું ક્યાંથી અત્રે આવ્યો છું, તેનો વિચાર કરતો એક ક્ષણમાં, સકારણજ જાણે નિદ્રાવશ થઈ ગયો.

## ટિપ્પણિ.

આ સંબંધે કેટલુંક વિશેષ કહેવાનું છે, ને તે બાબત પૂર્ણ રીતે વિચાર થવો અવશ્યનો છે. મૂર્ત્તિપૂજાના સંબંધમાં ઘણે પ્રસંગે, ઘણે સ્થળે મારે વાદવિવાદ થયો છે, ને તે બાબત "ગૂજરાતી" વર્તમાન પત્રમાં ઘણી ચર્ચાઈ છે મને મારા પોતાના કેટલાક ખાસ વિચાર આ પ્રસંગમાં છે, ને તે આ પ્રસંગે ટાંકી રાખું છું—પછી લોકો તે માન્ય કરો કે નહીં, તેની મને યત્કિંચિત્ પણ દરકાર નથી. આ તો નિઃશંકવાર્તા છે કે મૂર્ત્તિપૂજન એ મોક્ષનું મુખ્ય સાધન નથી, પરંતુ ગૌણ સાધન છે; તેથી જ્યાં સૂધી જ્ઞાનનો અધિકારી જન થાય નહીં ત્યાં સુધી મૂર્ત્તિ સેવન અવશ્યનું છે. આજકાલના પાશ્ચાત પ્રજાના વિચારપર મોહ પામેલા, નિરંકુશિત બકવાદ કરનારાઓ, ધર્મસાધનમાં તિલમાત્ર પણ સમજ્યા વગર યદ્દવાતદ્દવા બક્યા જાય છે; પણ મૂર્ત્તિપૂજા શા માટે છે, ને પોતે કેઈ ગતિમાં છે તે સંબંધે તો ઠણુઠણપાળ ને મદનગોપાળ જેવું છે. જરા પણ સમજ્યા વગરજ મૂર્ત્તિપૂજાને નિંદવામાં આવે છે. મુમુક્ષુને માટે નિયમ નીતિ તો આ છે: મૂર્ત્તિપૂજા-સાધક ભક્તિ, તે પછી જ્ઞાન, તે પછી પૂર્ણજ્ઞાનમય દિવ્ય પૂજાવાળી શ્રેષ્ઠ સિદ્ધ ભક્તિજ-શેષ રહે છે, ને ત્યારેજ આનંદ સુખ ભોગવી શકાય છે. પણ એવું કેટલા થોડા જાણે છે? સમજે છે? વિચારે છે? મનન કરે છે?

હવે મૂર્ત્તિપૂજા સંબંધે: શ્રીમચ્છંકરાચાર્ય પ્રભૃતિના વચન પ્રમાણે કહું તો (गतानुगतिकोलोकः) લોકો માત્ર દેખાદેખી કરનારાજ છે. એક પછવાડે એક ગાડરીઆ પ્રવાહપેરે લોકો ચાલે છે. એક જનના મનમાં કોઈ જાતનો ફાંટો આવવાથી વાત એમ બહાર જાહેર કીધી કે, "મૂર્ત્તિપૂજા ખોટી છે, મૂર્ત્તિપૂજા કરવી એ કેવળ મૂર્ખતા છે, એ ઢિંગલાં રમાડવા જેવું છે, એમાં કશો પરમાર્થ (ઇશ્વરપ્રાપ્તિ સંબંધી અર્થ-ખરો અર્થ, મોટા-મોટામાં મોટો અર્થ) નથી, માટે કોઈએ મૂર્ત્તિપૂ-

જા કરવી નહિ." આ વાર્તા જ્ઞાનિ પુરૂષના હૃદયમાં તો કદાપિ પણ ઠસતી નથી, પણ ઓછી મતિના અને ઉગતા-હયાતીમાં આવતા મનુષ્યો તેને ઉપાડી લે છે; અને તે પ્રમાણે લાંબો વિચાર કર્યા વગર પોતે પણ બકવાદ કરવા મંડી જાય છે. એકે કહ્યું એટલે બીજાએ, ને બીજાનું જોઇને ત્રીજાએ, ચોથાએ એમ અંધપરંપરા ચાલી જાય છે. સન્માર્ગે પ્રવૃત્ત કરવા માટે ઘણોક શ્રમ કર્યા ઉપરાંત તેજ પ્રમાણે તેમાં સમયનો પણ ભોગ આપવો પડે છે ત્યારે તે હેતુ સફળ થાય છે; પણ નબળી ચાલચલણ, જેવી કે એકાદું વ્યસન, નીચ વસ્તુનો ઉપયોગ વગેરેને માટે જનમંડળમાં કોઇને યત્ન કરવો પડતો નથી. તે તો આપોઆપ થોડી મુદતમાં જોઈએ તેટલો વિસ્તાર પામે છે તેમજ મૂર્ત્તિપૂજા સંબંધે સમજવું. યથેચ્છ નિરંકુશિતપણે વર્તનારા ઘણાકો આ વાત, ગમે તેમ પણ-સમજ્યા વગરજ જણાવે છે કે ધર્મશાસ્ત્રમાં મૂર્ત્તિપૂજા નથી. સામ્પ્રત કાળના આ બોલનારાઓને (તેઓને વિદ્વાન કહેવા માટે મને કંઈ કારણ નથી-તેઓના વિચાર એક સામાન્ય મનુષ્ય તરીકે પણ કોઇ માન્ય કરે તેમ નથી; તેઓમાં જ્ઞાનનું ભંડોળ ઘણું થોડું છે; ને દિગ્વિજય કરવાની શકિત તો ત્રણ લોકમાં, ત્રણ કરોડ વાર જઈ આવે તો પણ આવનારી નથી, તો પછી તેઓને વિદ્વાન કેહેવાય કેમ?) જ્ઞાનિ પુરૂષો હસે છે, કેમકે તેઓના પોતામાં મૂર્ત્તિ, ધર્મ જ્ઞાન, ભકિત, જીવ, શીવાય કૈવલ્ય વગેરેના સંબાધનું યત્કિંચિત્ પણ જ્ઞાન નથી, તો પછી એવા શુષ્કજ્ઞાનિ-અર્ધ દગ્ધ બળ્યાં ઓગણાં જેવાના વચનને શું મહત્વ આપવું? આકર કે પ્રકરણ, કોઈ પણ પ્રકારના જ્ઞાનના દ્વારના માર્ગપર પગ મૂકવાની જેઓમાં હજી તાકાત આવી નથી, રે! તે માર્ગ કયાં છે તેનું સ્વપ્નામાં પણ જ્ઞાન થયું નથી, તેવાઓ આચાર્ય પદ ધારણ કરી બેઠા છે! આ તે યુગની બલિહારી છે! જ્યારે એક નાશવંત અલ્પ પ્રાણી, જેને દેહાદિક સર્વે સુખ દુઃખ સહન કરવા પડે છે, જન્મ, જરા ને મૃત્યુને વશ પડેલો છે, તેવા અલ્પજ્ઞ પ્રાણીના સ્મર્ણાર્થે બાવલા ને મૂર્ત્તિઓ ને છબીઓ રાખવામાં આવે છે, તેની સ્તુતિ પ્રસન્નાર્થે તેના સમીપ રહી કરવામાં આવે છે, તો બ્રહ્માંડના સ્વામિને, આ અલ્પ પ્રાણી જે તેની સમીપ જવાની ગતિ ધરાવતો નથી, તો પ્રારંભમાં, તેને ભજવા-યજવા-પૂજવા મૂર્ત્તિપૂજાદિક ભક્તિભાવનાથી પ્રાણી વર્તે તો બુદ્ધિ શું તેને ખોટું કહેશે?

ઈચ્છિત સ્વરૂપ ધારણ કરનાર પરમાત્મા, કે જે નિત્યમુક્ત, સ્વતંત્ર, આ તો શું પણ આવાં આવાં અનંત કોટિ બ્રહ્માંડોના નાયક, સર્વજ્ઞ, સર્વશકિતમાન્, સર્વવ્યાપી, સર્વાંતર્યામી, સર્વેશ્વર, સર્વદેશી, સર્વના નિયંતા અને ઉત્પન્ન કર્તાજ છે, તેમના ગુણોનું, તેમની અવિનાશી કીર્તિનું, ને તેમનાં સ્વરૂપોનું સ્મરણ મનુષ્ય પ્રાણીના અંતઃકરણમાં વારંવાર થવું જોઈતું નથી શું ? તેમણે પોતાના ભકતોને (અર્થાત્ સર્વ દૈવી સ્વભાવવાળી સત્વપ્રકૃતિની પ્રજાને) થતાં દુઃખો નિવારણ કરવા માટે વારંવાર (યુગે યુગે વા પ્રસંગે પ્રસંગે), જૂદે જૂદે રૂપે, આ ભૂર્લોકમાં મનુષ્યરૂપે અવતાર ધારણ કરી ક્ષુલ્લક જીવોને પોતાના દર્શનનો અપ્રતિમ લાભ આપેલો છે, ને અનંત કાળ સૂધી ચાલે તેવા નીતિના અને ધર્મના દૃષ્ટાંતો દૃઢ બેસાડેલા છે, તે સ્વરૂપની મૂર્ત્તિ કે પ્રતિમા કરવી-કલ્પવી ને તે શું મનુષ્યને પૂજવા યોગ્ય નથી ? એથી શું પાપ થાય છે ? પાપ તે શું ? જે મૂર્ત્તિ પરમાત્માની કલ્પી છે, તેને જો શુદ્ધ સાત્વિકવૃત્તિએ, એકનિષ્ઠાથી ઉપાસે તો શું તે સર્વાંતર્યામિ મનોભિપ્રાય જાણશે નહીં ? બાહ્યાંતરની ઉપાધિથી પ્રાણી લદબદ થયેલો છે, તેની મનોવૃત્તિ અતિ ચંચલ છે, તો સ્થિર ચિત્તવૃતિ કરવા, પ્રારંભમાંજ ભક્તિભાવના ઉત્પન્ન કરવા, શું મૂર્ત્તિ પૂજા મિથ્યા છે ? કેમ કેહેવાય ? તે પરમાત્માની કીર્તિનાં જેમાં યથાર્થ વર્ણનો છે, તેવા વેદ ગ્રંથો, જે મનુષ્ય માત્રને અત્યંત પૂજ્ય છે તેમાંની મંત્રવિધિયે આવાહન કરેલું છે, એટલે પછી સર્વાંતર્યામિ પરમાત્માની મૂર્ત્તિ, જડ છતાં, ભાવ સહિત પૂજન કરનારની પૂજાનો અંગીકાર કરવાને સમર્થ છેજ. પ્રભુ તેમાં ચૈતન્યરૂપે નિવાસ કરે છે તો મૂર્ત્તિપૂજનની અવગણના કરનારાઓ કેટલી બધી ભૂલ કરે છે ? એવી શંકા કરે કે, "શું પરમાત્માને એવે સ્વરૂપે (કાષ્ટ પાષાણાદિની મૂર્ત્તિરૂપે) કાં માનવા ?" જાણ કે પરમાત્મા ઈચ્છિતરૂપ ધારણ કરી શકનાર છે; જાણ કે તે સર્વવ્યાપિ છે; જાણ કે પોતાનો પ્રેમીભક્ત જેવા રૂપે તેને ભજે છે, તેવા રૂપે તે તેને પ્રસન્ન થાય છે; જાણ કે તે સમર્થ છે, તે ઘટઘટ વ્યાપિ છે, સર્વ સમજે છે, તે નિરાકાર ને સાકાર, દેહી ને વિદેહી છે, તે બાળ, તરુણ ને વૃદ્ધ છે, તે તું ધારે છે તેવોજ છે-પણ તારી વૃતિ શુદ્ધ, સાત્વિક મળરહિત-નિષ્પાપ જોઈએ. મૂર્ત્તિ પૂજા નિંદકોએ જાણવું જોઈએ કે પરમાત્મા ઈચ્છિતરૂપ ધરવા સમર્થ છે, ને ભક્તિના

પ્રેમપાશમાં બંધાવાથી તેવાં સ્વરૂપ (ભકત જેવાં રૂપે ભ-જતાં હોય તેવાં) તે ધારણ પણ કરે છે. ઇતિહાસ દૃષ્ટાંત પ્રસિદ્ધ છે. તે સ્વલ્પ શકિતમાન્ કે સ્વલ્પ મતિમાન્ નથી, પણ તેની શકિત, મતિ અને ગતિ પરમઅદ્‌ભુત, અપાર અને ગહન છે. તે મૂર્ત્તિમાન્ કેમ નથી? તું બોલે છે તેજ કેમ સત્ય હોય? તું ભૂલે છે, ભ્રમ ભુલાવે છે, રગડામાં લપટાય છે, ને તેથી અહંપદને પામીને મિથ્યા ભાર હોરે છે. તે મૂર્ત્તિમાન્ છે, ગતિમાન્ છે, બુદ્ધિમાન્ છે, સર્વ છે, તે નથી નથી, તો પણ છે, ને તે ગમે તે રૂપે છે. એક રૂપે પણ છે ને અનેક રૂપે પણ છે.

---

## દ્વિતીયબિંદુ–"તું તારો ગુરૂ થઈ બેસ."

મહાત્મા યજ્ઞભૂએ વિશાળકેતુને પોતાની બીજા દિવસની વિતક વાર્તા આ પ્રમાણે કેહેવા માંડીઃ–

ભો આર્ય! સૂણ તું કહું છું તે. હિમાલયની શિખરીપર–પાછળથી મને જણાયું કે હું તેજ સ્થળે હતો–, મને નાના પ્રકારની શંકા, ઉ-પશંકા ને તે મહાત્માના વાકયોનું મનન કરતાં કંઈક નિદ્રા આવી ન આ-વી એટલામાં તે રાત્ર વિતિ ગઈ. પ્રાતઃકાળે વેહેલો ઉઠી ત્વરાથી પૂર્વોક્ત સરોવરપર જઇ શૌચ સ્નાનાદિ કરી, સંધ્યાવંદનાદિ નિત્ય કર્મ કર્યું, ને પાછો ગુફા તરફ વળ્યો. માર્ગમાં આવતાં અનેક સુવૃક્ષોનાં સૌ-ગંધિક પુષ્પો, જે પ્રાતઃકાળના મધુર પવનથી આપોઆપ જમીનપર ખરી પડેલાં હતાં, તે એકઠાં કરી મેં એક સુંદર માળા ગુંથી, ને માર્ગમાંનાં ઉત્તમ ફલિત તરુઓપરથી સ્વાદિષ્ઠ ફળો ઉતારી, ઝોળીમાં ભરી આશ્રમ આગળ જઈ પહોંચ્યો. ગુરુ–રે મહાત્મા! સદ્‌ગુરુરાય નિજસ્થાનકે વિરાજેલાજ હતા. તે જાણે મારા આગમનની માર્ગ પ્રતિક્ષાજ કરતા હોય તેવા દેખાતા હતા. હું ગયો, ને તેમના જગોદ્ધારક ચરણારવિંદમાં દંડવન્નમસ્કાર કરી, પેલી પુષ્પમાળા તથા ફળો તેમના આગળ મૂકયાં. પુષ્પમાળા તેમણે તુરત હાથમાં લઈ, બહુ પ્રેમ સાથે પોતાના મસ્તકપર આવેલા જટામુકુટપર વીંટી દીધી, ને વનફળની ઝોળી પણ લઈ બાજૂપર મૂકી. પછી હું કંઈ પૂછવાની ઈચ્છા કરતો હતો એટલામાં તો તે પોતેજ પરમ ગંભીર ગિરાથી મને આનંદ પમાડતા બોલ્યા.

મર્ત્ય લોકના માનવી! મારાં વાક્યોનું તું જે મનન કરે છે, ને અંતઃકરણમાં યથાર્થ ઠસાવે છે, તેથી મને લાગે છે કે તું નિશ્ચે હવે પાત્ર થઈ ચૂક્યો છે, અને આ સર્વોત્તમ બ્રહ્મજ્ઞાન જેવી દુર્લભ વસ્તુ, કે જેને પામવાને મહાન્ યોગીજનો પણ નિરંતર અથાક શ્રમ ક સ્માજ કરે છે, છતાં ઈશ્વરેચ્છાએજ તેમને તે પ્રાપ્ત થાય છે (હઠથી કિંવા પુરુષાર્થથી નહિ) તે બ્રાહ્મજ્ઞાન પાત્ર વિના કેમ અપાય? આર્ય! પાત્ર વિના કોઈ પણ વસ્તુ ટકી–રહી શકતી નથી. અને પાત્ર પણ તે તે વસ્તુને યોગ્ય હોય તોજ તેમાં વસ્તુ મૂકાય છે. અયોગ્ય હોય તો પાત્ર તે અપાત્રજ છે. પાત્ર વગર વસ્તુ રહી શકતી નથી એટલુંજ નહિ, પણ કદાચ મારી મચરડીને તે મૂકી તો તે પાત્રનો અને પોતાનો પણ સાથે સાથે નાશ કરે છે. સિંહણનું દૂધ બહુ બળવાન્ અને ઉત્તમ છે, છતાં તેને તેના પોતાના બાળક વગર બીજું કોઈ જીરવી શકશે નહિં. કદાચ તે દૂધને કોઈ ધાતુના વાસણમાં રાખવામાં આવે તો તુરત તે વાસણને ફાડી દૂધ બહાર નિકળી જશે. અર્થાત્ તે ઢળી જશે, ને વાસણને નકામું કરશે. પણ જો તેને તેના યોગ્યપાત્ર–સુવર્ણ ધાતુના વાસણમાં મૂકવામાં આવશે. તો જ્યાં સુધી રાખવા ચાહીએ ત્યાં સુધી રહેશે, ને બગડશે કે ઢળી જશે નહિ. તેવીજ રીતે જગત્માંની સઘળી વસ્તુઓ તેમના યોગ્ય પાત્ર હોય તોજ તેમાં રહે છે. તો પછી આ પરમ દુષ્પ્રાપ તત્વજ્ઞાન–પરમાત્માના તત્વજ્ઞાન જેવી વસ્તુ, કેમ પાત્ર વગર રહી શકે? બીજી સર્વ વસ્તુઓને જેમ ધાતુનાં, મૃતિકાનાં, કાષ્ટનાં ઈત્યાદિ પાત્રો હોય છે, તેમ એ જ્ઞાનરૂપ વસ્તુને માટે પરમજિજ્ઞાસુ મુમુક્ષુનાં નિર્મળ–નિષ્પાપ અંતઃકરણરૂપ યોગ્ય પાત્ર છે, ને તેમાંજ તે સારી રીતે રહી શકે છે. તેના ભોક્તાને (એ જ્ઞાનના યથાર્થ જાણનારને) તે મહા અવિનાશી સુખનો અનુભવ કરાવે છે. તેવા નિર્મળ અંતઃકરણરૂપ યોગ્ય પાત્ર વગર–અર્થાત્ અજ્ઞાન પુરુષના મલીનાંતઃકરણરૂપ અયોગ્યપાત્રમાં તેને (બ્રહ્મજ્ઞાનરૂપ સર્વોત્કૃષ્ટ વસ્તુને) મૂકવામાં આવે તો તેથી લાભ થવાને બદલે અને તેનો સદુપયોગ થવાને બદલે ઉલટો મોટો અનર્થ થાય છે, ને પાત્ર થવા માટે **મનુષ્યે પોતાનેજ જાણવો જોઈયે.** તે સંબંધે હું તને એક ઈતિહાસ સંભળાવું છું:–

**કોઈ એક નગરમાં વૃદ્ધિચંદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. પિતા પાસેથી યુવરાજપદ મળ્યા પછી પોતાના ચાતુર્ય અને સૈનિ-**

કબળથી તેણે રાજ્યાદિસમૃદ્ધિમાં ઘણોક વધારો કીધો. તે રાજાને સઘળી જાતનું સુખ હતું-અર્થાત્ મંત્રિયો, પ્રધાનો અને બીજા સર્વ કાર્યભારીઓ વિશ્વાસુ, સત્યવાદી અને તેનું હિત ઈચ્છનારા હતા; સેનાધિપતિયો, મહારથીઓ, રથીઓ, અને બીજા સર્વ સૈનિકો ઉત્સાહવાળા, સ્વામિનું રૂડું કરવું અને તેને અર્થે પોતાના પ્રાણનું પણ સમર્પણ કરવું એજ પોતાનો ખરો ધર્મ છે એમ સમજનારા, ને તેની આજ્ઞા પ્રમાણેજ વર્તનારા હતા. તેને ત્યાં હાથી, ઘોડા, રથ, ઇત્યાદિ સર્વ પ્રકારનાં વાહનો, સોનું રૂપું, હીરા રત્ન ઈત્યાદિ દ્રવ્યના તેમજ સર્વ પ્રકારનાં ધાન્યના ભંડારો, નિરંતર ભરપૂર્ણ રહેતા હતા તેના રાજ્યની સઘળી પ્રજા-બ્રાહ્મણાદિ શ્રેષ્ઠ વર્ણથી માંડીને અંત્યજ સૂધી-સૌ સુખી, પરસ્પર મત્સર રહિત, ને ધનધાન્યાદિથી પરિપૂર્ણ તથા એકનિષ્ટરાજભક્ત હતી. રાજાના મિત્રો (રાજ્યની સીમાપર આવેલાં રાજ્યોના માંડળીક રાજાઓ) તેનાપર દ્વેષ રહિત હતા. શત્રુ-ઓને વારંવાર પીડિત કીધાથી, તેમજ દંડ દીધાથી, સદા નમ્રતા ધરનારા હતા. રાજાના કુટુંબમાં પણ કોઈ જાતનો કલેશ કે દ્વેષ નહોતો. રાજા પોતે પણ શરીરે દૃઢ અને નિરોગી હતો. તેની રાણી પણ પતિ એજ પોતાનું દૈવત માનનારી સુશીલા, સૌંદર્યવતી અને ભાગ્યશાલિની હતી. આવી રીતે વૃદ્ધિચંદ્રે પોતાના સમગ્ર સુખમાંનું કેટલુંક ભાગ્યબળે અને કેટલુંક પુરુષાર્થબળે સંપાદન કીધેલુ હતું. એ સઘળા સુખનો ભોગી છતાં તેની એક ઈચ્છા દૈવે પૂરી કી-ધેલી નહોતી. આ સંસાર, કે જે કેવળ દુ:ખનુંજ મૂળ છે તેમાં સઘળી જાતનાં તે સુખ ક્યાંથીજ હોય? તેમાં યત્કિંચિત્ સુખ કદાચ પ્રાપ્ત થાય છે, તો તે પણ નાશવંતજ હોય છે. તેટલા માટે શિષ્ટ પુરુષોએ તેને "અસાર સંસાર" એવું ઉપનામ આપેલું છે. આ વાત જો કે ઘણું કરીને સર્વ મનુષ્યો સમજે છે, અને પરસ્પર કહે છે પણ ખરા કે-"ભાઈ, આ સંસારમાં શું છે? કેવળ ધુમાડાના બાચકા ભરવા જેવી સંસાર સુખની ઈચ્છા છે. એમાં કંઈ નથી, એ નાશ-વંત છે," વગેરે, પણ તેમાંના કોઈપણ એ વાતને અંત:કરણમાં ઠસાવતા નથી. માત્ર મોંઢેથીજ એટલું કહીને બેસી રહે છે. તે પ્રમાણે આ વૃદ્ધિચંદ્ર પણ આટલાં બધાં સુખ એકેવખતે પોતાને પ્રાપ્ત થયલાં છતાં, તેમાં અસંતોષ માની પોતાની અપૂર્ણ ઈચ્છાને પૂર્ણ થવાની આશામાં ને તેના યત્નમાંજ નિરંતર સંતપ્ત રહેતો

હતો. જેને સુખ પ્રાપ્ત થયું હોય છતાં તે ભોગવવાપર પોતાનું મન નથી, તો તે સુખ શા કામનું? તે સુખ છતાં દુઃખજ છે. પોતાનું મન માને તે સુખ અને તે માને તેજ દુઃખ. આ રાજાને સઘળાં સુખ નિરર્થક હોવાનું કારણ માત્ર એટલુંજ હતું કે પોતાને એકે પુત્ર નહોતો! લૌકિકમાં વંધ્યપણું એ ઘણું નિંદ્ય છે. અને વળી પુત્રની અભિલાષા ધરાવનાર સ્ત્રી પુરુષોને તો તે બહુ સંતાપકારક થઈ પડે છે. તેથી પોતાની સ્ત્રી બુદ્ધિમતી સહિત વૃદ્ધિચંદ્ર બહુ ખિન્ન અંતઃકરણનો રહેતો હતો. તેને વારંવાર પુત્રની ઝંખના થતી હતી. ઘણાક દિવસ સુધી આજે સંતાન થાય, કાલે થાય, એમ આશામાંજ ડોલતા રહી, છેવટે તેણે તેની પ્રાપ્તિના ઉપાયો કરવા માંડયા. ઘણાક વૈદ્યો, જ્યોતિષીઓ, મંત્રશાસ્ત્રીઓ, સિદ્ધો, મહાત્માઓ ઈત્યાદિની સેવા તેણે કરવા માંડી, ને પુત્ર પ્રાપ્તિ અર્થે તેઓની પાસેથી ઉપાયો પૂછવા માંડ્યા. વૈદ્યોએ નિદાનાદિનો નિર્ણય કરીને તેને જણાવ્યું કે, "તમારા કિંવા તમારી સ્ત્રીના શરીરમાં કોઇ જાતનો દોષ (અંગદોષ-વ્યાધિ) જણાતો નહિ હોવાને લીધે તમારી સ્ત્રીને ગર્ભ ધારણ થઈ જરૂર સંતતિ થવીજ જોઈએ એમ લાગે છે, છતાં થતી નથી તેથી એવું ધારવામાં આવે છે કે તેને કંઈ દિવ્ય દોષ નડતો હશે." જ્યોષિયો તરફથી જણાવવામાં આવ્યું કે, "રાજન્, તમારા સંતાનભુવનને વિષે ઉચ્ચ ગ્રહ પડેલો છે, તેથી તમને નિશ્ચે એક પુત્ર-મહા પ્રતાપી પુત્ર થવો જોઈએ, પરંતુ કેટલાક (શનિ, રાહુ આદિ) ગ્રહોની ગતિ તમારી રાશિ પ્રત્યે ઘણી વિરૂદ્ધ અને કઠિણ હોવાથી તમારા પુત્ર યોગને તેઓએ નિષ્ફળ કરી મૂકેલો છે, માટે તેનું નિવારણ થવું જોઈએ." સામુદ્રિક જોનારાઓ, કર્મવિપાકીઓ, ઈત્યાદિઓએ નિર્ણય કીધો કે, "મહારાજ, પૂર્વજન્મના અમુક પ્રાયશ્ચિત્તને લીધે તમને સંતતિ પ્રાપ્ત થતી નથી, તો તેનું વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ." સિદ્ધોએ અમુક ચમત્કારિક ઔષધ (બુટ્ટી) થી, મંત્રશાસ્ત્રીઓએ અમુક અનુષ્ઠાનદ્વારા અને તાંત્રિકોએ અમુક તંત્ર (ધંતરમંતર)થી રાજાને પુત્ર થવાના ઉપાયો બતાવ્યા. તેમ મહાત્મા સંત પુરુષો સાથે સમાગમ થવાથી તેમણે તેવાજ માર્ગપર તેને ઉતાર્યો. અર્થાત્ જણાવ્યું કે, "હે રાજન્, તું શા માટે બીજા મિથ્યા યત્ન કરે છે, ને શા માટે વધારે વધારે પ્રપંચોમાં ફસાતો જાય છે? આ સંસાર કેવળ દુઃખરૂપ અને મિથ્યા છે. એમાં એક

પરમાત્માનું સ્મરણજ સાચું છે. એમાં અવતરનારને પોતાની પાછળ લાગેલાં પ્રારબ્ધોને લીધેજ નાના પ્રકારનાં સુખ અને દુઃખ ભોગવવાં પડે છે. પ્રારબ્ધો પછવાડે લાગેલાં હોય છે છતાં તે સમયમાં પણ ચતુરાઈથી ને શ્રીહરિની સહાયતાથી જે પુરુષ કંઈ પુરુષાર્થ (પરમાત્માની પ્રાપ્તિ કરવા સંબંધે) કરે છે, તેને કોઇ કાળે પણ આ પ્રારબ્ધજન્ય ભવબંધનમાંથી છૂટવાનો આરો આવે છે. બાકી તો સઘળું પ્રારબ્ધ પ્રમાણે થયાજ કરે છે. નિર્ધનતા, દ્રવ્ય પ્રાપ્તિ, વંધ્યપણું, પુત્ર પ્રાપ્તિ, સુખ. દુઃખ ઈત્યાદિ સઘળું પ્રારબ્ધથીજ છે. માટે અન્ય પ્રકારે પ્રારબ્ધને મટાડવા યત્ન કરવો એ કેવળ મિથ્યાજ છે. પ્રારબ્ધમાં હશે તે તો થયાજ કરવાનું. તો પછી શાને માટે પુત્ર પુત્ર કરીને બીજાં પ્રાપ્ત થયલાં સુખ પણ દુઃખ સમાન માને છે? પુત્ર કોના અને આ સૌ કોનું? પુત્ર હોય તોપણ તે સુખનું કારણ નથી. અંતે તેમાં દુઃખજ છે. માટે એ આશા છોડી દઇ તું ભગવત્પ્રાપ્તિનો યત્ન કર. જેથી તને અખંડ સુખપ્રાપ્તિ થશે." આટલું છતાં પણ રાજાની પુત્રાભિલાષા કંઈ ઓછી થઈ નહિં. તેથી મહાત્માઓએ વિચાર કરીને તેને ફરી જણાવ્યું કે, "જગત્‌માં પુણ્યથી સર્વ વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે. પુણ્યથી ઐહિક (આ સંસારનાં) સુખ અને સ્વર્ગનાં પારલૌકિક સુખ પણ પ્રાપ્ત થાય છે. પુણ્યથી પરમાત્મા પણ પ્રસન્ન થાય છે. તેથી સઘળી કામના સિદ્ધ થવા અર્થે પુણ્ય જેવું બીજું સાધન નથી. ભગવત્પ્રાપ્તિ પણ પુણ્ય કરનારને સુલભ છે, કેમકે પુણ્યથી અંતઃકરણ નિર્મળ થાય છે, તેના યોગે સદ્‌ગુરુ-મહાત્મા સંતપુરુષોનો સમાગમ થાય છે, તેમના વચનોપર વિશ્વાસ બેસે છે, ને તેમના ઉપદેશથી છેવટે ભગવત્પ્રાપ્તિ પણ થાય છે. માટે તું સઘળું મૂકી યથાશક્તિ ધર્માચરણયુક્ત પુણ્ય કર."

આ માર્ગ રાજાને ઠીક લાગવાથી તેણે હવે જેમ બને તેમ પુણ્યદાન કરવા માંડ્યાં. નિર્જળ ગામોમાં નવાણ, વાવ, કૂવા ઈત્યાદિ જળાશયો બંધાવ્યાં; અશક્ત, નિરાધાર, અપંગ એવાં મનુષ્યો તથા જનાવરો માટે શરીર પોષણના અન્નજળાદિ પદાર્થોનાં સદાવ્રત બાંધ્યાં; નિરુદ્યમી સ્ત્રી પુરુષોને ઉદ્યમે વળગાડી તેમનાં દારિદ્ર દૂર કીધાં; ઊગતાં બાળક તથા બાળકીઓને સદ્‌વિદ્યાનું જ્ઞાન આપવા માટે સ્થળે સ્થળે અને ગામે ગામે મોટી મોટી વિદ્યાશાળાઓ

સ્થાપન કરી; જીર્ણ થયલાં દેવસ્થાનો, ધર્મશાળાઓ ઈત્યાદિનો જીર્ણોદ્ધાર કર્યો; ઉપરાંત બીજે યોગ્ય સ્થળે તેવી ધર્મશાળાઓ બંધાવી, વારંવાર મોટા મોટા યજ્ઞ, હોમ વગેરે સત્કર્મો કરી દેવતાઓને સંતોષવા માંડ્યા. તેનું નામ સાંભળી દેશાંતરોથી આવતા અનેક પંડિતો, વિદ્વાનો વગેરેને મોટો આશ્રય આપવા માંડયો, ને એ પ્રમાણે પોતાના રાજ્યની ઉપજનો ઘણો મોટો ભાગ તેણે વારંવાર એવાં પુણ્યનાં કામોમાંજ વાપરવા માંડયો. આટલું છતાં પણ રાજાનું અંતઃકરણ કંઈ સ્થિર થયું નહીં. હજુ પણ તે પુત્રપ્રાપ્તિને માટે બહુ બહુ ફાંફાં મારતો રહ્યો. આ પ્રમાણે એક ઇંદ્રિના જ્ઞાનવાળા પ્રાણીની પેઠે, એકજ ઈચ્છામાં નિમગ્ન થયલા પુરુષને હરકોઈ આડે રસ્તે ઉતારનારા પાખંડીઓ મળે છે ને તે વખતે બહુ ફાવી જાય છે.

વૃદ્ધિચંદ્રને પણ એમજ બન્યું. તેને પુત્રપ્રાપ્તિને માટે એકનિષ્ઠાથી પ્રયત્ન કરતો સાંભળી એક વેષધારી તેના નગરમાં આવ્યો. તે શરીરે બહુ ઉંચો તેમજ લઠ્ઠપઠ્ઠ ને ભવ્ય આકૃતિવાળો હોવાથી, અને શરીરપર વિભૂતિ, કપાળમાં તથા બીજાં અંગોપર સિંદૂરના ચાંદલા, અને કાજળની બિંદીઓ કરવાથી તેનો દેખાવ જોનારને એકાએક ચકિત કરનારો લાગતો હતો. તે હાથના ચાળા અને બોલવાના ઝપાટાથી મનુષ્યને એકાએક કંઇને કંઈ આશામાં લોભાવી, પોતાને વશ કરી લેતો હતો. તે પોતાના એક હાથમાં કાષ્ટનો મજબૂત દંડ તથા બીજા હાથમાં સિંદૂર, કરેણપુષ્પના હાર ઈત્યાદિથી પૂજેલું ને ધ્વજાવાળું ત્રિશૂલ ધારણ કરતો હતો. તેથી પ્રત્યક્ષ માલમ પડતું હતું કે એ નિશ્ચે પાખંડ મતાનુયાયી—અર્થાત્ વામમાર્ગી હશે. તેના ગળામાં ભાતભાતનાં ગુંઠણવાળાં માદળિયાં, બાહૂઓમાં અનેક પ્રકારના યંત્રો તથા તાવીજો, અને કાંડાંમાં બહુપ્રકારનાં ખડકનાં, કચકડાનાં, તાંબાનાં ને લોઢાનાં કડાં ઘાલેલાં હોવાથી તેણે ઘણી પ્રકારના મારણ, મોહન, ઉચ્ચાટન ઈત્યાદિ મલીન મંત્રોનાં અનુષ્ઠાન કરી, ભૂત, પ્રેત, પિશાચ, ભૈરવ, યોગિની, વૈતાલ ઈત્યાદિ નીચ દેવતાઓને સાધ્ય કીધા હશે એમ પ્રત્યક્ષ દીસતું હતું. તેની મુખમુદ્રા ઘણી ભવ્ય, પણ સમયે સમયે ઘણી દાંભિક અને ક્રોધી દીસતી હતી. તે ઘણાક તંત્રો (જુદા જુદા પદાર્થોને મેળવી તેથી કંઈ ચમત્કૃતિ દેખાય તેવું કરવું—જેવું કે મ્હોંમાંથી દેવતાના ભડકા કાઢવા, હાથચાલાકીથી એક પદાર્થમાંથી

બીજો પદાર્થ દેખાડવો, દેખાતી વસ્તુ ગુપ્ત કરી બીજે સ્થળે દેખાડવી, વગેરે) જાણતો હોવાથી પ્રથમતો તેની મુલાકાત લેનાર મનુષ્યને તેના દ્વારા ચકિત કરી તેનું મન હરી લેતો હતો, અને પોતાપર આસ્થા બેસડાવી દેતો હતો.

આવા પૂર દમામથી તેણે વૃદ્ધિચંદ્રના શેહેરમાં આવી એક પ્રખ્યાત ધર્મશાળામાં ઉતારો કીધો. પોતે ત્યાં ખૂબ દંભ અને ડોળથી આસન માંડયું, ને પોતાની સાથેના તેના બે પુત્રો, કે જેઓ તેના શિષ્ય છે એમ જણાવતો હતો, તેમને સાધક તરીકે તેની કીર્તિ ફેલાવવાને, ને સઘળે જાણ કરવાને નગરમાં મોકલ્યા. તેઓનો પણ વેશ ઘણો અદ્દભુત હતો. તેઓએ કેટલાક દિવસ સૂધી આખા શેહેરમાં ફરી સર્વત્ર લોકોમાં જાણ કર્યું કે એક મહા ચમત્કારી સિદ્ધ પુરુષ અત્રે આવેલા છે, જેઓ સૌની મનકામના પૂર્ણ કરે છે. આ સાંભળી કોઈ પુત્ર વગરના, કોઈ સ્ત્રી વગરના, કોઈ ધન વગરના, તો કોઈ રોગી, કોઈ સ્ત્રીને વશ કરવાની ઈચ્છાવાળા, તો કોઈ સ્ત્રીઓ પુરુષને વશ કરવાની ઈચ્છાવાળી, કોઇ પારકા ધનની આશામાં ડૂબેલા, તો કોઈ પારકા પ્રાણના તરસ્યા, કોઇ શત્રુનો પરાજય કરવાને ઈચ્છાનારા, તો કોઈ મોટું પદ મેળવવાની ઈચ્છા ધરાવનારા, એમ ઘણીક કામનાવાળાં સ્ત્રી તથા પુરુષો પેલા વેશધારી સિદ્ધની પાસે પ્રતિદિન આવવા લાગ્યાં. આ સિદ્ધ કે જેનું નામ પણ દેવીભક્ત હોવાથી કાલિકાપ્રતાપ હતું, તે પોતાની પાસે આવનારા લોકોને ખૂબ આડંબરથી અનેક પ્રકારના ટુચકાઓ, ચમત્કારો વગેરે બતાવી રંજિત કરતો, ને તેમની આશા પૂર્ણ થવા માટે અમુક લાંબી મુદત બતાવતો. તથા કંઇક સાચાં જૂઠાં તાવીજ, દોરા, ધાગા વગેરે કરી આપતો. સંસારમાંના લોકો કેવળ ગાડરીયા ટોળા જેવા છે. તેથી તે કાલિકાપ્રતાપની પાસે આવનારાઓને તેના કહેવા પ્રમાણે કોઈનો કંઈક પાસો સીધો પડયો, અર્થાત્ કોઈકની ઈચ્છા કદાચ સફળ થઇ, તો તે બીજાઓને એમ કહે કે, "જુઓ, પેલાએ મારા કહ્યા પ્રમાણે કર્યું તો તેનું કાર્ય સિદ્ધ થયું. પણ તમે મારી બતાવેલી ક્રિયા કે વિધિમાં ભૂલ કરી હશે તેથી તમારૂં કાર્ય થયું નહિ. પણ ભાઈ, અહિં તો મહાકાલીનો પ્રતાપ છે, તેથી તેને પારે આવેલું કોઈ નિરાશ ગયું નથી. તમે ધીરજ રાખો, તમારૂં પણ કામ અંબા કરશે. અંબિકે, મહામાયાનો

પ્રતાપ કંઈ જેવો તેવો નથી." આ પ્રમાણે આડું અવળું સમજાવી આખા શેહેરમાં તેણે પોતાની ખ્યાતિ કરી દીધી, ને ધીરે ધીરે છેક રાજદરબાર સુધી તેની વાત પહોંચી ગઇ.

એક દિવસ વૃદ્ધિચંદ્ર પોતાની સભા ભરી બેઠો હતો, તેવામાં કેટલાક ગૃહસ્થો અને કાર્યભારીઓ ત્યાં બેઠા બેઠા પરસ્પર વાત કરવા લાગ્યા. એકે કહ્યું, "ભાઈ, આપણા નગરમાં કેટલોક સમય થયો એક મહાસિદ્ધ પુરુષ આવ્યો છે, જે રાજાજીએ બંધાવેલી મોટી ધર્મશાળામાં ઉતર્યો છે, તે ઘણો પ્રતાપી છે. મેં તો આજ દિન સુધી કોઈ એવો પુરુષ જોયો નથી." બીજાએ કહ્યું, "હું પણ જાણું છું. એની તો મેં ઘણી કીર્ત્તિ સાંભળી છે. જાણવામાં આવ્યુ છે કે એ ગમે તેવું અસક્ય સક્ય કરે છે. આપણા શેહેરમાં આવી ઘણાક વાંઝિયાઓને ત્યાં તેણે પારણાં બંધાવ્યાં છે!!" એ સાંભળી ત્રીજો બોલ્યો: "હાજી હા, એ વાત બરોબર છે. ઘણાક વર્ષથી મારો પાડોશી કંઈ પણ સંતતિ વગરનો હતો, તેને ત્યાં તે સિદ્ધના પ્રતાપથી એક દિકરો અવતર્યો છે, તે જે લગભગ ચાર પાંચ માસનો થવા પણ આવ્યો છે." ચોથો બોલ્યો, "એમ છે ત્યારે એ વાત શું આપણા રાજાજીના જાણવામાં નથી? આપણા કોઈથી અજાણ્યું નથી કે આજ ઘણાં વર્ષો થયાં રાજાજી કુંવરની ઈચ્છાને લીધે અનેક પ્રયત્ન અને ધર્મકાર્ય કરે છે—છતાં હજી પુત્ર અથવા પુત્રી કશી પણ સંતતિનું મુખ જોવા પામ્યા નથી. માટે આ વાત આપણે તેમના આગળ કરવી જોઇએ; ને શ્રીહરિ કરશે તો એમને પણ એ સિદ્ધના પ્રતાપે પુત્ર થશે. હું જાણું છું કે ખરેખર પ્રભુએજ એને અહિં મોકલ્યો હશે. ચાલો રાજાજીને આપણે કહીએ." આમ સઘળાઓની સંમતિ થવાથી તેમણે કોઈ પ્રસંગે તે વાત મહારાજા વૃદ્ધિચંદ્ર આગળ કરી, ને તેને સારી પેઠે સમજાવ્યું કે, "બેશક એ સિદ્ધથી આપનું કાર્ય થશે. એ સિદ્ધ સાક્ષાત્ મહામાયાનો પરમ ભક્ત અને અનુચર સરખો છે, ને તેના પ્રતાપે તેણે આપણા નગરમાં પણ ઘણાકને સુખી કર્યા છે. વળી એ સઘળાપર વિશ્વાસ રાખવાનું મોટું કારણ એ છે કે તે એવડું મોટું કાર્ય કરી પોતાને માટે કશી પણ આશા રાખતો નથી. તે કેવળ નિસ્પૃહ છે. તેને શી ખોટ છે? શ્રી મહામાયાના પ્રતાપથી નવેનિધિ અને અષ્ટમહાસિદ્ધિ તેના આગળ હાજર છે." ઈત્યાદિ વચનો સાંભળવાથી રાજાને તેનાપર

ભાવ ઉત્પન્ન થયો, ને તુરત તેને પોતાની રાજસભામાં બોલાવી લાવવા આજ્ઞા કરી. કેટલાક અનુચરો સહિત કારભારીઓ ધર્મશાળામાં તેની આગળ ગયા, તો મોટા દમામ સાથે કાલિકાપ્રતાપને ત્યાં બેઠેલો જોયો. એક મોટું વ્યાઘ્રાંબર બિછાવી તેપર સિદ્ધાસન કરી મહારાજ વિરાજેલા હતા. કેટલાંક સ્ત્રી પુરુષો તેમને પંખા કરતાં તેમની બાજુઓપર ઉભેલાં હતાં. કોઇ હાથ જોડીને બેઠેલાં તો કોઈ ઉભાં ઉભાં વિનંતી કરતાં, કોઈ દંડવત્ નમસ્કાર કરતાં તો કોઈ અંબેમાતકી જે ઈત્યાદિ ઉચ્ચારો કરતાં, સેંકડો સ્ત્રી પુરુષો તેમની આગળ પોતાની મનકામના પૂર્ણ કરવાની લાલસાએ ભેગાં થયલાં હતાં. કારભારીએ પણ ત્યાં જઈ સૌ મનુષ્યોની પેઠે તેના ચરણમાં જઈ પડયો, ને સઘળી હકીકત જણાવી કહ્યું કે, "આપને રાજાજી પોતાની રાજસભામાં તેડે છે. માટે કૃપા કરી આપ અમારી સાથે ચાલો. આપને બેસવા માટે આણેલો ઉત્તમ મેનો તૈયાર છે." કાલિકાપ્રતાપનો આ સઘળો યત્ન આટલા માટેજ હતો. તેથી કારભારીનું કહેવું સાંભળી તેને પોતાના મનમાં બહુ આનંદ થયો. પણ આ વખતે પોતાની ખરેખરી નિસ્પૃહતા દેખાડવા માટે વધારે આડંબરથી તેણે ડોળ કરી જણાયું: "તમારા રાજાને ઈચ્છા હોય તો ભલે અમારી પાસે આવે; અમે તેને ત્યાં આવીશું નહિ. આ જગદંબાના જળહળતા પારામાં તો જેની મનકામના હોય તે પોતેજ નમ્ર થઈ આવે." આવો પ્રત્યુત્તર સાંભળી કારભારી રાજા પાસે ગયો, તે તે રાજાને આ વાત જણાવવાથી તો ઉલટી તેના પર તેની વધારે શ્રદ્ધા બેઠી. આથી રાજાએ પોતેજ બીજે દિવસે તે દેવીભક્ત આગળ જવાનો ઠરાવ કીધો. બીજે દિવસે આન્હિક કૃત્યથી પરવારી રાજા સજ્જ થયો, ને કેટલાંક મેના, પાલખી ઈત્યાદિ વાહનો તૈયાર કરાવી એક પ્રધાનને સાથે લઈ કાલિકાપ્રતાપ પાસે ગયો. વૃદ્ધિચંદ્ર જેવો પૃથ્વીપતિ તેની આગળ ગયો છતાં તેણે તે કંઈ લેખામાં પણ ન ગણતાં તેની સામે આડી નજર પણ ન કરી. રાજાને ખાત્રી થઈ કે, અહો! આ કોઈ ખરેખર પ્રતાપી પુરુષ છે, માટે એને નમવામાં કંઈ હરકત નથી. એમ ધારી તેણે તુરત લાંબો થઈ કાલિકાપ્રતાપના પગમાં પડી નમસ્કાર કીધા, ને પોતાના ઉપર દયા કરવાને વિનંતી કરી. કાલિકાપ્રતાપ હવે શું કરવા બાકી રાખે? તે એકાએક પોતાના મ્હોંમાંથી ધુમાડાના ગોટેગોટ અને પછી અ-

ગ્નિના ભડકા કાઢતાં મહાગંભીરપણે બોલ્યો, "બેટા, તેરી કયા ઈચ્છા હે? કીસ કારણ તમ મહામાયાકે પારે આયે? ઈતને દિન કીદર સોતેથે? તેરા સબ દુઃખ દફે હો જાયગા. માત સબ અચ્છા કરેગા. મહામાયા આદ્યશક્તિ સર્વ બાતે બળવાન હે!" તે સાંભળી રાજાએ તેને જણાવ્યું કે, "હે દેવીપુત્ર, આપનું અત્રે પધારવું એ મહામાયાએ કેવળ મારા લાભને અર્થેજ કર્યું હોય એમ લાગે છે. પુત્રની ઈચ્છાએ, આશામાં ને આશામાં મેં આટલાં બધાં વર્ષો કાઢયાં, ને અનેક ઉપાયો કર્યા, છતાં મારી પુત્રપ્રાપ્તિની મનકામના પૂર્ણ થઈ નહિં. મેં ઔષધોપચાર કર્યા, અનેક જ્યોતિષીઓ ને સામુદ્રિકો પાસે ભવિષ્ય જોવડાવ્યાં, અનેક અનુષ્ઠાન કરાવ્યાં, ને ઘણાક મહાત્માઓની સહાયતા લીધી, છતાં મારૂં કંઈ વળ્યું નથી છેવટે નિરાશ થઈને બેઠો હતો એવામાં શ્રીહરિએ આપ કૃપાળુનાં દર્શન આપ્યાં." આ છેલ્લા બોલ ('શ્રીહરિએ') રાજાના મ્હોંમાંથી સાંભળતાંજ તો કાલિકાપ્રતાપ એકાએક ક્રોધિષ્ટ થઈ બોલી ઉઠયો: "અબે ગંડુ, એ તેરા હરિ હરિ કોન? અબ મરતા તબબી હરિ હરિ! કયા માનવી હે! કેસે હરામખોર હે! હરિ હરિ? જગન્માતા, આદ્યજનનિ, આદ્યશક્તિ, આદિમાયા એસી સાક્ષાત્ જગદંબા, કે જો સ્થાવર જંગમાદિ સબ જગકી માતુશ્રી હે, ઔર સબકું ઉત્પન્ન કરતી હે, ઔર સબકા રક્ષન કરતી હે, ઉનકુ છોડકર ગંડુલોક અન્યાશ્રય કરતા હે! બ્રહ્મા, બિષ્ણુ ઔર મહેશ્વર, ઔર રજ, સત્ ઔર તમોગુણકા તિન અધિકારી ઓ દેવતા હે,ઉનને પણ મહામાયા જગદંબાકી સહાયતા લી હે, તો તું કોન? તેરા હરિ કોન? ઓ દેવ સબ કાર્ય કરતે ઓ સબ મહામાયાકા પ્રતાપ હૈ! ઉસકુ જન્મ દેનારી ઓ આદ્યશક્તિ હે! એ જગત્‌મે શક્તિ બીના હે કયા દુસરા! સબજગે શક્તિ શક્તિ ઔર શક્તિજ વ્યાપેલી હે! સબ દેવગન, ઈસકા અધિપતિ ઇદ્ર, સૂર્ય ઔર નવગ્રહ, સબ નછત્રગન સહિત ચંદ્ર, પિતૃ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, દૈત્ય, ઔર મહાન તિનબર્ગકા ઋષિ,* સબ નાગલોક, ઔર સપ્ત પાતાળ, ઔર સપ્તઉર્ધ્વ લોકો, ઔર એ સમગ્ર બ્રહ્માંડ, શક્તિકા આધારસે રહ્યા હૈ. શક્તિસે ઉત્પન્ન હુવા હે, ઔર અવસાને શક્તિ કામભાવસેજ લય કરનેવાલી હૈ! ઓ મહામાયાકા

---

* દેવર્ષિ, બ્રહ્મર્ષિ, અને રાજર્ષિ એ ત્રણ વર્ગના ઋષિયો.

ઉપાસન તજકર સબ ગંડુએ હરિ હરિ કરતે ? જો શક્તિકું સેવતા ઉસકુ ધન્ય હૈ, ઔર ઉસકાજ ઉદ્ધાર હૈ. માતુશ્રીકું છોડકરકે તેરી માફક અન્ય સ્ત્રીકા આશ્રય લેનેવાળા કૃતઘ્ની હૈ, ઔર એ માતાકા કૃપાપ્રસાદ પાતા નહીં હૈ ! સૂણજે રાજ, જગન્માતુશ્રી આદ્યશક્તિ જગદંબા, એહી પ્રાણીમાત્રકા સત્ય દૈવત હૈ, ઉસકે તનમન ઔર ધનસે ભજ, તેરી સબ મનકામના સફલ હોઈગી."

અલ્યા યજ્ઞભુ, જોયુ ? પાખંડીઓ પોતાના મતને પ્રબળ કરવા માટે કેવું ચાતુર્ય વાપરે છે ! ગમે તેવા પંડિતને પણ ભમાવવાને તેઓ કેટલા બધા શક્તિમાન્ થાય છે ! એજ પ્રમાણે આ વૃદ્ધિચંદ્રને કાલિકાપ્રતાપે ભમાવી, પોતાની ઉપર અચ્છો શ્રદ્ધાળુ કીધો. વૃદ્ધિચંદ્રને એ સમયે એમજ લાગ્યું કે આ સિદ્ધ પુરુષ કહે છે તેજ યથાર્થ છે, ને મેં અદ્યાપિપર્યંત જે કંઇ યત્નો કીધા, અથવા જે કંઈ ભગવત સંબંધી કાર્યો કીધાં તે માત્ર ખાલી ફાંફાંજ માર્યાં છે, તે શિવાય બીજું કંઈ નથી. આવા નિશ્ચયથી તેણે તો દેવીભક્તને બહુ નમ્રપણે કહ્યું કે, "મહારાજ, દુર્ગાપુત્ર, આપનાં જ્યાં સૂધી દર્શન થયાં નહિ ત્યાં સૂધી આ નિર્ભાગી સેવક કેવળ નિરાશપણેજ ભમતો ફર્યો, પણ હવે સર્વ યત્ન મૂકી કેવળ આપની આજ્ઞાને અનુસરશે. માટે આપ હવે કૃપા કરી સેવકના દુ:ખને દૂર કરો." દેવીપુત્રે આવાં વચનો સાંભળી ધાર્યું કે હવે પોતાનો યત્ન પૂરેપૂરો સફળ થયો છે, તેથી તેણે રાજાને પોતાના સપાટામાં લેવા માંડયો. તેણે ખૂબ પક્કી રીતે સમજાવી રાજાને કહ્યું, "જો તારી ઈચ્છા અભય થવાની અને સર્વ મનોભિલાષિત કામના પરીપૂર્ણ કરવાનીજ હોય તો આજ પછી પ્રતિજ્ઞા લે કે મારા શિવાય અવર કોઈની પણ (અર્થાત્ કોઇ અન્ય મતવાળાની) વાત માનવી નહિ; માત્ર હું કહું તેમજ વર્તવું." રાજા તેમ કરવા કબૂલ થયો કે તુરત તેણે પોતાની વામમાર્ગની (દેવીમાર્ગની) મંત્રદિક્ષા તેને આપી, ને જણાવ્યું કે આ મહા મંત્રનો પ્રાત:સાયંનેમધ્યાહ્નકાળે અમુક સંખ્યાનો જપ કરવો; ઉપરાંત તે માહમાયાનાં તારે દર્શનપૂજનાદિક કરવાં જોઈએ. માટે આ ગંગાના તટપર આવેલા મહાકાળીના મંદિરમાં જઈ જપ કરજે અને અમે પણ આજ દિનથી ત્યાં જઇ તારા કાર્યાર્થે પ્રતિદિન તેની પૂજા કરીશું. માટે સર્વ પ્રકારનો પૂજાપો કાલેથી અમોને પહોંચાડજે."

આટલી વાતચીત થવા પછી રાજા તુરત ઉઠયો, ને ઘેર જતાંજ

તાબડતોબ તે દેવાલયને પ્રથમ સમરાવવાનો હુકમ કરયો. કારણકે તે શેહેરમાં કોઈને વામમાર્ગપર પ્રીતિ નહિ હોવાથી કોઈ રડયું ખડયુંજ તે દેવાલયમાં પૂજન કરવા જતું હતું. મંદિરમાં બીજેજ દિવસથી રાજાના નામની પૂજા ચાલૂ થઈ, ને કાલિકાપ્રતાપે પોતાનો અખાડો ત્યાંજ મચાવ્યો. રાજા રોજ સાંજસવાર નિયમિત રીતે દર્શન કરવા જવા લાગ્યો, એટલે 'યથા રાજા તથા પ્રજા' તે રીત પ્રમાણે આખા નગરના લોક તે રસ્તે વળ્યા. હવે તો આખા શેહેરમાં ને દેશમાં કાલીકાપ્રતાપ એક રાજા જેવો થઈ પડયો; કારણ કે જેની રાજા પણ આજ્ઞા માને, ને તે કહે તે પ્રમાણે કરે, તેને પ્રજા કેમ ન માને ? એવામાં 'કાગનું બેસવું ને તાડનું પડવું,' આ નિયમ પ્રમાણે દૈવયોગથી રાજાની રાણીને ગર્ભ રહ્યો, ને સમય પૂરો થતાં વળી પુત્ર આવ્યો, એટલે તો પછી પૂછવુંજ શું ? કાલીકાપ્રતાપ ગગનમાં જઈ બેઠો, ને રાજા તથા પ્રજા એકે અવાજે કહેવા લાગ્યાં: "ધન્ય છે કાલીકાપ્રતાપને કે જેણે વાંઝિયા રાજાને ત્યાં આજ સાઠે વર્ષે પારણું બંધાવ્યું." હવે તો રાજાને અને પ્રજાને સૌને કાલીકાપ્રતાપ એજ ઈશ્વર થઈ પડયો, ને તેનીજ આંખે સૌ જોવા લાગ્યા. મોઢામાંથી નિકળતા પેહેલાં રાજા તેનો બોલ ઉપાડી લેવા લાગ્યો. કાલીકાપ્રતાપ બોલે તેજ ન્યાય અને તેજ ધર્મ. આજકાલ કરતાં રાજકુમારને પાંચ વરસ થયાં, ને બંનેદંપતિ પુત્રસુખમાં તદ્દન ગરક થઇ ગયાં. પણ એવામાં એક ચમત્કાર બન્યો.

દિવસો વસંતઋતુના ચાલતા હતા. શેહેરમાં કોઈ ઠેકાણે દ્વિજ બાળકોને યજ્ઞોપવિતના સંસ્કાર થતા હતા, તો કોઈ સ્થળે લગ્ન સમારંભ થઇ રહ્યા હતા, કોઈ સ્થળેથી મંગળ વાદ્યોના ઘોષ સંભળાતા હતા, તો કોઈ ઠામે સુંદરીઓ માંગલિક ગીતો ગાઇ રહી હતી. સમય સંધ્યાકાળનો હતો. ગંગાનાં નિર્મળ જળનો પાપનાશક પ્રવાહ ગંભીરપણે વહી રહ્યો હતો. નાની મોટી સુંદર નૌકાઓમાં વિલાસીજનો કોઈ લાંબા આલાપથી ગાન કરતા, તો કોઈ વીણા, વેણુ ઈત્યાદિ વાદ્યોના નાદ કરતા હતા. ગંગાના ગંભીર મોજાઓ પર લહરિયો આવી રહી હતી. સૂર્યનારાયણ અસ્ત થવા આવેલો હોવાથી સ્નાતક બ્રાહ્મણો સાયંસંધ્યાનો આરંભ કરી રહ્યા હતા. સુંદર ઘાટની ઉપરની બાજુએ એક મોટા શૈલશિખર સમાન આવી રહેલું અને કાલીકાપ્રતાપના અદ્‌ભુત પ્રતાપથી સર્વમાન્ય થઈ પડેલું મહા-

કાળીનું મંદિર, અંદર થતા ઘંટાનાદોથી ધમધમાટ ગાજી રહેલું હતું. નૌત્તમ વસ્ત્રાલંકારો સજીને સુંદરીઓ તથા ફાંકડા છેલ પુરુષોનાં ટોળેટોળાં તે મહાદેવીનાં દર્શન કરવાને આવતાં હતાં. મહામાયાની સંધ્યા આરતી કરવાને હજુ કેટલોક સમય હતો તેથી તેના પરમભક્ત કાલીકાપ્રતાપ, મંદિરના બહારના મંડપમાં વ્યાઘ્રાંબરપર મોટા આડંબરથી ધ્યાન ધરી, ગૌમુખીમાં હાથ ઘાલી બેઠેલા હતા. અંદરનો મંડપ કે જેમાં દેવીની પ્રતિમા હતી તેના કરતાં બહારનો મંડપ બહુ વિશાળ અને ખુલ્લો હતો. પાષાણના ઘણા મજબૂત તથા ઉંચા આઠ થાંભલાઓપર તે આવેલો હતો. એ મંડપની ત્રણે બાજુએ ફરતી બહારના મનુષ્યોને અંદર આવવાને પાયરીઓ હતી; તેથી મરજીમાં આવ્યા પૂર્વે મંડપમાં જવાતું હતું. દેવીની પ્રતિમા કરતાં પણ તે મંડપમાં ધ્યાન ધરી બેઠેલા કાલિકાપ્રતાપની આગળ લોકો બહુ ભાવથી નમન કરતા હતા. એવામાં એક ભ્રમિષ્ઠ ચિત્ત સરખો, સાધારણ બાંધાનો પુરુષ તે દેવાલય આગળ આવતો જણાયો. તેના શરીરપર કોઈ જાતનો અલંકાર, ઉંચું વસ્ત્ર કે બીજી કશી ટાપ ટીપ નહોતી. શરીરપર સાદાં વસ્ત્રો ધારણ કરેલાં હતાં. હાથ ઠાલા હતા. પગમાં જોડા પણ નહોતા. તે સઘળી રીતે સાદો છતાં શરીર અને મુખમુદ્રા નિહાળી જોઇએ તો જાણે કોઈ મસ્ત, નિસ્પૃહી અને આનંદી પુરુષ હોય તેવો લાગતો હતો. તે ચાલતાં ચાલતાં ચારે દિશાએ નજર ફેરવી માર્ગપરનાં મનુષ્યો, તેમજ ગંગાનો ઘાટ, નાના પ્રકારનાં વૃક્ષો ઈત્યાદિના સામું જોઈ મ્હોં મલકાવી હસતો ને ખુશી થતો જણાતો, તો ઘડીકમાં કોઈ તરફ નજર કરી તેથી જાણે પોતાને કંઇ ખેદ થતો હોય તેમ મુદ્રાગંભીર કરી દેતો હતો. માર્ગમાં ચાલતાં વાહનો તથા મનુષ્યો, વગેરે તેની પછવાડે આવતાં હોય તો તે પુરુષને મસ્તની પેઠે માર્ગમાં મહાલતો જોઈ, "ચલો, ચલો, માર્ગ આપો, બાજુ થાઓ," ઈત્યાદિ શબ્દો કહે છતાં તે જાણે બહેરાની પેઠે સાંભળતોજ નહીં, ને નિશ્ચિંતપણે ચાલ્યા કરતો હતો. કોઈ વખતે જરાક ઠીક–સીધો ચાલતો, તો કોઈ વખતે જડની માફક સામે આવતા માણસ કે જાનવરની સાથે અથડાઈ પડતો, સમયે કોઈ બોલાવે ને ધ્યાનમાં આવી ગયું તો તેની સાથે જેમ બોલાયુ તેમ બોલતો, ને સમયે જડની પેઠે મુંગોજ રહેતો હતો. કોઈ વખતે કોઈ વસ્તુપર એકચિત્તે નજર ઠેરવીને કેટલીવાર સૂધી અડગ

ઉભો રહેતો, તો કોઈ વખત જાણે કંઈ તાન આવ્યું હોય તેમ ચડપ લઇને ચાલતો થતો હતો. માર્ગમાં ચાલતાં કંઈ ભીડને લીધે કદાચ ધકકામુકી થાય તો તે કંઈ પણ બોલ્યા વગર સહન કરતો હતો. સમયે કોઈએ માર્ગમાંજ ચાલતાં કશી ખાવાની વસ્તુ આપી તો બેલાશક તે તુરત કશી આનાકાની વગર હાથમાં લઈ ત્યાં ઉભાં અથવા ચાલતાં ચાલતાંજ ખાઇ જતો. સમયે તેનો આવો વિલક્ષણ પ્રકાર જોઈને નાનાં બાળકો તેની પછવાડે લાગતાં, બુમો પાડતાં, ધૂળ ઉડાડતાં ને એમ ચાળાચસકા કરતાં તો તેમના સામુ જોઈ હસતો, દિઙ્-મૂઢ સરખો થઇ જતો, ને ઘડીકમાં ભૂતની માફક ચાળા કરી ચાલવા માંડતો. આવો જડ, મુંગો, બેહેરો અને પિશાચવત્ ચેષ્ટા કરતો તે પુરુષ આ મહાકાળીના મંદિરના ચોતરા ઉપર આવી, થોડીકવાર ઉભો રહ્યો, ને પછી જાણે ગંગાપરની સૃષ્ટિલીલા અવલોકન કરવાનું મન થયું હોય તેમ ગંગા તરફ ફરી, મંદિરમાંની મહાકાળી તરફ ગાંડ કરીને તે નિશ્ચિંત થઈ બેઠો. થોડીકવાર થઈ નહિ એટલામાં, ધ્યાન કરવાનો ડોળ ઘાલ્યો છતાં પણ–મંદિરમાં ર્શન કરવાને કેઈ સુંદરી આવી, ફલાણા ગૃહસ્થે શી ભેટ મૂકી, ફલાણો કારભારી હજુ કેમ આવ્યો નહિ, રાજા આજે મોડો આવશે કે શું, ઈત્યાદિ વિચારોથી–ચારે તરફ ચપળપણે દૃષ્ટિ ફેરવતા દેવીપુત્ર કાલીકાપ્રતાપની નજર પેલા પુરુષપર પડી. એને જોતાંજ કાલીકાપ્રતાપને કોણ જાણે કેમ, પણ અત્યંત ક્રોધ ચડયો, ને તુરત ધ્યાનમાંથીજ તે બોલ્યો "અરે, પેલો દુષ્ટ કોણ છે? રે! શું એનો કાળ પાસે આવ્યો છે કે? શું એ ચાંડાલ મહામાયા કાલિકાની તરફ ગાંડ કરી બેઠો છે તે એને ભાન નથી? રે દુષ્ટ! આ માતુશ્રીને તું ઓળખતો નથી? માતુશ્રીની સન્મુખ થઇને બેશ, નહિ તો હમણાં પ્રાણ ખોઈ બેસીશ." આ પ્રમાણે સક્રોધ વાકચ કેહતાંજ તે પુરુષ તુરત ઉભો થયો, ને દેવીની સામે મૂખ કરીને બેઠો. જાણે ક્રોધ વચનથી પોતાને કશું પણ માઠુ લાગ્યું નહોય તેમ પોતાની સ્થિતિ–આકૃતિમાં કશો ફેરફાર થયા વગરજ તે શાંતપણે બેઠો. એટલે કાલિકાપ્રતાપ પાછા ધ્યાનસ્થ થયા. થોડીકવાર થઇ એટલામાં પેલો વિલક્ષણ પુરુષ સૌ સાંભળતાં મોટેથી બોલ્યો, "અરે! દેવીપુત્ર, તું ચિંતા શાને કરે છે? તું તારા ધ્યાનમાં જેનું ચિંતવન કરે છે, તે તારા પગની નીચેજ છે. માટે પગ નીચેજ ખોજ (ખોદ) એટલે તે તારા હાથમાં આવશે." આવા ગૂઢ શબ્દો સાંભળી

સૌ કોઈ આશ્ચર્ય ચકિત થઈ ગયા, ને દેવીપુત્ર એકાએક ગભરાઈ ગયો તેણે વિચાર કર્યો કે, "એ મારા મનની વાત શું જાણે? પણ મેં એને બેઠો હતો ત્યાંથી ઉઠાડયો, માટે તેના દ્વેષને લીધે એ મને આમ કહે છે. પણ આથી લોકો શું જાણશે? હું તો કાલિકાનું ધ્યાન ધરૂંછું, ને હું જેનું ધ્યાન ધરૂંછું તે મારા પગ નીચે છે, એટલે શું કાલિકા મારા પગ નીચે છે? અરરર! આ સાંભળીને લોકોના મનમાં પણ કેવું આવશે? માટે જરૂર આવા મારા દ્વેષીઓનો તો મારે નાશજ કરાવવો જોઈએ; કેમકે આજ એનું સાંભળી રહું તો કાલે લોક મારી દરકાર કરશે નહીં." આવા વિચારથી તે એકાએક તપી જઇ બોલ્યો, "અરે કોઈ હાજર છે કે? આવો કૃતઘ્ની, પાપી ચાંડાળ અહીં કેમ આવ્યો છે? એ દુષ્ટ કેવાં પાપવચન બોલ્યો? અંબેઅંબે! જગન્માતા મહાકાળી મારા પગ નીચે છે? એ બોલવું કેટલું અઘટિત અને વિનાશકારક છે! અરે! માતુશ્રીનો અને મારો પણ કેટલો મોટો એણે દ્રોહ કર્યો? એવા દુષ્ટનો શિરચ્છેદ થવો જોઈએ, એનું મ્હોં જોનારને પણ મહાપાતિક થાય માટે વિલંબ કરવો નહિ. સિપાઇઓ! માતુશ્રી મહાકાળીનો હુકમ-રે ખાસ હુકમ છે કે એનું બળિદાન તેને દેવું."

યજ્ઞભૂ, આગળ તને જણાવ્યું કે આખા નગરની પ્રજા, અને વૃદ્ધિચંદ્ર રાજા, એ સહુ કાલિકાપ્રતાપને 'સાક્ષાત્ દેવીપુત્ર માનતાં હતાં, ને તે જે કહે તેજ ન્યાય અને તેજ ધર્મ સૌકો ગણતા હતા. તે રાજા પણ સદા તેની આજ્ઞાને અધીનજ રહેતો હતો, ને તેની આજ્ઞા થતાંજ તુરત તેને હરકોઈ રીતે અમલમાં લાવવીજ પડતી હતી— પછી તે યોગ્ય હો કે અયોગ્ય. આ વખતે, તે દેવાલયની પરિચર્યા, રક્ષા, ઈત્યાદિને માટે રાજાએ રાખેલા કેટલાક શસ્ત્રબંધ યોદ્ધાઓ તૈયારજ હતા, તેઓને કાલિકાપ્રતાપે હુકમ કરવાથી, તત્ક્ષણે તે વિલક્ષણ પુરુષને મારવા માટે ખડ્ગો ઉઘાડાં કર્યાં. હજારો માણસોની વચ્ચે દેવીના મંડપની બહાર તેને ઘસડી લઇ ઉભો કરવામાં આવ્યો, ને જેવા યોદ્ધાઓ ખડ્ગ ઉગામવા જાય છે તેવોજ તે વિલક્ષણ પુરૂષ મ્હોં મલકાવી ખડખડાટ હસી પડયો. સર્વ લોકો આશ્ચર્ય પામ્યા કે આ શું! અરે! મરણ સમયે આટલો બધો આનંદ શો? આમ લોકો પરસ્પર અચરજ પામતા હતા, એટલામાં તે પુરુષે, હસતાં હસતાં, નિર્ભયપણે કંઈ બોલવા માંડયું. લોકોની સાથે તે મારાઓ પણ આવી

વિલક્ષણતા જોઈ સ્તબ્ધ થઈ ગયા. તે પુરુષ પોતાના શરીર ઉપર નજર કરી તેનેજ જાણે કહેતો હોય તેમ બોલ્યો: "અહો મિત્ર, મારી સાથે અંતપર્યંત મિત્રતા જાળવી રાખનાર મિત્ર, મારાપર તારો મોટો ઉપકાર થયો છે. આટલાં વર્ષ સુધી તારી સાથે રહી હું કેવળ કૃતાર્થ થયો છું. તારી મિત્રતા મને એટલી બધી તો ઉપકારક અને યોગ્ય થઈ પડી છે, ને તેનો લાભ મારાથી એટલો બધો સંપૂર્ણ પણે લેવાયો છે, કે હવે ફરીને કદીપણ મારે તારા જેવા બીજા મિત્રની સાથે મૈત્રી કરવાની જરૂર પડવાની નથી. પ્રિય ભાઈ દેહજી! જે પુરુષ તારી સાથે સંબંધ પ્રાપ્ત થયા છતાં તેનો કશો સદુપયોગ કરતા નથી, ને એવો દુર્લભ પ્રસંગ સહજમાં ગુમાવી દે છે, તેઓનાપર જગત્પીતા અતિ કોપાયમાન થાય છે; ને તેથી તેઓને અનંતકાળ સુધી તારા કરતાં ઘણી નીચ અને વિલક્ષણ પંક્તિના કેવળ અજ્ઞાન (જ્ઞાન પ્રાપ્ત કરવાને પણ કેવળ અયોગ્ય) અને પરાધીન તથા ક્ષુલ્લક મિત્રો (મિત્રો તો શું, પણ અનેક પ્રારબ્ધો ભોગવાવનાર શત્રુઓ) સાથે વારંવાર વસવું પડે છે. પરમ ભાગ્યવંત જીવને તારા જેવો મિત્ર મળે છે, કે જેથી કરીને (તારા સંબંધમાં રહી) પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ કરી શકાય છે. આ જગત્માંના સર્વ જંગમો (હરીફરી શકનારાં પદાર્થો-પ્રાણીઓ) કરતાં તું શ્રેષ્ઠ છે. તારૂં કલ્યાણ થાઓ. આજે તારો અને મારો ઘણા કાળનો સંબંધ પૂરો થવા આવ્યો છે. હું જાણી જોઈને તારી મિત્રતા તોડું તો કૃતઘ્ની કહેવાઉં, પણ ઈશ્વરેચ્છાથીજ તેમ કરવાનો પ્રસંગ આવ્યો છે, તો હવે તેને અટકાવવા શા માટે યત્ન કરવો? તુ જાણે છે કે આ છેવટના સમયમાં હું તારૂં લાલન પાલન કરી તને કશું સુખ આપી શકતો નથી. તને જ્યાં ફાવે ત્યાં (ગામમાં, વગડામાં કે ઘરમાં; ભોંયપર, પત્થરપર કે ઘાસપર) સુવાડું છું; જે કંઈ અનાયાસે પ્રાપ્ત થઈ જાય તે સિવાય કંઈ મારી સાથે રહી તને ખાવાનું મળતું નથી, ને એ વિના બીજી કોઈ પણ રીતે હું તને સુખ આપવાની કાળજી ધરાવતો નથી; તો હું ધારૂં છું કે આજે આપણે છૂટા પડીશું-હું તુને તજી દઈશ, તેથી તને કંઈ ખોટું લાગશે નહીં. હવે જ્યારે તને મારી પાસે રહી કશું સુખ પ્રાપ્ત થવાનું નથી, તેમ હવે પછી મળવાનુંએ પણ નથી, તો પછી આપણે વધારે ભેગા પડયા રહેવાની શી જરૂર? હવે તું સાવધ થા;

તું તારે ઘેર જજે (અર્થાત્ જઈશજ) ને હું મારે ઘેર જાઉં છું. પરંતુ ભાઈ, ચિંતા કરીશ નહિ; જ્યાં સુધી તારો ને મારો સંબંધ છે તેની છેલ્લી ઘડી સૂધી બીજા અજ્ઞાન, પામર, ક્ષુદ્ર બુદ્ધિવાળા અને એવી બીજી રીતે થયેલા આત્મદ્રોહીઓનો તને સ્પર્શ થશે નહિ. પણ લે હવે બીજી સર્વ પ્રથાવાત મૂકી દે; જગદોદ્ધારક શ્રી હરિના મંગલ નામનો ઉચ્ચાર કર, ને આપણે છુટા પડવાને સમયે તેજ કૃપાળુ પ્રભુનો જય જય બોલ."

આટલું કહી તે પુરુષ બોલતો બંધ થયો ને તે સાથે તેના શરીરનું પણ હાલનચાલન એકાએક બંધ થયું. તેના હસવાથી ને બોલવાથી સ્તબ્ધ જેવા બની ગયલા મારાઓ, કે જેઓ હથિયાર તેના ઉપર ઉગામીનેજ ઉભા થયા હતા, તેઓ આ પ્રકાર જોઈ વધારે આશ્ચર્ય પામ્યા, ને આ માણસ હમણાં આટલું બધું શું બકયો, ને હવે શૂન્ય સરખો ઉભો રહી શું કરે છે તે જોતા ને વિચાર કરતા તેને મારવાનો વિચારજ જાણે ભૂલી ગયા હોય તેમ લગભગ એક ઘટિકા સૂધી થોભી રહ્યા! એટલામાં દેવાલયમાંથી કાલિકાપ્રતાપ, ક્રોધને લીધે લાલચોળ નેત્ર કરી નિકળ્યો, ને ઓટલા ઉપરથી નજર કરી બોલ્યા, "કેમરે, હજુ સુધી મહામાયાની આજ્ઞાને અમલમાં આણી નથી કે? એ કુપાત્રને હજુ સુધી જીવતો કાં રાખ્યો? એ તો મહાદાંભિક છે, અને પોતાનું મરણ ટાળવા માટે ઢોંગ કરી ઉભો છે; માટે હવે ત્વરા કરો. એ દુષ્ટનું શિર ઉડાવતાં વાર ના કરો, નહિ તો તમે સર્વે તેની શિક્ષાને પાત્ર થશો? જગત્જનનિ-ઈશ્વરીની અવજ્ઞા કરનાર પાપીને દેહાંત દંડ કરતાં ડરો ના." આવો સખત હુકમ સાંભળતાંજ પેલા મારાઓ એકાએક ચમકયા, ને તુરત પોતાનાં શસ્ત્રો ફરીને બળથી ખેંચ્યાં. જેવો તેઓએ એકે સાથે તે પુરુષપર પ્રહાર કર્યો કે તુરત જાણે આકાશમાંથી એકાએક વીજળી ઝબકારો કરતી નિકળતી હોય, તેમ તેના શરીરમાંથી એક તેજનું બિંબ મહાપ્રકાશ કરતું નિકળ્યું, ને સર્વ લોકોનાં તથા તે કાળીકા-પ્રતાપનાં પણ ચક્ષુને અંજાવી દેતું આકાશમાર્ગે ચાલ્યું ગયું!

સૌ કો કેવળ સ્તબ્ધ બની ગયા, ને એકાએક આ શું થયું તેનો ખ્યાલ કોઈના મનમાં પણ આવી શકયો નહિ. ચૈતન્ય નિકળી ગયા પછી શરીર નિસ્તેજ થઈ જેમનું તેમ ઉભું હતું, પણ તેનાપર એકે સામટા દશવીશ શસ્ત્ર પ્રહાર પડવાથી તે ઘાયલ થઈ પૃથ્વીપર

પડયું. કાલીકાપ્રતાપની આજ્ઞાથી તેને લાગલુંજ ભૂમિદાહ કરવામાં આવ્યું. એકત્ર થયલા સર્વ લોકો કંઈ આશ્ચર્ય અને અંતરમાં કંઈક ખેદ પામતા, તેમજ કંઈક ભયભીત થયલા મંદિરના ચોતરાપર આવ્યા. "દેવીપુત્ર હમણાં શું કહેશે! ? તેમના મોંઢામાંથી શો હુકમ નિકળશે?" આવી પ્રકારે સૌના મનમાં આથી ત્રાસ બેસી ગયો. તે ઉપરાંત વળી સૌ ઉભા હતા તે વખતે કાલીકાપ્રતાપે ફરીને તેઓ પ્રત્યે મોટે સ્વરે કહ્યું: "અયે મહામાયાના સેવકો, હમણાં તમે પ્રત્યક્ષ જોયુંજ કે મહામાયા કાલિકાની અથવા તેના પુત્ર પરમસેવક કાલિકાપ્રતાપની અવજ્ઞા કરનારની કેવી દુર્દશા થાય છે! તે તુરતજ કેવો મહામાયાનો ભોગ થઈ પડે છે! તેને તે માતુશ્રી તુરત પોતાના ખપ્પરમાં વીજળીરૂપે ઝડપી લેછે. માટે સૌએ બહુ સાવધ રહેવું. મહામાયાનો અથવા તેના સેવકનો અપરાધ ન થવા માટે ચેતતા રહેવું. નહિ તો દુષ્ટની ગતિ થઈ તેવી ગતિ થતાં વિલંબ લાગશે નહિ." આટલું કહી સંધ્યાકાળ થઇ ગયો હતો માટે તેણે મોટી ધામધુમ સાથે માતાની આરતી કરી, ને થોડી વારે સૌ લોક દર્શન કરી મનમાં નાના પ્રકારના સંકલ્પ વિકલ્પ કરતા પોતપોતાને ઘેર ગયા.

આવી રીતે પાખંડીઓ લોકોને ભોળવી પોતાને અધીન કરી લેછે, ને પોતાનાથી ઉલટા ચાલનારનો પ્રાણઘાત કરવામાં પાછા પડતા નથી. સંતજનોને તેઓ પોતાના શત્રુઓ ગણે છે, ને તેમને ઘણી રીતે સંતાપે છે. પરંતુ રાજપુત્ર, તેવાઓનો આખરે પરાજયજ થાય છે. મરનાર પુરૂષને જાણ્યા વગરજ—તેનો પ્રતાપ કેટલો છે અને તે કેવો પુરુષ છે એ જાણ્યા વગરજ—કાલીકાપ્રતાપે તેનો ઘાત કરાવ્યો; પરંતુ એથી તેને ભૂડાં હાલે મરવું પડયું. તે ભ્રમિષ્ટ પુરૂષ, કે જેના સ્વભાવનું હું વર્ણન કરી ગયો, ને જેને કાલીકાપ્રતાપે મારી નંખાવ્યો, તે કંઇ સાધારણ મનુષ્ય ન હતો: તે પરમ ભગવદ્ભક્ત છતાં તેનું અંતઃકરણ સાક્ષાત્ પરમાત્મસ્વરૂપમાં ચોંટેલું હતું. આ સંસારની સર્વ દૃશ્ય વસ્તુને મિથ્યા માની તેનાથી તે નિઃસ્પૃહ રહેતો હતો, તેથી તે જાણે દિવાનો અથવા ભમી ગયલો છે એવું મનુષ્યોને લાગતું હતું. તે મહાત્મા સત્પુરુષ વૃદ્ધિચંદ્ર રાજાના શેહેરની બહાર એક પવિત્ર સ્થળપર પર્ણકુટિમાં વસતો હતો. તે પરમ બ્રહ્મનિષ્ટ છે એમ જાણવાથી પાસેના ગામનો એક બ્રાહ્મણ

પુત્ર–ઋષિપુત્ર તેનો શિષ્ય થયો હતો, ને પ્રતિદિન તેની પાસે આવી તેની અંતઃકરણપૂર્વક સેવા કરતો તથા તત્વજ્ઞાન સંપાદન કરતો હતો. કાલીકાપ્રતાપે તેનો ઘાત કરાવ્યો. નહીં, પોતેજ સ્વેચ્છાથી યોગબળે આ સંસારનો ત્યાગ કરયો, તેને બીજે દિવસે નિયમ પ્રમાણે તેનો શિષ્ય તેની પર્ણકુટિ આગળ આવ્યો, ને આશ્રમના ઝાંપામાં પગ મૂકતાંજ તે નિશ્વાસ મૂકવા લાગ્યો. આજે તેને આખો આશ્રમ અને મઠ સઘળું ચૈતન્ય રહિત દેહ સમાન નિસ્તેજ લાગ્યું. ચારે બાજુ આમ તેમ ડોકીયાં કર્યાં, ફાંફાં માર્યાં, પણ કયાંય ગુરુજી દૃષ્ટિએ પડયા નહિ. એથી તે પોતાના મનમાં વધારે શંકાશીળ થયો. નિરાશ થતો તે કેટલીકવાર સૂધી તે શૂન્ય આશ્રમમાં બેઠો; પણ તેને ચટપટી લાગી તેથી કંઈ ચેહેન પડયું નહિં. તે પણ મહાત્મા ગુરુનો શિષ્ય અને પૂર્ણ યોગ્યતાને પ્રાપ્ત થયલો તથા ગુરુપ્રતાપે મહાત્મા પુરુષજ બનેલો હતો તેથી તેને કંઈ એમ ભાસ થવા લાગ્યો કે ગુરુજી હવે કંઈ આ જગત્માં વિદ્યમાન્ હોય એમ લાગતું નથી. ઈશ્વરેચ્છાઃ પરંતુ તેમનું શું થયું તેની તો તપાસ કરવી જોઈએ, એમ નક્કી કરી તે તુરત ત્યાંથી નિકળ્યો, ને ઇદર ઉદર શોધ કરતાં વૃદ્ધિચંદ્રરાજાના નગરમાં ગયો. ત્યાંથી તેને સઘળી ખબર મળી આવી. ગઈ રાત્રે બનેલી વિગત–ઘણી ત્રાસદાયક વિગતની વાત આખા નગરમાં–બાળ, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ સર્વમાં ચાલી રહી હતી; ને સૌ મનુષ્યો એથી હબક ખાઈ ગયા હતા. ઋષિપુત્રને આ સર્વ વૃત્તાંત માલમ પડવાથી બહુ ક્રોધ ચડયો. તે વિચાર કરવા લાગ્યો, "મારા ગુરુજીનું શું અકાળ મૃત્યુ? શું તેમના અપરાધ વગર એક વામમાર્ગીએ તેમનો ઘાત કરાવ્યો? અરેરે! આ વૃદ્ધિચંદ્ર જેવા ગર્વિષ્ઠ રાજાના નગરમાં પાખંડીઓનું આટલું બધું જોર? એવા દુષ્ટાનો, પાખંડીઓનો ને તેવાઓને આશ્રય આપનાર રાજાનો પણ શું નાશ થવો નથી જોઈતો? મારા મહા સમર્થ ગુરુજીએ પણ આ અપરાધ કેમ સહન કરયો? મહા પ્રતાપી છતાં આવા દુષ્ટાને કેમ દંડ ન આપ્યો? પણ નહીં, ગુરુજી સાધારણ પ્રાણી ન હોતા, તે મહાત્મા હતા. મનાદિ ઈંદ્રિયોને વા કામ ક્રોધાદિ ષડ્રિપુઓને વશ થયલા ક્ષુલ્લક જીવ ન હતા, તો તે પોતાના દેહત્યાગ માટે બીજાપર કેમ ક્રોધ કરે! એ તો પરમાત્મ સ્વરૂપને પહોંચેલા સાક્ષાત બ્રહ્મૈવ પુરૂષ હતા. તેમને ક્રોધ શો, ને

પ્રાણીને સાશન શું? તે તો મૂળે દેહોપાધિને ઈચ્છતાજ નહોતા, ને વળી આ દેહ તજવાનો આપોઆપ સમય પ્રાપ્ત થયો તેથી દેહ તજતાં તે ઘણા પ્રહૃષ્ટ થયલા હોવા જોઈએ. વળી લોકો કહે છે કે, 'તેમને મારવા માટે જ્યારે મારાઓ વચ્ચે ઉભા કરવામાં આવ્યા ત્યારે તે પ્રથમ રાજી થઈ, પછી કંઈક સંક્ષેપમાં બોલ્યા હતા, તે ઘણું ગૂઢ અને પોતાના શરીરપર કહેતા હોય એમ લાગતું હતું.' એ ઉપરથી પણ હું એમજ ધારી શકું છું કે તેમણે દેહ છોડતાં ઘણો હર્ષ બતાવ્યો હશે, ને તેમણે જે કંઈ કહ્યું, તે પણ દેહપરજ અન્યોક્તિ હશે. એ સઘળું તો ઠીક; પરંતુ મારે તો એવા ભગવદ્રૂપ ગુરુ દેવની સાથે સદાનો વિયોગ થયો! તેમણે તો બીજી આસપાસની વાતપર લક્ષ દીધું નહીં, કારણ કે તે કેવળ નિઃસ્પૃહ હતા; પણ મારે તો સર્વપર લક્ષ દેવાનો સમય, પરાણે પરમાત્માએ આણ્યો છે. મારા હાથમાંથી સદ્‌ગુરુ જેવું અમૂલ્ય રત્ન ગયું, ને તે વળી પાખંડના પ્રાબલ્યને લીધે ગયું. સુજ્ઞ-સંત-પુરુષોનું એ કામજ છે કે પાખંડ ધર્મ ખંડન કરી સદ્‌ધર્મની વૃદ્ધિ કરવી. હું હવે મારા ગુરુની કૃપાનો પ્રતાપ દેખાડીશ ને દુષ્ટોને સાશન કરવા તથા સદ્ધર્મનું સ્થાપન કરવારૂપ શાસ્ત્રાજ્ઞાને અનુસરીશ."

આ પ્રમાણે વિચાર કરતો તે ઋષિપુત્ર નગરમાં ફરતો ને ગુરુ મરણ સંબંધી હકીકત લોકોને પૂછતો, સંધ્યાકાળની રાહ જોતો ત્યાંજ રહ્યો. સાંજ પડી. શેહેરમાંથી લોકોનાં ટોળેટોળાં દેવી દર્શનાર્થે જવા લાગ્યાં. તે પણ ગંગાપર આવેલા કાલીમંદિર આગળ ગયો, ને પોતાના ગુરુ જેમ બેઠા હતા તેમ દેવી તરફ પીઠ કરી બેધડક ગંગા સન્મુખ થઇ, પરથારપર બેઠો. કાલીકાપ્રતાપની નજર જેવી તેનાપર પડી કે તુરત તે એકાએક કોપાયમાન થઈ બોલી ઉઠયો, "રે આજે વળી આ કંટક કોણ આવ્યો? અલ્યા દુષ્ટ, અયે ચાંડાલ તારૂં પણ મૃત્યુ પાસે આવી લાગ્યું છે કે શું? એકને તો કાલે મહામાયાએ પ્રસાદ ચખાડયો, ને આજે તારૂં બાકી રહી ગયું હતું તે તું આવ્યો. ચાલ મૂરખ, માતુશ્રી સન્મુખ થઇ બેશ, નહિ તો તારી પણ તેવીજ દશા કરવામાં કંઈ વિલંબ નથી. તુરત તો ઋષિપુત્ર કંઈપણ બોલ્યા વગર ફરીને બેઠો; ને તેણે એ ઉપરથી વિચાર કીધો કે, આજ દુષ્ટ પુરુષ મારા મહાત્માગુરુનો ઘાત કરાવનાર છે. પણ લાવ જોઉં તો ખરો, કે ગુરુજીએ જે એને કહ્યું

હતું કે "તું જેનું ચિંતન કરે છે તે તારા પગ નીચે છે," તો તે શા ઉપરથી હતું, ને આ દુષ્ટ શાનું ચિંતન કરે છે? આમ વિચારતો તે, તે દેવીપુત્રના અંતઃકરણનું બારીકીથી અવલોકન કરતો શાંત થઇ બેઠો.

આજે પણ કાલીકાપ્રતાપના મનમાં ગયા દિવસના સરખાજ તરંગો ઉઠી રહ્યા હતા. જો કે તેણે ડોળ તો મહા દૃઢ ધ્યાન–સમાધિનો ઘાલેલો હતો. આ ઉપરથી ઋષિપુત્રે પોતાની આત્મશક્તિથી સઘળું જાણી લઈ નિશ્ચય કર્યો કે, "જરૂર, મારા ગુરુજીએ જે આને કહ્યું હતું તે યથાર્થ છે. એ જેવું ચિંતન કરે છે તે એના પગનીચેજ છે. પણ હરિ હરિ! ગુરુજીએ આવા અનધિકારીને તેનો ઉપદેશ કર્યો! બહુ ખોટું થયું! પણ ખેર, હું તેને તેના કૃત્યનાં ફળ ચખાડીશ."

આજે માતાજીનો મોટો ઓચ્છવ હતો. તે ચૈત્રી પૂર્ણિમાનો દિવસ હતો. ને તેથી મહારાજા વૃદ્ધિશ્ચંદ્ર પણ પોતાના કુટુંબ સહિત માતુશ્રીનાં દર્શનાર્થે આવવાના હતા. આ સઘળાને લીધે આખા મંદિરને ખૂબ શણગારવામાં આવ્યું. હાંડી, ઝુમ્મર, તકતા વગેરેથી ત્યાં ખૂબ ભપકાબંધ રોશની કરવામાં આવી હતી. નાના પ્રકારના માતાજીને પ્રિય લાગતા ધૂપો, જેવા કે ગૂગળ, લોબાન, અગરબત્તી વગેરે સળગાવી દીધેલાં હતાં. માતાજીને નવીન નવીન વસ્ત્રો તથા આભૂષણો સજાવેલાં હતાં. તેમના આગળ પાંચસાત ઘીની જ્યોતો ઝળઝળાટ બળતી હતી. માતાજીના ભોગ માટે ઋષ્ટપુષ્ટ બનેલા મેષઆણી, ચંદન પુષ્પથી શણગારી તૈયાર કરેલા હતા. નાના પ્રકારના સ્વાદવાળા મદ્યો તથા આસવો માતાજીને મધુપાનમાં ભોગ ધરાવવા અર્થે સુંદર સુવર્ણ પાત્રોમાં આણી તૈયાર કરી રાખેલા ને બીજી પણ ઘણીક જાતની તૈયારી કરી રાખેલી હતી. એવામાં ધ્યાનમાં બેઠેલા કાલીકાપ્રતાપને એકાએક હાંક મારી ઋષિપુત્રે કહ્યું, "હે દેવી ભક્ત, કાલે આ ટાણે તને જે મરનાર પુરુષે કહ્યું હતું તે ખરેખર સાચું હતું: તેં એનો ફોકટજ ઘાત કરાવ્યો. કેમકે મેં પણ જોયું કે તું જેનું ચિંતન કરે છે તે તારા પગ નીચે છે." અરરર! હવે તો પૂછવુંજ શું? દેવીપુત્રને તો એ વાકય સાંભળી પગથી તે માથા સુધી લાગી ગઈ. કાલની વાતજ આજે પાછી આવી. તુરત તે મોટી બરાડ મારી ઉભો થયો; ને "કોઈ હાજર, કોઈ હાજર! સિપાઈઓ,

આ પાપી દુષ્ટને એક દમ બાંધો, બાંધો. એને જવા દેશો નહિ. આજે ઘણુંજ સારૂં થયું. પૂર્ણિમાના ઓચ્છવને દિવસે માતાજીને નરપશુનો ભોગ ધરાશે." તુરતાતુરત દેવીપુત્રની આજ્ઞા થતાંજ, સિપાઈઓ મંડપમાં ચઢી આવ્યા, ને આ ઋષિપુત્રને પકડી લીધો. લોકો સઘળા તેની આસપાસ વિંટાઈ વળ્યા, ને આખા મંદિરમાં મોટો શોરબકોર મચી રહ્યો. કેટલાક સિપાઈઓ અને બીજા ચઢાઉ બુદ્ધિના મનુષ્યો, આ લાગ જોઇ તે ઋષિપુત્રને ધક્કામુક્કી મારવા લાગ્યા; પણ ગુરુકૃપા પ્રતાપ કંઇ કાચો નહોતો. ઋષિપુત્રનું સર્વાંગ કેવળ વજ્ર સમાન થઈ રહેલું હતું, તેથી જે જે લોકો તેનાપર હસ્તપાદાદિકનો પ્રહાર કરતા હતા તે જાણે લોઢાની ભીંતપરજ કરતા હોય તેમ થઈ પડવાથી ઉલટી તેમનેજ તેથી સખત ઇજા થતી હતી. આમ કોલાહળ ચાલ્યું એટલામાં મહારાજા વૃદ્ધિચંદ્રની સ્વારી આવી પહોંચી. સઘળે તુરતાતુરત ચૂપાચૂપ થઈ ગઈ, ને પટ્ટાવાળાઓએ લોકોને કોરે ખસેડી દીધા. "મહારાજાધિરાજને ઘણી ખમા," ઈત્યાદિ શબ્દોથી છડીદારે નેકી પોકારતાંજ રાજા મંડપમાં આવ્યો. તેની પછવાડે રાણી, રાજપુત્ર, પ્રધાનો, સુબેદાર આવતાંજ પેલા ઋષિપુત્રને પકડી સિપાઈઓ ઉભા હતા તે જોઈ રાજાએ આશ્ચર્યથી પૂછ્યું, "અરે! આ કોણ છે? એને શા માટે પકડી રાખ્યો છે?" તુરત દેવીપુત્ર બોલી ઉઠયા; "રાજા, એ કૃતઘ્ની પુરુષ મહામાયાની અવજ્ઞા કરનારો છે. કાલે પણ એક દુષ્ટે માતુશ્રીના શાપથી પોતાના પ્રાણ ખોયા છે, ને આજે વળી આ ચાંડાલ આવ્યો છે. પણ, રાજા માતાજીની ઇચ્છાજ કંઈ પ્રબળ છે. આજના ઉત્સવને દિવસે તેણે અનાયાસે આ નરપશુ આણ્યો છે." આ સાંભળી રાજાએ પ્રશ્ન કર્યો, "મહારાજ, કાલે કોણે અને કેવી રીતે માતાજીની અવજ્ઞા કરી, ને તેણે શો અપરાધ કીધો હતો?" ત્યારે "તું જેનું ચિંતવન કરે છે તે તારા પગ નીચે છે," વગેરે આ ગુરુશિષ્યે કહેલું સર્વ વૃત્તાંત કાલિકાપ્રતાપે રાજાને કહી સંભળાવ્યું, ને હવે સંધ્યાઆરતી કરીને પછી ઉત્સવનું મહાનૈવેદ્ય તથા આ નરપશુ માતાજીને ભોગમાં આપીશું એમ કહી, તુરત મંદિરનાં દ્વાર ઉઘાડયાં, ને ખૂબ જોસભેર માતાજીનો જય બોલાવી, પછી ઉતાવળો ઉતાવળો તે અંદર ગયો, ને તૈયાર કીધેલી આરતી સળગાવી દ્વાર આગળ આવી ઉભો. રાજા આવેલો છે માટે તેને સઘળી વાતનું

સેવાચાતુર્ય તથા પૂજાની ધામધુમ દેખાડવાની ઝુમમાં તેણે દેવીની મૂર્ત્તિ સામું તો જોયુંજ નહીં. હવે ઘંટા તથા મંડપમાં બાંધેલા મોટા ઘંટોના ઘણકાર થઈ રહ્યા, નગારાં તથા નોબતોની ગર્જના થઈ રહી, દર્શનાર્થ ઉભેલાઓના તાબોટાનો પણ ભારી મોટો શબ્દ થઈ રહ્યો; એવામાં કાલીકાપ્રતાપ મોટા આડંબર સાથે દેવીદ્વાર ઉઘાડી મોટી જળહળાટ કરતી પ્રકટેલી આરતી લઈ દેવી સામે ઉતારવા ઉભો. પણ દેવીપુત્ર જેવા "જય આદ્યશક્તિ મા, જય આદ્યશક્તિ"નો પ્રારંભ કરે છે ત્યાં તો રાજાની તથા સર્વ લોકોની નજર મંદિરમાં પડી, ને તુરત અત્યંત આશ્ચર્ય પામી રાજા બોલી ઉઠયો, "મહારાજ, તમો કોની આરતી ઉતારો છો? માતાજી ક્યાં છે? મહામાયાનું સિંહાસન તો ખાલી પડેલું છે. દેવી ક્યાં ગયાં?" દેવીપુત્ર તુરત અચકયો, ને જોયું તો સિંહાસનપર કાલિકાની પ્રતિમા હતી નહિં. તેનું મોંઢું વીલું પડી ગયું, તથા તે બહુજ ઝંખવાઈ ગયો. પરંતુ તેણે એક તાલ કીધો. તુરત બારણાં બંધ કીધાં ને સૌને સમજાવ્યું કે આજ ઓચ્છવનો દિવસ છે માટે માતાજી ક્યાંઈ રમવા પધારેલાં હશે. રાજા સહિત લોકો ઘણીકવાર સુધી વાટ જોતા ઉભા રહ્યા, પણ તેટલા સમય સુધીમાં તો દેવીપુત્રની મહા દુર્દશા થઈ રહી. તે અત્યંત આશ્ચર્યથી ગભરાઈ ગયો, ને હવે શું કરવું તેનો તથા હવે પોતાની લજ્જા કેમ રહેશે, ને પ્રાણ કેમ બચશે તેનો વિચાર કરવા લાગ્યો. તેણે ઉપરઉપરના ઘંતરમંતરથી ને સ્તુતિપ્રાર્થનાથી દેવીને પ્રસન્ન કરવાના તથા સ્વસ્થાને પધારવાના ઘણાય ઉપાય કર્યા, પણ તેથી શું તેની ઘણાક દિવસની રૂડી પ્રકારની સેવાથી દેવી અતિ સંતુષ્ઠ થઈ–ધરાઈ ગઈ હતી (!!) એટલે હવે તે શાને માટે આવે?

હવેજ ખરેખરો ખેલ હતો! યજ્ઞભૂ, તું જો કે, પાપકર્મથી સંતુષ્ટ કરેલા દેવતાઓ પણ તે પ્રાણીને થતી પાપકર્મની શિક્ષાના ભાગીદાર થતા નથી. તે તો કરનારને પોતાનેજ માથે હાથ દઈ ભોગવવી પડે છે. માટે આ વખતે કાલીકાપ્રતાપને માથે મહાદુસ્તર સંકટ આવી પડયું. તેણે ઘણીકવાર "ઓ મા, ઓ માડી; ઓ મારી માતુશ્રી; ઓ જગજ્જનની;" વગેરે શબ્દોથી મોટી મોટી હાંકો મારી, ને આખરે લોકોના તથા રાજાના તળવળાટથી હારી મંદિરનાં બારણાં ઉઘાડયાં; પણ દેવીનું સિંહાસન તો પ્રતિમા વગર ખાલીજ પડેલું હતુ. પછી

રાજાએ દેવીની ઘણીએક વિનંતી કરી, ને સૌ લોકો સાથે મોટી ગર્જનાથી તેનો જય બોલાવ્યો, ત્યારે મંદિરના અંદરના ગંભારમાંથી એકાએક મોટો શબ્દ થયો, ને તે શાંત થયા પછી, પરમ ગંભીર અદૃશ્ય વાણીથી જાણે કોઈ બોલતું હોય, તેમ સંભળાવા લાગ્યું. યજ્ઞભૂ, એ ગંભીર વાણી દેવી કાલિકાનીજ હતી, ને તેજ અદૃશ્યપણે મંદિરમાંથી આ પ્રમાણે બોલી:-

"હે રાજા, રે દુષ્ટ સંગતે લાગેલા વૃદ્ધિચંદ્ર રાજા; હવે હું કદી પણ તારી દૂષિત સેવાને ગ્રહણ કરનારી નથી. માત્ર પોતાની જિવ્હાના સ્વાદને અર્થે અને પોતાના શરીરના પોષણને અર્થે અન્ય અવાચક પ્રાણીઓના શરીરોનો મારે બહાને જેઓ ઘાત કરનારા છે, તે મારા ભક્ત નહિ, પણ કેવળ મારા દ્રોહીઓજ છે. તેઓ પોતાનાં તે પાપકર્મોનું ફળ યથાર્થ ભોગવે છે, ને વળી તેમાં હું કદી પણ સહાયતા કરતી નથી. હું સચ્ચિદાનંદ પરબ્રહ્મની માયા-શક્તિ છું; તે પરમાત્માએ પોતાની ત્રિગુણાત્મક વિભૂતિરૂપે ધારણ કરેલા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, એ સર્વ રૂપોની અનુક્રમે સાવિત્રી, લક્ષ્મી, અને પાર્વતી આદિ શક્તિઓરૂપ રહેલી છું. મારૂં કાર્ય દુષ્ટોને સહાય કરવાનું નહિં, પણ તેમને તેમના કર્મો માટે શિક્ષા કરવાનુંજ છે. આ દુષ્ટ કાલિકાપ્રતાપના દુરાંકુરના પાશથી તું પણ મહા અજ્ઞાનાંધ થયલો છે; ને તેથી તારા રાજ્યમાં, ને ખુદ તારી નજરે થતા અધર્મની તને ખબર પડતી નથી. અને તે અધર્મ વળી એવો કે પરમાત્મસ્વરૂપને પામેલા અને સાક્ષાત્ બ્રહ્મરૂપ મહાત્માઓનો નિરપરાધે, કોઈના પણ ભય વગર ઘાત થાય છે-છતાં આજ બબે દિવસ થયાં, જેની શોધ પણ તારી તરફથી લેવાઈ નથી. તો હે દુષ્ટ ભૂપતિ, તને ધિક્કાર છે. તું આ પરમ ચાંડાલરૂપ કાલિકાપ્રતાપ, કે જે કેવળ પાખંડને પ્રવર્તાવનાર અને પાખંડરૂપજ છે, તેને અનુસરે છે. તે દુષ્ટે કાલે એક મહાપુરુષનો અતિ નિંદ્યપણે ઘાત કરાવ્યો, ને આજે વળી અધુરામાં પૂરૂં મારા ઓચ્છવને બહાને તે મરનાર મહાત્માના કૃપાપાત્ર શિષ્ય અને પરમપદને પહોંચેલા, આ તારી પછવાડે ઉભેલા ઋષિપુત્રનો ભોગ આપવાને ઈચ્છે છે; ધિક્ ધિક્: એ મહા ચાંડાલ બ્રહ્મઘાતીને હું શી શિક્ષા કરૂં ? અરે રાજા, એ પરબ્રહ્મને પામેલા મહાત્માઓનો કેટલો પ્રતાપ છે, એ તું જાણતો નથી. એઓ સાક્ષાત્ ભગવદ્રૂપ છે; એમને દેખીને કાળ પણ

કંપે છે; ઈંદ્રાદિ દેવતાઓ તેમની આજ્ઞા માને છે; ને સર્વ ઉપર એમની સત્તા ચાલે છે. તેમનાં દર્શન માત્રથી મનુષ્યનાં પાપ નાશ થાય છે. ગંગાદિ તીર્થો આખા જગતનાં પાપને હરણ કરે છે; અને તેમનાં પાપ એ બ્રહ્મરૂપ મહાત્માઓથી નાશ થાય છે. એવા મહાત્મા પુરુષની અવજ્ઞા કરનારને વા તેમનો એક યતકિંચિત્ અપરાધ કરનારને હું જોઈ શકતી નથી, તો પછી તેમના દેહનો નાશ કરનારને માટે કેટલી બધી મહાન્ શિક્ષા હોવી જોઇએ? માટે રાજા, એ દુષ્ટ અને મારા નામને તથા માર્ગને પણ તેનાં ભૂડાં કર્મથી દૂષિત કરનાર કાલીપુત્રને અહીંથી દૂર કર; એનું મ્હોં કાળું કર; ને તેને યોગ્ય શિક્ષા કર; તથા આ મહાત્મા ઋષિપુત્રને પ્રસન્ન કર; એની આજ્ઞાને અનુસર; એનેજ પોતાનો ગુરુ કર; ને એનીજ રૂડી પ્રકારે સેવા કર—જેને હું મારીજ સેવા કરી માનીશ."

તુરત તે અદૃશ્ય વાણી બંધ પડી, કે રાજા તથા લોકોના મનમાં અતિ આશ્ચર્યે ઘર કર્યું. મહાકાળીએ કરેલા કાલીપુત્રપરના આક્ષેપથી લોકો સ્તબ્ધ થઈ ગયા; તથા કાલીપુત્રના આત્માને મૂકવા માર્ગ પણ રહ્યો નહિ. તેના રામ રમી ગયા; ને તે કેવળ નિ:સત્વ થઈ રહ્યો. તેને એકે દિશા સૂઝી નહિ. રાજાએ તુરત પેલા મહાનુભાવ ઋષિપુત્ર તરફ દૃષ્ટિ કરી. આ સમયે ઋષિપુત્રનું સ્વરૂપ અતિ ભવ્ય, પણ સૌમ્ય અને મહાતેજસ્વી થઈ રહેલું હતું. પામરજનોની તેની પાસે જવાની તો શું, પણ તેના સામું જોવાની પણ હિંમત ચાલી શકતી નહોતી. મહામાયા કાલિકાનાં અદૃશ્ય વચનો સાંભળી, રાજા અત્યંત દીન થઈ તેના ચરણમાં પડયો, ને "ક્ષમા કરો, ક્ષમા કરો," ઈત્યાદિ શબ્દો બોલતાં તેણે વારંવાર નમસ્કાર કરવા માંડયા. પછી ઘણીક વિનંતી કરીને તેણે ઋષિપુત્રને તેના ગુરુના મરણ વિષે સઘળી વિગત પૂછી. ઋષિપુત્રે જણાવ્યું કે, "રાજા, મારા પુણ્યાત્મા ગુરુદેવ ફરતા ફરતા પોતાના આશ્રમથી આ મંદિરના પરથારપર આવી, ગંગાતટ ઉપર દૃષ્ટિ કરી, ઈશ્વરની અદ્ભુત લીલાનું અવલોકન કરતા બેઠા હતા, ત્યારે આ દુષ્ટ પાખંડીએ તેમનું અપમાન કરી, તેમને ફરી બેસવાનું કહ્યું. પણ મહાત્માજનોને માન તથા અપમાન સરખાંજ છે, તેથી તેના કહેવાપર કશું ન લક્ષ દેતાં તે ફરીને બેઠા. એવામાં તે પાખંડી કાલીપુત્ર ધ્યાનનો ડોળ કરી બેઠેલો હતો, ત્યાં તેમની દૃષ્ટિ ગઈ.

પણ હે રાજન્, મહાત્મા પુરુષોથી કંઇ પરમનની વાર્તા છાની રહેતી નથી, તેથી તેમણે આ પાખંડીના મનની વાત જાણી લઇ, તેના પર દયા કરી તેને કહ્યું કે, 'અરે દેવી ભક્ત, તું ચિંતા શાને કરે છે? તું જેનું ચિંતન કરે છે, તે વસ્તુ તારા પગ નીચેજ છે. " એ સાંભળી તેમના પ્રભાવને ન જાણતાં, આ દુષ્ટે તેમને કેટલુંક તાડન આદિ કષ્ટ આપી, તેમનો દેહ ઘાત કર્યો. ત્યારે હું તેમનો શોધ કરતો અહીં આવ્યો, તો આજે પણ તેને તેજ વસ્તુનું ચિંતન કરતો જોયો. ત્યારે મેં જાણ્યું કે આજ દૃષ્ટ મારા ગુરુનો ઘાત કરનાર છે. પછી મેં પણ તેને તેમજ કહ્યું. પણ તે તેને ન રૂચતાં પોતે કાલિકાનું ચિંતન કરે છે, એમ લોકોને બતાવવા યત્ન કરયો. હવે તેને પૂછ કે તું શાનું ચિંતન કરે છે? જો તે નહિ માને તો હું હમણાં બતાવીશ."

આ ઉપરથી કાલીપુત્રને રાજાએ ખૂબ દાબથી પૂછયું, પરંતુ તેણે કંઈ સીધો જવાબ આપ્યો નહિ. ત્યારે ઋષિપુત્રે કહ્યું, "રાજા, દુષ્ટજનો પોતાનો અપરાધ કદી કબૂલ કરતા નથી. તેઓ ગમે તેમ કરીને પણ પોતાને લોકોમાં મોટા કહેવડાવવા યત્ન કરે છે. પણ સાંભળ: એ સમયે એ કાલીકાપ્રતાપ પોતાના પુત્રના વિવાહાર્થે તારી પાસેથી પુષ્કળ ધન કઢાવવાની મોટી યોજનામાં હતો, ને મનમાં એમજ ચિંતન કરી રહ્યો હતો, કે આ હમણાં લગ્નગાળો ચાલે છે, માટે આજે રાજા આવે એટલે તેને કહીને પુત્રના વિવાહનો ખરચ કરવા માટે પુષ્કળ દ્રવ્ય ઓકાવું. આથી મારા કૃપાળુ ગુરુજીએ તેને કહ્યું કે-'તું ચિંતા ન કર. તારા મનમાં ઈચ્છા છે, તે વસ્તુ તારા પગ નીચે છે," પણ એ મૂઢ સમજ્યો નહિ. રાજા, એ વાતની પ્રતીતિ માટે એ કાલિકાપ્રતાપના આસન નીચે હમણાંજ ખોદાવ, અને જોકે ત્યાંથી કેટલું બધું દ્રવ્ય નિકળે છે!" રાજાએ તુરત અનુચરોને આજ્ઞા કરી ને ત્યાંથી આરસપાહાણની લાદીઓ ઉખેડાવી તે નીચે ખોદાવવા માંડયું. હાથ, બે હાથ, ને ચાર હાથ ખોદતાં તો અંદરથી એક મોટું તામ્રપત્ર નિકળ્યું. તેમાં લખ્યું હતું કે-આથી ત્રણ હાથ નીચે મોટા તાંબાના સાત ચરૂ દાટેલા છે, જેમાં અનુક્રમે લક્ષલક્ષ રૂપું, સોનું, હીરા, મોતી, માણેક, પન્ના અને નીલ મણિઓ ભરેલા છે. ખોદતાં ખોદતાં એક પછી એક તે મજબૂત બંધ કરેલા ચરૂઓ નિકળ્યા, જેમાંનું દ્રવ્ય કાઢી જોતાં આખા

મંડપમાં જળહળાટ થઈ રહ્યો! રાજા તથા સર્વ લોક અત્યંત આશ્ચર્ય પામ્યા, અને તુરત રાજાએ ઘણા પ્રેમથી ઋષિપુત્રના ચરણ પકડી તેમાં પોતાનું મસ્તક મૂકી દીધું. પછી તે બોલ્યો, "હે મહાત્મા, હે સાક્ષાત્ ભગવદ્રૂપ પરબ્રહ્મપુત્ર, આપનો પ્રભાવ નહિ જાણનાર તથા આપના મહાન્ પ્રતાપી ગુરુદેવનો ઘાત કરનાર, આ દુષ્ટ કાલીપુત્રને હું ઘણી દુસ્તર શિક્ષા કરીશ. એ દુષ્ટને હું આપના જોતાંજ યમલોક પ્રત્યે મોકલીશ. પરંતુ મહારાજ, અમ અજ્ઞાનીઓનો અપરાધ ક્ષમા કરો, ને અમારાપર દયા કરો. આપનો પ્રતાપ સાક્ષાત્ મહાકાળીથી પણ સહન થઇ શકયો નહિ તો પછી અમ પામરોનું શું ગજું? હે મહાત્મા! અમો સહુ તમારે શરણે છીએ; ને હું તમારો શિષ્ય છું, મારો અનુગ્રહ કરો." આ પ્રમાણે વિનંતી કરતા વૃદ્ધિચંદ્રને તે ઋષિપુત્રે હાથ ઝાલી બેઠો કર્યો, ને તેની સાંત્વના કરી. રાજાએ તુરત કાલિકાપ્રતાપને સખત બંધન કરવાનો હુકમ કર્યો. ને તુરતને માટે તેને કારાગૃહમાં નાંખવાનું કહી ઋષિપુત્ર સાથે પોતે ઉત્તમ રથમાં બેસી સઘળા સમાજ સાથે રાજગૃહ ભણી ગયો.

રાજગૃહમાં ઋષિપુત્રની અતિ ભાવપૂર્વક અર્ધ્યપાદ્યાદિથી પૂજા કરી, ને ભોજનપાનાદિથી સંતુષ્ટ કરવા માટે વિનંતી કરી. પણ પોતાના ગુરુની ઉત્તર ક્રિયા કર્યા વગર પોતે તેમ કરવાની ના પાડી. રાજાએ તુરત તે મહાત્માનું શરીર જ્યાં દાટયું હતું ત્યાંથી કઢાવ્યું, ને ગંગા તટપર ચંદનકાષ્ટની ચિતા ખડકી, ઋષિપુત્રે યથાવિધિ પોતાના ગુરુને અગ્નિદાહ દીધો. બીજે દિવસે રાજાએ અતિ કોપાયમાન થઈ કાલીપુત્રને કમર સુધી જમીનમાં દટાવ્યો, ને લોકોને સખત હુકમ કીધો, કે સૌએ એને ઓછામાં ઓછા પાંચ પથરા, વા શસ્ત્રના ઘા મારવા. આવી શિક્ષા થવાથી તે પાખંડી કેટલાક દિવસપર્યંત રીબી રીબીને, ઘણી ચીસો નાંખતો ભયંકર આકૃતિવાળા યમદૂતોને અધીન થયો.

પછી રાજા ઋષિપુત્રનો અનન્યભાવથી શિષ્ય થઈ રહ્યો, ને નિરંતર, તેનાં વચનામૃતનું સદ્ભાવનાથી શ્રવણ કરતાં, તેને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું: જેથી તે જીવન્મુક્ત થયો છતો પરમાત્મસ્વરૂપને પામ્યો. મહાત્મા પુરુષનાં દર્શન, સેવન અને અનુકરણથી પરમ સદ્ગતિ થાય છે.

આ ઈતિહાસપરથી તારા જાણવામાં આવ્યું હશે, કે કુપાત્ર

(અપાત્ર)ને ઉપદેશ કરનાર પુરુષ, તે મહાત્મા ગુરુની પેઠે પ્રાણ ખૂએ છે; ને એવા મહાત્મા પુરુષને દુઃખ દેનારની પેલા પાખંડી દેવીપુત્રના જેવી મહા દુઃખરૂપ ગતિ થાય છે. તેમજ પામરજનો જે બ્રહ્મસ્વરૂપને શોધવું જોઈયે–જાણવું જોઈયે–જે પોતા પાસેજ છે, તેને જાણતા નથી, ને તેથી ભૂલમાં ભમે છે. તું હવે જ્ઞાન પ્રાપ્ત કરવાને યોગ્ય–પાત્ર (અધિકારી) થયલો છે, માટે તે જ્ઞાનરૂપી અમૃત તારા શ્રવણપુટ રૂપી પાત્ર (વાસણમાં)માં હું સ્રાવ કરીશ.

સચિવ, (યજ્ઞભૂ પોતાના પ્રધાન વિશાલકેતુને કહે છે) તે મહાત્મા મને આ ઈતિહાસ કહેતા હતા તે સમયે, જ્યારે પેલા ઋષિપુત્રના ગુરુને કાલિકાપ્રતાપની આજ્ઞાથી મારાઓ શસ્ત્ર ખેંચીને મારવાને માટે ઊભા રહ્યા, ને તે વેળા તે મહાત્મા ગુરુએ હસી પડી જે ગુહ્ય ભાષણ કરવા માંડયું, તે શા સંબંધે હતું, એ પૂછવાને મારી ક્યારની ઈચ્છા થઈ રહી હતી. માટે જ્યારે આ ઈતિહાસ પૂરો થઈ રહ્યો ત્યારે હું તે વાત તે યોગીશ્વરને પૂછવા જતો હતો, કે તુરત તે પોતાની મેળે બોલી ઊઠયાઃ—"ધન્ય છે રાજપુત્ર, સદગુરુની આગળ તારા જેવાજ સચ્છિષ્ય ;અને તારા જેવાજ શ્રોતા જોઈએ. તેઓ ગુરુનાં પ્રત્યેક વાકયોપર પોતાના અંતઃકરણની વૃત્તિઓને ચોંટાડી તેનું મનન કરે છે; ને સદ્‌ગુરુનાં હરેક વચન અવશ્ય મનન કરવા યોગ્યજ હોય છે. જો કે મેં તને એક ઈતિહાસ માત્ર પાત્રાપાત્રના વિચાર માટે કહ્યો, અને તેનું ફળ–અપાત્રને ઉપદેશ કરવાથી વિટંબણા અને સત્પુરુષને દુઃખ કરનારા દુષ્ટને યોગ્ય શિક્ષા આપોઆપ થાય છે, એ બતાવ્યું; પણ તેમાં સારી રીતે વિચાર કરી જોતાં આખા ઈતિહાસમાં બહુ બહુ પૃથક્ પૃથક્ બાબતો આવી ગઈ છે. પાખંડ કરનારાઓ કેવા હોય છે, તેઓ લોકોને પોતાની તરફ કેવી રીતે આકર્ષી લે છે, તેઓ કેટલો મોટો દંભ કરે છે, પોતાને માટે–પોતાની વડાઈને માટે તેઓ બ્રહ્મહત્યાદિ મહાપાતકો કરતાં, પણ ભય ધરતા નથી; વળી એથી ઉલટું બ્રહ્મવિત્ (પરમાત્માના સ્વરૂપને જાણનારા) પુરૂષોનાં લક્ષણ કેવાં હોય છે, તેઓ કેવળ ગાંડા અને ભ્રમિષ્ટ સરખા રહી, જડ, મૂક, બધિર અને પિશાચવત્ બહિરાચરણો કરે છે, તેમને ગમે તેવાં વચનો કહેવાથી ખેદ કે આનંદ થતો નથી, તેઓ પોતાનો દેહ પડો કિંવા રહો તેની પણ કશી પરવા રાખતા નથી, તથા મરણ સમયે પણ જેને કશો ખેદ કે શોક

નથી, ઈત્યાદિ ઘણાંક દૃષ્ટાંતો એમાં આવી ગયાં છે. તેવીજ રીતનું આ તારૂં પૂછવાનું દૃષ્ટાંત પણ છે, માટે સાંભળ: એ મહાત્મા ઋષિપુત્રના ગુરુએ મરતી વખતે લોકો વચ્ચે ઉભા રહીને જે કહ્યું, તે પોતાના દેહ પ્રત્યે હતું. તેમણે પોતાના દેહને પોતાનો મિત્ર ઠરાવ્યો—જન્મથી તે મરણપર્યંત એક પળ પણ વગર છુટા પડવે, તે તેની સાથે રહ્યો. વળી તે દેહરૂપ મિત્રનો પોતાનાપર મોટો ઉપકાર થયલો માન્યો-જગત્‌માં પ્રાણીમાત્રના જેજે દેહો છે (સ્થાવર જંગમાદિક સર્વ—જળચર પ્રાણીઓ; પશુ, પક્ષી, તિર્યક આદિ સઘળા પ્રાણીઓ કે જેને શરીર છે.) તે સર્વ કરતાં નરદેહ (મનુષ્ય શરીર) અત્યંત ઉત્તમ છે; અને પ્રાણીનાપર જ્યારે પરમાત્માની સંપૂર્ણ કૃપા થાય છે, ત્યારે તેને તે નરદેહ પ્રાપ્ત થાય છે. એ દેહનો સંગ કરીને આત્મા અનેક સત્કર્મો કરી શકે છે; સત્સંગતિ થઈ શકે છે; સદ્વિદ્યા પ્રાપ્ત કરાય છે, ને ભગવદ્‌ભક્તિ કરી પરમાત્મા પુરુષોત્તમનાં ચરણકમળ પણ એ દેહનો સંગીજ મેળવી શકે છે, માટે તેમણે પોતાના દેહને કહ્યું કે, હે મિત્ર, તારી મિત્રતા મને અત્યંત ઉપકારક અને યોગ્ય થઈ પડી છે—કે જેથી મેં હરિભક્તિ કરી પરમાત્મસ્વરૂપનું જ્ઞાન મેળવ્યું; ને હું જીવનમુક્ત થયો—હવે ફરી મને તારા જેવા બીજા મિત્રની જરૂર પડવાની નથી—અર્થાત્ ફરીને મને નરદેહ પ્રાપ્તિની કોઈ કાળે આવશ્યકતા નથી. વળી તેણે કહ્યું કે હે દેહમિત્ર, તારો દુર્લભ પ્રસંગ પ્રાપ્ત થયા છતાં, તેને જે મનુષ્ય ફોકટમાં ગુમાવી દેછે, અર્થાત્ આ ઘણે કષ્ટે પ્રાપ્ત થયેલો નરદેહ ધારણ કરી જેઓ તેનું મહત્વ સમજતા નથી અને તે પ્રસંગે કરવાનાં ઉત્તમ કૃત્યો ન સાધી લેતાં, તે આયુષ્ય માત્ર હસવામાં, ખેલવામાં, પરનિંદામાં, અને એવાં બીજાં અનુચિત કાર્ય કરવામાં ગુમાવે છે, તેઓપર પરમાત્મા જરૂર કોપે છે. સંસાર સાગરને તરવા રૂપ સાધનો કરવા માટેજ ખાસ પરમાત્માએ જીવને નરદેહ આપ્યો છે, અને પછી જીવ તેને સહજમાં ગુમાવી દે, તો તે દયાળુ પ્રભુ કાં કોપાયમાન્ ન થાય? પછી એ પરમાત્માના કોપને લીધે જીવોને બીજા નીચપંક્તિના મિત્રો સાથે વસવું પડે છે—અર્થાત્ નરદેહનો દુર્લભ પ્રસંગ ગુમાવનારા જીવોને પછી બીજા વિલક્ષણ (નરદેહ કરતાં જુદા એટલે પશુ, પક્ષી, કીટ, પતંગ, જળચર ઈત્યાદિ યોનિના દેહ) નીચ દેહ વારંવાર ધારણ કરવા પડે છે. તેનાથી પછી સંસાર તરવાનું કશુંએ સાધન બની શકતું નથી.

એ મહાત્માએ પોતાના દેહ પ્રત્યે એવી ઉક્તિ કરીને નરદેહનું મહાત્મ્ય દર્શાવ્યું છે. નરતનુ બહુ ઉત્તમ છે. એની મહત્તા કોણ વર્ણવી શકે એમ છે? નરતનુને ધન્ય છે. કે જેના સંગથી જીવ સાક્ષાત્ શિવરૂપ થઈ શકે છે! સાક્ષાત્ મોક્ષનું દ્વાર નરતનુજ છે. આ મહા દુસ્તર ભવરૂપી સાગર તરવાનું ઉત્તમ નાવ નરતનુજ છે. નરતનુ સંપૂર્ણ તનુ માત્રનો અધિપતિ છે. સર્વ અન્યતનુ ધારીઓ પર તેની સત્તા ચાલે છે. તું પ્રત્યક્ષ ઉદાહરણ જો કે એક નરદેહધારી પુરુષ પોતાની આત્મશક્તિવડે કીડીથી મોટા ઐરાવત જેવા હસ્તીને પણ વશ કરી તેને પોતાના તાબામાં રાખી શકે છે. દૂર શું કામ જવું! કયાંય એવું સાંભળવામાં આવ્યું છે, કે ગમે તેવા બળવાન્ એકાદા હસ્તીએ કિંવા વિકરાળ સિંહે કે વ્યાઘ્રે કોઇ પુરુષને પોતાને વશ કરી લીધો?

એ તો સઘળું ઠીક; પણ અત્યારસુધી યત્ન કરી તને મેં આ ઈતિહાસ સંભળાવ્યો, તેનું ખરૂં રહસ્ય તો એક બીજુંજ છે. આજે પ્રથમ તેં તારા મનમાં એ શંકા કરી હતી કે, "પરમાત્મા કે જે સર્વ શકિતમંત અને સર્વાંતર્યામી તથા સર્વેશ્વર છે, તેમની આપણે (મનુષ્યે વા દેહધારી આત્માએ) સેવા કરવી અને પરમ પ્રેમળભક્તિ કરી તે સર્વવ્યાપી પ્રભુનું સ્વરૂપ પ્રાપ્ત કરવું એ સર્વોત્તમ સિદ્ધાંત છે, તો તે પરમાત્મા પ્રાપ્ત કરવા યોગ્ય કયો માર્ગ છે? શું તે જૂદેજ સ્થળે રહેનારો વા જૂદોજ હશે?

તારી એ શંકાના નિવારણ રૂપજ ખરેખર પેલા ઋષિપુત્રના ગુરુનું કાલિકાપ્રતાપ પ્રત્યે કહેલું વચન હતું. તેમણે તે ધ્યાન કરતા દેવી પુત્રને ધ્યાનમાર્ગે ફાંફાં મારતો ચિંતવવાનું છોડી બીજીજ વસ્તુ ચિંતવતો જોઇ, તેની ભ્રમણા મટાડવાને તેનાપર દયા કરી, એમ કહ્યું હતું કે, "હે દેવી ભકત, તું જેનું ચિંતન કરે છે; તે તારા પગ નીચેજ છે, અર્થાત્ તારી પાસેજ છે. એને માટે તારે કયાંઈ બીજો યત્ન કરવો પડે તેમ નથી, માટે શા સારૂ ફાંફાં મારે છે?" આ મહાત્મા પુરૂષની વાણી ઘણી ગર્ભિત હતી. તેમાંનો એક ઇતિહાસ તો સ્પષ્ટ મેં તને સંભળાવ્યો. (કે તું દ્રવ્યનું ચિંતન કરે છે, તો તે તારા પગ નીચેજ છે; અને તે સ્થળે ખોદવાથી તે મળ્યું પણ હતું.) પણ બીજો અર્થ મહા ગૂઢ અને પરમ આનંદકારક છે. મહાત્માજનોના અંતઃકરણમાં

નિરંતર ચિંતન માત્ર પરમાત્મ સ્વરૂપનુંજ હોય છે, અને તેથી તેઓ વાતચિત પણ તે સંબંધેજ કરે છે. એથી તેમણે તે ધ્યાનીને એવા આશયથી કહ્યું કે, " રે, તું અધ્યયન કરે છે ખરો, પણ તારૂં સઘળું ધ્યાન દાંભિક છે, અને તેનું કંઈ પણ ફળ થનાર નથી, કેમકે જે વસ્તુ પાસે હોય તેને ન જોતાં અને ન જાણતાં બીજે સ્થળે શોધવાનાં ફાં ફાં મારવાથી તે વસ્તુ કેમ મળે ? તું દ્રવ્યનું ચિંતન કરે છે, છતાં તે તારી પાસેજ છે, અર્થાત્ ધ્યાન કરવા ને ચિંતન કરવાને યોગ્ય જે પરમાત્મસ્વરૂપ તે તો તારી પાસેજ છે. તે તુંજ છે. તારા આત્મામાં છે. તારા અંગમાંજ છે. તુંમાંજ છે. તો તેને જાણશે, જોશે એટલે તે તારૂં ચિંતવેલું સમગ્ર દ્રવ્ય પણ તારી પાસેજ આવી ચૂકયું સમજજે." આ બોધ યોગ્ય છે. કોઈ મનુષ્ય થોડુ સુવર્ણ પ્રાપ્ત કરવાને ઘણોક યત્ન કરી મથતો હોય, પણ જ્યારે તેને માલમ પડે, કે પોતાના હાથની વીંટીમાં જે મણી છે તે પારસમણી છે. કે જેને અડકતાં ઘસાતાં માત્રમાં બીજી હલકી ધાતુ સુવર્ણ થઈ જાય છે; એટલે તેના હાથમાં આખી સુવર્ણની ખાણ આવી ગઇ, પછી તેને થોડા સુવર્ણ માટે મહાયત્ન કરવાની શી જરૂર ? માટે તે પરબ્રહ્મ પરમાત્મા, કે જેમાંથી હું, તું અને જડ ચૈતન્યાદિ આખું બ્રહ્માંડ ઉત્પન્ન થયલું છે, ને જેના સ્વરૂપમાંજ સ્થિતિ કરી રહેલું છે, તે પરમાત્માના સ્વરૂપની જ્યારે પ્રાપ્તિ થઈ, ત્યારે આખા બ્રહ્માંડમાંની સર્વ વસ્તુની પ્રાપ્તિ થઈજ, પછી બીજે શોધવાની શી જરૂર ? પરમાત્મા વગર બીજું દ્રવ્ય શું કામનું છે?

'તે પરમાત્મા શું જૂદો હશે ?' ના; તે તારી પાસેજ છે, અર્થાત્ તે તે તુંજ છે, તે તારામાંજ છે; અને તને પોતાનેજ તારે જાણવાનો છે. તે એ તુંજ છે. તું તો શું, પણ આખું જગત્ તે તેજ છે, અને તે તે આખું જગત્ છે. હમણાંજ તને મેં કહ્યું કે આખું જગત્ તે પરમાત્મામાંથી ઉત્પન્ન થયું છે. જેમ એક દીપકમાંથી બીજા અનેક દીપક પ્રકટી શકાય છે. (અર્થાત્ તે સઘળા એકમાંથીજ ઉત્પન્ન થયા, અને તેમાંનો પ્રકાશ કરનારો તેજરૂપ અગ્નિનો ભાગ એ પણ સઘળાઓમાં એકજ છે, તેમ.) વળી સુવર્ણ એ મૂળ એકજ વસ્તુ છે, ને તેમાંથી વેડ, વીંટી, બાજુબંધ, મોહનમાળા, કંઠી, વાળી, ઝુમણાં, ફૂલ ને શેષફૂલ ઈત્યાદિ અલંકારો બને છે, પણ તેઓને ગાળી નાંખ્યા હોય તો આખરે સોનુંજ ને ન

ગાળ્યું તોપણ સોનુંજ છે; તો પછી તે પ્રત્યેક અલંકારોથી સોનું જુદું કેમ કહેવાય? તેવીજ રીતે એ પરમાત્મા, કે જેમાંથી તું ઉત્પન્ન થયો, તે તારાથી જૂદો નથી; અને જેમ તે અલંકારોની કાળાંતરે કૃતિવિકૃતિ થયે તે પોતાના મૂળસ્વરૂપનોજ આશ્રય કરે છે-જેમ સુવર્ણને મૂળ રૂપ થવું એજ તેની ગતિ છે; તેમ તે પરમાત્મા રૂપી મૂળ સ્વરૂપને પ્રાપ્ત થવું એજ તારી (સૌને ની) પણ ગતિ છે. માટે તે તારા સ્વરૂપનેજ પ્રાપ્ત કર. (જો.) અને તેનુંજ ચિંતવનકર; (તેને જાણ.) જેથી સર્વ જગત તારે હસ્તામલકની પેઠે (હાથમાં રહેલા આંબળાની પેઠે) સ્વાધીન અને દૃશ્ય થશે. વળી તું કદાચ એમ ધારતો હોય કે એમ જગત્રૂપે પરમાત્મા કેમ થયા! તો સાંભળ: શાસ્ત્રમાં કહ્યું છે કે रमणार्थ मिदं सर्वं ब्रह्मैव स्वेच्छाऽ भवत् ॥ જ્યારે પરમાત્માને રમવાની (નાના પ્રકારની ક્રીડા કરવાની) ઈચ્છા થઈ, ત્યારે તે પોતેજ પોતાની ઈચ્છાથી આ સર્વ જગત્રૂપે થયા. તે સિદ્ધ કરવાને શ્રુતિમાં પણ કહ્યું છે કે एकाकी नरमते-सद्वितीी यमैच्छत् ॥ તે (પરમાત્મા) એકલો રમણ કરતો નથી (રમી શકાયજ નહિ. વ્યવહાર પક્ષે-એકહાથે તાળી પડેજ નહિ તેમ) માટે તે બીજાની ઈચ્છા કરે છે. તેટલા માટે હે વત્સ, પોતાને રમણાર્થ પરમાત્માએ આ જગત ઉત્પન્ન કીધું (તેનામાંથી ઉત્પન્ન થયું. કેમકે તેને કંઈ ઉત્પન્ન કરવાને શ્રમ કરવો પડતો નથી. એ તો તે સમર્થની ઈચ્છા થતાંજ તેના સ્વરૂપમાં ઉત્પન્ન થઈ જાય છે.) માટે તે રૂપ જોવા માટે પ્રથમ તું તારા રૂપને જો.

વળી હે મર્ત્ય લોકના માનવી, તું એમ ધારે છે, કે તે કાલિકાપ્રતાપને મહાત્માએ દાંભિક શા આશયથી કહ્યું? એકાગ્ર મનવડે ચિંતન કરવું, તેનેજ તેનું ધ્યાન કહેવાય. ધ્યાન કરતી વખતે જ્યાં મન લાગેલું હોય, અથવા જે વ્યાપાર કરતું હોય તેનુંજ તે ધ્યાન ગણાય; પણ બીજાનું (જેનું ધ્યાન કરવાનો પોતે ડોળ ઘાલ્યો હોય તેનું) ગણાય નહિં. પરમાત્માનું ધ્યાન કરવા બેસે, પણ આંખ્યો મીચી એટલે મન રૂપવતી સ્ત્રી તરફ, વા દ્રવ્ય ઉપર દોડે; અને તે મને કેમ મળશે, તેને મેળવવા માટે હું શો યત્ન કરૂ, તે મને મળે તો હું કેવો સુખી થાઉં, ઈત્યાદિ સંકલ્પ કરે છે, તો તે ધ્યાન પરમાત્માનું શાનું કહેવાય? અને તેના ધ્યાનમાં પરમાત્મ સ્વરૂપનું દર્શન શાનું થાય? જ્યાં મનની એકાગ્રતા, તે વસ્તુની

પ્રાપ્તિ-એ દૃઢ નિયમ છે. માટે મનુષ્યે પ્રથમ પોતાના મનનેજ ઓળખવું અને વશ કરવું, જેથી સઘળું સિદ્ધ થાય છે. ભક્તિ, જ્ઞાન, ચિંતન, હું તું પણાનું અભિમાન, તે કરનારી બુદ્ધિ, અને સારાસાર વિચાર, એ સહુ કેવળ મનુષ્યના મન ઉપર અવલંબીને રહે છે. જ્યાં મન છે ત્યાં તેઓ સઘળાં છે; જ્યાં મન પહોંચે છે, ત્યાં તેની સાથેજ તેઓ જઈ પહોંચે છે. શરીરમાંની કર્મ તથા જ્ઞાન કરાવનારી દશ ઈંદ્રિયો એ પણ મનનેજ અધીન છે આ સર્વેનો રાજા મન છે. અને મન કહે છે, તેટલુંજ તેઓ કરે છે. આનું પ્રત્યક્ષ પ્રમાણ જોવું હોય તો સાંભળ: સંક્ષિપ્ત ઉદાહરણથીજ તને સમજાવું. કોઇ મનુષ્યે અમુક સ્ત્રીનો વા પુરુષનો વધ કર્યો છે, માટે રાજા તેને દેહાંતદંડની શિક્ષા કરવાનો છે, હવે તેને મરવાની ઘડી નજીક આવી પહોંચી છે, તે સમયે પંચામૃતનાં સંદર ભોજન તૈયાર કરી તેને જમવા માટે આગ્રહ કરવામાં આવે, તો શું તે અપરાધી મનુષ્યને તે મીઠાં લાગશે? કે કોઈ નવયૌવના સૌંદર્યશીળ સ્ત્રી તેને પોતાના હાવભાવથી મોહ પમાડી શકશે? નાના પ્રકારના ઉત્તમોત્તમ સૌગંધિક પદાર્થોના સુંધાડવાથી તેને આનંદ થશે? ત્યારે શું મીઠા સ્વરવાળા ગાયનથી તેની ચિંતા ભૂલાવી શકાશે? એ સમયે તે બીજા કશાનું ચિંતવન કરી શકશે નહીં, તેમજ તેને તે સમયે, "આપ મોટા પુરુષ છો, આપ બુદ્ધિમાન્ છો, ગુણવંત છો, આપે ફલાણાં ફલાણાં મોટાં કાર્ય કર્યાં છે," ઈત્યાદિ વચનોથી તેની સ્તુતિ કરશે, તો તેને તે વાતે મોટાઇ વા અભિમાન આવશે? નહિજ. ગળે તલવાર ને મ્હોંમાં સાકર એ કેમ મીઠી લાગે? પંચામૃત જમતી વખતે તેની નાસિકા, ચક્ષુ, શ્રોત્ર, ઈત્યાદિ ઇંદ્રિયોમાંથી સુંઘવાનો, જોવાનો, સાંભળવાનો વગેરે ગુણો જતા રહેતા નથી, પણ તે છયે ઈંદ્રિયો અને ચિત્ત, બુદ્ધિ અહંકારાદિ અંતઃકરણો એ સઘળાંઓનું અધિષ્ટાતા જે **મન,** તે એ સમયે તેમાંના કોઇ પણ વિષયપર ચોંટતું નથી. તેને તો એજ ચિંતા લાગી રહી છે કે, "મારે હમણાં મરવું છે. રે-હમણાં મારા પ્રાણ જશે. હાય, હમણાં મારો શિરચ્છેદ થશે." માટેજ તેને તેમાંનું કશું સારૂં લાગતું નથી, ને તે કશાપર લક્ષ દેતો નથી. જે વિષયપર મન હોય છે, તે વિષયનેજ ઈંદ્રિયો પણ ગ્રહણ કરી શકે છે. મન ન હોય ત્યાં ઈંદ્રિયો સ્વતંત્ર રીતે કાર્ય કરી શકતી નથી. તેથી જે સ્થળે મન હોય છે, તે ધ્યાન સિદ્ધ થાય

છે. કાલિકાપ્રતાપનું ધ્યાન દેવીમાં નહોતું પણ દ્રવ્યમાં હતું, ને તેથીજ તેને દાંભિક કહ્યો હતો.

દાંભિક ધ્યાનપૂજા કોઈપણ સ્વીકારતું નથી. માટે અલ્યા યજ્ઞભૂ, તું પ્રથમ સર્વ મૂકી પોતાના મનનો ગુરુ થઈ બેસ. સ્વાધીન અને સ્થિર થયલું મન પરમાત્મસ્વરૂપમાં લાગ્યું, કે તત્કાળ તેની પ્રાપ્તિ થશેજ અને પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ થઈ એટલે જગત્માંની અન્ય સર્વ વસ્તુની પ્રાપ્તિ થઇ ચુકી. માટે બીજી કશી ભ્રમણામાંપડી, ફાંફાં મારવાની જરૂર નથી. મન વશ કર્યા વગર–મન કેટલું પ્રબળ અને તેના ગુણ કેવા છે, તે યથાર્થ જાણી તેને પોતાને સ્વાધીન રાખ્યા વગર-કોઈ મનુષ્ય કદાચ કોટી વર્ષપર્યંત પરમાત્માને જાણવા ચાહે, પરંતુ તેનો તે સર્વ યત્ન મિથ્યા જાય છે; અને મનને સ્વાધીન કરી લેનાર માત્ર અમુક દિવસો વા અમુક ઘટિમાંજ તે પરમ પુરુષનાં દર્શન કરે છે. (પરમાત્માને જાણે છે.) એ માટેજ સૌથી પ્રથમ મનોનિગ્રહ કરવો. મનોનિગ્રહ સિદ્ધ કરી, પરીક્ષિત રાજા માત્ર સાત દિનમાં અને ખટ્વાંગ રાજા માત્ર બે ઘટિકામાં પરમાત્મપદને પહોંચી ગયો છે. શ્રી હરિ પૂર્ણ પુરુષોત્તમ તારાથી જૂદો નથી; ને તેમને જાણવા ઈચ્છનાર મનોનિગ્રહવાન્ દૃઢ જિજ્ઞાસુ પુરુષપર તે પ્રભુ કૃપા કરી તેને આપોઆપ પોતાના સ્વરૂપનું જ્ઞાન આપે છે: માટે એ સર્વ વાતનો સાર તને કહું, કે **તે છે તે તારી પાસેજ છે; તારૂં પોતાનુંજ તારે પ્રાપ્ત કરવાનું છે; ને તને પોતાનેજ તારે જાણવાનો છે; માટે તું પોતાને જો. તું તારો ગુરૂ થઈ બેશ.**"

હે વિશાલ, એટલું કહી તે મહાનુભાવ, અપ્રતિમ તેજવાળા, અને મેં કદી ન જોયલા એવા પરમઅદ્ભુત સ્વરૂપવાળા યોગીશ્વર વિરામ પામ્યા, ને તેમનું શરીર સમાધિ માટે આતુર થઈ રહેલું જોયું, એટલે હું ઉઠી, તેમને સાષ્ટાંગ પ્રણિપાત કરી, મારા સ્થાન પ્રત્યે આવ્યો.

---

## તૃતીયબિંદુ-ભવાટવી.

મહારાજ યજ્ઞભૂએ, પોતાના પ્રધાન વિશાલકેતુને તે પછી પોતાના ત્રીજા દિવસની વિતકવાર્તા આ પ્રમાણે કહી.

વિશાલ! તે મહાપ્રતાપી મહાત્મા, કે જે કોણ છે, તે હું કંઈ પણ જાણતો નથી, પણ જેણે મને મુક્તાધારી ઉપદેશ આપ્યો છે, તેણે

પ્રથમ મને સત્સંગપ્રતાપ દર્શાવી; નિત્ય, અજરઅમર પ્રભુનું પુજનયજન કેમ કરવું તે કહી; જ્ઞાનિએ કીયું કાર્ય કરવું ને કોને જોવો જાણવો તે જણાવી વિરામ્યા. પછી, ત્રીજે દિવસે પ્રભાતના, ઉદયાચળની શિખરીને શોભાવતો; તેના લલાટમાં મહાતેજસ્વી હિરો હોય તે પેરે શોભતો સૂર્યનારાયણ દેવતા ઉદયને પામ્યો, તે પેહેલાં તો હું સ્નાનાદિક ક્રીયા આટોપી લઈને તે મહાત્મા સમીપ ગયો. માર્ગમાં મુકુલપુષ્પો, જ્યાં ત્યાં પડેલાં હતાં, ને જેમાંથી સુગંધીદાર પરાગ મંદમંદ પવન ચોમેર ફેલાતો હતો, તે વીણી લઈ, ફરતાં ફરતાં એક સુંદર માળા મેં ગુંથી લીધી. અમર ને કિન્નર, વિદ્યાધર ને ગાંધર્વ, દેવ અને દાનવ, જે સ્થળે વારંવાર ફરીને વિલાસ વૈભવ ભોગવે છે, ને જે પર્વત મંદરાચળથી પરાક્રમમાં શ્રેષ્ઠ હોવાથી, જાણે પોતાની કીર્તિરૂપી કીરણો ચોતરફ ફેલાવી એલ શોભી રહ્યો છે, તેની શોભા નિરખતો નિરખતો, હું આગળ વધ્યો. ચાલતાં ચાલતાં મને વિચાર આવ્યો, કે એ મહાત્મા તે કોણ હશે? શું અનેક દેવ ઉપદેવે સેવિત શિવજી તો નહીં હોય? પણ તેઓ આ ગિરિયર ગિરજા રહિત કેમ? જાન્હવી ક્યાં છે તેમના જટાજુટમાં? એવો વિચાર કરતો કરતો હું તે મહાત્માની સમીપ ગયો; મહાત્મા પણ જાણે મારીજ રાહ જોઈને બેઠા હોય. તેવી રીતે પૂર્ણપ્રેમદૃષ્ટિથી મને નિહાળી આશિર્વાદ આપ્યો, ને સમીપના વૃક્ષ આગળ બેસવાની સાન કરી. હું બેઠો. મહાત્મા કોઈ મંત્રનું રહસ્ય જપી રહ્યા પછી બોલ્યા; "બેટા યજ્ઞભૂ! આમ આવ!" હું નજીક ગયો, ને તેમના જટામંડળપર પુષ્પની માળા પેહેરાવી, પ્રણામ કીધા. પછી તે મહાત્માએ આ પ્રમાણે બોલવાનું શરૂ કીધું.

હે મર્ત્યલોકના માનવી! મને સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે, કે મેં તને જે બે દિવસમાં કહ્યું છે, તે તારા મનમાં વજ્રલેખ પેરે ચોંટી બેઠું છે, ને તું સર્વ રીતે પાત્ર ઠરી ચૂકયો છે. પ્રારબ્ધયોગે, ઘણી વાર એમ પણ બને છે, કે મનના મનોરથો મનમાંજ રહી જાય છે, ને મનુષ્ય હૃદયવ્યાકુળ થઈ ભૃષ્ટ થઈ ભગવત્પુજન વગર મોક્ષમાર્ગથી ચૂકી જઈ, અનેક વિઘ્નસંકટ વેઠતો, મૂર્ખાઈનો પસ્તાવો કરતો ભૃષ્ટ થાય છે; પણ જે સત્કર્મો, સત્પાત્રને દિધેલાં દાન, ને સત્સમાગમ કીધા હોય છે, તે કદી પણ વ્યર્થ જતા નથી. આ જન્મનું કર્તવ્ય બદન નિરાળું છે-કંઈ વૈભવ વિલાસમાં નિમગ્ન થઈને વિરામવું, એ

જન્મનું કર્તવ્ય નથી. જેટલું યોગ્ય કર્તવ્ય થાય તેટલું કરી લેવું, ને ઈચ્છા દૃઢ તો એજ રાખવી કે ભગવદ્ચરણ ક્યારેને પ્રાપ્ત થાય. કેમકે કાળ વિકરાળ વ્યાલ પેરે મુખ વિકાસી ગ્રાસવાને તત્પર થઈ બેઠો છે, તે ક્યારે અકસ્માત્ આવીને કંઠમાંથી પકડશે, તે કોઈ જાણતું નથી. દેવો પણ કાળ અધિન છે, તો હે માનવી, માનવી કુણ વિસાતમાં છે? આટલાજ માટે મારી આજ્ઞા એવી છે કે મનુષ્યે શમ, દમ તપ, સત્શાસ્ત્રઅધ્યયન, સંતોષ, સહનશીળતા, નમ્રતા, વિનયવિવેક રાખીને, દેહાદિકમાંથી માયાનો ત્યાગ કરીને ધર્મસંપત્તિ પ્રાપ્ત કરવી. એ સંપત્તિ સર્વોત્તમ છે, ને એના જેવી કોઈપણ સંપત્તિ નથી. એ સંપત્તિ પ્રાપ્ત કરવા માટે સૌથી પ્રથમ કર્મ તો એજ છે કે આ દેહાદિક અને તેના સંબંધીમાંથી માયા મમતાનો ત્યાગ કરવો. આ અસાર સંસારમાં, માયા-કુટુંબ, ઘર, સ્ત્રી પુત્ર, ધનાદિકમાં જે પ્રેમ રહેછે તે ભગવદ્ સ્મરણ-ભગવત્ પ્રાપ્તિમાં મોટું અનર્થનું-કારણ છે. મૂર્ખ મનુષ્ય પંચતત્વના પુતળાને સત્ય માને છે; અને સર્વેને પોતાનું માનીને મારૂં તારૂં કરીને પોતાને યોગ્ય કર્મ કરવાથી વિમુખ થાય છે. જેને મનુષ્ય 'હુ'' એવી સંજ્ઞાથી ઓળખાવે છે તેવો કોઇ પદાર્થ-વસ્તુ છેજ નહીં, માત્ર વ્યવહાર દૃષ્ટિયે 'હું,' 'તું' એમ માલમ પડે છે, વસ્તુગત તેવું કંઈ નથી. જ્ઞાનિ મનુષ્ય દેહના ભોગ દેહને ભોગવવા દે છે, પણ દેહના ભોગમાં પોતે લીન થતો નથી, અને તેમાં સુખ દુઃખ, આનંદ ઉદાસિનતા કંઈપણ માનતો નથી. કેમકે આ સર્વ ભોગોને દેહ સાથે સંબંધ છે, આત્મા સાથે નથી. ને જ્યારે આત્માને કોઈપણ પ્રકારનો સંબંધ નથી, ત્યારે લોકવ્યવહાર દૃષ્ટિએ જે સુખ દુઃખ મનાય તે સાચુ નથી, કેમકે દેહ પોતેજ જુઠો છે, તો તેના સંબંધની પણ સર્વ વસ્તુ જુઠીજ છે. અને તેવા દેહે માનેલા સગાકુટુંબ ભાઇ ભાંડું સાચા માનેલા તે કેમે સાચા ઠરી શકે નહીં.

મનુષ્ય પોતે આધિ વ્યાધિ ને ઉપાધિથી રગડોળાઈ ગયા છતાં પણ, મિથ્યા પદાર્થપર માયા રાખીને રહ્યો છે; ને તેથી સત્ય વસ્તુ શી છે તે યત્કિંચિત પણ જાણવાના દ્વારપર જઈ શકતો નથી. જગત્, જે કોઈપણ રીતે સત્ય નથી, પણ સત્યનો માર્ગ દાખવનારૂં છે, તેનો વ્યવહાર, કર્મવ્યવહાર એ સર્વ મિથ્યા છે, ને માત્ર તત્વ જ્ઞાનવ્યવહાર-પરમાત્માને જાણવાનો વ્યવહારજ સત્ય છે. કર્મવ્યવ-

હાર એ લોકવ્યવહાર સાથે નિકટનો સંબંધ ધરાવે છે, પણ એ બેઉ મિથ્યા છતાં, મનુષ્ય એમ માને છે કે આ જગતમાં જે જે કંઈ વ્યવહાર છે તે સત્ય છે; ને તેથી આ પંચમાભૂતમય નાશવંત આશાવગરના ભયંકર ત્રાસના પાશરૂપ દેહને પોતાનો માને છે, ને છળપ્રપંચમાં ભળી જઈને બ્રહ્મપરાયણ વર્તવાને બદલે છળપ્રપંચપરાયણ વર્તે છે. મનુષ્યને સ્વસ્વભાવમાં મદાંધવડે આ વ્યવહાર સતેજ સબળ જણાય છે, પણ જ્યાં સુધી નિરાભિમાન થાય નહીં ને પરબ્રહ્મના સત્ય સ્વરૂપને પિછાણે નહીં ત્યાં સુધી તેની સ્થિતિ સુખદ સુખકર સુંદર થાય નહીં. માયાના મોહપાશવડે મનુષ્ય પોતે મૂળ કર્તવ્ય ભૂલી જઇને મિથ્યા પ્રયત્ન કરીને સિદ્ધ થવા માગે છે, તેમાં વારંવાર ઠોકર ખાય છે, પસ્તાય છે ને નિરાશ થાય છે તદપિ, પુનઃ પુનઃ આધિ વ્યાધિ ને ઉપાધિની પીડામાં લપટાય છે. પરંતુ જ્યાં સુધી તે મોહનિદ્રામાંથી જાગૃત થઈને અભિમાનમાંથી મુકત થતો નથી ત્યાં સુધી તે સર્વ કર્ત્તા, સર્વ જ્ઞાતા, સર્વ ભોક્તા સર્વેશ્વર-એકેશ્વર પરબ્રહ્મને પીછાણી શકતો નથી, જાણી શકતો નથી, જોઈ શકતો નથી. અજ્ઞાનમાં મચેલો પ્રાણી અસત્યમાં સત્ય માને છે, અને પંચતત્વના બનેલા સર્વ પદાર્થમાં મોહ પામી દૃશ્ય પદાર્થમાં ભ્રમથી મોહ પામી જાય છે. પણ સર્વ દૃશ્ય પદાર્થ ખોટા છે. સંસાર પણ ખોટો છે, ને માયામમતા પણ ખોટી છે. પરબ્રહ્મજ સત્ય છે. તે એક છે, શુદ્ધ છે, નિત્ય છે, ને એ નિત્યપર જ્યાં સુધી રાગી થતો નથી ત્યાં સુધી મનુષ્ય ભ્રમણામાં ભટક્યા કરે છે. માયાનું આવરણ થવાથી નિત્ય વસ્તુને બદલે અનિત્ય વસ્તુમાં મોહ પામીને હું મારૂં ને તારૂં એમ મિથ્યા બકયા કરે છે. આ ભવાટવીમાં રઝળતા પ્રાણીઓ સદાસર્વદા એમજ માની બેઠા છે, કે જે જે દૃશ્ય પદાર્થ છે, તે આપણા છે ને કદિ પણ નાશ પામવાના નથી. આ ભાસ-નેત્રપર-મનનેત્રપર પડેલો આ પડદો ફાટતો નથી ત્યાં સુધી કદિપણ ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી, પણ આવર્જન વિસર્જનમાં તે અવટાયા કરે છે. આ ભવરણમાં ફસાયલો પ્રાણી વિરાગવૃત્તિ વગર, તે પ્રવૃતિને વળગી રહીને પોતાના નિરંતરના નિત્ય કર્મનો ત્યાગ કરીને અનિત્યમાં ફસાઈ પડે છે, ને જ્યારે તે અવટાઇને પુરુષ પ્રયત્ન છતાં, વ્યવહાર સાધન સામગ્રી છતાં, કાળ છતાં, સ્વભાવ છતાં પણ પાર ઉતરી શકતો નથી ત્યારે ભાગ્યને દોષ દે છે; પણ તેમ નથી. એના સર્વે પ્રયત્નો

નિષ્કામ નથી, પણ વ્યવહાર કુશળ હોય છે; ને તેથી જે દૈવ તેને સાનુકૂળ થવું જોઈયે, તે નિષ્કામ વૃત્તિ નહોવાથી તે રઝળે છે, રખડે છે, પરિતાપ પામે છે, નિરાશ થાય છે, ને અંતે પડે છે. ભોગ અર્થે કરેલા પ્રયત્નોમાંથી નિત્યપ્રાપ્તિ હોયજ નહીં. આથી સંસારાર્ણવ તરવા માટે, સિદ્ધિઓની ઈચ્છા નહીં કરતાં ભગવત્સ્વરૂપની ઇચ્છા કરવી, તેજ સર્વ મનોરથને સફળ કરનારી છે.

યજ્ઞભૂ ! વાસ્તવિક વિચાર કરતાં આ ભવમાં કંઈ સત્ય છેજ નહીં. પણ જ્ઞાન ધર્મે જે નિત્ય ને સતેજ વસ્તુ છે તેનું અવલોકન કરીને બાહ્ય ચિત્તવૃત્તિને રોધે છે ને પ્રવૃત્તિને ત્યાગે છે, પરમાત્મા સાથે આત્માને ઐક્ય કરાવે છે તેજ સત્ય નિત્ય સતેજ પદાર્થને પામે છે. આ સંસાર અનિત્ય પરપ્રકાશિત ને નાશવંત છે. તેમાં દ્રોહ કરીને મોહ ત્યાગીને મનુષ્ય જોય નહીં ત્યાં સુધી સત્યને પામતો નથી. સંસારમાં શું છે ? દુઃખ દુઃખને દુઃખ, સુન્ય સુન્ય ને સુન્ય, નાશ નાશ ને નાશ, જન્મવું ને મરવું, ને જન્મવું, એવી રીતે સર્વ પ્રકારે સંસાર સ્થિતિ છે. એમાં ગુંચવાયલો મનુષ્ય નિકળવા પામતો નથી. એમાં જે પદાર્થનું અવલોકન કરે છે તે પદાર્થ વસ્તુતઃ કંઈ નથી. સ્થાવર ને જંગમ સર્વે પૃથિવીની ઉત્પતિ છે, ને પૃથિવીના નાશ સાથે નાશ પામે છે. એવા જગત્‌ના સર્વ પદાર્થમાં મોહબુધ્ધિ કરવી એજ દુઃખનું કારણ છે. ભવાટવીમાં ભટકતો પ્રાણી, પ્રવૃતિએ ભમાવેલો હોવાથી કેવા દુઃખને પામે છે તે તું જો.

આ નિસ્સાર અસાર સંસારમાં માર મારનો પોકાર કરનારાઓ સામા પ્યાર ધરીને જીવ, પોતાના કર્મ કર્તવ્યનાં ફળ સુખ ભોગવવાને કાળે કરીને નિકળે છે. ઈચ્છા તો તે બહોળી ધરીને નિકળ્યો છે, પણ અનેક સંકટરૂપી વગડામાં પ્રવેશ કરતાં તે ઘણાં દારૂણ સંકટો નિહાળે છે. જીવનો વળાવો બુદ્ધિ છે, પણ તે પોતાનું કર્તવ્ય યથાર્થ નહીં જાણવાથી પટ ઈંદ્રિરૂપી ચોરે તેને માર્ગમાં લુટી લીધો, અને તેથી તે વગર સમજે આનંદ માનવા લાગ્યો. જે ધન ધર્મમાં ખરચવાને માટે તે લાવ્યો હતો તે ધન તેણે ઉપભોગમાં ખરચી નાંખ્યું, ને તેથી ભવાટવીમાં પેહેલેજ તેણે મોટી ભુલ કીધી. જેમ જેમ તે અટવીમાં વધારે વધારે આગળ જવા લાગ્યો, તેમ તેમ તેની સામા વાઘ વરૂ શિયાળવાં વગેરે દોડી આવ્યાં ને તે ગાફલ જીવડાને આમ તેમ ખેંચી જવા લાગ્યાં, ને તેમાં પણ તે સુખ માનવા લાગ્યો. આ સ્રીપુત્રા-

દિક વાઘવરૂમાં તે તલ્લીન થઈને રહ્યો છે, પણ આ વાઘવરૂ તેને કેવી પીડા કરનારાં છે તેનું તેને કંઈપણ ભાન થતું નથી. આ વાઘવરૂના સંગમાં વસીને તે બીજી વધારે લીલા નિહાળવાને, કંઈપણ સંકોચ વગર આગળ વધ્યો તો તેને તૃષ્ણા અને કર્મ વગેરે ઝાડઝાંખરાં ને ઘાસના ઢગલાઓએ ઘણી પીડા પમાડયો, ને વગડામાં જથાબંધ ઉડતા મચ્છરોએ તેનો કરડીને કુચો વાળ્યો, તોપણ તે જરાપણ સમજ્યો નહીં. આ દેહ અસત્ય છે, તેને તે સત્ય માને છે. સંસારનાં સર્વ સુખોને તે સાચાંમાનીને વગડો છતાં તેને તે કુંજમંડપ ગણે છે, તે તેમાંજ મગ્નમસ્ત થઈને ફરે છે. ને ઘડીમાં દૃશ્ય ને ઘડીમાં અદૃશ્ય જણાતા ગંધર્વપુરમાં પ્રવેશ કરીને ભૂતાવળપેરે આવર્જન વિસર્જન થતા ધનને–સુવર્ણને તે સત્ય માની ગ્રહણ કરવા દોડે છે. જ્યારે તે હાથમાં જણાય છે ત્યારે આ જીવરામભાઈ આહલ્લાદિત થઈ બડી ધામધુમ કરે છે, ને જ્યારે તે જાય છે ત્યારે માથે મોઢે ધૂળ ઘાલે છે. આ રીતે તે પોતાના સાથી સાથે ઘણો ભટકયો, પણ કેટલાક કાળ સુધી તો તેને વિશ્રામસ્થળ પણ મળ્યું નથી, નથી જળ પણ જણાતું કે નથી સારો સથવારો પણ શોધતો કે તે નિડર રહીને અટવીને ઓળંગી જાય. આ જીવ, ગંધર્વનગરમાં–માયાપૂરમાં કયાંનો કયાં અટવાયા કરે છે, ને મિથ્યાવસ્તુને સત્ય માની અજ્ઞાનથી આમતેમ ભટકયા કરે છે. તે વગડામાં ખાવુંપીવું ને વિષય વિલાસમાં મસ્તાન રહીને ઝાંઝવાંના નીર જેવા કામાદિક વિષયને પકડવાને દોડે છે, ને તે નીર જ્યારે હાથ આવતું નથી ત્યારે સંતાપ પામીને માથું ફુટે છે. કદાચ તે વંટોળીયાના વાયુ જેવી સ્ત્રીને જોય છે કે આંધળોભીત થઈને વંટોળમાં લપટાઈ જાય છે, ને જેમ વંટોળની ધૂળથી કંઈ સુઝતું નથી તેમ આ જીવરામ વિવેક મર્યાદાને મુકી દે છે, ને તેમાંજ તલ્લીન થઈ જાય છે. લોકો એને નિંદે છે, ગાળો ભાંડે છે, કોઈ એનો સંગ કરતું નથી, પણ અંધાપાને લીધે એને કંઈ સુઝતું નથી. તે અંધત્વને લીધે કોઈપણ પ્રકારે સારૂં નરતું જોતો નથી. જોકે કદી કોઈ વગડાનો ભોમીયો મળે છે તો વિષય વાંછનામાંથી નિકળવાનો પ્રયત્ન કરે છે ખરો, પણ એ પાછો જયાંનો ત્યાં રહે છે, કેમકે સત્ય દિશાનું એને ભાન નથી. જ્યારે તેને વગડાનો સ્વામિ (રાજા), સ્વલ્પાપરાધ માટે કઠોર વચનથી નિંદે છે, શિક્ષા કરે છે ત્યારે વગડો (સંસાર) મિથ્યા છે એમ માને છે, પણ

ઘડી પછી એ પાછો તેના તેજ વિચારમાં અટવાયા કરે છે. વળી તે જીવરામ ભટકી ભટકીને થાકી જાય છે, ને અન્ન જળ કંઈ મળતું નથી, ત્યારે ચોતરફ ગાંડા હાથીની પેરે ભમે છે, ને તેમાંથી કંઈ પણ પ્રાપ્ત થતું નથી ત્યારે પાછો ઘર કે જ્યાં નિરંતર દાવાનળ સળગ્યા કરે છે ત્યાં પાછો આવે છે, ને શોકદુઃખથી માથું ફૂટીને સંતાપ કરે છે.

ઘરમાં આવતાં ને સંતાપ કરતાં પણ તે શાંતતા પામતો નથી. પુત્ર સ્ત્રી-કલત્ર મિત્રરૂપી કાંટા કાંકરા તેને વારેવારે આવીને પીડે છે, ને જઠરાગ્નિનું પ્રબળ દુઃખ તેનાથી સહેવાતું નથી, એટલે સંતાપમાં આવીને શોક કરે છે. તે અથાક સંતાપથી થાકી જાય છે ને પછી નિંદારૂપી અજગરના મોહમાં જઇ પડે છે, ત્યારે શબવત્ જેવો થઈ જાય છે. તે સર્વ સંતાપને દૂર કરવા વિચારે છે, સર્વ પ્રકારે સોચને ધરે છે, જગનાયકને યાદ કરે છે કે તે મને આ વનમાંથી સિધ્ધે માર્ગે ચઢાવે. પણ અહા! યજ્ઞભૂ! તું જોકે-તે પાછો ટટાર થાય છે-પૈસા ટકા કે સ્ત્રી પુત્ર મળ્યાં કે સર્વે વિસરી જાય છે. તે પાછો તેજ દાવાનળમાં પડે છે, પાછો કાંટા કાંકરામાં અથડાય છે. સમયે દુર્જન-ઘાતકી પ્રાણીઓ તેના દર્પનોભંગ કરે છે, ત્યારે તે મહા સંતાપ કરે છે, ત્યારે તેની ભૂખ ઉંઘ સર્વે ઉડી જાય છે. સ્ત્રી પુત્ર અકારાં લાગે છે ને મનમાં વ્યથા વ્યાપે છે, એટલે પોતે પોતાને ભૂલી જઈને અજ્ઞાન ખોમાં જઈ ભરાય છે. અપમાન માટે જીવ વૈર લેવાને મથે છે, ને જ્યારે ત્યાંથી હાડમાર થાય છે, ત્યારે પાછો સોચના કરે છે. વિષય રૂપમધ-જાણે તે અમૃત હોય તેમ લેવાને પરવૃક્ષપર ચઢવા જાય છે, પરદ્રવ્ય ને પરસ્ત્રીને માટે લાલસા ધરે છે, પણ જ્યારે મધનો માલીક મધમાખ આવીને ડંખ કરે છે ત્યારે તે વિભ્રાંત થતો પાછો નર્કખાઈમાં પડી જાય છે. કદાચ ઘી મધનો કુપ્પો તે લઈ શકે છે તોપણ તે તેના હાથમાં રહેતો નથી, બીજો તે ઝુટાવી લે છે, બીજા પાસેથી ત્રીજો ને એમ ઉતરોત્તર એક હાથમાંથી બીજા હાથમાં ધન ને સ્ત્રી જાય છે, ને તેથી સુખે કોઈપણ તેનો ઉપભોગ કરી શકતું નથી. ઘડીમાં ઈંદ્રસદન ને ઘડીમાં યમસદન જેવા દાવાનળથી ભરપૂર ઘરમાં બાળકોના કાલા કાલા બોલવાથી ને સ્ત્રીના લટકાથી તે મોહ પામીને તેની લટા છટાની ચટકથી લદબદ થઈ જાય છે, એથી જ્ઞાનનો જો લેશ હોય છે તો તેપણ નાશ પામે છે. ધન જાય

છે તોપણ તે દુઃખી થાય છે, આવે છે તોપણ દુઃખી થાય છે, એ રીતે આ વગડામાં તે સુખદુઃખ, રાગ દ્વેષ, ભય, આશા, તૃષ્ણા, ઈર્ષા, અહંમત્વ, પ્રમાદ, શોક, મોહ, મદ મત્સર, ક્રોધ, કામ, લોભ, આધિ, વ્યાધિ, ઉપાધિ, વગેરે, જન્મથી તે જરા સુધી ને મૃત્યુ પર્યંત સંકટો સોષે છે, અને માયાના કોમળ હાથના આલિંગનથી હરખાઇ જઇને વિવેક રહિત થઈને વિહાર વૈભવ ભોગવવાને આતુર થાય છે. વગડામાં કોઈ કોઇ સ્થળે સુખાશ્રમો (જ્ઞાની જનનાં ઘરો)છે, પણ તે દેખાવમાં સારાં નહીં હોવાથી ત્યાં આ જીવરામને જવાની ઈચ્છા થતી નથી, પણ બહારથી ડોળવાળા વિષય વિલાસના મેહેલો જોઈને તે તેમાં પ્રવેશ કરે છે, ને ત્યાંના નિરંતરના થાથા થેઈ થેઇના શબ્દો તેના કાનને ઘણા આનંદ આપનારા લાગે છે, એટલે પછી તે ત્યાંજ વિશ્રામ કરીને પડયો પાથર્યો પણ રહે છે. પણ જ્યારે તેને મોહ નિદ્રા વ્યાપે છે ત્યારે આ થેઈ થેઈકાર કરતી નાયકાઓ લુટી લે છે ને નાગો ઉઘાડો કરીને કોઈ ખાઇમાં ફેંકી દે છે, ને પછી ઓ ઈશ ! ઓ ઇશ! તું તાર, તું કાઢ, એમ બુમો પાડે છે. જ્યારે વગડામાં ફરતાં તે રોગાદિક ગુફાઓમાં જઈ પડે છે, ત્યારે પછી તે પૂર્વના, દેખાતા ઝુંપડાઓમાં શું હતું તે જોવાની ઈચ્છા કરે છે, પણ હવે તે અશક્ત થઇ પડેલો હોવાથી શોક કરતો, રડતો કકળતો, મોહ માયાનો તિરસ્કાર કરતો પણ ઘડીમાં સંકલ્પ વિકલ્પ કરતો, આ મારૂં, આ મારૂં, એમ બુમો પાડતો ટળવળે છે, ને તેવામાં વિકરાળ યમપાશને અધિન થઈ જાય છે.

વળી આ વગડામાંથી (સંસારમાં) કોઈ જીવ પુણ્યદાન ઈત્યાદિ કરી, ભટકતા પ્રાણીઓને આશ્રય આપે છે, તેથી મૃત્યુ પછી સ્વર્ગાદિક લોકમાં જાય છે, પણ કોઈ પણ પાછું સ્વધામમાં આવતું નથી–સ્વર્ગમાંથી પડયા પછી પાછો તે વગડામાંજ અટવાય છે. આ વગડામાંથી નિકળવાનો સૌથી શ્રેષ્ટ માર્ગ એજ છે કે સત્સંગ કરીને ભગવાનને જાણવા. માયા મમતાનો ત્યાગ કરવો. બહુવાર એમ બને છે કે મનુષ્ય પોતાના મૂળ કર્તવ્યને ભૂલી જઈને ડાળાં પાંખડાંને વળગે છે, ને તેથી તે સુખ પામે છે ખરો, પણ નિત્યના ને નિરંતરના સુખનો જે અલૌકીક લહાવો તે લેવાથી તે કમભાગ્ય રહેછે. ઉચ્ચસ્થિતિના, નિરંતરના સુખાર્થે, સજ્ઞાન નિવૃત્તિમાં રાચીને, અજ્ઞાન ને વિકળ સ્થિતિનો દ્રોહ કરી, દેહના સમ્બન્ધનો ત્યાગ કરી, અનિત્ય કર્મનો ત્યાગ કરી, સુખ ને દુઃખને સમાન ગણી, નિજસ્વરૂપને વિચારી, ઓળખી, અન્તરનો પ્રકાશ પૂરેપૂરો કર્યા વિના

નિજાનંદનો ભોકતા પ્રાણી થઈ શકતો નથી. આ ભોકતા થવા માટે આ અરણ્યરૂપી સંસારમાં મિથ્યાબુદ્ધિ આણવી જોઇયે-પોતાની ઈચ્છાનુસાર સત્ય તથા દૃઢ વ્રત પાળીને, તત્વ ન્યાય પ્રસંગ વિચારીને. તે વિના સત્ય ને નિત્ય પદાર્થ પ્રાપ્ત થતો નથી. સંસારમાં સર્વેથી મોટું દુઃખ અહંમત્વ છે. અહંમત છે તેજ દુઃખ છે, ને એને લીધેજ મનુષ્ય ભૃષ્ટ થઈને સંસારમાં લપટાય છે. આ જગત્ જો કે આપણી નજરમાં નિત્ય જણાય છે, ને તે સર્વે વ્યવહારમાં પ્રત્યક્ષ દેખાય છે, તોપણ વાસ્તવિક જોતાં એ સ્વપ્નવત્ છે. અને જેમ જાગૃત થયા પછી સ્વપ્નામાં જોયલી વસ્તુ જણાતી નથી, તેમજ જ્ઞાનજાગૃતિ થતી નથી ત્યાં સુધી આ જગત્ સત્ય જણાય છે, પણ જાગૃતિ થયા પછી તે સત્ય જણાશે નહીં. સત્ય, સંસારવ્યવહાર સ્ત્રી પુત્ર સુવર્ણ કે કુવર્ણ કંઈજ નથી, પણ સત્ય એક પુરૂષ (પરમાત્મા)છે. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે દશા વાસ્તવિક વિચારે સત્ય નથી, તે ત્રણ ગુણને યોગે, માયાને મોહે જણાય છે, પણ સત્ય તો ચૈતન્ય, પુરૂષજ છે. જગત્ કંઈજ નથી, તે માટીના ઘડા જેવું છે. સુવર્ણની વિંટી જેવું છે, જળના પરપોટા જેવું છે, ને વહાણમાં બેઠેલા મનુષ્યને સર્વે ચીજ ફરતી જણાય છે તેવું છે. વાસ્તવિક વિચારતાં ઘડો એ માટી છે ને વિંટિ એ સુવર્ણ છે, તે કોઈપણ વસ્તુ નથી. જળનો પરપોટો ફુટતાં વાર લાગતી નથી, ને વહાણ ફરે છે, પણ પૃથ્વિ ફરતી નથી. તેમજ મૂળ વસ્તુમાં આ જગત્ કંઈજ નથી. આ જગતને તરવું-ભવાટવી વટાવવી એ મહા મુશ્કેલ છે, પણ તેમાંથી જે પાર ઉતરે છે તે નિશ્ચે તરે છે.

જાણ તું કે-પ્રારબ્ધયોગે આ સર્વે આવી મળ્યું છે, પણ એ સર્વેમાં મોહ ન પામતાં સત્યનું શોધન કરવાને મથવું જોઇયે, ને તેમ કરતાં વિરક્ત થઈ બ્રહ્મજ્ઞાન-પરમાત્માના પરમપદને પહોંચવું જોઈયે. એ પરમપદને કેમ પહોંચવું તે માટે એક કથા કહું છું તે લે લક્ષમાં ને લગાડ લેહ તેપર. 'તત્વચિંતામણી' ગ્રંથમાં એ વિરકત કથા આ પ્રમાણે છે.

---

## વિરક્તનું ઉપાખ્યાન.

વિરક્ત એટલે સંસારના વિષય-ઈંદ્રિયોના વિષયોને વિષે આસક્તિ-પ્રીતિ રહિત હોય તે મનુષ્ય. એને અરક્ત પણ કહી શકાય.

અરક્ત એટલે પણ વિષયોને વિષે રાગ (આસક્તિ-પ્રીતિ) વગરનો. એવો અરક્ત નામનો કોઈએક પુરૂષ એક નગરમાં વસતો હતો. તે ઘણો સુશીલ અને કુટંબવત્સળ હતો. તેનું કુટુંબ ઘણું બોહોળુ હતું, અને રળનાર પોતે એકલોજ હતો, તેથી તે ઘણી કંગાલ અવસ્થામાં આવી પડયો. એક તરફથી એના મનમાં દ્રવ્ય સંપાદ- નાર્થે ઉઠી રહેલા નાના પ્રકારના તર્ક વિતર્કો અને બીજી તરફથી તેના કુટુંબનો ભૂખ ભૂખ અને ખાઉં ખાઉંનો દયામણો દામણો પોકાર, એ બંને એકઠાં થવાથી તેનું મન ઘણું ગભરાયું, ને આખરે વનમાં નિકળી જવાનો તેણે વિચાર કીધો. એક દિવસે મોટે પરોઢિયે તે ઊઠયો, ને સ્ત્રીપુત્રને જણાવ્યા વગર ઘરમાંથી નિકળી ચાલ્યો. ત્રણેક ગાઉપર ગયો એટલે પ્રાતઃકાળ થયો, ને ઉદય પામતા સૂર્યનારાયણનાં દર્શન થયાં. પછી કેટલેક દૂર તેને ઝાડોનો જથો દેખાવા લાગ્યો. એ એક સુંદર વન હતું. તેમાં અરક્ત ગયો, તો તે વનમાંનાં નાના પ્રકારનાં કોમળ અને પ્રફુલ્લિત વૃક્ષો, ત- થા તેમને આવેલાં અનેક પ્રકારની સુગંધીથી મઘમઘી રહેલાં પુષ્પો તથા ફળો, તેમજ તેઓ પર કાનને હર્ષ ઉપજાવે એવા મધુર શબ્દનાં ગાયનો ગાઈ રહેલાં કોકિલા, પોપટ, મોર આદિ પક્ષિયો વગેરેથી તેનું (જ્ઞાન) દરિદ્રતાના કલેશથી અકળાઈ રહેલું મન બહુ વિશ્રામ પામ્યું. આ સઘળી વનની શોભા નિરખતો નિરખતો તે આગળ વધ્યો. થોડેક દૂર ગયો એટલે એક નદી આવી, તેને તે ઉતરતો હતો તેવામાં તેની નજર સામેના તટપર આવેલી ઝાડોની સુઘટ ઘટાવાળી જગાપર ગઈ. દૂરથીજ એ જગા ઘણી મનોહર લાગવાને લીધે તેણે ત્યાં જવાનો નિશ્ચય કીધો. તે નદી ઉતરીને એ જગા આગળ ગયો, ને તેમાં પ્રવેશ કરી જરાક આઘો જઈ જૂએ છે તો તેને તે કોઈ મહાત્માપુરુષનો આશ્રમ હોય એમ લાગ્યું. ડરતો ડરતો જરાક આગળ વધ્યો, પણ અંદર કોઇપણ મનુષ્ય તેના જોવામાં આવ્યું નહિ. તે એક સૂની પર્ણકુટિ દેખાઈ. આથી નિરાશા સહિત અચંબો પામી તેણે આમતેમ નજર ફેંકી, પણ કોઈ દેખાયું નહિ, ત્યારે તે પર્ણકુટિના આંગણાપરના અશોકવૃક્ષની છાયા નીચે બેઠો. બેઠો બેઠો ચારેકોર દૃષ્ટિ ફેરવી આશ્રમની શોભા નિરખે છે એટલામાં રસ્તા તરફથી કોઈ આવતું હોય તેમ લાગ્યું. નિર્ભયતાથી તેણે આશ્રમમાં આવવાના માર્ગ તરફ નજર કરી તો

એક મહાપવિત્ર અને તેજસ્વી પુરુષ ચાલ્યા આવતા જણાયા. તેણે એક હાથમાં કમંડળુ ધારણ કીધું હતું, બીજા હાથમાં વનફળોની ઝોળી હતી, બગલમાં મૃગચર્મ હતું, માથે જટાજૂટ હતું ને કમરે વલ્કલ પહેરેલું હતું. આવો પૂજ્ય વેષ જોઈ અરકતે ઊભા થઈ, હાથ જોડી દંડવન્નમસ્કાર કીધા. તે મહાત્મા પર્ણકુટિમાં જઈ મૃગચર્મ બિછાવી તેપર બેઠા, ને અરકતને આશિર્વાદ દઈ તેમના સામે બેસવાની સંજ્ઞા કરી. પછી ઝોળીમાંથી પાકાં સ્વાદિષ્ટ ફળો ને કમંડળમાંનુ શીતળ જળ અરકતને આપ્યાં. અરકતે આનંદે તે મીઠાં ફળોનું પ્રાશન કરચું, ને જળ પીધું. પછી શાંત અંતઃકરણે તે મહાત્માના સામે હાથ જોડી બેઠો. મહાત્માએ તેનું સઘળું વૃત્તાંત જાણવા માગ્યું, ને તે અરકતે જણાવતાં માલમ પડયું કે એ દરિદ્રતાના દુઃખથી નાશીને દ્રવ્યને અર્થે બહાર નિકળી આવ્યો છે. વળી અરકતે વિનતી પણ પુષ્કળ કીધી કે, "મહારાજ ! આપ સર્વજ્ઞ છો, તેથી મારા દુઃખનાનાશનો કોઇ સન્માર્ગ દર્શાવો." મહાત્માને બહુ કરુણા આવવાથી તેને તુરતજ એક સુતરો ઉપાય બતાવી દીધો. એક તલવાર અને એક કોદાળી તેના હાથમાં આપી તે બોલ્યા, "અલ્યા અરકત, આ બંને ઓજાર તું લે, ને આ આશ્રમથી ઉત્તર દિશાએ બરોબર પચીસ કદમ દૂર જા. છેલ્લુ પગલું પડે ત્યાં ખોદવા માંડજે. ખોદતાં તને કંઈ કૌતુક અથવા ચમત્કાર જણાય તો તેથી ભય પામતો નહિ, પણ આરંભેલું કાર્ય પૂર્ણ કરજે. ખોદતાં થોડીવારે એક ઓરડી દૃષ્ટિ ગોચર થશે, પણ ત્યાં આગળ તું વિરામ ન પામતાં તે ઓરડીને પણ ખોદી નાંખી આગળ ખોદ્યો જજે. ત્યારે એક બીજી ઓરડી આવશે; તેને પણ ખોદી નાંખતાં આગળ ત્રીજી, ચોથી, પાંચમી એ રીતે પાંચ ઓરડી આવે તે સઘળી ખોદી નાંખજે. તે પાંચે ઓરડી ખોદાઈ ગયા પછી છઠ્ઠી ઓરડી આવશે, જેમાં નિધિ એટલે મહાદ્રવ્ય ભરેલું છે તે તને પ્રાપ્ત થશે."

પછી અરક્ત તે બંને હથિયાર ખભે ભેરવી, મહાત્માને નમસ્કાર કરી તે આશ્રમમાંથી ચાલી નિકળ્યો. આશ્રમથી બહાર નિકળતાંજ તેણે પોતાનાં પગલાં ગણવા માંડયાં, ને તે ચોવીશ થયાં ત્યાં સુધી ચાલવું જારી રાખી પચીસમે પગલે તુરત અટકયો. પછી કશો વિલંબ ન કરતાં તેણે ખડ્ગને હેઠે મૂકયું, ને કોદાળીથી જમીનપર ખોદવા માંડયું. પ્રથમ ઘા મારતાંજ તેને એક મોટો ચ-

મત્કાર દેખાયો ! ઘા મારતાની સાથે જમીનમાંથી ચાર અતિસ્વરૂપવાન્ સ્ત્રીઓ નિકળી આવી, તે નમન કરી સામે ઉભી રહી. તેઓને તેણે પૂછયું કે, "તમે કોણ છો ?" ત્યારે તે નવયૌવનાઓ બોલી કે "અમે બ્રાહ્મણીઓ છીએ." ત્યારે તેણે આશ્ચર્ય સાથે ફરી પૂછયું કે, " "તમે સૌ કયાં રહો છો ?" એક બોલી કે, "મહારાજ, હું અગ્નિસ્થાન પ્રત્યે રહું છું." બીજી બોલી, "હું દ્વારમાં રહુ છું." ત્રીજીએ કહ્યું, "મારો નિવાસ ધર્મશાળામાં છે," ચોથીએ કહ્યું કે "હું તો અંતઃપુરને વિષે વસુ છું." એ સાંભળી તેઓને એક બાજુએ બેસવાની આજ્ઞા કરીને અરકતે ફરી પોતાનું ખોદકામ જારી કરયું. ઘા મારતાંજ એક બીજો ચમત્કાર દેખાયો. તુરત મોટા યોદ્ધાઓ સરખા ચાર વીર પુરુષો નિકળી આવ્યા. તેમને પૂછતાં માલમ પડયું કે તેઓ ક્ષત્રિયો છે. પછી તેમના વસવાનાં સ્થાન પૂછતાં પેહેલાએ જણાવ્યું કે, હું અગ્નિસ્થાનમાં, બીજાએ દ્વારમાં, ત્રીજાએ ધર્મશાળામાં, ને ચોથાએ અંતઃપુરમાં પોતાનાં નિવાસસ્થાન બતાવ્યાં. અરકતે ફરી તેમને પૂછયું કે, આ ચાર સ્ત્રીઓ કોની છે ? ચારેએ કહ્યું કે "એ અમારી સ્ત્રીઓ છે." એ સાંભળી અરકત વિચાર કરવા લાગ્યો કે, આ સ્ત્રીઓ તો બ્રાહ્મણીઓ છે, ને આ લોકો ક્ષત્રિય છે, તો એ એમના પતિ કયાંથી હશે ? નિઃશંક એ પુરુષો નક્કી જૂઠું બોલે છે, ને એ મલીન નિષ્ઠા (પાપદૃષ્ટિ-વિષયવાંછના)વાળા ઠગો છે, તો મારે એ દુષ્ટોને જીવતા રાખવા એ યોગ્ય નથી; એમ ધારી તુરત ક્રોધે ભરાઈ પેલા ખડ્ગવતે તે ચારેનાં મસ્તક ઉડાવી દીધાં. તે પુરુષોને મૂઆ જોઇ પેલી ચારે સ્ત્રીઓ આવીને અરક્તને કહેવા લાગી કે, "અમારા સ્વામીઓને તમે મારી નાંખ્યા, માટે અમે તેમની પછવાડે સતી થઈશું." ત્યારે તેણે તેમાંની એક સ્ત્રી ઘણી સ્વરૂપાવન્ તથા શ્રેષ્ઠ ગુણવાળી હતી તેને રહેવા દઈને, બાકીની ત્રણ સ્ત્રી તથા તે ચારે પુરુષોને, તે સ્ત્રીઓની મદદથી કાષ્ટ એકઠાં કરી બાળી મૂકયાં.

વળી તે પુરૂષે, મહાત્માએ કરેલી આજ્ઞા પ્રમાણે પાછું ખોદવા માંડયું. ખોદતાં ખોદતાં આગળની ચારે કરતાં વધારે તેજવાળી ચાર સ્ત્રીઓ નિકળી આવી ? આશ્ચર્ય પામી અરકતે તેમને પૂછયું, "તમે કોણ છો ?" ત્યારે તેઓએ જવાબ આપ્યો કે, "મહારાજ, અમે બ્રાહ્મણીઓ છીએ." અરકતે ફરી પૂછયું, "તમે પરણી છો કે કુંવારી ?"

તે ચારે બોલી કે, "અમે તો બાળા છીએ, ઈચ્છે તેને વરીએ." એ સાંભળી અરકતે તે ચારેને બહુમાન સાથે ત્યાં એક વૃક્ષની છાયા નિચે બેસાડી, ને આગળની ચાર સ્ત્રીમાંથી જે એક જીવતી રાખી હતી, તેને આ ચારેની સેવામાં સોંપી દીધી. વળી પાછું પોતાનું કામ ચાલુ કરયું. ખોદતાં ખોદતાં દયાળુ મહાત્માએ કહેલી એક ઓરડી નિકળી. તેમાં જૂએ છે તો સઘળા શીસાજ ભરેલા હતા. (લાલચના.) પણ ગુરુ-મહાત્માએ કહેલું હતું, માટે તેમાં મોહ ન પામતાં તેને ખોદી નાંખી. વળી એક બીજી ઓરડી નિકળી, તેમાં સઘળું લોઢુંજ (નઠારા કાર્યથી મળતું ધન-સ્ત્રી) ભરેલું હતું. તેને પણ લોભ ન કરતાં ખોદી નાંખી. ત્રીજી ઓરડી નિકળી, તેમાં સર્વ તાંબું (વારસાનું ધન) ભરેલું હતું, તેને પણ ખોદી નાંખી. ચોથી ઓરડી નિકળી તેમાં રૂપું (ઉદ્યોગનું ધન) ભરેલું હતું; એને પણ કંઈ વિસાતમાં ન ગણતાં ગુરુ વચનને વળગી રહી તે આગળ ખોદ્યો ગયો. પાંચમી ઓરડી નિકળી તેમાં મહા તેજસ્વી સુવર્ણ (સુષ્કજ્ઞાન) ભરેલું હતું. એ કશાથી ન લોભાતાં તેને પણ ખોદી નાંખી. ગુરુની આજ્ઞા પ્રમાણે વળી ખોદવા માંડયું તો એક વિશાળ છઠ્ઠી ઓરડી જણાઈ, તેમાં અનંત-અપાર હીરા, માણિકય, મોતી વગેરેનો અમૂલ્ય નિધિ (સત્યજ્ઞાન) દીઠો! આ અપાર દ્રવ્યનિધિને લઈ અરક્ત પોતાની પાંચે સ્ત્રીઓ સહિત સ્વસ્થાને ગયો, ને ત્યાં અનંતકાળ પર્યંત તે કામિનીઓ સંગ રાજ્યવૈભવ ભોગવતો આનંદ કરવા લાગ્યો ને પરમપદને પામ્યો.

## તાત્પર્ય.

યજ્ઞભૂ! આ કથામાં તું સમજ્યો? નહીં સમજ્યો હોય તો જાણ કે આત્મરૂપ-સત્યજ્ઞાનરૂપ ધન વગર પોતાના ઘરમાં ગરીબ-દુઃખી અરક્ત એટલે વિરક્ત-વૈરાગ્યવાન્ પુરુષ છે. તે ગુરૂના આશ્રમરૂપ વનમાં ગયો. ત્યાં દયાળુ મહાત્મારૂપ સદ્‌ગુરુ મળ્યા. તેમને પ્રાર્થના કરી કે, "મારે આત્મરૂપ ધનની ઇચ્છા છે, તે (દ્રવ્ય) વગર હું બહુ ગરીબ છું માટે તે આપવા માટે કૃપા થવી જોઈએ." ત્યારે ગુરુએ દયા કરી તેને વિવેકરૂપ ખડ્‌ગ અને વૈરાગ્યરૂપ કોદાળી એ બંને હથિયાર આપ્યાં. તે લઈ ૨૫ ડગલાં જવાનું કહ્યું, તે પ્રકૃતિરૂપ ગણો સમજવા. ચોવીશ પ્રકૃતિરૂપ ડગલાં અને પચીશમી ખોદવાની જગા. હવે ખોદવું શું? તો શરીર એ શું છે? હું કોણ છું? કર્તા કોણ છે? હું કયાંથી

આવ્યો? તેનો વિચાર કરવો તે; અથવા દ્વેષ દૃષ્ટિ દૂર કરવી એને પણ ખોદવું ગણી શકાય. ખોદવા માંડતાંજ (શરીર એ શું છે એ વો વિચાર કરતાંજ) જે ચાર સ્ત્રીઓ (સત્વગુણની કાર્યવૃત્તિઓ) નિકળી. તેમાં

૧ પેહેલી રતિ-લજ્જા. જે અગ્નિના સ્થાનમાં એટલે ચક્ષુમાં રહે છે.

૨જી દયા-જે દ્વારમાં એટલે મુખમાં રહે છે.

૩જી કીર્ત્તિ-જે ધર્મશાળામાં એટલે પ્રાણમાં રહે છે.

૪થી ધૃતિ-જે અંતઃપુરમાં એટલે અંતઃકરણમાં રહે છે.

પછી આગળ અન્નમયકોશમાં ખોદવા માંડ્યું તો (શરીરમાં વિચારે છે તો) ચાર પુરુષો નિકળી આવ્યા.

૧ લો કામ-જે અગ્નિસ્થાનમાં રહે છે.

૨ જો ક્રોધ-જે દ્વારમાં રહે છે.

૩ જો લોભ-જે પ્રાણમાં રહે છે, ને કીર્ત્તિ એની સ્ત્રી છે. કેમ જે જ્યાં લોભ હોય ત્યાં કીર્તિ ઉભી પણ નહિ રહે. (દ્રવ્ય ભેગું કરવાનો કે સ્ત્રી વ્યભિચારાદિનો લોભ હોય ત્યાં કીર્તિ ઉભી નહિજ રહે.)

૪ થો મોહ-જે અંતઃકરણમાં રહે છે. એની સ્ત્રી ધૃતિ-ધૈર્ય-મોહ થયો કે ધૈર્ય આપોઆપજ નાસી જાય છે. (સ્ત્રી, ધન વગેરેમાં મોહ થયો કે ધૈર્ય ગયું.)

એ ચારે સત્વગુણવાળીઓ (બ્રાહ્મણીઓ) ને રજોગુણવાળા (ક્ષત્રિયો) ભોગવે એ અન્યાય જાણીને કામ ક્રોધાદિ ચારે ક્ષત્રિયોને માર્યા. એજ પ્રમાણે મુમુક્ષુએ કામ ક્રોધાદિને મારવા એ તેનું કર્ત્તવ્યકર્મ અર્થાત્ સાધન છે. એ બ્રાહ્મણીઓ (સાત્વિક) ને ક્ષત્રિયો (રાજસ) ભોગવે નહિ એટલા માટે તેમને મારીને બાળવા માંડ્યો, ત્યારે લજ્જા, દયા, અને કીર્ત્તિ એ સ્ત્રીઓ સતીઓ થવા આવી તેથી તેમને પણ એ ચારે પુરુષો સાથે બાળી, ને ધીરજ નામની સ્ત્રીને માત્ર રાખી; કારણ કે મુમુક્ષુજને સુખ દુઃખમાં ધીરજને સદાજ સાથે રાખવી જોઈએ.

ફરીને ખોદતાં (શરીરમાં શોધતાં-વિચાર કરતાં) બીજી ચાર સ્ત્રીઓ નિકળી આવે છે-તે આ પ્રમાણેની હોય છે.

૧ મૈત્રી-(સર્વ જોડે સરખાપણું-મૈત્રીભાવ રાખવામાં.)

૨ જી મુદિતા—(ઉત્કૃષ્ટને જોઇને ખુશી થવું.)

૩ જી કરુણા—(દીન ઉપર કૃપા કરવી.)

૪ થી ઉપેક્ષા—(છોડી દીધું તેનું ફરી ચિંતવન નહિ કરવું.)

પાંચમી પેલી ચારમાંથી રાખેલી ધૈર્યબાઈ પ્રારબ્ધરૂપી કર્મને વશ થઇને આ ચારેની સેવામાં રહી. અર્થાત્ મુમુક્ષુને ઉપલી ચારે વસ્તુનો ઉપયોગ કરતાં ધીરજનો ખપ પડેજ છે.

હવે એ લજ્જા, દયા અને કીર્તિ એ મુમુક્ષુને છોડી દેવા જેવાં આટલા માટે ઠરાવ્યાં છે. કુબ્જાએ લજ્જા છોડી તો શરીરે રોગ રહિત, પટ્ટરાણી અને શ્રીહરિની માનીતી થઈ હતી, અને ગોપીઓ લજ્જામાં રહી તો ભગવાનના વિરહથી દુઃખી થઇ મરી ગઈછે.

દયાને માટે સાંભળઃ ભરતે મૃગલીપર દયા કરી તો તેમાં વાસના રહી જવાથી ત્રણ જન્મે મુક્ત થયા. (ત્રણ જન્મ સુધી જન્મ મૃત્યુ ભોગવવાં પડયાં હતાં.) માટે સ્ત્રી, પુત્રો, કે શરીર-ઇંદ્રિયો વગેરેપર દયા કરયા કરે તો તે પુરુષ જન્મ મરણ, ભોગવ્યાજ કરે. માટે દયા ત્યજવી, જેમ ક્રોધને તજ્યો તેમ.

હવે કીર્તિઃ બળિરાજાએ અત્યંતદાન કરવાથી અત્યંત કીર્તિ મેળવી, તો તેને લીધે આખરે નાગપાશથી બંધાવું પડયું હતું. (એકલ) શ્રૃંગી ઋષિને ગુણકાઓએ આપેલાં મિષ્ટાન્નના સ્વાદનો લોભ થતો ગયો, તો છેવટ કીર્તિએ ગઈ. (એવી રીતે લોભ ન રાખવો—પછી કીર્તિ થાવ કે ન થાવ.)*

હવે ધૈર્યતાઃ એને તો એના પતિ મોહનો ત્યાગ કરવા છતાં સમીપ રાખવી; અને સુખ તથા દુઃખ બંને વખતે એને ધારણ કરવી. દુઃખ પડે ત્યારે એવી રીતે ધીરજ ધરવી કે ભાર શો છે, આ દુઃખ કંઈ નિરંતર ચાલવાનું નથી. એનો પણ અંત આવશે, અને દુઃખને અંતે સુખ થશેજ. અને સુખમાં પણ તેવીજ રીતે ધીરજ રાખી રહેવું, પણ સુખને લીધે છકી કે ઉન્મત્ત થઈ જવું નહિ. કારણ ધીરજથી વિચારવું જે આ સુખ કંઈ નિરંતર પહોંચશે નહિ, ને તેને અંતે પાછું દુઃખજ છે, માટે ધીરજ રાખી તેને નિર્ગમવું. એવી રીતે સુખ તથા દુઃખ બંનેમાં ધૈર્ય રાખવું.

---

* જીવતા સુધી (પ્રાણ રહેતાં સુધી) મનુષ્ય લોભ કરે છે, માટેજ આગળ મરણમાં લોભ રહે છે એમ કહ્યું છે.

ફરીને ઉત્પન્ન થયલી (વિચાર કરતાં જણાયલી) મૈત્રી આદિ ચાર સ્ત્રીઓને સ્વલ્પવાર અંગીકાર કરવાનાં સબળ કારણો છે.

**મૈત્રી**–મનુષ્યમાં નહીં પણ હરિ સાથે સ્નેહ કરવા માટે કામની છે.

**મુદિતા**–પ્રભુની મૂર્તિનું દર્શન કરી આનંદ પામવું.

**કરૂણા**–ઈશ્વરને કરૂણામય -હૃદયથી ગદગદિત કંઠે આરાધવો.

**ઉપેક્ષા**–ઉપેક્ષા यथा मलत्यागे पुन नं पश्यनं મળ ત્યાગ કર્યા પછી પાછું તે તરફ જોવાની સ્વાભાવિક રીતે કોઈને પણ ઈચ્છા થતી નથી; તેવી રીતે જેનો–સંસારનો ત્યાગ કીધો, તે તરફ ફરી નજર પણ નહિ કરવી.

હવે એ પ્રમાણે શરીર શોધ્યા પછી પાછું ખોદવા (વિચારવા) માંડયું તો પ્રથમ ઓરડી અન્નમયકોશ નિકળ્યો, તેને મિથ્યા ચિંતન કરી (જૂઠો જાણી) ખોદી નાંખ્યો. લોકો હું બ્રાહ્મણ, હું ક્ષત્રિય, હું વૈસ્ય, હું શૂદ્ર, હું અમુક એમ માનીને તેમાંજ ફસાઈ રહ્યા છે. પણ દૃશ્ય (નજરે દેખાતું માત્ર) હોય તે જૂઠુંજ છે, તો એ દૃશ્ય પદાર્થના ધર્મોને બુદ્ધિમાં આવવા દેવા નહિ એમ જીવે સમજવું.

બીજી ઓરડી પ્રાણમયકોશ છે. તે પ્રાણ પણ પરપ્રકાશ હોવાથી અનિત્ય છે. પ્રાણ એ કંઈ આત્મા નથી; અર્થાત્ એ દ્રવ્ય (ચૈતન્ય) નથી, પણ જડ પદાર્થ છે; કેમજે ઊંઘમાં કોઈ પાઘડી લઈ જાય તો એ તે ચોરને પકડતો નથી. વળી પુરૂષે જેમ બાણ માર્યું, તે બાણ પેલા મારનાર પુરૂષના લક્ષ પ્રમાણે વેગથી ચાલ્યું જાય છે, પણ કંઈ તે સ્વતંત્ર નથી; અને તે પુરૂષ પણ કંઈ બાણ સાથે જતો નથી; તેમ એ બાણવત્ પ્રાણ છે: સ્વતંત્ર નથી. એ પ્રાણનો પ્રેરક તો પ્રજ્ઞાન ચૈતન્ય પુરૂષ છે; તેથી એ પ્રાણ પણ જૂઠા છે, ને પ્રાણના ધર્મ (ભૂખ, તરસ, જવું, આવવું વગેરે) આપણ (આત્માને) વળગતા નથી. अन्नादभ्यंतरं प्राणा। प्राणादभ्यंतरं मन:॥ એવી રીતે અન્નમયકોશમાં પ્રાણમયકોશ છે અને પ્રાણમયકોશની અંદર મનોમયકોશ છે, તે મનોમયકોશ પણ જૂઠો છે.

બીજી ઓરડી ખોદી નાંખતાં (પ્રાણમયકોશ જૂઠો જાણતાં) ત્રીજી ઓરડી નિકળી, તે મનોમયકોશ છે. નિદ્રામાં પ્રાણ સાથે મનનો સંબંધ નથી તેથી મન સ્વતંત્ર છે; તેથી શું મન એ આત્મા હશે? પછી વળી વિચાર કીધો તો જણાયું કે મન એ કંઈ દ્રવ્ય (આત્મા)

નથી; તે તો પરિણામે જડ વસ્તુ છે ને તેથી અનિત્ય છે. મન પ-રિણામી કેવી રીતે છે કે, એ દેવનું, મનુષ્યનું, ગાયનું ને ગધેડા વગેરેનું પણ થાય છે. તેથી જેમ દૂધનું પરિણામે દહીં થયું, તે કંઈ પાછું દૂધ થાય નહિ તેમજ. આથી મન જૂઠું છે, તે કંઈ દ્રવ્ય (ચૈતન્ય આત્મા) નથી, એમ વિચારી તે ઓરડી ખોદી નાંખી ને મનને પણ જૂઠું જાણવું.

ચોથી ઓરડી વિજ્ઞાનમયકોશ એટલે બુદ્ધિ. તે બુદ્ધિ–હું કર્તા ભોક્તા છું એમ માને તેથી–કર્તા છે, ને મન કર્ણ છે. બુદ્ધિ મનને પ્રેરે છે, ને તે વિજ્ઞાનમયની અંદર છે, તેથી શું એ આત્મા હશે? ના; એ બુદ્ધિ પણ પરિણામી હોવાથી મિથ્યા છે, એ પણ આત્મા નથી ને તેથી માત્ર તે સહાય તરીકે રહે પણ સ્વતંત્ર ન રહેવી જોઈયે.

પાંચમી ઓરડી આનંદમયકોશ છે. તે વ્યષ્ટિ અજ્ઞાનાવચ્છિન્ન, ચૈતન્ય (પ્રજ્ઞાન), અને આનંદભુક્ છે. પણ માત્ર મયટ્ વિકાર મળ-વાથીજ કોશ છે. એનું મસ્તક પ્રિયતા છે, મોદ અને પ્રમોદ એ બે એની પાંખ છે, આનંદ, વ્યષ્ટિ, અજ્ઞાન એ મળીને ધડ છે, ને શેષ બ્રહ્મ રહ્યું તે પુચ્છ છે.

એ આનંદમયકોશનો શેષ ભાગ (પાંચે ઓરડી ખોદી નાં-ખતાં એટલે મિથ્યા જાણતાં–છઠ્ઠી ઓરડી કહો, અથવા પાંચ ઓરડી પછી જે શેષ નિધિ રહો તે.) પરમ ધન (આત્મા) છે. ને તેજ પરમાત્મા છે; તેનો સંગ્રહ કરવો–તેને જાણવો એજ મુખ્ય વાત છે.

અલ્પ્યા મર્ત્ય લોકના મુમુક્ષુજન, નિર્વિકારી, સાધુપુરુષ, આમ અજ્ઞાન ને વિકળ સ્થિતિનો સર્વરીતે ત્યાગ કરી નિવૃત થઈ સજ્ઞાન નિવૃ-તિમાં રાચી, પરબ્રહ્મની ભક્તિપૂર્વક સેવા કરવાને, આ સંસારમાંજ તત્પર થાય તેજ પરમપદને પામવાને પાત્ર ઠરે છે. આ સંસાર મિથ્યા છે ને તેમાં અંતઃકરણ શુધ્ધ કરવાને તપ એ શ્રેષ્ઠ સાધન છે. મહા-ત્મા પુરુષનું સેવન એ મોક્ષ દ્વાર છે, સમદૃષ્ટિ શાંતિ વૃતિ એ સુખ સ્થાન છે, ને શરીર શોધન એ શુદ્ધતાનું કારણ છે ને પરબ્રહ્મનું જ્ઞાન એ અનંત સુખનું નિત્ય સ્થાન છે. કર્મ કરયા કરવાં એથી કંઈ સુખ નથી, પણ અવિદ્યાનો ત્યાગ કરી, કર્મને વશ કરી, દેહ બંધન તોડી, આત્મામાં પ્રીત જોડીને રહે તેજ પરબ્રહ્મને પામે છે.

આ લિંગ દેહના અભિમાને સૌને ભુલાવો ખવાડયો છે, ને ખવાડે છે; પણ વિવેકી બનીને મનુષ્ય કર્મ ત્યાગ કરી માયીક વસ્તુનો મોહ છોડે છે ત્યારેજ મોક્ષને પામે છે. આત્માને શોધવાનું જ્ઞાન કંઇ સર્વે શાસ્ત્ર ભણવાથી આવતું નથી, પણ સ્વચ્છ અંતરમાં પૂરેપૂરો પ્રકાશ પાડવાથી આવે છે. કર્તા ભોકતાપણું લિંગ દેહનાં બંધનો છે તેનો ત્યાગ કરવો જોઇયે, ને મહાત્માઓનો સમાગમ કરીને સત્ય વસ્તુ શું છે તે જાણવી જોઈયે. જાણ-કે આ દેહ નાશવંત છેઃ એનાપરની પ્રીતિ નકામી છે. જાણ કે--આ જગત્ નાશવંત છેઃ એમાં મોહ ક્ષણભંગુર છે. જાણ કે-સ્ત્રીપુત્ર તારાં નથી, તારી સાથે આવ્યાં નથી ને તારી સાથે જનારાં નથી, તે નાશવંત છે, તેમાં લાલસા ખોટી છે. જાણ કે પરબ્રહ્મ એકજ છે, આત્મા એકજ છે, તે નિત્ય છે, અજર અમર છે. જાણ કે આત્મા ફેરફાર રહિત છે, તે રાગદ્વેષ દોષ દુઃખ રહિત છે. જાણ કે તે ત્રણે ગુણોથી વિરકત છે. જાણ કે આત્મા સ્વચ્છ શુધ્ધ, અચળ અમર અજન્મા ને અવિચ્છિન્ન છે. તેવા આત્માને આ માયીક નાશવંત વસ્તુ સાથે કશો સંબંધ નથી. સંસારમાં રહેલો થકો જે મનુષ્ય આવો વિચાર કરે છે તેજ સત્ય પંથે ચઢે છે. સત્ય ને નિત્ય વસ્તુનું યથાર્થ જ્ઞાન ઈશ્વરકૃપા ને ગુરૂનાપ્રસાદ વગર થતું નથી. શોધક પુરુષ જો જીંદગીનું કર્તવ્ય, હેતુને કારણ યથાર્થ જાણે તો તે સુખને માર્ગે ભય રહિત ચાલ્યો જશે. તે નિઃશંક સત્યાસત્યનો વિચાર કરી શકશે. નીતિ અનીતિ યથાર્થ વિચારી શકશે. પણ આ સર્વ માટે સૌથી વધારે અગત્યનું એજ છે કે-**જાણવું, વિચારવું, મનન કરવું.** આટલું કરવાથી સજ્ઞાન નિવૃત્તિ આનંદને પામી શુધ્ધ ઉચ્ચ થઈ છેલ્લી દેહ છાંડી નિજસ્વરૂપ સમીપ રહેશે.

તે મહાત્મા, હે વિશાળ, તુરત અટકયા, ને સમાધિ ચઢાવી પોતાના નિત્યના કાર્યમાં તલ્લીન થઈ ગયા, ને હું તેમને પ્રણામ કરી મારા આશ્રમ પ્રત્યે આવ્યો.

# ચતુર્થ બિંદુ-કર્ત્તવ્ય.

યજ્ઞભૂ વિશાલકેતુને કહે છે,-ચોથે દિવસે હું મારાં નિત્યનિયમાદિ આહ્નિકથી પરવારી યોગેશ્વર પાસે જવા તત્પર થયો. તેમના ત્રણ દિવસના મહા ઉપદેશથી મારૂં મન બહુ ખીલી રહ્યું હતું, ને મેં જાણે ઘણાકાળનો જ્ઞાનાનુભવ સિદ્ધ કર્યો હોય એવું મને ભાસતું હતું. આગલે દિવસે તેમણે મારા આગળ ભવાટવીનું ને શરીર શોધવાનું સંપૂર્ણ વર્ણન કર્યું હતું, તેથી મારા મનમાં હું ખરેખર સમજવા લાગ્યો હતો કે, 'આ સંસાર કેવળ ઘોર વગડા સમાન છે; ને તેમાં પ્રવૃત્ત થયલા જીવો તેનો ખરો મર્મ ન સમજતાં તેમાંના ક્ષણિક (વિષય) સુખની આશાએ નિરંતર અટણ કરી રહ્યા છે. પણ તેનું પરિણામ તો માત્ર દુઃખજ છે, તો કરવું શું સંસારમાં ? તેનું મનન કરતો હું જે વેળા તેમની આગળ ગયો, ને દંડવન્નમસ્કાર કરી તેમના સન્મુખ બેઠા એટલે તુરત વગર પુછયાંજ તેમણે મને આશીશ દઇ પોતાની અમૃતવાણી વર્ષાવવા માંડીઃ-

સાધુ, તારી મનન કરવાની ટેવ મને બહુજ આનંદ આપે છે. મનુષ્ય જન્મ ધારણ કરી પ્રાણીએ પોતાનું કર્તવ્ય અવશ્ય જાણવું જોઇએ. મનુષ્ય દેહની મહત્તા, તેની શ્રેષ્ઠતા, તેની યોગ્યતા એ વિષે મેં તને પૂર્વે જણાવેલુંજ છે. તો તે દેહ ધારણ કરી મનુષ્ય પોતાનું કર્ત્તવ્ય સમજે નહિ, તો પછી ખરેખર તે અપાત્ર ઠરે છે. તે પોતાનો અલભ્ય લાભ પાણીને મૂલે ગુમાવી દે છે, ને તેને માટે તેને વારંવાર વિમાસણ કરવી પડે છે. આ મનુષ્ય દેહનું સાર્થક-કર્તવ્ય ખરેખરૂં એજ છે કે જે (પરમાત્મ સ્વરૂપને જાણવા) ને અર્થે એ દેહ મનુષ્યને મળ્યો છે તેનો ખરો યત્ન કરી તેની પ્રાપ્તિ કરવી એ મુખ્ય કર્તવ્ય સિદ્ધ કરવાનાં સાધનભૂત કર્તવ્યો બીજાં ઘણાં છે. પણ તેઓમાંનાં મુખ્ય અને અતિ યોગ્ય તથા શીઘ્ર લાભકારક જે કંઈ છે તે હું તને સંભળાવું છું.

## હે જીવ, જાગૃત રહે!

સર્વ કર્તવ્યોને જે બતાવે છે એવું કર્તવ્ય એજ છે કે જગતમાં આવી મનુષ્ય દેહ ધરીને નિરંતર જાગૃત રહેવું. "જાગૃત રહેવું" એનો અર્થ તું એમ ન કરતો કે મનુષ્ય પ્રાણીએ નિરંતર નિદ્રા રહિત રહેવું. જેટલો શ્રમ તેટલોજ વિશ્રામ કરેલો છે. પણ

આનો અર્થ એમ છે કે મનુષ્યે નિરંતર જાગૃત-સાવધ રહેવું. 'હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? શા અર્થે આવ્યો છું?' વગેરે બાબતોનો વિચાર કરનાર તથા તે પ્રશ્નોના પ્રત્યુત્તર પોતાના મનને આપી તેનું સમાધાન કરીને તે પ્રમાણે ચેતતો રહેનાર મનુષ્ય જગત્માં સાવધ કહેવાય છે. આ જગતમાં સ્વાર્થ અને પરમાર્થ એવા બે માર્ગ છે, તેમાં સ્વાર્થ એ મનુષ્ય પ્રાણી સાથે પ્રથમજ સંબંધ બાંધે છે, અને તેમાં પ્રવીણ થવાથી પુરુષ પોતાનાં ભરણપોષણાદિ વ્યાવહારિક કાર્ય ચલાવી શકે છે. ને એ સ્વાર્થ પ્રપંચ જો યથાર્થ સાધવામાં આવે તો તેમાંથી આપો આપ પરમાર્થ રૂપ ફળ ઉત્પન્ન થાય છે. પ્રપંચ એટલે વ્યાવહારિક વ્યાપાર, અને પરમાર્થ એટલે આત્મતત્વ જાણવા સંબંધી વ્યાપાર. જે મનુષ્ય યથાર્થ ન્યાય પ્રપંચને સાધી શક્યો નથી, તેનાથી પરમાર્થ સધાવો બહુ દુર્લભ છે. પરમાર્થ જાણવાની શાળાજ પ્રપંચ છે. પ્રપંચમાં ઘડાયલો મનુષ્ય સેહેલથી પરમાર્થ સાધી શકે. પ્રપંચમાં જેટલું સાવધપણું અને ખંત રાખવાની જરૂર છે, તેટલીજ પરમાર્થમાં પણ છે. માટે સાંભળ, પ્રાપંચિક દૃષ્ટાંતથી "જાગૃત રહેવું" એ વાક્યનું માહાત્મ્ય.

પૂર્વે કોઈ મોટા રાજનગરમાં એક ધનાઢ્ય ગૃહસ્થ રહેતો હતો. તે સંસારમાં કહેલાં સર્વ સુખોથી પરમ સુખી હતો-અર્થાત્ શરીર, સ્ત્રી, સંતતિ, દ્રવ્ય અને સમય એ સહુ તેને સાનુકૂલ હતાં. વ્યવહારમાં તે સત્યવાદી અને ન્યાયી હતો. ઉપાર્જિત દ્રવ્યનો દાનાદિ શુદ્ધિવડે સદુપયોગ કરવાથી તેની કીર્તિ સર્વત્ર પસરેલી હતી. તેને દ્રવ્ય ઉપાર્જન કરવાના ઘણા રસ્તા હતા. જળમાર્ગે અને સ્થળ માર્ગે તેનો મોટો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો. દેશદેશાંતરનાં મુખ્ય શેહેરોમાં તેની અનેક દુકાનો ચાલતી હતી, ને ત્યાં સર્વત્ર તેની તરફથી વહીવટ કરનારા તેના મુનીમગુમાસ્તા રહેતા હતા. તે પોતાની મુખ્ય પેઢી પોતાના શેહેરમાંજ રાખતો હતો, ને દેશાવર ખાતેની શાખા પેઢીઓ ઉપર વહીવટ કરનારા મેહેતા મુનીમોને પોતે સ્વતઃ પસંદ કરીને મોકલતો હતો. તે મેહેતા મુનીમોનો પગાર તેમની યોગ્યતા પ્રમાણે અથવા ત્યાંના કામના જોખમ પ્રમાણે તે પ્રથમ નીમી આપી મોકલતો; પણ ત્યાં કેટલું રહેવું, અથવા ક્યારે પાછા આવવું તેની કબુલાત તે કદી કરતો નહિં. તેનો એ ખાસ નિયમ હતો-અને તે પ્રમાણે તે તેઓને કહેતો કે,

"હું મારી મરજીમાં આવશે ત્યારે તમને તમારા કામપરથી પાછા અહીં બોલાવીશ; અને મારી ઈચ્છા થશે તે સમયે તમારા કામનો હિસાબ માગીશ." આમ કરવાનો હેતુ ઉત્તમ અને ગૂઢ હતો. એથી દેશાવર ખાતે જઈ પરોક્ષપણે સ્વતંત્રપણે વહીવટ કરનારા તે સર્વ નોકરો કદી કોઈ વાતની ગફલત કે દંગો ફિસાદ કરી શકતા નહિ. વળી તે પ્રત્યેક નોકરને મોકલતી વખતે સારી રીતે કહેતો કે "તમે એવા ન્યાયી અને નિખાલસપણે વહીવટ કરજો કે જેથી મારી સાત પેઢીથી ચાલતા બાપદાદાના નામને બટ્ટો લાગે નહિ. ખોટે માર્ગે પેદા થયલી એક લાખની રકમ પણ મારે જોઈતી નથી. ને ન્યાયથી પેદા કરેલી એક પાઈ પણ મારે ઘણી છે. તેથી જેમ બને તેમ ધર્મ અને સત્યપરાયણ રહેજો. હું વધારે પૈસા પેદા થયા ઉપર કદી નજર રાખતો નથી; પણ મારા સઘળે ઠેકાણે ચાલતા વહીવટથી જનસમાજમાં કેવો સંતોષ ઉત્પન્ન થાય છે, તથા લોકો મારા નામને કેટલા ચહાય છે તેપર હમેશ મારૂં ધ્યાન વધારે ખેંચાય છે. માટે સમજુને એટલુંજ બસ છે. પછી તો શેઠની શીખામણ ઝાંપા સુધી. જેમ જેની બુદ્ધિ પહોંચે તેમ કરજો; પણ બને તેટલી ચેતવણી આપવી એ મારો ધર્મ છે."

આ સત્યવાદી શેઠને ત્યાં એક વખતે બે વણિક્ પુત્રો નોકરી માટે ગયા. આ બંને જણ સારી રીતે ભણેલા ને વ્યાપારીનાજ દીકરાઓ હોવાથી વ્યવહારની રીતભાતમાં સારી રીતે જાણીતા હતા. તેઓ પરસ્પર કંઈ સગા તો નહોતા, પણ એક ગામના રહેવાશી હોવાથી ઘણાક દિવસથી તેમને મિત્રાઈ થઈ હતી. એમાંના એકનું નામ વિવેકચંદ્ર અને બીજાનું અર્થગુપ્ત હતું. આ બંનેને વ્યવહાર કાર્યમાં નિપુણ જોઈ તે ધનવાન્ શેઠે પોતાના નોકરો તરીકે માન્ય કર્યા, ને ઉપર પ્રમાણેની સઘળી વાતે જાણીતા કરી તેમને જુદા જુદા દેશાવરો ખાતેની પેઢીઓપર મોકલ્યા. આ જગત્‌માં સર્વેનું કર્તવ્ય અને પ્રારબ્ધ તેની પાસેજ રહે છે; ને પોતપોતાની ચતુરાઇ, વિવેક ડહાપણ વગેરે તેને પોતાનેજ ખપ લાગે છે. એકજ માતાના ઉદરમાંથી જન્મ પામેલા બંને ભાઇઓના સ્વભાવમાં, વર્તણુકમાં, ને ભાગ્ય વગેરેમાં ઘણોજ ફેર હોય છે. તેવીજ રીતે વિવેકચંદ્ર અને અર્થગુપ્તમાં પણ હતું. જોકે તે બંને જણ વ્યાપારના કામમાં સરખાજ પ્રવીણ હતા, છતાં વિવેકચંદ્ર મૂળ મુદ્દા ઉપરજ વિશેષ ધ્યાન આ-

પતો ને અર્થગુપ્તનું મન સઘળી બાબતપર સરખો વિચાર કરનારૂં હતું. વિવેકચંદ્ર શેઠને ત્યાંથી નિકળ્યો ત્યારથીજ તેના મનમાં એ વાત ઠસી ગઈ કે 'કોણ જાણે કીયે વખતે ને કેટલી મુદતે શેઠ મને પાછો બોલાવશે, ને તે વખતે મારે તેના હુકમ પ્રમાણે મારૂં કામ આટોપી તેની પાસે જવું પડશે, તથા મારે મારા વહીવટની કારકીર્દીમાં થયલા ઉપજ તથા ખરચનો સઘળો હિસાબ તેની આગળ તુરત રજુ કરવો પડશે. માટે અત્યારથીજ મારે સઘળી વાતે સાવધ રહેવું જોઇએ; ને મારે પોતાને માટે થતો માર્ગનો ખરચ, તથા પેઢીના કામકાજ સારૂ તેના સંબંધમાં રહેનારી બીજી વ્યાપારી પેઢીઓ સાથે માર્ગમાંજ કરવી પડતી લેવડદેવડ વગેરેની બરોબર નોંધ રાખવી જોઈએ.' તેણે અત્યારથી એવી કાળજી રાખી, ત્યારે અર્થગુપ્ત ઠંડે કાળજે પોતાની નોકરીની જગ્યાપર જવા રવાને થયો. તેને મન તો એમ કે 'હમણાં શી ઉતાવળ છે? ત્યાં ગયા પછી બધી વાત; હમણાં ને હમણાં કોને હિસાબ આપવાનો છે?' આ પ્રમાણે બંને જણા એકજ દિવસે એક બીજાને મળી કાગળપત્ર લખવાની ભલામણ કરી જૂદા પડચા, ને શેઠની શીખ લઈ રવાના થયા. વિવેકચંદ્રે પોતાની જગા ઉપર જતાંજ જૂના કારભારીના હાથમાંથી સઘળો વહીવટ તપાસી લીધો, ને પેઢીનું લેણું દેવું ચોપડાઓપરથી તપાસી બરોબર જાણી લઈ તેમજ રોકડ નાણું તથા વ્યાપારની માલ મિલકત બરોબર તપાસી ગણી લઈ તેને પાવતી લખી આપી છૂટો કરયો. પછી તુરતા તુરત આ સઘળી વિગત પોતાના શેઠને જણાવી પોતે નવેસરથી પેઢીનો વહીવટ કરવા માંડયો. પોતાના હાથ નીચેના માણસોને તાકીદ કરી ઉઘરાણી ચોંપથી કરાવા માંડી, ને લેણીયાતોને લેણા પેટે વળે પડતો માલ આપીને તેમજ થોડી ઘણી નાણાની રકમો આપી ઠંડા પાડી દીધા. પોતાને ત્યાં પુરાત પડેલો માલ શેઠને ત્યાં ખપ હોય કે દેશાવર ખાતેની કોઈ શાખા પેઢીને જરૂર હોય તો તે જાણવાને ઉપરાઉપરી ચારે તરફ પત્રો મોકલી જ્યાંથી માલની ખપતી જણાવી ત્યાં માલ રવાના કરી દીધો. એવી રીતે ચારે તરફથી ચોખું કરી દુકાનનો વહીવટ હલકો ફુલ જેવો કરી મૂકયો; ને પછી સુખેથી નવા માલની ખરીદી, વેચાણ, સાટાં, વગેરે કરતાં ઉત્તમ પ્રકારનો વ્યવહાર ચલાવી અસલ કરતાં ઘણી સારી સાખ પાડી તે કોઈપણ દિવસે દુકાનનું નામું ચઢવા

દે નહિ; રોજનો હિસાબ રોજજ બંધ કરી દેતો હતો. દેશાવર ખાતે- થી આવેલા કાગળ પત્રના પ્રત્યુત્તરો લખવાની, ને કામકાજ માટેના ખાસ પોતાના પત્રો લખવાની જરાપણ ઢીલ રાખતો નહિ. દર- વર્ષની સમાપ્તિએ આખા વર્ષના વહીવટનું સરવાયું કાઢી વગર મં- ગાવ્યે શેઠને તે મોકલી આપી. પોતાની કારકીર્દીમાં થયલો ચોખ્ખો નફો વા ટોટો દેખાડી આપતો હતો. આ પ્રમાણે સુમારે બે ત્રણેક વર્ષ વહીવટ કરતાં તેણે શેઠને ઘણો સારો નફો પેદા કરી આપ્યો; જેથી શેઠ તેનાપર બહુજ સંતુષ્ટ થયો, ને એક સારો શિરપાવ તેને પોતાની તરફથી મોકલી આપ્યો. ઘણાક દિવસ આ નોકરી કરવાથી વિવેકચંદ્રે હવે કેટલોક સમયસુધી વિશ્રાંતી લેવા ધાર્યું, ને તે માટે તેણે શેઠને રજા સારૂ લખી જણાવ્યું. ત્યારે શેઠે તેની ઘ- ણીક પ્રશંસા કરીને, તેમજ પગારમાં ઘણોક વધારો કરીને આગ્રહપૂર્વક લખી જણાવ્યું કે, "ભાઈ વિવેકચંદ્રને માલુમ થાય કે તમોએ અમારી પેઢીની ગાદીપર બેસી અમારી આબરૂમાં તેમજ દ્રવ્યમાં બહુ વૃદ્ધિ કરી છે. અમે તમને રજા આપવાને બિલકૂલ રાજી નથી; કારણ તમારી જગા ઉપર તેવા ભોસાનો માણસ હાલમાં અમને મળી શકવો દુર્લભ છે. તમારૂં કામ તમનેજ શોભે છે. તમોએ શરીરને વિશ્રાંતિ આપવા અર્થે જણાવ્યું, તો તેથી કામનો બોજો ઓછો થવા સારૂ એક માણસની તમારા હાથ નીચે ભલે વધારે નિમાણુક કરજો; પણ અમારી ઈચ્છા છે કે કેટલીક મુદ્દત સુધી તમારે અમારૂં કહ્યું માની રહેવું ને પેઢીની પ્રતિષ્ટા વધા- રવી." આથી વિવેકચંદ્રે રજા લેવી મુલતવી રાખી પોતાનું કામ જેમનું તેમ સાવધપણે ચલાવવા માંડયું.

પણ યજ્ઞભૂ, આ વિવેકચંદ્રના મિત્ર પેલા અર્થગુપ્તનું શું થયું તે જો: એ જો કે ધર્મિષ્ઠ અંતઃકરણનો અને ન્યાયપરાયણ હતો ખરો; છતાં સ્વભાવે વિવેકચંદ્ર કરતાં જૂદો હતો. તે બહુ આળસુ અને અસાવધ હતો. તેના મનમાં, ફલાણું કામ "થાય છે, કરીએ છીએ, શું વહી જાય છે." એવોજ વિચાર રહેતો હતો. તે શેઠ પાસેથી નિકળ્યો ત્યારથીજ તેણે એકપર એક કામ મુલતવી રાખવા માં- ડયાં. તેની જગાપરનો આગળનો માણસ બહુ સાવધ હતો તેથી અર્થગુ- પ્તના હાથમાં આરંભથીજ સીધો સરળ વહીવટ આવ્યો હતો. તેના આગળના માણસોના કામમાં કોઈ વાતનો લોચો

કે ગડબડગોટો હતો નહિ. તે જ્યારથી પોતાનું કામકાજ તથા દુકાન અર્થગુપ્તને સોંપી શેઠ તરફ વળ્યો, ત્યારથી કેટલાક માસ સુધી તો અહીં ઠીકાઠીક ચાલ્યું; કેમકે આગળનો વહીવટ પડી રહેલો હતો, ને ખાતાદારો તથા આડતીઆ હમેશાં નાણાની ભરઉપાડ ચોખ્ખી રીતેજ કરતા હતા. પણ ધીરેધીરે તેઓએ અર્થગુપ્તનો સ્વભાવ જાણવાથી થંડમથંડા ચલાવી. અર્થગુપ્ત આજનું કામ કાલ, ને કાલનું ભલે બે દહાડા પછી થશે એવા વિચારમાં રહેતો.

નિશ્ચે જાણવું કે આળસુ કે પ્રમાદી મનુષ્યને સઘળા કામમાં પ્રમાદ કે આળસજ નડે છે; ને તેથી તે સર્વ વાતે પરાજય પામે છે. (પ્રભુ ભજન) વ્યાપારના કામમાં એ બે દુર્ગુણોનો પાસ લાગવાથી સઘળું કામ નાશ પામે છે. માણસ પ્રથમ દુર્ગુણ વગરનો હોય ને તેનામાં પછીથી એકાદો દુર્ગુણ પ્રવેશ કરવા માંડે, ત્યારે તો વખતે તેના ધ્યાનમાં આવે છે કે ફલાણો દુર્ગુણ મારામાં આવે છે, માટે મારે તેને હઠાવવો. પણ ધીરે ધીરે પ્રવેશ કરી તે જ્યારે તેના સ્વભાવની સાથે હળી ગયો, એટલે મનુષ્ય તેને જાણી પણ શકતો નથી–અર્થાત્ તેને લાગતુંજ નથી કે મારામાં અમુક દુર્ગુણ છે. કદાચ જાણ્યામાં આવ્યું તો તે તેને કાઢવાને અશક્ત થઈ પડે છે.

અર્થગુપ્તમાં આ અસાવધપણાનો પ્રમાદી અવગુણ ઘણા દિવસથી વાસ કરી રહેલો હતો. અર્થગુપ્તનું અંતઃકરણ દુષ્ટ નહોતું. તેના મનમાં ખરેખરી એજ ભાવના હતી કે, 'મને જે કામ સારૂ અહીં મોકલવામાં આવ્યો છે, તે મારાથી બરોબર પાર ઉતરી મોકલનાર શેઠનું ભલું થાય, અને તેની આબરૂ સચવાય તેમ વર્તવું.' પણ એમ લુખ્ખી ભાવનાથી શું વળે? તેનો પ્રમાદ, ને તેની મુલતવી રાખવાની ટેવ એ તેની ભાવનાનો જય થવા દે તેવાં નહોતાં. તેના હાથ નીચેના માણસોપર બિલકૂલ ચાંપ નહોતી તેથી તેઓ વખતોવખત ઉઘરાણી તથા નામું ચઢાવી રાખતા, ને જ્યારે તે એકાએક તાકીદ કરતો ત્યારે "લો જી, અમુક અમુક કામ હતું તેથી કામ રહી ગયેલું છે પણ આપની આજ્ઞા થઈ તો એક બે દિવસમાં તૈયાર કરીશું." એમ કહી ઉતાવળથી હિસાબ નક્કી કરવા ને નામું ચોખ્ખું કરવા મંડી જતા; તેથી તેમાં વારેઘડીએ ઘણીક ભૂલ આવતી, જેથી વરસ આખરનો હિસાબ મેળવતાં પણ ઘણી અડચણ પડતી. દેશાવરના કાગળપત્રો લખવામાં ઘણીવાર આજનું કાલ થઇ જતું તેથી, તેમજ

પોતાની તરફથી દેશાવર મોકલવાના માલને રવાના કરવાસારૂ થોડા દિવસની ઢીલ થઈ જતી તો વખતે માલનો ભાવ મંદ થઈ જવાને લીધે ઘણુંક નુકસાન ખમવું પડતું હતું. ઉધરાણી મોળી કરવાથી અથવા સામી આસામી વખતે નબળી પડી ગયલી જણાય તોપણ તેની પાસેથી નાણાં કઢાવવાની સહજ ઢીલ થવાથી, અગર નાણાં પેટે, વળે પડતો માલ લઈને પણ તેના દબાણમાંથી નિકળવાની યુક્તિ ન હાથ કરવાથી, તેનું ઘણું નાણું ખોટું થતું હતું. ચારે તરફ અવ્યવસ્થા થઈ રહેલી હોવાથી વરસ આખરે શેઠને હિસાબ પણ જણાવી શકાતો નહોતો; ને કદાચ મોડો વહેલો જણાવવામાં આવતો તો તે બહુ અસંતોષકારક હોવાથી શેઠને બહુ માઠું લાગતું; પણ 'હવે પછી કેમ થાય છે તે જોઈએ તો ખરા' એ વિચારપર અવલંબી શેઠ કશાપણ નિશ્ચયને માટે ધીરજ રાખતો હતો. થોડા દિવસ સુધી તાલમેલ જોઇ, નેઆસપાસનાસમાચારો પરથી તેમજ અર્થગુપ્તની પેઢીના દમવગરના કાગળ પત્રોપરથી શેઠે વિચાર કીધો કે હવે આ નવા માણસને ઝાઝા દિવસ રાખવાથી આપણે મોટા નુકસાનમાં આવી પડીશું, તેથી તેણે ત્યાં મોકલવા માટે એક હુંશિયાર માણસને શોધી કાઢી અર્થગુપ્તને તુરતાતુરત પોતાની પાસે આવવા સારૂ હુકમ લખ્યો.

શેઠનો હુકમ આવતાંજ અર્થગુપ્તના મનમાંમોટો ધ્રાસ્કો પડયો. તેને એકે દિશા સૂઝી નહિ. "હવે શું કરવું, શેઠને હું શો જવાબ આપીશ? શેઠે તો મને અણચિંતવ્યો તેડાવ્યો. માત્ર આ વરસની આખરી સુધી મને મુદત આપી હોત તોયે હું સઘળું તૈયાર કરી ચોખું કરત. પણ અરે દૈવ, હવે હું આ વાત કોને કહું?" ઇત્યાદિ વિચારોમાં તેનું મન બહુ ગુંચવાઇ ગયું. હવે આ વખતે પોતાનો અસલનો મિત્ર વિવેકચંદ્ર, જે તેને બહુ ચાહતો હતો, ને જેની સાથે તેનો નિરંતર પત્રવ્યવહાર ચાલતો હતો, તે તેને સાંભરી આવ્યો. મિત્રની આગળ ઘણું કરીને કોઇ વાત છાની રખાતી નથી, કેમકે તે પોતાનો હિતસ્વી હોય છે, એટલે તેને સુખ દુઃખની વાત કહેવા માટે મનમાં કશી શંકા નજ રહે. અર્થગુપ્તને આ સંકટ સમે વિવેકચંદ્રનું સ્મરણ થયું, ને તેણે પોતાના સવિસ્તર સમાચાર તેને પત્રદ્વારાએ તાબડતોબ જણાવ્યા. કાસદ અતિશય ત્વરાથી પત્ર લઈ વિવેકચંદ્રને ગામ ગયો, ને તેને નમન કરી પત્ર આપી જણાવ્યું કે

"કૃપા કરી આ પત્રનો પ્રત્યુત્તર જલદી આપશો એમ ત્યાંથી કહેલું છે." વિવેકચંદ્ર પત્ર ઉકેલી વાંચવા લાગ્યો "હે મિત્રવર વિવેકચંદ્રજી, આપનો મિત્ર હું અર્થગુપ્ત હાલમાં મોટી આપત્તિ હેઠળ આવી પડેલો છે. શેઠનું કામ જોકે મેં કેવળ સત્ય અને નિષ્કપટીપણે આજપર્યંત ચલાવ્યું છે, છતાં આખરે હું એકાએક તેમના ઠપકાને પાત્ર થયો છું. મને આનું કારણ સમજાતું નથી. મને એમણે હાલને હાલ મારૂં કામ છોડી પોતાની પાસે બોલાવ્યો છે, હવે હું કેવી રીતે જાઉં? મારાથી તેમને કશો જવાબ દઈ શકાય તેમ નથી. માત્ર એમણે મને બેચાર માસ અગાઉ ચેતાવ્યો હોત તો હું મારૂં સર્વ કામકાજ ઠીક ઠાક કરી દેત; જેથી અત્યારે તેમની પાસે જવાને કશી અડચણ રહેત નહિ. અગર તેમ નહિ, તો માત્ર આ ચાલતું વર્ષ પૂરૂં થવા દીધું હોત તો પણ જહીં તહીંનું ચોખ્ખું કરી દેત. પણ તેમણે તો લખ્યું છે કે, 'તમને મારી પાસે આવતાં બિલકુલ વિલંબ લાગવો નહિ જોઈએ.' હવે ભાઈજી, કેવી મોટી અડચણ! અત્રે સઘળું અવ્યવસ્થિત પડેલું છે. ઊઘરાણી સઘળી એમની એમ છે; ગમે તેટલી ચાંપ રાખીએ પણ હમણાં પતે તેમ નથી. કેટલીક આસામીઓ ડૂબેલા જેવીજ લાગે છે. રે! ડૂબી ગઈ છે, એમ કહું તોપણ ચાલે. પુરાંતમાં નાણાં પૂરાં છે નહિ, ને આડતીઆઓની કેટલીક હુંડીઓની મુદતો પાકી ગયલી છે, તો તે નાણાં કેમ ભરવાં એ સૂઝતું નથી. ઘણીક જાતનો માલ પણ હજુ દુકાન ખાતે પડેલો છે, જેનાં ઘરાક જાગતાં નથી; નહિ તો તેનાં નાણાં તેમાં ભરત. નાણાંની રકમ લગભગ દશ હજાર જેટલી થવા જાય છે, પણ તેનો કશો વેત નથી. આટલું છતાં પણ શેઠે બોલાવ્યો છે માટે હું તો જાત; પણ ભાઈજી, દુકાનનું નામું પણ કેટલેક દરજ્જે ચોખ્ખું નથી, તો હવે જઈને હું શું દાંત દેખાડવાનો હતો? હું ચારેકોરથી ગભરાયો છું. મને એકે દિશા સૂઝતી નથી. એટલે સામટી ચિંતાઓથી મારૂં મસ્તક શૂન્ય થઈ ગયું છે. મારો એકે વિચાર પાંસરો કે દૃઢ થતો નથી. ને છેવટે હવે મારી તો ગઈજ છે, પણ શેઠની આબરૂ—શેઠની પેઢીની આબરૂ કેમ રહેશે તેને લીધે મને અન્ન ભાવતું નથી. મને તો સૌથી સરળ ઉપાય હવે એજ લાગે છે કે આવી દુઃખ ભરેલી જીવન દોરીને તુરત તોડી નાંખી સુખી થવું, એટલે સઘળી ચિંતાઓનો અંત આવી જાય. પણ મારા હિતેચ્છુ મિત્રને મારી વિગત જણાવ્યા

વગરજ હું કેમ આ જગતથી અદીઠ થાઉં? માટે પ્યારા સ્નેહી, હવે છેલ્લે એટલુંજ કહું છું કે અદ્યાપિ પર્યંત થયલા મારા સર્વ અપરાધ ક્ષમા કરશો; ને મારી પછવાડે મારા કુટુંબને ધીરજ આપશો. હું છેલ્લી ઘડીએ આપનાં દર્શન કરવાને બહુ આતુર છું; પરંતુ નિરૂપાયે માત્ર આપના પત્રનેજ જોઇ આપનાં દર્શન થયા જેટલો સંતોષ માનીશ. માટે પ્રત્યુત્તર કૃપા કરી અતિ શીઘ્રે આપશોજી."*

"હરિ, હરિ, આ કેવો જુલમ! કેટલી મૂર્ખતા!" આ પત્ર વાંચતાંજ એકાએક વિવેકચંદ્રના મુખમાંથી બોલાઈ જવાયું. "હું આગળ તેને વારંવાર કહેતો કે અર્થગુપ્ત, તું તારા આળસને તજી દે. એ આળસ કોઈ દહાડો તને ખરાબ કરશે. ખરેખર તેવોજ વખત આવ્યો. ખરેખર આ તેના પ્રમાદીપણાનુંજ પરિણામ છે. તેણે શેઠનું નબળું કરી પોતાનું ભલું કરવા ધાર્યું નથી–અર્થાત્ તેના કપટને લીધે કંઈ આ વખત આવ્યો નથી; પણ માત્ર તેની બેકાળજીને લીધેજ પોતાનો જીવ અને શેઠની આબરૂ ગુમાવવા વેળા આવી છે. પણ ફિકર નહિ. પુરુષના સ્વાધીનમાં કોઇ વાત નથી. ભૂલ મનુષ્યનીજ થાય છે. પણ એટલા માટે શું પોતાનો અમૂલ્ય દેહ ખોઈ આત્મઘાતી થવું? નહિ, નહિ; હું મારા પ્રિય મિત્રનો ઘાત થવા દઈશ નહિ. પણ એને માટે હવે મારે શો ઉપાય યોજવો?" એમ વિચાર કરતો તે તુરત અંદર ગયો, ને ગાદીપર બેસી અર્થગુપ્તપર પત્ર લખવા માંડયો. થોડીકવારે ઘણાક દિલાસા તથા અર્થગુપ્તે હવે શું કરવું યોગ્ય છે તેની યુક્તિઓ વગેરેથી ભરેલો પત્ર લખી બંધ કરયો, તથા તેપર પોતાની મોહોર કરી કાસદને આપી જરાક થોભવાને કહ્યું. પછી પોતાના હાથ નીચેના મુખ્ય નોકરને બોલાવી પોતાની ત્રીજોરીમાંથી લાગલા દશ હજાર રૂપીઆ રોકડા કઢાવ્યા, ને તે શેઠની અર્થગુપ્તવાળી પેઢીને ખાતે ઉધારી તેની થેલીઓ મજબુત શીવી લીધી. પછી મોહોર છાપ વગેરેથી ચોકસ બંદોબસ્ત કરી એક સારા ઉંટપર લાદી; તથા જોડે પોતાનો એક વિશ્વાસુ માણસ આપી કાસદને તે સાથે રવાના કરી દીધો. મોઢેથી પણ તેણે તેઓ સાથે કહાવ્યું કે આ ઉપરાંત પણ બીજી મદદ જોઈએ તો નિઃશંકપણે લખી જણાવજો, તથા ધીરજ રાખી પત્રમાં લખ્યા પ્રમાણે કામકાજ કરજો.

દડમજલ કાપતા તેજ દિવસે રાત્રે તે બે માણસો ઊંટ સાથે

* મનુને જે કોઇ સ્મરતો નથી તેવા જનની આ અંતકાળની વાણી જાણવી.

અર્થગુપ્ત આગળ જઈ પહોંચ્યા. કાસદે પત્ર આપ્યા બાદ વિવેકચંદ્રના ગુમાસ્તાએ પેલી થેલીઓ અર્થગુપ્તને ગણી આપી. અર્થગુપ્તનું મન કંઈક હેઠું બેઠું ને ભોજન પાનાદિથી તે આવનાર ગુમાસ્તાની આગતા સ્વાગતા કરી, એકાંતે તે વિવેકચંદ્રનો પત્ર વાંચવા બેઠો. પોતાના મિત્રના મોતીના દાણા જેવા અક્ષરો ઓળખી અતિ હર્ષથી તેણે તે પત્રને પોતાની છાતી સરસો દબાવ્યો, ને વારંવાર ચુંબન કરી "મિત્ર હોય તો આવાજ હજો." એમ બોલતાં તેને ફોડી વાંચવા માંડયો. પ્રથમ બંને પક્ષની કુશળતા ઈચ્છીને પછી તેમાં જણાવ્યું હતું કે, "પ્યારા મિત્ર અર્થગુપ્ત, તમારો સાદ્યંત પત્ર વાંચી હું બહુ ખેદ પામું છું. તમારાપર જે જે અડચણો આવી છે, તે મેં જાણી; પણ તે સંબંધે પેહેલે મારે એટલુંજ જણાવવું જોઈએ કે સુજ્ઞપુરુષે ગમે તેવા દુઃખને સમયે પણ દૃઢ ધીરજ રાખવી. પોતાના દેહ ઉપર તવાઈ આણવી, અથવા છેલ્લો ઉપાય દેહત્યાગનોજ કરવો એ કેવળ કાયર મનુષ્યનું કામ છે. તમે લખ્યું કે 'અત્રે સઘળું અવ્યવસ્થિત છે, નામું ચડેલું છે, ઉઘરાણી બાકી છે, ને થોડી મુદતમાં એ ગડબડમાંથી નિકળી શકાય એવું નથી. પણ શું કરૂં, શેઠે મને એકાએક બોલાવ્યો.' ભાઈ, એમાં બીજા કોઈની નહિ પણ તમારીજ ભૂલ છે. તમે શેઠનાં (પ્રભુના) વચનને કેમ વીસરી ગયા? આપણને નોકરી ઉપર મોકલવા અગાઉજ શેઠે આપણા સમક્ષ પેહેલ વેહેલું શું કહ્યું હતું? 'હું તમને નોકરી (સંસારમાં) પર મોકલું છું, પણ કયાં સુધી રહેવું તેની મુદત હું તમને કેહેતો નથી. મારી મરજીમાં આવશે ત્યારે તમને તાબડતોબ તેડાવીશ.' આવી શેઠની કબુલાત તમારા સ્મરણમાં નથી? એ તો કદાચ શેઠે ચેતાવીને કહ્યું હતું, ને ન કહ્યું હોય તોપણ શું આપણે પોતાના મનમાં કાળજી નહિ રાખવી? સ્વામિ (પ્રભુ) કયારે આપણને બોલાવશે ને આપણે તે સમયે તેને શો જવાબ દઇશું? તે માટે પ્રત્યેક મનુષ્યે પોતપોતાના કામમાં પ્રતિદિન સાવધ રહેવું જોઈએ. કોણ જાણે કાલે શું થશે, ને શી આપત્તિ આવી પડશે, તેની કાળજી રાખી નિત્યનું કામ નિત્યજ પૂરૂં કરવું જોઈએ. કોઈ પણ કામ આવતા વખતને માટે મુલતવી રાખવાની તમારી દૃઢ કુટેવ (કાલે પ્રભુ ભજીશું એ ટેવ) હું ઘણા વખતથી જોતો આવ્યો છું; ને એ વિષે મેં તમોને વારંવાર ઠપકો પણ આપ્યો છે, તથા તે કુટેવ છોડાવવાને બીજા પણ ઘણા યત્નો કીધા છે, છતાં સર્વ અદ્યાપિ પ-

યંત નિષ્ફળ થયા છે. પણ ભાઈ, આ પ્રસ્તુત ઉદાહરણ ઉપરથી તમારે તે કુટેવ, તદ્દન છોડી દેવી જોઈએ; અને તમારી અસાવધ પણારૂપી નિદ્રામાંથી એકાએક જાગૃત થવું જોઇએ. અસાવધ મનુષ્ય કદી કોઈપણ કાર્યમાં જય પામતો નથી. તમે વિચારી જુઓ કે અસાવધપણાથી શું નથી બગડયું, ને નથી બગડતું? આળસ, ગફલત, મુલતવી રાખવાની કુટેવ તેમ અવિચાર્યું સાહસ એ સઘળાં કુટુંબીઓજ છે. ને પુરુષે(પ્રભુ ભક્તે) તે સઘળાંને અદીઠજ કરવાનાં છે. માટે મારી એટલીજ વિનંતી છે કે હવે પછી કોઈપણ દિવસે આજ કરવાના કામને કાલે કરવાનો ભરોંસો રાખતા નહિ. કોણ જાણે કઈ વખતે શું થઈ બેસશે, ને શી આફત આવી પડશે તેની પળે પળ કાળજી રાખજો. પોતાના હાથે કરવાનું કામ માણસોને સોંપી તેમના હાથે કરાવતા નહિ. જે સમય જાય છે તે પાછો આવતો નથી; ને આપણા આયુષ્યમાંથી જરૂર ઓછોજ થતો જાય છે. ભર્યા ભાણાપર જમવા બેડેલા માણસના હાથમાંનો ગ્રાસ મોઢા આગળ ગયેલો છતાં તે અંદર જવા પામતો નથી,–એટલી પણ સત્તા પ્રાણીની નથી, તો પછી ફલાણું કામ અમુક સમય પછીજ કરીશું, હમણાં શી ઉતાવળ છે, એમ ભવિષ્યનો વિશ્વાસ રાખી બેસનારને કેવો મૂર્ખ ગણવો? તમે રોજનું નામું રોજજ લખ્યાં ગયા હોત, (પ્રભુ ભજન નિત્ય કીધું હોત) ઉઘરાણી રોજની રોજજ કરી હોત (દાન ધર્માદિ) અને એવાં કોઇપણ કામ રોજનાં રોજજ નિર્વિલંબે કરતા રહ્યા હોત તો તમારે આવો સમય આવત નહિ. પણ તમે તો આળસની સાથેજ ગાઢી મૈત્રી બાંધી છે. આળસુ મનુષ્ય કદી કોઈ વાતે જય પામતો નથી. મારે એટલુંજ કહેવાનું છે કે તમે આળસ અને પ્રમાદનો સમૂળગો ત્યાગ કરજો. અને મેં આ પત્ર સાથે રૂપીઆ દશ હજાર રોકડા મોકલ્યા છે, તે આપણા શેઠની લાજને સારૂ લેણીયાત માત્રને દિવસ ઉગતામાં ચૂકવી આપજો; જેથી કોઈપણ વેપારીને તમારી પેઢીને માટે ખોટો વિચાર આવે નહિ. વળી જે માલ તમારે ત્યાં પુરાંત પડેલો છે તેમાંથી કેટલોક અમારે ત્યાં, ને કેટલોક મારા ગુમાસ્તાને પૂછી તે કહે તે તે દેશાવર ખાતે તાબડતોબ રવાને કરી દેજો. કેમકે અમારા જે જે આડતીઆઓને માલની ખપતી છે, તે અમારો (તમારે ત્યાં આવનાર) ગુમાસ્તો જાણે છે. વળી શેઠને તમે તમારા ગુમાસ્તાઓ મારફત એવી રીતે

પ્રત્યુત્તર લખાવજોકે "શેઠજી, આપની આજ્ઞાને આધિન છું, જો હુકમ.' આવા સમાચાર જવાથી શેઠ વખતે ધીરજ ધરશે ને આજકાલ કરતાં સહજ માસ બે માસ નીકળી જશે; એટલામાં તમે તમારૂં સર્વ કાર્ય યથાસ્થિત કરી લેજો. પણ જો, જો, કાળજી રાખજો; વારંવાર એમ થાય નહિ. આ ઉદાહરણ ખૂબ હૃદય સાથે સ્મરી રાખજો; ને તમારા કામમાં નિરંતર ચેતતા રહેજો, જેથી શેઠ ચાહેતો ગમે તેવે સમયે ઓચિંતા બોલાવે તોપણ ત્યાં જવાને તમને ડર રહે નહિ. આવી રીતનું ઉપરથી ઘણે દરજ્જે તોછડું દેખાતું-લખાણ તમારીપર લખતાં મારા મનને બહુ ગ્લાનિ આવે છે, પરંતુ મિત્ર છો તેથી મિત્રના ગમે તેવા સભ્યઅસભ્ય શબ્દો સાંભળી ખેદ પામશો નહિ એવી આશા રાખું છું. મારા જેવા મિત્ર વગર તમને આવા તોછડા શબ્દો લખવાને કોણ સમર્થ થાય એમ છે. માટે ભાઈ, છેવટે, એટલુંજ બસ છે કે ઊંઘેલો માણસ નિદ્રામાંથી એકાએક જાગૃત થાય તેમ તમો તમારાપરના આલસ્ય અને પ્રમાદાદિ આવરણોને દૂર કરી દઈ સાવધ થઇ જાઓ; ને વળી સદાને માટે સાવધ-સચેત થઈ જાઓ; જેથી શ્રીહરિ તમોને સુખી કરશે."

પોતાના મિત્રના આવા શિક્ષણરૂપ પત્રથી મનમાં બહુ ચાનક ચિવટ અને હીમત રાખી અર્થગુપ્તે તે પ્રમાણે કીધું; ને તેમ કરવાથી પોતાના કામમાં તે જય પામ્યો. તેમજ શેઠના મનમાં આવેલો ખરખરો દૂર થઈ ગયો. પછી કેટલીક મુદતે બંને મિત્રો એકઠા થયા ને પોતપોતાના કામમાં પરસ્પરને સાવધ તથા સુખી જોઇ તેઓ હર્ષ પામ્યા. અને નિરંતર એમ વર્તવાથી તેમના દરજ્જાનમાં પણ ઘણો વધારો થતો ગયો.

આ મેં તુને પ્રપંચમાં સાવધ રહેવાનું દૃષ્ટાંત કહ્યું. એ ઉપરથી તને લાગ્યું હશે કે અસાવધ મનુષ્ય કેવાં દુઃખ પામે છે! વિવેકચંદ્રે પોતાની મિત્રતાનો ભાર જાળવી તેને સહાય ન કરી હોત તો અર્થગુપ્તનો ખરેખરો વિનાશકાળ આવી લાગ્યો હતો. તેને આપઘાત કરવો પડત, અથવા તો શેઠની આગળ જઈ ઘણે નીચે મોંઢે ઊભું રહેવું પડત; તો તે વળી આતમઘાત કરતાં પણ વિશેષ દુઃખકર થાત. એ સઘળું બીજા કશાથી નહિ, પણ માત્ર અસાવધપણાને લીધેજ. એ અસાવધપણાનું દૃષ્ટાંત પ્રપંચમાં લગાડ, જોઈયે

તો પરમાર્થમાં લગાડ, એજ અર્થ નિકળશે. માટે હે સાધુ, મનુષ્યનાં સર્વ કર્તવ્યનું મૂળ એજ છે કે તેણે નિરંતર સાવધ રહેવું.

## તાત્પર્ય.

આ દ્રષ્ટાંતજ આપણે પરમાર્થ કાર્યમાં લાગુ કરીએ તો તે આવી રીતે મળતું આવે છે: સકળ જગતનું મૂળ સ્વરૂપ જે પરમાત્મા એજ કોઈ એક શેઠ છે; ને તેના અંશભૂત જીવોને તે આ નરદેહરૂપી પેઢીઓ ઉપર કારભાર કરવાને મોકલે છે. આગલા શેઠના કરતાં આ શેઠના વિચાર તો વળી અતિગૂઢ અને ઘણીજ ચમત્કૃતિ ભરેલા છે. આગલો શેઠ ગુમારતાને મોકલતી વખત તેના પગાર વગેરે સઘળી બાબત જણાવી માત્ર મુદતજ છાની રાખતો હતો, ને આ તો સઘળુંજ* છાનું રાખે છે. છતાં પણ તેના ઘણાક કારભારીઓ (જીવો) પેઢીપર (નરદેહ રૂપી) જઈ કેવળ અસાવધ રહે છે. "હજુ તો પ્રભુએ મને હમણાંજ મોકલ્યો છે, તો એટલામાં તે શું મને પાછો બોલાવી લેશે? અર્થાત્, હું બાળક છું, હમણાંજ જન્મ્યો છું, માટે હમણાંજ કંઇ મારે મરવું નથી. મારે તો હમણાં ખાવું ખેલવું ને આનંદમાં રેલવું-તેમ છે. આ ટાંણે તે પરમાર્થ શું સધાય? હું મોટો થઈશ ત્યારે સત્સંગતિ કરીશ; ને સાધુ પુરુષને શરણે જઈશ.' આવો વિચાર કરી નિશ્ચિંત રહે છે; ને કશો ઇશ્વર પ્રાપ્તિ સંબંધી ઉપાય યોજતો નથી-તો જોકે તે પોતાના કરતાં પણ નાની ઉમરના બીજા ઘણાક મનુષ્યોને મરતા જોય છે. આના કરતાં બીજું અસાવધપણું કીયું? ને જે મનુષ્યને-દેહનો એક ક્ષણપણ ભરોંસો નથી-અર્થાત્ તેનો અંત કયારે આવશે, ને કયી ઘડીએ તે પડી જશે તેની કશી ખબર નથી; છતાં આપણે ફલાણા કામમાંથી પરવારી નવરા થઈશું એટલે પ્રભુ સંબંધી કંઈક કરીશું, થઈ રેહેશે, પ્રભુ ભજાશે, જ્ઞાન મેળવીશું, પ્રભુની પ્રાપ્તિ અર્થે કાં ઘડપણ નથી? એવો વિચાર રાખનારા કરતાં બીજો મૂર્ખ કોણ? પણ 'અરે, કોણ જાણે, કયારે મારો કાળ આવી પહોંચશે? રે, કોને ખબર કે કેવે અણચિંતવ્યે સમયે મારા હાથમાંથી આ નરદેહ

* દરમાયો વગેરે જીવનો દરમાયો પ્રારબ્ધ; તે છાનાંજ હોય છે; તેને જીવ જાણી શકતો નથી. પણ સંચિત પ્રમાણે તેનું ફળ તેને આપોઆપ મળ્યા જાય છે.

રૂપી રત્ન અમૂલ્ય રત્ન ખોવાઈ જશે ? માટે મારે તેનો બને તેટલો સદુપયોગ કરી લેવો. હું સન્માર્ગે કેવી રીતે ચઢી શકું, મને તે પરમાત્મા સંબંધી જ્ઞાન આપનાર સદ્ગુરુ ક્યારે મળશે, ને તે મેળવવા માટે મારે શો યત્ન કરવો જોઈએ ? ઈત્યાદિ વિચારોમાંજ જેનું મન નિરંતર તલ્લીન રહે છે તે પુરુષ સાવધ કહેવાય. દેવ, ઋષિ, પિતૃ, મનુષ્ય ઈત્યાદિમાંથી કોઈનું પણ જેને માથે ઋણ નથી કે કોઈના ઋણ નીચે જે આવતો નથી; ને આવે છે તો તુરત તેમાંથી મુક્ત થઈ જવાનો યત્ન કરે છે. જે કોઈના અપરાધમાં કે ઉપકારમાં આવતો નથી; ને દૈવવશાત્ આવી ગયો તો અપરાધ માટે અનુગ્રહ મેળવવાનો અને ઉપકાર માટે ઉપકાર કરી તેના ભારમાંથી છૂટવાનો શીઘ્ર પ્રયત્ન કરે છે. જે પોતાને કરવાનાં કાર્યોનો કદી ઉધારો રાખતો નથી-નિત્યનું કામ નિત્ય કરવાથી સમયે સાવધાનજ રહે છે, તે સુખેથી મરે છે, અર્થાત્ કોઈપણ વેળાએ ઓચિંતુ મરણ આવી પહોંચે તો તે સમયે તે મરવા તત્પરજ હોય છે; ને તે વખતે તેને કશી ચિંતા રહેતી નથી કે, મારી પછવાડે મારૂં કેમ થશે? અગર ઈશ્વરના ઉપકાર અથવા અપરાધનાબોજા હેઠળથી હું કેમ છૂટીશ? ફલાણા પાપ માટે મને કોણ જાણે શી શિક્ષા થશે? તો તેવો પુરુષ પ્રપંચશુદ્ધ કહેવાય છે; ને તેવાથીજ પરમાર્થ સધાય છે. તેનો પ્રપંચ પણ પરમાર્થ રૂપજ છે. સર્વ વાતે સાવધ રહેવાની દૃઢ ટેવ એ પ્રપંચમાંથી પરમાર્થમાં પગલું દેવાનું મુખ્ય સાધન છે. મનુષ્યપ્રાણીએ ઈશ્વર સંબંધી કાર્યમાં નિરંતર સાવધ રહેવું. પ્રભુપ્રાપ્તિના કામને માટે આળસ, પ્રમાદ, કે આજનું કાલ કરવાની ટેવ રાખવી નહિજ. એજ આ દૃષ્ટાંતનું તાત્પર્ય છે. એ પ્રમાણે સૌ વાતે સાવધ હોય તે મનુષ્યજ ભવબંધનથી છૂટી પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ માટેનાં પોતાનાં અન્ય કર્તવ્યો સાધી શકે છે. પ્રથમ મનુષ્યે જાગૃત થવું-અર્થાત્ પોતાનાં સર્વ કર્તવ્ય સાધવા માટે સાવધ રહેવું. હે નિર્વિકાર મુમુક્ષુ ! તું, તે કર્તવ્યોમાંના મુખ્ય મુખ્ય હું કહું તે સાંભળ:-

૧ લું કર્તવ્ય એજ કે મનુષ્યે સદ્ગુરુને શરણે જવું, ને તેમની કૃપા મેળવવા માટે તેમની સેવા કરવી. ૨ જું કર્તવ્ય તે સદ્ગુરુના વચનપર દૃઢ વિશ્વાસ રાખવો. ૩ જું. એકજ મતનું-માર્ગનું અનુસરણ કરવું. ૪ થું સંગતિ સાધુની-સજ્જનની કરવી. પાંચમુ

વિષયાધીન ન થવું. છઠ્ઠું. શત્રુઓને મિત્ર કરવા. સાતમું ઉપાધિ વધારવી નહિ. આઠમું. નિરંતર સારાસાર વિચાર કરવો અને નવમું પ્રાણીમાત્રપર દયા તથા નમ્રતા રાખવી. અને ૧૦ મું એજ કે પરમાત્મા-પરબ્રહ્મનું અહોનિશ ધ્યાન ધરી તેનાપર દૃઢ આસ્થા રાખીને, હું જીવ નથી પણ આત્મા છું, મારે કંઇ લેવા દેવા નથી આ સંસાર સાથે, એમ ધારી વર્તવું. આ ઉપરાંત બીજાં કર્ત્તવ્યો ઘણાં છે, પણ આટલાંનોજ સાર—આટલાં બધાંનો તો શું, પણ તેઓમાંના એકનોજ માત્ર સાર-યથાર્થ સમજાય તો પછી બીજાં તેમાં આવીજ ગયાં.

યજ્ઞભૂ કહે છે, આટલું કહી તે પવિત્ર પુરુષ ક્ષણેક નિવૃત્તિ પામ્યા, ત્યારે મેં જાણ્યું કે આમ મોઘમ જણાવીને તે રહેવા દેશે કે શું? માટે મેં તેમના વાક્યોનો સવિસ્તાર અર્થ જાણવાની ઈચ્છાથી તેમને પ્રશ્ન પૂછવાનો વિચાર કર્યો. પણ એટલામાં તો તે દયાળુ મારી તરફ અમૃત દૃષ્ટિએ જોઈ કહેવા લાગ્યા, ધીરજ રાખ, ને મારાં વચનોનો મર્મ સમજ. મનોનિગ્રહ કરી, વિષયોને વૃથા સમજી, જગતને જીતી પ્રભુપર પ્રેમ જોડી તેને પરાયણ થયલા સંત પુરુષો ( સદ્ગુરુ ) નો આશ્રય કરી—તેમને શરણે જઈ આ સંસાર તરવા અર્થે તેમની કનેથી તારણોપદેશ ગ્રહણ કરવો, ને પછી તેમની પરમ ભાવ વડે સેવા કરવી. એ ગુરુ સેવનથી કેવો લાભ થાય છે, અને તે નહિ કરનાર જનો અલભ્ય ગુરુકૃપાથી કેવા નિર્ભાગ્ય રહે છે તે વિષે પૂર્વેજ મેં તુને દૃષ્ટાંત કહ્યું છે. પણ હવે “ વચન પર વિશ્વાસ રાખવો ” એ વિષે સાંભળઃ-

## વિશ્વાસ વાર્તા.

સત્ય પદાર્થપર વિશ્વાસ એજ શુભફલનું કારણ છે. પ્રપંચમાં પ્રત્યક્ષ દેખાતાં કાર્યોમાં પણ ઘણે અંશે વિશ્વાસ ઉપર આધાર રહે-તે રાખવો પડેછે. ત્યારે ભક્તિજ્ઞાન, ઇત્યાદિ માનસિક કાર્યો કેવળ વિશ્વાસને અનુસરે એમાં શું આશ્ચર્ય ! સદ્ગુરુએ કહ્યું હોય કે તું આ (અમુક) મંત્રનો નિરંતર જપ કર, જેથી તુને પ્રભુનો સાક્ષાત્કાર થશે-તુને પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન થશે. આ વાતપર પૂર્ણ વિશ્વાસ રાખીને (કે મને આ મંત્રથી નિશ્ચે દર્શન થશેજ. માટે હવે મારે એ સિવાય બીજો કંઈ યત્ન કરવો નહિ.) જો તે સ્મરણ કરશે (તે મંત્રનું) તો નિશ્ચે તે

અંતર્યામી પરમાત્માના સ્વરૂપને પોતે જોશે. પણ એથી ઉલટું-શું આ ગુરુએ કહ્યું તે સાચું હશે ? શું મને પરમાત્મા દર્શન આપશે ? અરે, એ પ્રભુ કોને પ્રત્યક્ષ થયા ? કે જેથી મને થાય ? પ્રભુ કોણ જાણે ક્યાં હશે? એને તો સૌ નિરાકાર કહે છે, ત્યારે તે આકાર (રૂપ) વાળો થઈ કેવી રીતે દર્શન આપશે? કોણ જાણે આ ગટાપટી કેમ હશે. આમ ગુરુના મંત્રથી પ્રભુનાં દર્શન થઈ જતાં હોત તો સૌને થાત; પણ જોઈએ તો ખરા કે એ મંત્રથી કંઈ નવા જુની થાય છે ! આવી રીતનો અવિશ્વાસ રાખીને ગમે તેટલો મંત્ર જપશે પણ તેથી કંઇ વળવાનું નહિ. અવિશ્વાસ સઘળે બાધકારક છે. દ્વાપરયુગાંતે શ્રીકૃષ્ણ અવતારમાં અર્જુનને આત્મજ્ઞાનોપદેશ કરતી વેળા શ્રી હરિએ संशयात्मा विनश्यति એ વચન એટલા માટે કહેલું છે. તાત્પર્ય કે આમ થશે કે નહિ થાય! આ વાત ખરી હશે કે ખોટી, એમ વારંવાર સંશયમાં પચી રહેનાર એકે વાતના નિશ્ચયપર આવતો નથી; તેથી તેનાથી કંઈએ સત્સાધન બનતું નથી, એટલે તેનો વિનાશ થાય છે. માટે અવિશ્વાસ રાખવો નહિ. મારૂં આ વચન બીજા કશા કાર્યને અવલંબીને નહિ, પણ માત્ર સદ્‌ગુરુ વચન (સતશાસ્ત્ર વચન તે સાથેજ) ઉપર વિશ્વાસ રાખવા માટેજ છે. અવિશ્વાસુ પુરુષ ગમે તેટલો યત્ન કરે છે છતાં તે સફળ થતો નથી. આ સંબંધે કૈલાસ શિખરને વિષે મહાદેવી ઉમયાએ દેવેશ્વર શિવજીને પ્રશ્ન પૂછ્યો હતો કે, "હે દેવાધિદેવ," પાર્વતીએ કહ્યું, "આ જગત્‌માં આપનું ભજન પૂજન વગેરે કરનારા પુરુષો તો ઘણા દૃષ્ટિએ પડે છે, પણ તેમાંથી આપને પ્રાપ્ત થનારા તો હું કવચિતજ જોઉં છું તેનું શું કારણ? જે આપને ભજે તે આપને પામેજ એ નિઃસંશય વાર્તા છે." એ સાંભળી શંકરે કહ્યું, "તેં કહ્યું તે યથાર્થ છે, પણ એ મારૂં ભજન કરનારાઓ (ભક્તો)માં ઘણા ભેદ છે! અને તે સર્વેમાંથી દૃઢવિશ્વાસપૂર્વક મને ભજનારાજ માત્ર મને પામે છે." ત્યારે પાર્વતીએ કહ્યું, "હે સ્વામીનાથ, આપના દૃઢ વિશ્વાસુ ભક્તો કેવા હશે તે જોવાની મારી ઈચ્છા છે, માટે કૃપા કરી આ દાસીને દેખાડવા જોઈએ." એ સાંભળી શંકરે તેમને હાસ્યપૂર્વક કહ્યું કે, "તારી ઈચ્છા છે તો કોઈ પ્રસંગે હું તુને દેખાડીશ. પરંતુ ભક્તનો પાર લેવામાં સાર નથી."

ઉપરની વાતને કેટલાક દિવસ વહી ગયા તેવામાં શિશિર અને

વસંતઋતુઓના મધ્યનો મહા શિવરાત્રિનો દિવસ આવ્યો. એ દિવસે શંકરનો મહોત્સવ થાય છે, માટે તે દહાડે સૃષ્ટિલીલા કંઈ અદ્ભુતજ દર્શન આપી રહી હતી. પ્રત્યેક સ્થળે આવેલાં શિવાલયોને પૂર્ણ શોભાથી શૃંગારવામાં આવ્યાં હતાં, તેઓપર નાનાપ્રકારની ધ્વજા પતાકાઓ ફરકી રહી હતી. શિવમંદિરના, તે આગળ આવેલા મંડપોના અને નંદિમંદિરોના ચારે બાજૂના દ્વારોમાં દૂર્વા, આસોપાલવ, કનકપુષ્પ આમ્રપત્ર ઈત્યાદિનાં તોરણો બાંધેલાં હતાં; વળી તે ઉપરાંત શિવના ગણ, જેવા કે ભૈરવ, ગણપતિ, મારુતિ ઈત્યાદિ દેવોનાં મંદિરો, કે જે શિવાલયની સમીપજ આવેલાં હોય છે તેઓને પણ ધ્વજા, પતાકા, તોરણો ઇત્યાદિથી શૃંગારવામાં આવ્યાં હતાં. ઠામઠામ, અને ગામેગામના લોકો પણ-બાળ, વૃદ્ધ, યૌવન, સ્ત્રીપુરુષો આડું તિલક, ભસ્મ ઈત્યાદિ ચિન્હો ધારણ કરવાથી પોતાને શૈવી જણાવતા હતા. તેઓએ ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારો ધારણ કરવાથી અને તેઓનાં ટોળે ટોળાં મળી ઉત્સવદર્શનાર્થે આમથી તેમ જતાં હતાં તેથી, સ્થળે સ્થળે બહુ શોભા થઈ રહી હતી. શિવાલયામાં પૂજન કરનારા બ્રાહ્મણો, તેમજ દર્શનાર્થે ગયેલા લોકો, " હર હર શંભો, પાર્વતીપતે, કૈલાસપતે, હર;" ઈત્યાદિ શબ્દોની ગર્જના કરી રહ્યાં હતાં. વારંવાર મંડપમાં લટકાવેલા મોટા ઘંટોના ઘણકારા થયા કરે છે; અભિષેક માટે બેઠેલા બ્રાહ્મણો વારંવાર રુદ્રપાઠનાં આવર્તન કરયાજ જાય છે. કોઇ તો પુરુષસૂક્તવડે શંકરનું ષોડશોપચાર પૂજન કરે છે, શિવલિંગપર અભિષેકજળની અખંડ ધારા પડી જાય છે; કોઇ નાના પ્રકારનાં સુવાસિત ચંદન ચઢાવે છે, તે કોઈ બિલ્વપત્ર, પુષ્પ ઇત્યાદિ અર્પણ કરે છે; કોઈ ધૂપદીપ નૈવેદ્ય તથા કર્પૂરનીરાંજન કરી મંત્ર પુષ્પાંજલિ કરે છે, તો કોઈ પ્રીતિમાન્ ભક્ત માત્ર નમસ્કાર કરીનેજ શિવને પ્રસન્ન કરે છે. કોઈ ગાલનો નાદ કરે છે, તો કોઈ થનક થનક નાચે તથા તાળી વગાડે છે. આ પ્રમાણે સર્વત્ર શોભા મચી રહી છે, ત્યારે સાક્ષાત્ શિવપુરી વારાણસી, કે જ્યાં શંકરનો મુખ્ય નિવાસ છે, ને જેની નિકટમાં ત્રૈલોક્ય તારણી ભાગીરથી વહી રહીછે ત્યાં તો શીજ બાકી હોય ? દેશ વિદેશના અસંખ્ય યાત્રાળુઓ તથા ખુદ કાશીપુરી નિવાસીઓની ભીડને લીધે આજે કાશીપતિ વિશ્વનાથ મહારાજનાં દર્શન થવાં દુર્લભજ છે. નગરીની ગલીએ ગલી અને માર્ગે

માર્ગ શિવદર્શનાભિલાષીઓથી પરિપૂર્ણ છે. બાળ કે ઘરડું ખો-ખરૂં જો કદાચ ત્યાં ગયું તો તે નિશ્ચેજ દળાઇ જાય એમાં સંશય નહિ. દર્શનાર્થે આવનારા સર્વ લોકો પ્રથમ ભાગીરથીમાં શુધ્ધ સ્નાન કરી (ગંગા સ્નાન કરવાથી સર્વ પાપનો નાશ થાય છે, માટે પ્રથમ નિષ્પાપ થઇ, પછી શિવનાં દર્શન પૂજન ઈત્યાદિ કરવું એ કારણે) પછી વિશ્વેશ્વરના મંદિરે જાય છે. ગંગા તટથી તે શિવમંદિર સુધી મનુષ્યોની એકસરખી હાર કતાર થઈ રહીહતી. હજારો ને લાખો મનુષ્યો ગંગા સ્નાન કરી એ માર્ગેથી જતા હતા તેથી ત્યાં એટલી ભીડ હતી કે ગમે તેવા બળવાન્ પુરુષને પણ તેમાં ચાલવું બહુ ભારી થઈ પડતું હતું.

આવો પ્રસંગ જોઈ શંકરે તે દિવસે પ્રાતઃકાળે પાર્વતીને કહ્યું કે, "શૈલરાજકુંવરી, તે દિવસની ઈચ્છા પરિપૂર્ણ કરવી હોય તો મારી સાથે ચાલ; હું તને મોટા ચમત્કાર સાથે મારા ભકતનાં દર્શન કરાવું." લાગલાંજ દેવી પાર્વતી તત્પર થયાં, ને નંદીપર સ્વારી કરીને ઉતાવળથી કાશીપુરીનો માર્ગ લીધો. કાશીપુરી નજીક ગયાં એટલે શંકરે એક પરમઅશક્ત અને વૃદ્ધ પુરુષનું રૂપ ધારણ કર્યું, ને પાર્વતી તથા નંદીને પણ પ્રાકૃત સ્વરૂપ ધારણ કરવાની આજ્ઞા કરી. પાર્વતી સોળ સત્તર વર્ષની સ્ત્રી થયાં, તથા નંદી એક ઘરડો-આજ મરે કાલ મરે તેવો-બળદ થયો. ત્રણે જણાં મણિકર્ણિકાનો ઘાટ કે જ્યાંથી સર્વ મનુષ્યો સ્નાન કરી નગરમાં જતાં હતાં, ત્યાં આવ્યાં; ને સૌની સાથે સ્નાન કરી જળના કળશ ભરી શિવાલય ભણી ચાલવા માંડયાં. માર્ગમાં ચાલતાં સર્વ જનોને મોંઢે "શિવાયનમઃ હરાયનમઃ સદાશિવાયનમઃ" ઈત્યાદિ મંત્રો તથા "હર હર, શિવ શિવ, વિશ્વનાથ, કાશી વિશ્વનાથ, ગંગાધર, ઉમાપતિ, ગિરિજેશ," ઈત્યાદિ નામોનો અખંડ ઉચ્ચાર ચાલૂ હતો; ને સર્વે બહુ ત્વરાથી-જાણે શંકરનાં દર્શન કયારે કરીએ એવા પ્રેમથી ચાલ્યા જતા હતા. પાર્વતી ઘણાં રાજી થયાં, ને મનમાં વિચાર કરવા લાગ્યાં કે, "અહો! શંકરે કહ્યું ત્યારથી હું તો એમ જાણતી હતી કે તેમના દૃઢ વિશ્વાસુ ભકતો જગત્માં કવચિતજ હશે, પણ આતો સર્વ પરમભાવિક ભકતો દેખાય છે. ત્યારે શું તે સર્વે પ્રભુ (શંકર)ને પ્રાપ્ત થશે!" શંકરે પાર્વતીનો વિચાર અંતર્યામી પણે જાણી તેમને કહ્યું, "દેવી, ધીરજ રાખો, ને મારી પછવાડે પછવાડે ધક્કા મુક્કી ખાતાં આ

ભીડમાં ચાલ્યાં આવો; એટલે હમણાંજ આપણે ભકત પરીક્ષા કરીશું."
હવે છડા મનુષ્યને માત્ર પોતાનો જીવજ સંભાળી ચાલવાની પણ અતિ મેહેનત પડે છે, ત્યારે આ તો ત્રણ જણાં! અને વળી તેમની વિલક્ષણ સ્થિતિ! તો તેમનાથી આ મેદનીમાં કેમ પાર પડાય વારૂ! તોપણ જેમ તેમ તેઓ ચાલ્યાં. ડોસો તે હાડ નિકળેલા અને પગે રહી ગયેલા બળદપર બેઠો છે, ને તે ત્રિલોકસુંદરી બળદને દોરી ભીડમાં ચાલે છે. બળદ કેમે કરી પગ ઉપાડી શકતો નથી, તેમાં અધુરામાં પૂરૂં લોકોની ધક્કાધક્કીથી ઘડીકમાં આ બાજુ પડે છે, તો ઘડીકમાં આણીગમ પડતો પડતો રહી જાય છે! કેટલાકને આ બળદ હમણાં પડશે તો આપણને દાટશે એવા વિચારથી હસવું આવે છે, તો કેટલાક દયા લાવી તે સુંદરીને કહે છે કે બાઈ, તમે આ ભીડમાંથી હમણાં બાજૂએ નિકળી જાઓ, ને કોરણે ચાલો. આમ ચાલ્યાં જાય છે તેવામાં બાજુમાં એક કીચડવાળું ખાબોચિયું આવ્યું, તે જોઈ શંકરે સાન કરી એટલે પાર્વતીએ ભીડમાંથી બળદને તે ખાબોચિયા પર દોરયો. બળદ ડગુમગુ કરતો તેમની વાંસે વાંસે જતો હતો એવામાં તેનો પગ તે ખાબોચિયાની કોરણપરથી અંદર લથડયો, ને તેવોજ તે ડોસા સાથે બળદ ધડડડધૂસ કરતો, કીચડની માંહે જઈને પડયો. માર્ગમાં ચાલનારામાંના કેટલાક આ બનાવ જોઈ ખડખડાટ હસી પડયા, ત્યારે કેટલાક અતિ દયા લાવી તે બળદને તથા ડોસાને કાદવમાંથી કાઢવા માટે તેણીગમ ધસ્યા. સુંદરી ખાબોચિયાને કાંઠે બેઠાં બેઠાં બહુ બહુ વિલાપ કરવા લાગ્યાં, ને "મારા પતિને કોઈ કાઢોરે, કાઢોરે" એમ બોલતાં માર્ગપરના લોકોને સાદ કરવા લાગ્યાં. ખાબોચિયામાં, વળી કરમ સંજોગે ભારી કળતર હતું, તેથી ડોસો તથા બળદ જેમ જેમ નિકળવાનો યત્ન કરતા હતા તેમ તેમ વધારે વધારે કાદવમાં દટાતા જતા હતા. બળદ ચારે પગે, ને ડોસો કમરસુધી કાદવમાં ખૂંચી બેઠા. બંને અશકત તેથી પોતાની મેળે કેમે કર્યું નિકળી શકાય તેમ ન હોતું. અને કળતરનું કામ તો એવું કઠિણ છે કે ગમે તેવો બળવાન પુરુષ પણ એકવાર અંદર કળ્યો એટલે પછી બીજાની સહાયવિના નિકળવો અશકયજ; કેમકે જેમ જેમ નિકળવા માટે યત્ન કરે તેમ તેમ અંદર ઉતરતો-કળતો જાય. હવે જેઓ બહાર કાઢવા આવ્યા તેઓને દૂરથીજ બૂઢાએ કહ્યું કે, "ભાઈઓ, તમે મને કાઢવા માટે

આવો છો તો ભલે; પણ પેહેલી એક મારી વાત સાંભળો; કેમકે મને કાઢવા જતાં તમારા જીવનું જોખમ થાય તે કામનું નહિ. મારે માત્ર એટલુંજ કહેવાનું છે કે જે મનુષ્ય કેવળજ શંકરપર આસ્થા રાખતો હોય ને તેનોજ ભાવિક ભક્ત હોય તેણેજ મને કાઢવામાટે આવવું. જો પોતાનામાં કંઈપણ સંકલ્પ વિકલ્પ હશે તો તે મનુષ્ય મુને અડકતાં વારને બળી ભસ્મ થઈ જશે એમાં સંશય નથી." આ વૃદ્ધ પુરુષનાં વચન સાંભળી તેને કાઢવા માટે દોડેલા સઘળા મનુષ્યો તુરત ખંચાયા, ને પાછા વળી પોતાને માર્ગે વળ્યા! તેઓ પરસ્પર વાતો કરવા લાગ્યા કે "આતો વળી એક આશ્ચર્યની વાત છે! જુઓ તો ખરા? પરમાર્થનું કામ જાણી દયા લાવી તેને કાઢવા જઇએ ત્યારે આપણે પોતેજ બળી ભસ્મ થઇએ? ધર્મ કરતાં ધાડ આવે એ ધંધો ઠીક! અને વળી એમ કરતાંએ કદાચ જઈએ, પણ કંઇ આપણા મનની કયાં ખબર છે? કોણ જાણે સંકલ્પવિકલ્પ પણ થયો હોય. ગમે તેટલું તોય ભાઈ સંસારમાં છીએ. માટે દૃઢ તે આપણે કયાંથી હોઈએ! શંકરે કોઈ કામ ન કીધું હોય તો ગાળો પણ દીધી હશે. એ તો આપણે માણસ છીયે. પાપ તો મનુષ્યને પછવાડે લાગેલુંજ છે, ને વળી તેમાં એ આપણે તે વળી કયાં મોટાં સત્કર્મ કરનારા છીએ કે જેથી પાપ વગરના હોઈએ! માટે એને કંઈ આપણાથી કઢાય નહિ. એ બંદાને વળી પાપ વગરનો પુરુષ કાઢનાર જોઈએ છે. એવો તે તેને કોણ મળનારો હતો. પોતાની ઘરડપણની જકને લીધે એમનો એમ કાદવમાં પડયો પડયો સડશે, ને પેલી બિચારી નવયૌવનાના ભોગ મળશે! જુઓ તો ખરા! કે એટલા ઘરડા-લાકડાંમાં પહોંચવાની તૈયારીમાં આવ્યા છે, છતાં બિચારી આ સુંદરીના ભરતાર થઈ બેઠા છે. આશા તે કંઈ ઓછી! હવે એ ખાડામાંથી નિકળી ઘર સૂતર ચલાવશે! આ તો ખરેખરો વેશ છે!" ત્યારે કોઈ બીજાએ કહ્યું, "ભાઈ, હશે! એ ગમે તેમ હોય, પણ આપણે તો ધર્મનું કામ છે માટે બને તો કાઢવા જવું; ને નહિ તો મુંગે મોંઢે આપણે માર્ગે ચાલવું. તેમાં કોઈની નિંદા કરવાનો શો અર્થ?"

આ વેળા શંકરે પાર્વતીને તેમની સાંકેતિક ભાષામાં કહ્યું, "દેવી, જોયા તેં આ મારા ભકતો? કે જેઓ સાક્ષાત્ તરણતારણી ગંગામાંથી ભાવયુક્ત સ્નાન કરીને આવે છે, ને મુખે શિવ શિવ

જપતા મારા જ્યોતિર્લિંગનાં દર્શન કરવા જાય છે. જેમણે ભસ્મથી આખાં શરીર ખરડયાં છે, ગળામાં રૂદ્રાક્ષના કંઠાઓ તો માતા નથી; કેટલાકોને તો પાંચે* બાહૂ, કર્ણ ઇત્યાદિ કટિ ઉપરાંતના સર્વ અંગે રૂદ્રાક્ષનાં ભૂષણો આવી રહેલાં છે. કેટલાક તો મસ્તકે એકાદશ, શત, વા સહસ્ર રુદ્રાક્ષોના મુકુટો પેહરેલા છે; કેટલાકના હાથમાં તેના (રુદ્રાક્ષના) બેરખા આવી રહ્યા છે, કેટલાક તો નિરંતર મારૂં ભજન કરી રહ્યા છે; કેટલાકોના હાથમાં સદાને માટે મારી લિંગપ્રતિમાની સ્થાપના કરેલી છે, ને તે લિંગને કોઈપણ જાતનો અસ્પર્શ ન થાય; માટે તે પોતાના હાથ તેઓએ સદાને માટે ઊંચાજ રાખી મૂકી, બીજા કોઇપણ કાર્યમાંથી બાતલ કીધા છે; ને વળી તે સદા ઊંચાના ઊંચા રહેવાથી તેમાં રક્તનો પ્રવાહ ન જઈ શકવાને લીધે સૂકા કાષ્ટ સમાન ઊભેલા છે. વળી જો જો, કેટલાકે તો સંસારનો ત્યાગ કરી ભગવાં વસ્ત્રો ધારણ કરેલાં છે, કેટલાક સર્વાંગ મુંડન કરાવે છે, તો કેટલાકે પંચકેશ રાખી મસ્તકપર જટાના મોટમોટા અંબોડા બાંધેલા છે; કેટલાકોએ માત્ર કૌપીન ભેરજ રહી સર્વ વસ્ત્રોનો ત્યાગ કીધેલો છે, કેટલાકે ઉપાન તજેલાં છે, કેટલાકે મૌન ધારણ કીધેલાં છે, તો કેટલાક શિવ શિવ વિના, બીજી વાણી ઉચ્ચારતાજ નથી, કેટલાકે અન્ન તજેલાં છે, તો કેટલાક એકાહારી છે. એમ મારી ભક્તિના ઉદ્દેશે કરીને (પછી ચાહે તો સાચે કે માત્ર લોકોને દેખાડવાને દાંભિકપણે) એવાં અનેક વ્રતો અને નિયમ ધારણ કરી તેઓ મારૂં બહાનું ધરાવે છે; અને મારા ભકતો કહેવરાવે છે, પણ એથી શું હું તેમને પ્રસન્ન થાઉં? ને તેઓ મને પામે? શું એવાં ઉપરનાં આચરણોથીજ હું ભોળવાઈ જનારો છું? તેં આ ચાલતા ઉદાહરણ ઉપરથી–એટલે મને કાઢવા માટેના ધર્મ કાર્ય માટે તેઓના મનમાં ઉપજેલી ઉપર ચોટીયા દયા, અને તેને ખરી કસોટીપર ચઢાવવા માટે મેં વચમાં નાંખેલી અડચણ (કે જેનામાં પાપ ન હોય તેજ મને કાઢે)થી સર્વેનું ઠંડું થઈ જવું, ઈત્યાદિ ઉપરથી–જાણ્યું હશે કે તેઓ અંતરના કેવા છે. પણ ધીરજ રાખ; આવા હજારો અને લાખો દેખાવડા ભકતોમાંથી ખરો વિશ્વાસુ ભક્ત તો માત્ર કોઈજ નિકળશે, ને તે હું તને દેખાડીશ."

---

* પોચો.

હવે લોકો આગળ પ્રમાણેજ ચાલ્યા જાય છે, ને તેઓ સાંભળે તેમ ખાડાની કોરણે બેઠેલાં વેશધારી પાર્વતીજી દયામણી વાણીથી કહેતાં જાય છે કે, "અરે પુણ્યવાન્ લોકો, અરે શિવભક્તો, તમો સર્વે, માત્ર સ્નાન કરવાથીજ સર્વ પાપનો નાશ કરનારી આ ભાગીરથીમાં સ્નાન કરી ચાલ્યા આવો છો; વળી આજ મહા શિવરાત્ર જેવું પુણ્યપર્વ છે; તો હું અબળા ઉપર દયા કરો, ને આ મારા વૃદ્ધ અને કાદવમાં ખુપી રહેલા ભર્તાને બહાર કાઢો. અરે એ શિવાય હું તમારી પાસે ધન દોલત વગેરે બીજું કશું માગતી નથી." આવાં દયામણાં વચનોથી કેટલાકોને તો કે દયા આવે છે, ને આગળનાઓની પેઠે તેઓ પણ ડોસાને કાઢવા જાય છે, પણ ડોસો તેમને એમજ કહે છે કે "ભાઈ, જે નિષ્પાપ ને પૂર્ણ શિવભક્ત હો તેજ મને કાઢવા આવો, કેમકે જેનામાં કંઈપણ પાપ હશે તે મને અડતાં વેંત બળી જશે." એટલે બિચારાઓ તુરતજ પાછા ફરી પોત પોતાને માર્ગે ચાલવા માંડે છે. આમ કરતાં બહુ સમય ચાલ્યો ગયો, ને પ્રાતઃકાળથી તે લગભગ ત્રીજા પ્રહર સુધી પાર્વતીએ ઘાંટા કાઢયા, પણ કોઈ નિષ્પાપ પુરુષ શંકરને કાદવમાંથી કાઢવાને તત્પર થયો નહિ.

યજ્ઞભૂ, આ વાતનું તાત્પર્ય તું સમજ્યો હશે. આ દૃષ્ટાંત પૂરૂં થતાંજ તને સઘળી સમજણ પડશે. લગભગ સાંજ પડવા આવી, સાયં અભિષેકનો સમય થયો. શિવજી વારંવાર હાલવાથી છેક છાતી સુધી કાદવમાં ઉતરી ગયા, બળદને આખો દિવસ ચારો કે પાણી ન મળવાથી તથા એવી દુઃખભરી અવસ્થામાં વળી કાદવમાં અડગ ખૂપી રહેવાથી જાણે તેના ડોળા બહાર નિકળી પડવા જેવા થઈ ગયા ને મોં ઉપર મોટા ફીણના ફિસોટા આવી ગયા; સુંદરીનાં નેત્ર રડી રડી લાલ થઈ ગયાં, ને લોકો તરફ ઘાંટા મારીમારી કંઠ છેક બેસી ગયો. આ સઘળાથી કંટાળી તેમણે શિવની સ્તુતિ કરી કે "હે પ્રભો, હવે તો કૃપા કરો, ને પાછા કૈલાસપ્રત્યે ચાલો. આવા નિર્દય અને અવિશ્વાસુ અંતઃકરણવાળા લોકોમાં હવે મને ઘડીપણ રહેવું ગમતું નથી." એટલામાં આ સઘળા કૌતુકનો ઓચિંતો પાર આવ્યો. નિયમપૂર્વક પાર્વતી લોકોને હાંકો મારતાંજ હતાં, ડોસા ખાડામાં હારીજ રહ્યા હતા, ને લોકો આવી પાછા જતા હતા એવામાં કોઈએક ગામના સુમારે સો દોઢસો મનુષ્યોનું એક ટોળું ગંગામાં

સચૈલ* સ્નાન કરી વિશ્વનાથનાં દર્શન કરવાને માટે તે ભીડમાં થઈ પસાર થતું હતું. નવયૌવનસુંદરીનું હૃદયસ્રાવક આક્રંદ સાંભળીને તે આખું ટોળુંને ટોળું ભીડમાંથી નીકળી ડોસાતરફ વળ્યું, ને તેને કાઢવાના પ્રયત્ન માટે ખાડાના કિનારા ઉપર ફરી વળ્યું. ડોસાએ પોતાની પ્રતિજ્ઞા તુરતજ જણાવી દીધી કે, "ભાઈઓ, ધીરા થાઓ; સાહસ કરશો નહિ. પાપ રહિત હો તોજ મને સ્પર્શ કરજો, નહિતો તુરતજ પ્રાણ ખોશો." આ સાંભળતાંજ સઘળા ખંચાયા, ને પટાપટ આઘા ખસી ઉભા. આ સો માણસનું ધાડું ખાડા પર ઉભું જોઇ માર્ગમાંના માણસોને પણ અચરજ થયું; તેથી એ શું છે, તે જોવાને માટે તેઓ સઘળા ઉભા રહ્યા. માર્ગમાં ભીડ હતી, ને વળી વચમાંજ લોકો ઉભા રહ્યા એટલે મઝા જોનારાનું પૂછવુંજ શું! પેલા ટોળામાંનો એક અલમસ્ત અને નિસ્પૃહ જેવો દેખાતો માણસ, કે જેને તેઓ (ટોળામાંના તથા તેના આખા ગામના પણ) વારંવાર ગાંડો, ભ્રમિષ્ઠ, ઉન્મત્ત વગેરે કહેતા હતા, તે તે ટોળામાંથી આગળ આવ્યો, ને હોંસ કરી ડોસાને બહાર કાઢવા માટે કિનારે રહી લાંબે હાથે તેમનો હાથ પોતાના હાથમાં માગવા લાગ્યો. ડોસાએ કહ્યું, "ભાઈ, મારા બોલવાનો અર્થ તું સમજ્યો? મને કાઢવો એ સાધારણ પુરુષનું કામ નથી. કેવળ નિષ્પાપ અને પવિત્ર શરીરવાળો ને પૂર્ણ શિવભક્ત હોય તેજ પુરૂષ મને કાઢી શકશે. અહીંઆંજ ખરેખરી પરીક્ષા છે. માટે એક તો લાજ અને બીજો જીવ બંને ગુમાવશો, માટે તમે તમારે માર્ગે ચાલ્યા જાઓ." આ સાંભળી તે પુરુષે ડોસાને કહ્યું, "મહારાજ," (ખભે યજ્ઞોપવીત વગેરે ચિન્હો જોઇ તે બ્રાહ્મણ છે એમ ધારીને) તમે વૃદ્ધ છતાં આવી મિથ્યા શંકા કરી મને કેમ ભમાવો છો? આ લોકો તો સઘળા મૂઢ છે તેથી તેમને અજ્ઞાન વડે કશું સૂઝતું નથી; પણ આપ વૃદ્ધ છતાં મને ઉલટો ઉપદેશ કેમ કરો છો? શું બીજાઓની પેઠે મારૂં હૃદય શૂન્ય છે એમ આપ ધારો છો? અરે, બ્રહ્મદેવ સર્વ વેદના અર્થ પ્રદર્શિત કરનારાં તેમજ લોકને પોતાના પવિત્ર નિયમોમાં બાંધી રાખનારાં ધર્માદિ શાસ્ત્રોને તથા તેમની સુદૃઢ આજ્ઞાઓને શું અમે (હું) અવગણના કરી ભૂલી

---

* પોતે પેહેરેલા નવીન વસ્ત્ર સહિત તીર્થ વિધિપૂર્વક સ્નાન કરવું, ને પછી બીજું કોરૂં વસ્ત્ર પેહેરી આગળનું ભીનું ત્યાંજ દાન કરી દેવું તે સચૈલ સ્નાન.

જઇએ ને તેને ખોટી માનીએ એમ તમારૂં ધારવું છે? જો તેમ હોય તો તે કેવળ ખોટું છે. શાસ્ત્રાજ્ઞાઓ અતિ અમોઘ* અને કોઈથી તોડી ન શકાય તેવી છે. એ શાસ્ત્રો શ્રીમતિ ગંગાને ત્રૈલોક્ય પાવની કહે છે, ને સર્વ પાપ નિરસનાર્થે મનુષ્યે તેમાં સ્નાન કરવું એમ આજ્ઞા કરે છે. એટલુંજ નહિ, પણ એ ગંગા, કે જેણે આ ભૂર્લોકમાં ઉતરતાંજ થોડાને ઘણા સાઠ સહસ્ર સગર પુત્રોનો એકે સમે ઉધ્ધાર કર્યો હતો, ને તે પછી પણ લાખો વર્ષોથી અસંખ્ય પાતકી જીવોનો તે (તેના સ્નાન માત્રથીજ) ઉધ્ધાર કરતી આવી છે; તો પછી હું, કે જે આ શિવરાત્ર જેવા મહાપર્વની અંદર તે ત્રિભુવનતારણીના મંગળ ઉદકમાં હમણાંજ સ્નાન કરી તથા તે ઉદકનું પાન કરી ચાલ્યો આવું છું, તેના શરીરમાં કશું પણ પાપ હોવાની તમોને શંકા પણ કેમ રહે છે? હરિ હરિ! કેવો અધર્મ! કેટલો અવિશ્વાસ! વિપાપા† ભાગીરથીપર કેવો મોટો આક્ષેપ! મારાથી આ અઘટિત સહન થતું નથી. વળી હું શિવપર પૂર્ણ આસ્થાવંત નથી એમ ધારવાનું શું પ્રયોજન? હશે ખેર; જેનું કર્તવ્ય તેની સાથે. પણ મહારાજ, ચાલો હવે પ્રભુવિશ્વનાથનાં દર્શનનો સમય થવા આવ્યો છે, ને આ ભારી ભીડમાં થઇ છેક મંદિર સૂધી જવું છે, માટે કૃપાકરી સત્વર તમારો હાથ મારા હાથમાં આપો કે જેથી તમને બહાર ખેંચી કાઢી હું મારે માર્ગે ચાલ્યો જાઉં. તમારા શરીરનો સ્પર્શ કરવાને મને જરાપણ ભીતિ નથી; કેમકે હું ખરેખર નિષ્પાપ છું. પૂર્ણ શિવભક્તછું. ગંગાના જળનો પોતાના શરીરને સ્પર્શ થયા છતાં 'મારા શરીરમાં પાપ હશે' એવી જેને શંકા રહે તેના જેવો મહા પાપી બીજો કોઈજ નહિ; તેમ તેને પવિત્ર–પાપરહિત થવાનો બીજો માર્ગ પણ જગતૂમાં છે નહિ." આવું ભાષણ સાંભળતાં ઉભેલા સર્વ લોકો દિગ્મૂઢ થઈ ગયા; ને પેલા કળી ગયલા વૃદ્ધ પુરુષે "ધન્ય છે, ધન્ય છે, ખરા વિશ્વાસુભક્ત તને ધન્ય છે. તુંજ ખરેખરો નિષ્પાપ છે, તુજ પૂર્ણ શિવભક્ત છે. ને ગંગાના 'સર્વ પાપનાશિની" એ નામનું સાર્થક્ય કરનાર ખરેખરો તુંજ છે. શાસ્ત્રાજ્ઞા ઉપર વિશ્વાસ રાખી તે પ્રમાણે પ્રત્યેક કાર્ય કરનાર તેના યથાર્થ ફળનો ભોક્તા થાય છે. આ સર્વ લોક પોતાનાં પાપનો નાશ થવા અર્થેજ ગં-

---

* કદી ખોટી ન પડે તેવી.

† સર્વ પાપ હણનારી.

ગામાં સ્નાન કરે છે, તથા શંકરનાં દર્શન પૂજનાદિ કરે છે. પણ તેમ કરવાથી પોતાનાં પાપ સમૂળ નાશ થાય છે કે નહિ, એમ પોતાને શંકા રહે તો પછી તેણે તેમ કરવાની (સ્નાન, પાન દર્શનાદિ) જરૂરજ શી ? તેને તો તે સઘળું વ્યર્થજ જાય છે, અને લાભમાં મિથ્યાશ્રમજ મળે છે. માટે હે નિષ્પાપ, તું પરમ ભકત છે; તારો મહિમા અતુલ છે, ને આ અવિશ્વાસુ અજ્ઞાન લોકો તારા પ્રભાવને કે તારા કાર્યને જાણી શકતા નથી. પણ કંઇ ચિંતા નહિ; તે સૌથી તું નિઃસ્પૃહ છે. તારૂં કલ્યાણ થાઓ; ને તું યોગીઓને પણ દુર્લભ એવા પરમ ધામને પામો.''

આટલું કહેતાંજ તે વૃધ્ધ પુરુષે ખાડામાંથી પોતાનો હાથ લાંબો કર્યો, ને જેવો તે નિષ્પાપ યાત્રાળુ પુરુષ કિનારે વાંકો વળી તેમને સ્પર્શ કરવા જાય છે કે તુરતજ તે ડોસો, બળદ ને કિનારે બેડેલી સુંદરી એ ત્રણે અદૃશ્ય થઇ ગયાં ! ! ! આ મહદાશ્ચર્ય જોઈ ત્યાં ઉભેલાં પ્રાણી માત્ર અત્યંત વિસ્મય થઈ ગયાં, ને તે નિષ્પાપ પુરુષને વારંવાર વંદન કરવા લાગ્યાં. સૌએ એકે સામટો શ્રીવિશ્વેશ્વરનો જય પોકાર્યો; ને એ કુટુંબસહિત વૃદ્ધ પુરુષ કોણ હતો; રે તે કોઈ પ્રાકૃત પુરુષ નહિ પણ સાક્ષાત્ પરમ પુરુષ (પરમાત્મા)જ હશે એમાં સંશય નહિ, એમ તેઓ વિચાર કરવા લાગ્યા, ને ઘણાક ભાવિકો તો પ્રેમ રંગ ચઢવાથી, "રે, તે પ્રભુને આપણે ઓળખ્યા નહિ; અરે આ ભકતજનના પ્રસાદથીજ આપણને તેમનાં રૂપાંતરથી પણ દર્શન થયાં છતાં પિછાણ્યા નહીં!" એમ બોલતા તે ખાબોચિયાના કાદવને લઈ શરીરે ચોળવા લાગ્યાં, ને અતિ હર્ષથી મસ્તકપર ધારણ કરવા લાગ્યા. પણ હવે પછવાડેથી શું વળવાનું હતું ! સમય ગયે સો સો વાનાં પણ નકામાંજ.

હવે શંકર કૈલાસ માર્ગે જતાં પાર્વતીને કહેવા લાગ્યા, "દેવી, તેં મારા દૃઢ વિશ્વાસુ ભકતનાં દર્શન કીધાં ! તે કેવા નિશ્ચલ સ્વભાવનો હતો તે તેં જોયું ! આજે અનેક લક્ષાવધિ મનુષ્યો ગંગા સ્નાન કરી શિવદર્શન કરવા જતાં આપણે જોયાં, પણ તેઓમાંના કોઇની પ્રજ્ઞા એવી સુદૃઢ હતી ! જે મારૂં સ્મરણ કરનારા, મારી ભક્તિના બાહ્યોપચારથી પરિપૂર્ણ, અને અંતરમાં પણ બહુ ભાવ અને ભક્તિ છતાં માત્ર વિશ્વાસથીજ રહિત હોય તો તે, મને કદી પામતા નથી, ને તેમના સ્વપ્નમાં પણ હું તેમને કદી દર્શન આપતો

નથી. જો તેવાજ (અવિશ્વાસુ) મારા ભક્તો હોય ને તે સૌ મને પામતા હોય તો પછી સંસારમાં પ્રાપંચિક કાર્ય કરનાર કોઇ પણ રહે નહિ." આ વચનોથી તથા આજ દિવસે જોયલા પ્રત્યક્ષ દૃષ્ટાંતથી પાર્વતી બહુ વિસ્મય થયાં, ને તેમના મનનું ખરેખરૂં સમાધાન થયું.

યજ્ઞભૂ, શાસ્ત્ર અને ગુરૂ વચનપર વિશ્વાસ-રે દૃઢ વિશ્વાસ હોવો એજ મોક્ષ પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. કહ્યું છે કે अविश्वासो न कर्त्तव्यः सर्वथा बाधकस्तु सः ( અવિશ્વાસ કદી કરવો નહિ. કેમકે સર્વ રીતે એજ બાધકારક થઇ પડે છે.) તેથી ગુરુ સદ્‌ગુરૂના ઉપદેશપર વિશ્વાસ રાખી નિરંતર અનુવર્તન કરનાર નિશ્ચે મોક્ષ પામે છે. કેમકે એક વિશ્વાસ સુદૃઢ થયો, એટલે ગુરૂનાં વચનો પ્રમાણે ક્રીયમાણ તેને કરવુંજ પડે છે, ને તેનું ફળ તે મોક્ષજ છે. માટે એ પરિણામ સાધવા સારૂ મનુષ્યે સદ્‌ગુરૂનાં વચનપર દૃઢ વિશ્વાસ રાખી વર્તવું.

## એક મત માનવો.

મનુષ્યે એકજ મતનું અનુસરણ કરવું જોઇએ જગત્‌માં શાસ્ત્રો અનેક છે, ને તેઓએ જૂદાં જૂદાં તત્વો પ્રતિપાદન કરેલાં છે. શાસ્ત્રો તો શું, પણ વેદની શ્રુતિઓજ કોઇ સ્થળે કંઈ ને કોઈ સ્થળે કંઈ પ્રમાણ કરે છે. તેમજ સ્મૃતિઓ અને પુરાણોના પણ ઘણાક ભિન્ન ભિન્ન સિદ્ધાંતો છે. એમ ઉપર ઉપરથી જોતાં લાગે છે, પણ જ્યારે કોઈ સંપૂર્ણ વસ્તુનું અધ્યયન-અવલોકન કરનાર પુરૂષ સૂક્ષ્મ દૃષ્ટિએ જૂએ છે ત્યારે તેને ખબર પડે છે કે એ શ્રુતિ સ્મૃતિ આદિ શાસ્ત્રો અને પુરાણો એ સઘળાંની દૃષ્ટિ એકજ વસ્તુપર લાગેલી હોય છે, પણ માત્ર તેઓ પૃથક્ પૃથક્ માર્ગે રહી તેનું અવલોકન કરે છે. જેમકે દૃષ્ટાંતરૂપે કાશીપુરી એ સર્વને દર્શનીય છે; ને સૌકો યાત્રાર્થે ત્યાં આવે છે; પણ તે આવનારાઓ જૂદે જૂદે સ્થળે રહેનારા હોવાથી કાશીપુરીએ આવવાના માર્ગો તે પ્રત્યેક સ્થળ નિવાસીઓને માટે જૂદા જૂદાજ છે. તેવી રીતે શ્રુતિ સ્મૃતિ પુરાણાદિ શાસ્ત્રોનો યત્ન માત્ર ઈશ્વર પ્રાપ્તિનેજ અર્થ છે, પણ માર્ગ જૂદા છે. તેમાં કદાચ તને શંકા થશે કે વેદાદિ શાસ્ત્રોમાં, કેટલાંક કર્મને પ્રતિપાદન કરે છે, કેટલાંક ઉપાસનાને, ને કેટલાંક જ્ઞાનને પ્રતિપાદન

કરે છે; વળી કેટલાંક સાંખ્ય, કેટલાંક તત્વ અને યોગને પ્રતિપાદન કરે છે, ને કેટલાંક તો એ સર્વથી ભિન્ન પડી માત્ર શૂન્યવાદ (નિ-રીશ્વર પ્રતિપાદન) કરે છે. એ સર્વ જોકે દેખીતી ભિન્ન વસ્તુને વ-ર્ણવતાં, ને તેનો નિશ્ચય કરતાં દેખાય છે, પણ તે સઘળાંનું તાર્તમ્ય એકજ છે. કોઈ દૂધનેજ મૂખ્ય ગણે છે, તો કોઈને દહિ અતિ માન્ય હોય છે; તેમ કોઈ માખણને તત્વ ગણે છે, તો કોઈ ઘૃતને સાર માને છે. પણ ખરૂં જોતાં વસ્તુતઃ તે એકજ છે. ત્યારે હવે તે પય, દધિ, ઘૃત આદિ મનુષ્યાદિના ઉપયોગમાં આવી નષ્ટપ્રાય-હતાં ન હતાં જેવાં થઈ જાય છે, તે જોઈ તેને કોઈ એમ કહે છે કે એ કંઈ વસ્તુજ નથી. પણ મૂળ ગાય એ સત્ય છે. છતાં એ પદાર્થનો નાશ છે એમ નથી. દૂધ, દહિ અથવા ઘી હરકોઈના-મ-નુષ્ય વા અન્ય પ્રાણીના ખાવાના ઉપયોગમાં આવ્યું એટલે તે અ-દૃષ્ટ થયું. પણ કંઇ તેનો નાશ ન થયો; કેમકે તે ખાનાર પ્રાણીના શરીરમાં તેના પરમાણુએ વાસ કીધો. જેથી તેનું શરીર વૃદ્ધિ પા-મ્યું. અને તે શરીર પણ જ્યારે પડે છે, ત્યારે કીટક, વિષ્ટા અ-થવા ભસ્મ રૂપે તે વસ્તુના પરમાણુઓ રહે છે, ને તે પૃથ્વીમાં મળી જઇ પૃથ્વીરૂપ થાય છે. વળી તે પૃથ્વીપર કાળાંતરે પર્જન્ય પડવાથી તે પરમાણુઓ (તે ઘી, દૂધ ઇત્યાદિનાં રૂપાંતર પામતાં આવેલાં પરમાણું) તૃણાંકુરોરૂપે ઉદ્‌ભવ પામે છે. એને ફરી ગાય ભેંસ આદિ પશુ ચરે છે, ને તે પાછું દૂધ કરે છે. એ રીતે ઘણાક કાળસૂધી રૂપાંતર પામી પરમાણુરૂપે સ્થિત રહેલું ઘૃત દુગ્ધાદિતત્વ પાછું નિજસ્વરૂપને પામે છે. પણ તે નથી એમ ઠરી શકેજ નહિ. તેમ આગળ કહેલાં કર્મોનું પ્રતિપાદન તે પણ ઈશ્વરને માટેજ; ઉપાસના પણ ઈશ્વરાર્થેજ અને જ્ઞાન એ પણ ઇશ્વર પ્રાપ્ત્યર્થેજ છે. વેદ, સ્મૃતિ, દર્શન (છ શાસ્ત્ર) તથા પુરાણો, પૂર્વે થઈ ગયેલા મહાન પુરુષો,-એ વગેરે સર્વે માત્ર ઈશ્વરનાજ ગુણ ગાયા છે. પછી ચાહે તો સ્તુતિરૂપે કે નિંદારૂપે. જેમ વિવાહ સમયે પરણતા પુરુષનાં બંને પક્ષ (માંડવાવાળી અને જાનરડીઓ)ની સ્ત્રીઓ ગાણાં ગાય છે. તેમાં જાનરડીઓ તે વરને નાના પ્રકારે અલંકાર આપી (વાણીના) ખૂબ પ્રશંસાપૂર્વક તેને રાજાસમાન વર્ણવે છે; ત્યારે માંડવડીઓ તેને કુરૂપ, અક્કલવગરનો, દ્રવ્યાદિગુણહીન અને સર્વ વાતે હલકો વર્ણવે છે. પણ કોઈપણ વાતે ગીત તે પરણનાર વરનાંજ

ગાય છે. અને તે માંડવડીઓ તેનાં નિંદારૂપ ગીત ગાય છે, તે પણ કંઈ અંતઃકરણપૂર્વક નહિ, પણ માત્ર વિનોદને અર્થેજ. તેથી તે જોકે નિંદેછે તોપણ તેની પ્રશંસાજ કરે છે. કેમકે એ વિનોદની નિંદા તેની પ્રશંસાને અર્થેજ છે. તેવી રીતે ઈશ્વરને સિદ્ધ વા અસિદ્ધ માનીને પણ તેમ માનનારાઓ તેને સિદ્ધજ કરી આપે છે; ને તેથી ઈશ્વરના એવા અપ્રતિમ અને અપાર ગુણની બલિહારી આપણા ધ્યાનમાં આવે છે; ને આપણી ખાત્રી થાય છે કે, "અહો! જેને અનેક રીતે વર્ણવવા છતાં કોઈપણ જેનો પાર પામી શક્યું નથી એવો તે પરબ્રહ્મ પરમાત્મા ગૂઢ છે."

એ તો નિશ્ચયાત્મક છે કે સર્વની દૃષ્ટિ ઇશ્વરપર છે, પણ ત્યારે તેઓ કેવી રીતે ઈશ્વરને બતાવી આપે છે? વેદે પ્રત્યેક (ધાતુની) ખાણો ઉઘાડી આપી છે. શાસ્ત્રો વા દર્શનોએ તેઓની જાત પ્રમાણે જુદી જુદી ઓળખાણો આપી છે; ને તે ધાતુઓ બહાર કાઢી છે. સ્મૃતિઓએ તેને ગાળી શુદ્ધ કરી એકત્ર કરી છે; અને પુરાણો તે તૈયાર થયલી ધાતુના નાના પ્રકારના અલંકારો કરી વિલાસી પુરુષોને પેહેરવા–વાપરવાને આયતાજ આપે છે. અર્થાત્ વેદોએ પ્રત્યેક વસ્તુનાં મૂળતત્વો કથન કરેલાં છે. ત્યારે દર્શનોએ તે મૂળ તત્વોના હેતુના વિભાગ પાડીને તેપર વિવેચન કીધું છે. ત્યારે સ્મૃતિઓએ ખાણમાંથી રેતી તથા માટીની સાથે બહાર નિકળેલી ધાતુને ગાળી શુદ્ધ કરવાની પેઠે તે દર્શનોમાં દીસતાં–ઝળકી મારતાં ધર્મતત્વનાં સિદ્ધાંતોને ચોખ્ખી રીતે ઉપાડી લઈ એકત્ર કરયાં છે; ત્યારે પુરાણોએ તે ધાતુના અલંકાર બનાવવા રૂપ તે ધર્મતત્વનાં સિદ્ધાંતોને નાના પ્રકારના ઈતિહાસો તથા ઈશ્વરાવતારનાં અદ્ભુત કર્મો–ચરિત્રો સાથે જોડી વિશેષ મીઠાશવાળા તથા સરળ બનાવી મૂકયા છે; કે જેનું શ્રવણ માત્ર થવાથી મનુષ્યના મનમાં તે સિદ્ધાંત સહજ રીત્યે–આપો આપ–છાપ પાડે છે. જેવી રીતે આયતો બનેલો અલંકાર પેહેરીને રાજી થવું એ જેટલું સરળ છે; તેવીજ રીતે પુરાણે ઇતિહાસને ઘોળીને પાયલો ધર્મસિદ્ધાંત હૃદયમાં ધારણ કરી ધર્મ માર્ગે વળવું એ પણ તેટલુંજ સરળ થઈ રહેલું છે.

તાત્પર્ય–વેદાદિ સર્વ શાસ્ત્રોના મત દેખીતા જુદા પણ ખરું જોતાં એકજ છે. ને દીર્ઘદૃષ્ટિએ જોનારને એમજ યથાર્થ ભાસે છે. ધર્મતત્વ (આત્મતત્વ વગેરે) જાણવાનો પ્રારંભ કરનારને તેમ

ભાસતું નથી. માટેજ મેં તને આ કર્તવ્ય કહ્યું કે, "મનુષ્યે માત્ર એક મતને અનુસરવું." એક મતને અનુસરવાથી તે મત એક વાર દૃઢ થાય છે, ને તેજ પોતાને છેવટ સુધી પહોંચાડે છે. આ ઠીક કે આ ઠીક, એમ ચલિત મનથી અનેક મતપર દૃષ્ટિ રાખવાથી એકેપર પ્રીતિ બેસતી નથી, ને તેમાંથી એકેનું અનુસરણ થઈ શકતું નથી. આટલા માટેજ પૂર્વે યોગેશ્વર યાજ્ઞવલ્કયે જનક રાયને ઉપદેશ કરતી વખતે કહ્યું હતું કે "હે જનક, હું તને તત્વોપદેશ, પછી કરીશ, પણ પ્રથમ એક મારી વાત સાંભળ: તારે માત્ર મારા વચનનેજ માન્ય કરવું, ને તેનેજ પોતાનું હિતકારક તથા શ્રેષ્ઠ જાણી તેના કરતાં બીજું ગમે તેટલું તને શ્રેષ્ટ અને મિષ્ટ લાગે તોપણ તેપર તારે વ્યભિચારી વૃત્તિ કરવી નહિ. તેમ કરવાથી તારૂં મન ચલિત થશે ને તને તત્વ પ્રાપ્તિ થશે નહિ. તારા વિચારો અનેક શાખાવાળા થશે ને તેથી તને મહાભ્રમ થશે. એ ભ્રમથી સંશય ઉત્પન્ન થશે, ને સંશયયુકત વિચાર થવાથી છેવટે તું વિનાશને પામીશ. માટે પ્રતિજ્ઞાપૂર્વક માત્ર મારાંજ વાકયોને અનુસરજે, જેથી કલ્યાણભોકતા થઈશ." એજ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે સખ્યભકત અર્જુનને પણ કહ્યું હતું કે, "હે પાર્થ, આ સર્વ ધર્મો (અનેક શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા)થી તારૂં સમાધાન ન થતું હોય, વા તેમાં તને સમજણ ન પડતી હોય તો તે સર્વને તજીને તું મારે શરણ આવ્ય-અર્થાત્ માત્ર મારાંજ વચનને અનુસર; અન્યત્ર ચિત્તવૃત્તિ દોડાવીશ નહિ. જેથી તું એક સિદ્ધાંતપર આવીશ. (सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज એ વચનથી.)" માટે યજ્ઞભૂ, હરકોઇ શાસ્ત્રોકત મતનો એક નિશ્ચય પોતાને માટે કરવો; પણ તે પોતાના મનથીજ નહિ–સદ્ગુરૂએ બતાવેલો વા ઉપદેશેલો મત હોય તેપરજ નિશ્ચય રાખવો. એ માટેજ "સદ્ગુરુના વચનપર વિશ્વાસ રાખવો" એને પણ મેં એક કર્ત્તવ્યરૂપે તને કહી સંભળાવ્યું. આ 'એક માર્ગનું અનુસરણ કરવું' એ વાકયનું દૃઢીકરણ કરવા માટે હું તને એક ઈતિહાસ સંભળાવું છું કે જે શ્રવણ કરવાથી અનેક માર્ગપર દૃષ્ટિ રાખનાર ને કેવો મિથ્યાશ્રમ તથા સ્થિર ચિત્તથી એક માર્ગે ચાલનારને કેવી ઈચ્છિત પ્રાપ્તિ (તત્વ પ્રાપ્તિ) થાય છે, તે તને સમજાઈ આવશે:–

## બે બ્રાહ્મણ પુત્રની કથા.

ત્રૈલોક્યપાવની ભાગીરથીના પવિત્ર તટ ઉપર આવેલા એક નાના ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેના પિતાના કોઇ ગુણને લીધે પ્રસન્ન થઇ તે દેશના રાજાએ તેને કેટલીક રસાળ જમીન શાસિત* કરી આપી હતી. તે બ્રાહ્મણ પિતાવારીથી ચાલતી આવેલી તે જમીનપર ખેડ કરી પોતાનો નિર્વાહ ચલાવતો હતો. તેની સ્ત્રી ઘણી સુશીલ અને તે સારો વિદ્વાન હોવાથી, આ નાના ગામમાં તેઓ બહુ આનંદથી કાળ નિર્ગમન કરતાં હતાં. ખેતીની અંદરથી જોઈતું અન્નાદિ આવતું હતું, જેથી તેને નિર્વાહ માટે બીજી કશી કાળજી કરવી પડતી ન હોતી. તેઓને આટલા દિવસ કશું સંતાન નહોતું; પણ છેક વૃદ્ધાવસ્થામાં બબે વરસને અંતરે બે પુત્ર થયા. મોટા પુત્રની ઉમર જ્યારે આઠ વરસની થઈ, ત્યારે બ્રાહ્મણે તેને યજ્ઞોપવીત સંસ્કાર કરવાનો વિચાર કીધો. સંસ્કારને અંગે જોઇતું સઘળું સાહિત્ય તૈયાર કીધું, સગાં વહાલાં તથા સંસ્કાર કરવામાં કુશળ ઋત્વિજાદિ બ્રાહ્મણોને નિમંત્રણ કર્યાં, ને હવે સંસ્કારને માટે નિમેલો યોગ્ય દિવસ પણ આવી પહોંચ્યો. એટલામાં દૈવયોગે તે બ્રાહ્મણના શરીરમાં જ્વર પ્રવૃત્ત થયો. બ્રાહ્મણનું શરીર અતિ વૃદ્ધ હતું, મૂળે અશક્ત તો ખરૂંજ, ને તેમાં વળી આવો કઠિણ જ્વર, જેથી તેણે ધાર્યું કે હવે આ મંદવાડમાંથી હું બેઠો થઈ શકીશ નહિ. તેની આવી અવસ્થા જોઇને બ્રાહ્મણીએ પણ નિશ્ચયજ કર્યો કે હવે વૃદ્ધપતિ આ સંસારમાં થોડા દિવસનો પરોણો છે, તેથી તેણે તેને વિનંતી કરીને કહ્યું, “સ્વામીનાથ, આપ સુજ્ઞ છો, જેથી આપને હું શું કહેવાને સમર્થ છું? પણ એક વાત મારે આપને નિવેદન કરવી છે; તે એ કે આપણાં બંનેનાં શરીર પૂર્ણ વૃદ્ધતાએ પહોંચ્યાં છે; ને તેમાં વળી આપને આ દુષ્ટ જ્વર આવ્યો છે. શરીરનો ભરોસો નથી. ઘરમાં કોઇ પુખ્ત માણસ નથી. બાળક બન્ને છેક નહાનાં છે. માટે આપણે મોટા દીકરાને મૌંજી ધારણ કરાવવાનો વિચાર કરયો છે, તો તેની સાથે આ નહાનાને પણ કરાવી દો. સમય છે. કાલ કોણે જોયું છે? પછવાડેથી એને મૌંજી બંધન કરાવનાર કોઇ છે નહિ; માટે એ બાળક અસંસ્કૃત રહેવાથી અથવા સંસ્કાર કરવા યોગ્ય વયચ્યતિત થઈ જવાથી શૂદ્રતાને પામે; જેથી

* બક્ષિસ આપી હતી, ને તેનો કર પણ માફ કીધો હતો.

તેનાં પિતૃરૂપ આપણે મહાદોષિત ઠરીએ, તથા તેના હાથનું ઉદક પણ પામવાનો આપણો અધિકાર રહે નહિ. એને હાલમાં છઠું વર્ષ પૂરૂં થઈ સાતમું ચાલે છે, ને અડચણને વખતે બ્રાહ્મણના બાળકને સાતમે વર્ષે સંસ્કાર થાય છે એમ હું જાણું છું; માટે મારૂં આટલું કહેવું આપ માન્ય કરો તો બહુ સારૂં. વળી એની બુદ્ધિ અત્યારથીજ તીક્ષ્ણ અને બહુ નિર્મળ દીસે છે, માટે એક વરસ વેહેલો સંસ્કાર થશે, તોપણ મને લાગે છે કે તે તેના મોટા ભાઈની સાથે શાસ્ત્રોક્ત નિયમથી ચાલી શકશે.'' આ સાંભળી બ્રાહ્મણ બોલ્યો, ''તેં ઘણો સારો વિચાર કીધો. આ સંબંધે જો કે મેં તારા જેવો નિશ્ચય તો નહોતોજ કર્યો, પણ અંતઃકરણમાં મને એમ થઈ આવ્યું હતું ખરૂં, કે આમ થાય તો વધારે સારૂં. પણ હવે મારો પણ નિશ્ચયજ થયો કે બંને બાળકોને સાથેજ સંસ્કાર કરવો.

હવે મુહૂર્તનો દિવસ આવી પહોંચ્યો. બ્રાહ્મણાદિ સર્વ નિમંત્રિત મનુષ્યો આવ્યાં, ને બીજે દિવસે સંસ્કાર ચાલુ થયો. ગર્ભાધાનથી આજ દિન પર્યંતમાં કદાચ કોઈ સંસ્કાર રહી ગયો હોય વા વિધિયુક્ત ન થયો હોય તો તે સઘળાના પ્રાયશ્ચિતથી માંડીને તે છેક યજ્ઞોપવીત ધારણ કરાવવા સુધીની સઘળી ક્રિયાઓ ઋત્વિજોએ સૂત્રમાં આજ્ઞા કર્યા પ્રમાણે મંત્ર તથા વિધિ પુરસ્કર કરાવી; ને યજ્ઞોપવીત ધારણ કરવાથી વેદમંત્રોપદેશના અધિકારી થયલા બંને બાળકોને ગાયત્રી મંત્રનો ઉપદેશ કરવાનો સમય આવ્યો. ગાયત્રી એ સર્વોત્કૃષ્ટ મંત્ર અને સમગ્ર વેદના તત્વનું પણ તત્વ છે. એ મંત્ર સાક્ષાત્ પરબ્રહ્મનું સ્વરૂપ પ્રતિપાદન કરનારો છે, એટલુંજ નહિ, પણ તે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપજછે. કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણેનો એમાં સમાવેશ થાય છે. એનો શુદ્ધ મનસાથી નિરંતર જપ કરનાર પુરુષ કૈવલ્ય બ્રહ્મને પ્રાપ્ત થાય છે. માટે એનો ઉપદેશ પણ સંસ્કૃત થયલા બાળકને કોઇ સત્વશીળ બ્રાહ્મણથી થવો જોઈએ. અને તેમ નહિ તો તેના પિતા દ્વારા થવો જોઇએ. આ બાળકોનો પિતા પણ સારો વિદ્વાન અને શાંત પ્રકૃતિનો હતો તેથી ઋત્વિજોએ ગાયત્ર્યુપદેશ કરવા માટે તેને કહ્યું. પાસે બેઠેલા બીજા કોઈએ ન સાંભળી શકે તેમ પ્રત્યેકને ત્રણ ત્રણવાર તેમના દક્ષિણ* કર્ણદ્વારા બ્રાહ્મણે પોતાના પુત્રોને મંત્રોપદેશ કર્યો; ત્યારે ઋત્વિ-

* જમણા.

જોએ તે બાળકોને તેનો પ્રતિદિન ત્રિકાળ જપ કરવાની આજ્ઞા કરી; ને સૂત્રાનુસારે જણાવ્યું કે, "હે બ્રહ્મચારીઓ, તમે હવે સઘળાં વૈદિક કર્મો કરવાને અધીકારી થયા. આજથી તમારે નિયમપૂર્વક બ્રહ્મચર્ય વ્રત પાળી વેદાધ્યયન કરવું." આ સમયે કટિએ મૌંજી તથા કૌપીન ધારણ કરેલા, હાથમાં દંડ તથા બગલમાં કૃષ્ણાજીન અને ખભે યજ્ઞોપવીત તથા ઉત્તરીય વસ્ત્ર ઈત્યાદિથી અલંકૃત થયલા બે બટૂકોને ચંદન પુષ્પાદિથી વધાવી માતાએ ભિક્ષા આપી; ત્યારે પિતાએ તથા ઋત્વિજોએ આર્શિવાદ દઈ સર્વ કૃત્યની સમાપ્તિ કીધી.

તેડાવેલાં સગાંઓ તથા બ્રાહ્મણોને થોડાક દિવસ રાખી દક્ષિણા સન્માન ઈત્યાદિથી સંતુષ્ટ કરી વિદાય કીધાં, ને પોતાના બંને બાળકોને બ્રાહ્મણે સંધ્યા વગેરે કર્મો શિખવવા માંડયાં. પણ તેના શરીરમાં પેઠેલો જ્વર પ્રતિદિન વધારે જોરમાં આવતો જવાથી તે તદ્દન અશકત થયો, ને થોડાક દિનમાં તેનો કાળ આવી પહોંચ્યો. અંતસમયે પોતાની સ્ત્રી સાથે બંને બાળકોને પોતાની સન્મુખ બોલાવી તેણે કહ્યું, "પુત્રો, બીજી કોઈ પુખ્ત વિચારવાળી ભલામણ કરવાને તમે હજુ યોગ્ય થયા નથી, પણ તેને માટે આ સમયે તમોને હું એટલુંજ કહું છું કે તમારે આ તમારી માતાને અનુસરી ચાલવું. તમારા નિર્વાહાર્થે કોઈ વાતની ચિંતા નથી; કેમકે તમારૂં રૂડી રીતે પોષણ થઈ શકે તેટલું અન્ન મારા સ્વર્ગવાસી પિતાએ ઉપાર્જિત કરેલી ભૂમિમાંથી દર વર્ષે ઉત્પન્ન થાય છે. વળી ધર્મ સંબંધે હું તમોને કંઈ પણ ઉપદેશ કરી શકયો નથી; પણ કંઈ ચિંતા નહિ, અત્યાર પેહેલાં હું તમને ગાયત્રીમંત્રનો ઉપદેશ કરવા શકિતમાન થયો છું તે પણ ઘણું છે. તેમાંજ સર્વ છે; ને તેના નિરંતર જપથી શ્રી હરિના સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. માટે પ્રતિદિન સંધ્યાવંદન કરી ગાયત્રી મંત્રનો જપ કરજો; ને પછી તમારી મા સાથે ખેતરમાં કામ કરવા જજો." આટલું કહી બ્રાહ્મણ બોલતો બંધ થયો, ને મનસાવાચાથી હરિ સ્મરણ કરતાં કરતાં થોડીકવારે તેણે પ્રાણ છોડયો.

અગ્નિસંસ્કારથી માંડીને છેક સંવત્સર શ્રાદ્ધપર્યંતની સર્વ ક્રિયાઓ તેના મોટા દિકરાએ કરી, ને હવે ધીરે ધીરે તેની વિસ્મૃતિ થતી ગઈ. મોટાની ઉમર બારેક વરસની થઈ ને તે ખેતીના કામકાજમાં હુંશિયાર થવા આવ્યો એટલામાં તેમને મૂકીને તેમની

મા પણ ચાલતી થઈ. બંને બાળકો નોધારા પડચા. પણ મોટો સઘળું કામ કરતો હોવાથી તથા તેમના ઘરમાં ઘણા દિવસથી રહેતો એક શૂદ્ર ચાકર બહુ ભલો હોવાથી તેમનું ખેતીનું કામ જેમનું તેમ ચાલ્યું ગયું. મોટો રોજ નિયમપૂર્વક ગાયત્રી જપ કરે, ને તેજ પોતાનું દૈવત તથા તેજ પરમગતિ છે એમ નિશ્ચયપૂર્વક માની તેને પરાયણ રહે; ને ખેતીનું કામ કર્યા કરે. નહાનો પણ તેને અનુસરતો હતો ખરો, પરંતુ તેને કામકાજની ઝાઝી ચિંતા નહિ હોવાથી તે બીજા બ્રાહ્મણપુત્રો સાથે કોઈ કોઈ સ્થળે સભાઓ, યજ્ઞો વગેરે જોવા સારૂ જતો: જેથી ત્યાં જોવામાં આવતા વિદ્વાનો, તથા વિદ્યાને લીધે થતી તેમની પૂજા એ વગેરેથી તેને પણ વિદ્યાભ્યાસ કરી શાસ્ત્રજ્ઞ થઈ સભાઓમાં માન મેળવવાનું મન થયું. આથી પોતાના મોટા ભાઈની આજ્ઞા લઈ તે કાશીપુરી ગયો, ને ત્યાં ચિત્ત દઈ વિદ્યાભ્યાસ કરવા માંડયો. બુદ્ધિ અતિ તીક્ષ્ણ હોવાથી થોડીક મુદ્દતમાં તેણે વ્યાકરણ કાવ્યાદિ શાસ્ત્રોનું સારૂં જ્ઞાન સંપાદન કીધું. મૂળથીજ તેના મનમાં વિદ્વાન થઈ સભાઓમાં માન મેળવવાની મોટી અભિલાષા હતી; એટલે લાગલો તેણે તકરારી શાસ્ત્રો, જેવાં કે ન્યાય, સાંખ્ય, મીમાંસા ઇત્યાદિનો અભ્યાસ કરવો ચાલૂ કીધો. જે જે શાસ્ત્ર તે સંપૂર્ણ શીખતો, તે તે શાસ્ત્રના સિદ્ધાંતોથી તે પોતાના સાહાધ્યાયીઓ સાથે તકરાર ચલાવતો, ને તેમાં પોતાની કોટિ ઉપર રહેતી ત્યારે બહુ આનંદ પામતો હતો. આમ કરતાં તેણે લગભગ ચાર શાસ્ત્રનું સારૂં અધ્યયન કર્યું, ને તે ઉપરાંત પણ આગળ ચાલ્યો હતો, પરંતુ તેની સભા જીતવાની અભિલાષાએ તેને અટકાવ્યો. શેહેરમાં નાની મોટી સભાઓમાં તે જવા લાગ્યો, ને પોતે અધ્યયન કીધેલા વિષયના વાદમાં પ્રત્યેક સ્થળે આગળ પડી પોતાની પ્રભા પાડતો હતો. આથી તેને જ્યાં ત્યાંથી માન પણ મળવા માંડયું, ને તે ઓળખાવા લાગ્યો, એટલે અભ્યાસ ઉપર તેને પ્રમાદ ઉત્પન્ન થયો. તેને મદ ચઢયો કે, "કાશીપુરી સરખા નગરમાં હું ઘણાક વાદમાં જીતી ચૂકયો છું, તો હવે બીજે સ્થળે મારી સામું રહી વક્તૃત્વ કરનાર કોણજ મળશે?" પણ તે જાણતો નહોતો કે મારે હજી ઘણું જાણવાનું ને ભણવાનું છે. હું હજુ ઘણી વાતે અપૂર્ણ છું. આટલેથીજ કંઈ શાસ્ત્રવેત્તા કહેવાઉં નહિ. આવો વિચાર તેને કેમે આવ્યો નહીં.

તેણે તો નક્કીજ કર્યું હતું કે હવે જે કંઈ છું તે હુંજ છું. મારે હવે આ કરતાં કંઈ વધારે જાણવાની જરૂર નથી. વેદાંતાદિ વિષયોને માત્ર હું ઉપર ઉપરથી જોઈ લઈશ તો ઘણું છે, કે જેથી તે કદાચ વાદને વિષે મારા કામમાં આવે.

આમ કરતાં કેટલોક કાળ ગયો. તેવામાં કોઈ દિવસે કાશીપુરીમાં એવી ખબર ફેલાઈ કે અત્રેનો રાજા આ વર્ષની સમાપ્તિ વખતે એક એવી સભા કરનાર છે કે જેમાં આવનાર પંડિતો સર્વ શાસ્ત્રવેત્તા હોવા જોઈશે, ને તેઓએ પ્રતિજ્ઞાપૂર્વક પરમપુરુષ પરમાત્માનું અસ્તિત્વ સિદ્ધ કરી આપવું જોઈશે. વળી આ નગરની અંદર અદ્યાપિસુધીમાં થયેલી અનેક સભાઓમાં વાદ કરી માન પામેલા દરેક પંડિતોએ તેની સભામાં અવશ્ય આવવું જોઈશે, ને તેને ત્યાં આવેલા નિરીશ્વર વાદી પંડિતોને વાદમાં જીતવા જોઈશે. જો, તેમ નહિ બની શકશે, અર્થાત્ નિરીશ્વરોને જીતી શકાશે નહિ, તો તેથી રાજા સઘળે નિરીશ્વરમત સ્થાપન કરશે, ને હારેલા સર્વ પંડિતોને દેશનિકાલ કરશે. આ ખબર જ્યારે આ પંડિત થયલા બ્રાહ્મણ પુત્રના સાંભળવામાં આવી ત્યારે તે જાણે નિદ્રામાંથી જાગૃત થયો હોય તેમ એકાએક ચમકી ઉઠયો, તે વિમાસણમાં પડયો કે, “ અરે, વળી આ કેવો વાદ ? કે દેશનિકાલ, જેમાં તે હારનારને થશે ? અને વળી તેમાં હું વાદાર્થે જઈશ ત્યારે મારે કયા સિદ્ધાંતો પકડવા ? શું ન્યાયની કોટીથી હું સિદ્ધ કરી શકીશ કે ઇશ્વર છે ? અરે ! તેતો માત્ર તત્વોથી સૃષ્ટિનું કારણ બતાવે છે તેમાં ઈશ્વરનું પ્રાધાન્ય નથી. ત્યારે મીમાંસા ? તે તો કર્મોનું પ્રાધાન્ય ગણાવે છે. ત્યારે સાંખ્ય ? રે એ તો એક રીતે ઈશ્વરને સિદ્ધ કરે છે, ને એક રીતે અસિદ્ધગણે છે. ત્યારે વેદાંતમાં કદાચ તે વાત સંપૂર્ણપણે વર્ણવેલી હશે, પણ તે તો હું પૂરે પૂરૂં જાણતો નથી.” આવી રીતે વિચાર કરતાં પોતે શીખેલાં શાસ્ત્રોમાંથી ઈશ્વરને સિદ્ધ કરનારાં વચનો કાઢે, ને વળી તેને પોતાનાજ વચનથી અસિદ્ધ કરી મૂકે. આથી તેને એકે વાતનો નિશ્ચય ન થયો, ને જેમ જેમ તેનો વિચાર ઊંડો ઉતરતો ગયો, તેમ તેમ તેને ભ્રમ પણ વિશેષ થતો ગયો. આતો સ્વાભાવિકજ છે કે કોઈ પણ વાતપર સંશય અને ભ્રમ થયો, તો પછી તે જલદી ચિત્તને સ્થિર થવા દેતું નથી. આ બ્રાહ્મણપુત્રને પોતાના શાસ્ત્રોનું મોટું અભિમાન હતું છતાં પોતાનાજ ભ્રમથી તેનું

મન બહુ જંજાળમાં પડી ગયું; ને સંશય સાગરમાં ડોલવા લાગ્યું. પોતે વિદ્વાન થઈ નામના મેળવેલી તેથી પોતાનો આવો સંશય બીજાને કેહેવાય પણ નહિ, તેમ કરતાં શરમ લાગે. માટે આપ મેળે ઘણાક દિવસ સુધી વિચાર કરવાથી તે એકે વાતના નિશ્ચયપર ન આવતાં બહુ ગભરાયો. રાજાની સભામાં જવા માટે શું કરવું તેની તેને કશી સૂઝ પડી નહીં. છેવટે તેણે વિચાર કીધો કે આમાં જે હારશે તેને તો રાજા દેશબહાર કરવાનોજ છે; ત્યારે હાર્યા પછી માન ભ્રષ્ટ થઇ નિકળવું, તે કરતાં આપોઆપજ અહીંથી પલાયન કરી જવું તે વધારે સારૂં. આવા નિશ્ચયથી તે ભ્રમજાળમાં ગુંચવાયલો બ્રાહ્મણ પુત્ર પોતાનાં પોથી પુસ્તક લઇ રતોવે નાઠો, ને થોડાક દિવસમાં પોતાને ઘેર આવ્યો. મોટા ભાઈ નિયમ પ્રમાણે પોતાનું કૃષિકર્મ કર્યો જતો હતો; તે પિતાએ કરેલા ઉપદેશને આધારેજ પોતાની ઉપાસના ચલાવી બીજા કશા વમળમાં પડેલો ન હોતો. નહાના ભાઈને ઘણે વર્ષે દેશાવરથી રૂડો વિદ્યાભ્યાસ કરી ઘેર આવ્યો જોઈ તે બહુ રાજી થયો, ને તેનું સારી રીતે આદરાતિથ્ય કીધું. પછી બંને ભાઈ રાત્રે નિરાંતે વાતચીત કરવા બેઠા, ત્યારે મોટા ભાઈએ નહાનાને તેના દેશાટનના તથા વિદ્યાભ્યાસના સમાચાર જાણવા માટે પ્રશ્નો પૂછવા માંડયા. નાહનાએ સઘળો વૃત્તાંત જણાવી કાશીપુરીમાં થનાર સભા માટે વાત કરતાં કહ્યું કે, "મોટા ભાઈ, મારે અહીં એકાએક નિકળી આવવાનું કારણ એજ છે; ને હજુ સુધી ઈશ્વરના અસ્તિત્વ વિષે મારૂં સમાધાન થતું નથી. મેં અદ્યાપિ સુધી મેળવેલી વિદ્યા કંઈજ કામમાં ન આવી ઉલટો હું ભ્રમમાં પડયો, ને પ્રતિષ્ઠાનું ખંડન થવાના ભયથી અહીં નાસી આવવું પડયું. આટલો બધો પઠનશ્રમ ન કરતાં ઘેર રહી માત્ર આપની મેં સેવા કરી હોત તોપણ હું કૃતાર્થ થાત."

આ સાંભળી મોટા ભાઇએ કહ્યું, "ભલા માણસ, હજુ સુધી તને ઈશ્વર વિશે શંકા થાય છે? ને તેથી તું તારી વિદ્યાને દૂષણ દેછે?" ત્યારે શું તું આપણા પિતાજીનું હિત વચન ભૂલી ગયો? તેમણે અંત સમયે આપણને બોલાવીને શું કહ્યું હતું? તેમણે આપણને યજ્ઞોપવીત સંસ્કાર વખતે ઉપદેશેલો ગાયત્રી મંત્રજ પરમાત્મસ્વરૂપનું યથાર્થ દર્શન કરાવનાર છે. તેનો નિરંતર જપ કરવાથી મનુષ્યને ઇશ્વર સિદ્ધ કરવો તો શું, પણ ઇશ્વરનો સાક્ષા-

ત્કાર થવો પણ દુર્લભ નથી. પણ એટલું ખરૂં કે માત્ર તેનુંજ લક્ષ હોય તો. અનેક વિચારના ઓઘમાં પડેલા મનુષ્યને તે સિદ્ધિ મળતી નથી. સમુદ્રની આ પાર રહેલો વા છેક પેલે પાર પહોંચેલો એ બંનેજ નિર્ભય હોય છે; પણ મધ્યે ગોથાં ખાનાર તો જરૂર ડુબી મરે છે. એક ગામથી બીજે ગામ જતાં વચમાં જૂદા જૂદા ઠેકાણાના દશ બાર માર્ગ એકઠા થતા હોય ત્યાં આગળ અજાણ્યા માણસે જાણીતાને પૂછવાની વાટ જોઈ ઉભા રહેવું એજ વધારે સારૂં. અનેક પ્રકારનાં સ્વાદિષ્ઠ પકવાનોથી ભરેલાં ઘણાંક અન્નપાત્રો ભૂખ્યા મનુષ્યના આગળ મુકી તેમાંથી રૂચે તે એક જાતનો પાક ઉપાડી લેવાને કહેવામાં આવ્યું હોય તો પછી આ સારૂં કે આ સારૂં એવો વિચાર કરનાર ભૂખેજ મરે. પણ જેનામાં સઘળું પચાવાની શક્તિ હોય, ને બધાં પાત્રો લઈ લે તે, અથવા ગમે તે ખાઈશું તોપણ ભૂખ મટશે એવા સાદા વિચારવાળો ગમે તે એક પાત્ર લઈ બેસે તેજ માત્ર તૃપ્ત થશે. તેં સમગ્ર શાસ્ત્રોનો અભ્યાસ કીધો નહિ, તેથી તું આ પાર પણ નહિ, ને તે પાર પણ નહિ એવો રહ્યો. જેથી તને અનેક પ્રકારની શંકાઓ ને ભ્રમો ઉપજ્યા. પણ એ તકરારી વિષયમાં તું પ્રથમથી પડયોજ નહોત; વા પડીને તે સર્વ વિષયોનું સંપૂર્ણ અવલોકન કીધું હોત તો તારી મતિને ભ્રમ થાત નહિ, માટે હવે તું તે સર્વ વાત એક બાજુએ મૂકી, માત્ર આપણા પિતાજીના અંતકાળના વચનપરજ દૃઢ નિષ્ઠા રાખી અનુવર્તન કર એટલે તારા સર્વ ભ્રમ મટી તારૂં કલ્યાણ થશે." આ સાંભળી તેણે ગાયત્રીમંત્રથી પ્રભુની ઉપાસના કરવા માંડી; જેથી થોડાક કાળમાં તેનાં સર્વ પાપ નાશ થઇ ગયાં, ને અંતઃકરણ નિર્મળ થયું. તે કેવળ નિરભિમાની થયો. અભિમાન ગયું એટલે સર્વમાં ઐક્ય માનવા લાગ્યો, ને તેને યોગે પરમ પુરુષ પરમાત્માનું સ્વરૂપ તે આ જગત્, અને જગત્ તે હું પોતેજ છું એવું શુદ્ધાદ્વૈતપણું જાણી જીવન્મુક્ત થઈ રહ્યો.

## સંગ.

સાધુ, મનુષ્યે સંગતિ સાધુપુરુષની કરવી જોઈએ. સંગ એ સૌથી બળવાન્ છે. સર્વ પદાર્થોનું ઉત્પત્તિ કારણ સંગજ છે. તું સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરી લે કે શી વસ્તુ સંગ વગર બની છે?

સર્વત્ર સંગ સંગ ને સંગજ છે. સંગ એટલે મેળાપ અથવા ઐક્ય. એક પદાર્થનું બીજા સાથે જોડાવું એનું નામ સંગ. આપણી દૃષ્ટિએ જોવામાં આવે છે તે સર્વ પદાર્થ સંગથીજ ઉત્પન્ન થયા છે. હું, તું, અને આખું જગત્ સંગથીજ ઉત્પત્તિ પામ્યું છે. પૃથ્વીપર પડેલા બીજને પાણીનો સંગ થવાથીજ તેમાંથી નવો અંકુર ફૂટે છે, ને તેનું કાળાંતરે મોટું વૃક્ષ થાય છે. સ્ત્રી પુરુષ સંગથી બાળક ઉત્પન્ન થાય છે. એકેક ઈંટનો પરસ્પર સંગ થવાથી મોટું મંદિર ઊભું થાય છે, અગ્નિ પણ સંગ થવાથીજ બીજા પદાર્થોને બાળે છે; જળનો સંગ થાય તોજ વસ્તુ પલળે છે; ને પારસમણિ લોહનો સંગ કરે છે તોજ તેને સુવર્ણ કરી શકે છે. સંગથી મૂર્ખ પંડિત થાય છે, ને કુલટા સતી થાય છે. અને ટુંકાણમાં આ આખું જગત્ પણ સૂક્ષ્મ પરમાણુઓના સંગથીજ પેદા થયું છે. સંગથી સારૂં અને માઠું બંને ફળ થાય છે. વિષના સંગથી-વિષપાનથી મનુષ્ય મૃત્યુ પામે છે, ને અમૃતના સંગથી અમર થાય છે. માટે જ્યાં ત્યાં સંગ એજ મુખ્ય કારણ છે. સંગ થવા અર્થેજ સઘળા પ્રયત્નો છે. મુમુક્ષુજને સાધુ (સજ્જન-જ્ઞાની) પુરુષનો સંગ કરવો કે જેથી કરીને પોતે સાધુ થઈ શકે. જ્ઞાની થવાનો ખરેખરો માર્ગ જ્ઞાની પુરુષની સંગતિ કરવી એના જેવો બીજો નથી. જ્ઞાનીજનના સંગથી જ્ઞાન થાય છે, ને થયેલું દૃઢ રહે છે, સંશય નિવૃત્ત થાય છે. આને (જ્ઞાનીનાસંગને) સત્સંગ કહે છે. એ સત્સંગની જેટલી પ્રસંશા કરીએ તેટલી થોડી છે. એનો મહિમા અપાર અને જગવિખ્યાત છે. એને માટે કોઈ ઉદાહરણની જરૂર નથી. માટે ટુંકામાં એટલુંજ કહેવાનું છે કે પ્રત્યેક મનુષ્યે નિરંતર સત્સંગતિ કરવી.

### વિષય તજ.

મનુષ્યે વિષયાધીન ન થવું તે વિષે સાંભળ: જગત્માં વિષય પાંચ છે. ને તેને ભોગવનારી ઈંદ્રિયો પણ પાંચ છે. એ વિષયોથી આખું જગત્ બંધાયું છે, ને તેઓને અધીન થઈનેજ વર્તે છે. વિષયો પાંચ છે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પંચમહાભૂતો થકી ઉત્પન્ન થયલા છે. શબ્દ આકાશથી, સ્પર્શ વાયુથી, રૂપ તેજથી, રસ જળથી, અને ગંધ પૃથ્વીથી ઉત્પન્ન થયલો વિષય છે. એ પાંચેને ગૃહણ કરનારી અનુક્રમે શ્રોત્ર

(કાન), ત્વચા (ચામડી), ચક્ષુ, જિંહ્વા, અને નાસિકા એ પાંચ જ્ઞાનેંદ્રિયો છે. એ પ્રત્યેક વિષયો પોતાને અધીન થનારનો નાશ કરે છે. માત્ર એક શ્રોત્રેંદ્રિયને અધીન અર્થાત્ તેના વિશેષ જ્ઞાનવાળું મૃગપશુ તે ઈંદ્રિના વિષય શબ્દથી લોભાઈ મરણ પામે છે. મૃગને નાદ (શબ્દ) અતિશય વહાલો હોય છે; તેથી પારધી લોકો કસ્તુરીને અર્થે તેને નાના પ્રકારના વેણું, વીણા ઈત્યાદિ વાદ્યોના નાદમાં નિમગ્ન કરી જ્યારે તે લતમાં (નાદના આનંદમાં) તલ્લીન થાય છે એટલે પછવાડેથી શસ્ત્ર વા અસ્ત્રથી તેનો પ્રાણ હરે છે. સ્પર્શેંદ્રિયથી માતંગ (હાથી) વશ થાય છે. હાથી હાથણીનો સ્પર્શ (ભોગવિલાસ) કરવામાં બહુ આતુર હોય છે. માટે અરણ્યમાંથી હાથીઓને પકડનારાઓ એવી યુક્તિ કરે છે કે એક મોટી સુરેખ કાગળની કે એવી બીજી કોઈ વસ્તુની હાથણી બનાવી ઉભી રાખે છે; ને તેની તરફ જે માર્ગેથી હાથી આવવાનો હોય તે બાજુ એક મોટો ખાડો ખોદી તેનાપર વળીઓ, પાતળાં લાકડાં વગેરે પાથરી, ઉપરથી જમીન જેવી જમીન કરી મૂકે છે. પછી હાથણીને ઉઘાડી મૂકી તે સઘળા માણસો જ્યાં ત્યાં આસપાસના ઝાડોપર સંતાઈ રહે છે. એટલે અરણ્યમાં ફરતો ફરતો હરકોઇ હાથી, હાથણીને જોઈ વિષયાંધપણાથી તેનો સંભોગ કરવાને માટે તેની ભણી દોડયો આવે છે. પણ જ્યાં તે પેલા ઢાંકેલા ખાડાપર આવ્યો કે અંદર પડે છે. તેની અંદરથી તે નિકળી શકતો નથી; ને ઘણા દિવસ સુધી ભૂખ તરસ વેઠી નિર્બળ થાય છે, એટલે તે પકડનારાઓ તેને અંકુશોના મારથી અને સાંકળોનાં બંધનથી નમ્ર કરી દેશમાં લાવે છે. રૂપ વિષયથી પતંગ પ્રાણ ખૂએ છે. તેને તેજ ઉપર અત્યંત પ્રીતિ હોય છે. રાત્રિને વખતે બળતો દીવો અથવા બળતાવાળો અગ્નિ દેખાય તેને તે સત્ય માની તેની ઉપર જાય છે, ને વિલંબ વગર એ દીવામાં કે અગ્નિમાં પડી પ્રાણ ખૂએ છે રસના–સ્વાદ જાણનારી જિંહ્વા ઇંદ્રિય છે, તેને લીધે મીનના (માછલાં) પ્રાણ જાય છે. મત્સ્ય જાતિની સ્વાદેંદ્રિય અતિ પ્રબળ હોવાથી તેને પાણીમાંથી પકડનારાઓ એક પ્રકારના લોઢાના કાંટાનો ઉપયોગ કરી પકડે છે. તીક્ષ્ણ અણીવાળા કાંટા ઉપર ઘઉંના લોટમાં સાકર નાંખી બનાવેલી ગોળીઓ ભરાવે છે, ને તેને (તે કાંટાને) બીજે છેડે દોરી બાંધી તેને પાણીમાં નાંખેછે. સ્વાદમાં લોભાઈ રહેલું મત્સ્ય તે ગોળીને મોંમાં લે છે

કે ભય હેતો કે પેલો તીક્ષ્ણ કાંટો તેના તાળવામાં ભોંકાઈ જાય છે; જેથી તે તરફડી પોતાના પ્રાણ ખૂએ છે. ઘ્રાણેંદ્રિય–નાસિકાનો વિષય ગંધ છે. એ ગંધ પણ તેને અધીન થનારને નાશ કરે છે. એ વિષે મધુકર (ભ્રમરો) નું દૃષ્ટાંત પ્રત્યક્ષ છે. ભ્રમરને સુગંધ અતિ વહાલો હોય છે, જેથી નિરંતર નાના પ્રકારનાં પુષ્પો ઉપર ભ્રમણ કર્યાં કરે છે. પણ સૌથી તેને કમળનો ગંધ અતિ પ્રિય હોવાથી પ્રાતઃકાળે સૂર્યોદય સમયે કમળો ખીલવા લાગ્યાં કે તે તેઓપર જાય છે, ને તેની અંદર બેસી નિશ્ચિંતપણે મકરંદ-સુગંધ ગૃહણ કરે છે. આ સુગંધમાં તે એટલો બધો નિમગ્ન થઈ જાય છે કે સંધ્યાકાળે સૂર્યપ્રકાશ શાંત થવાથી કમળો બંધ થવા માંડે છે, તોપણ તેનાથી સુગંધનો પ્રેમ છોડી અંદરથી ઉડાતું નથી. હમણાં ઉડું હમણાં ઉડું, એમ કરતાં કમળ સંપૂર્ણ રીતે બીડાઇ જાય છે ને ભ્રમર અંદર રહી જાય છે. એ ભ્રમરની શકિત શું કમતી છે? ગમે તેવા કઠણ અને જાડા લાકડામાં પણ તે પોતાના ડંખ વડે આરપાર છેદ પાડે છે, તો પછી આ કમળ પુષ્પની અતિ સકોમળ પાંખડીઓને કોરી તે બહાર ન નિકળી શકે? (નિકળેજ.) પણ તેમ તેનાથી બનતું નથી. પરિમળના પ્રેમથી તેને ત્યાંથી નિકળવાનું મન થતું નથી; જેથી તેના લોભમાં હમણાં નિકળું, હમણાં નિકળું, એવા વિચારમાં તે કમળ કોરી નિકળી શકતો નથી, ને પ્રાતઃકાળ થતા પેહેલાં અંદરને અંદર રૂંધાઈ પ્રાણ ખૂએ છે.

આવી રીતે પ્રત્યેક વિષયો પોતાને અધીન થનારના પ્રાણ લેછે. યજ્ઞભૂ, તું વિચાર કરી જોકે, માત્ર એકેક ઈંદ્રિયના જ્ઞાનવાળા, ને એકજ વિષયપર આસક્તિ ધરનારા પ્રાણીઓનો એ રીતે નાશ થાય છે, તો પછી જેને એકે સાથે એ પાંચે વિષયો ગૃહણ કરવાનું સામર્થ્યછે, ને તે પાંચેને ગૃહણ કરનારી ઈંદ્રિયો પોતપોતાના વિષયપર પૂર્ણ છે, એવો જે મનુષ્ય પ્રાણી તે તેઓને અધીન થવાથી તત્કાળ વિનાશને પામે એમાં શું આશ્ચર્ય? પુરૂષની પાંચે ઈંદ્રિયો પ્રબળ છે, ને તે પાંચેના વિષયોપર તે આસક્ત હોય છે તો પછી તેનો વિનાશ કેમ ન થાય? થાયજ; ને તે પ્રમાણે સકળ મનુષ્ય પ્રાણીઓ વિનાશ પામે છેજ. ત્યારે એ વિષયો એવા મારક છે તો શું તેઓનો ત્યાગ કરવો? ને તેઓનું ગૃહણ કરનારી ઈંદ્રિયોને પૂરી મારી નાખવી? તેમ નહિ. શિષ્ટજનોનાં વચન

છે કે, 'જે વિષયનું વિધિયુક્ત સેવન કરવામાં આવે, તે વિષય ત્યાગ કર્યા સમાનજ છે.' તે વચનને અનુસરીને વિષયો ભોગવવા. વિષયોનાં સુખ પ્રથમ તો અમૃત સમાન લાગે છે, પણ પરિણામે વિષ સમાન છે. પરંતુ એમ છેક 'ધિક્કારી કાઢી તેઓની (વિષયોની) અવજ્ઞા કરવા કરતાં વિધિવત્ સેવન કરવાનું કેમ કહ્યું? એટલા માટેજ કે સુજ્ઞ સ્ત્રી પોતાના પતિએ આણેલું કુધાન્ય પણ સુધાન્ય કરીને રાંધે છે. વિષ (સોમલ, જંગાલ, વગેરે.) ખરેખરો મારક પદાર્થ છે, ને તેને અજાણતાં–ભુલથી પણ સેવન કરવાને કોઈ ઈચ્છતું નથી. છતાં જો તે સુજ્ઞ વૈદ્યના હાથમાં આવ્યું હોય છે તો તે તેને કેળવી તેની રસાયન પ્રયોગોથી ઉત્તમ માત્રા બનાવે છે, જેના સેવનથી ઘણા સમયના પીડાતા રોગીઓ આરોગ્ય પામે છે. તેવીજ રીતે અગ્નિ પ્રત્યક્ષ દાહક પદાર્થ છે, અને તેને મળનારી સર્વ વસ્તુને બાળી તે પોતાના જેવી કરી મૂકે છે; છતાં વિધિવત્ તેનું સેવન કર્યું હોય તો તેજ સર્વનો પોષક થઇ પડે છે. શીત મટાડે છે, પ્રકાશ આપી અંધકાર દૂર કરે છે, ને અન્નાદિ પદાર્થો પકવ કરી પરમ સ્વાદિષ્ટ તથા ક્ષુધાને શાંત કરનારા બનાવે છે. તેજ પ્રમાણે જળ, પૃથ્વી, વાયુ, આકાશ ઈત્યાદિ ભૂતો તથા બીજા દૃશ્ય પદાર્થ માત્ર, વિધિ પ્રમાણે સેવ્યા હોય તો ગુણકારી છે. પણ તે કોને? અજ્ઞાતને? નહિ. એ ઠેકાણેજ જ્ઞાતાનો ખપ પડે છે; ને ત્યાંજ જ્ઞાની જનની પરીક્ષા છે. નબળાને સારૂં કરી ઉપયોગમાં લેવું એજ ડાહ્યા પુરુષનું ડાહાપણ દેખાડી આપે છે. તો આ ઇંદ્રિયવિષયોને વિધિવડેજ સેવન કરવી યોગ્ય છે. શબ્દગ્રાહક શ્રોત્રેંદ્રિયદ્વારા અનેક પ્રકારનાં કુચ્છિત ભાષણ, પરનિંદા, તથા એવી કોઈપણ મનને બેહેકાવનારી વાતનું શ્રવણ કરવું નહિ; પણ જેના સાંભળવાથી અંતઃકરણ પાવન થાય તથા પ્રાયશ્ચિત્તોનો પણ નાશ થાય એવાં હરિકીર્તન, સજ્જન પુરુષોની કીર્તિ, ભગવત્કથા તથા સજ્જન પુરુષોના મુખમાંની હરિ-ગુણાનુવાદથી રસેલી પવિત્રવાણી ઇત્યાદિનું શ્રવણ કરવું કે જેથી સર્વ વાત સુધરે છે, ને મનુષ્ય પ્રાણીનું કલ્યાણ થાય છે. સ્પર્શેંદ્રિય દ્વારા (આલિંગન, ચુંબન, સંગ ઈત્યાદિ સ્ત્રી સાથેના વ્યવહારો સ્પર્શેંદ્રિયથી થાય છે.) તેને વશ થનાર પ્રાણી નાશ પામે છે. પરસ્ત્રીનો સંગ કરનાર ને તેમાં લુબ્ધ થનાર કેવો અવદશાને અને કેટલા અપમાનને પાત્ર થાય છે, એ જગપ્રસિદ્ધ વાર્તા છે; અને

એનું નામજ ( પરસ્ત્રી સંગ કરવો તેજ ) સ્પર્શેંદ્રિયનો દુરુપયોગ કીધો કહેવાય. એટલા માટેજ જ્ઞાની કહે છે કે સ્પર્શ વિષય ઘણો અજીત છે, ને તે તારાથી તજી શકાશે નહિ; માટે તું યોગ્ય વયે તારા યોગ્ય રૂપ ગુણવતી કન્યાનું, મારી (વેદની), સૂર્યની ઋષિ (બ્રાહ્મણ—પુરોહિત ઋત્વિજાદિ) ની તથા સહોદર કુટુંબ આદિની સાક્ષિથી મારી આજ્ઞા પ્રમાણે, વિધિપૂર્વક પાણિગ્રહણ કર. પોતાની થયલી સ્ત્રીની સાથે પણ તું વિધિ પ્રમાણેજ વર્તન કર.'' જ્ઞાનીજને આ આજ્ઞા ઘણીજ યોગ્ય અને મનુષ્ય પ્રાણીના અત્યંત હિતને માટે કરેલી છે. એ પ્રમાણે વર્તવાથી સ્ત્રી પુરૂષ નિરંતર સુખી રહે છે, એકમેકપર અભાવ કરતાં નથી, ને સંતતિ પણ તેઓ ઘણી યોગ્ય, બુધ્ધિમાન્ તથા દૃઢ શરીરવાળી ઉત્પન્ન કરી શકે છે. પરસ્ત્રીને તો તજાય; પણ પોતાની સ્ત્રીનું પણ હદબહાર સેવન કીધું તો તેણે વિષય સેવ્યો કહેવાય. આ ઉપરથી એમ ધારવું નહિ કે પોતાની સ્ત્રીપર પ્રીતિ નહિ રાખવી. પણ સ્ત્રીને અધીનજ થઈ જવું, અને ગારુડી જેમ મર્કટને નચાવે તેમ તેની આગળ વિષયાંધપણે નાચવું એ ભ્રષ્ટતાની નિશાની છે. વળી તેમ નહિ, અર્થાત્ સ્ત્રીને અધીન પોતે ન છતાં સ્ત્રીને પોતાને અધીન રાખતો હોય તેપણ ખરેખરો સ્ત્રૈણ (સ્ત્રીને વશ્ય થયલો—સ્ત્રીને બીજી સર્વ વસ્તુ કરતાં અતિ પ્રિય માનનારો)જ જાણવો. વેદાજ્ઞા—શાસ્ત્રાજ્ઞાને નહિ ગણકારનારા સ્ત્રૈણ પુરૂષો એટલાબધા દુષ્ટ હોય છે કે, સજ્જને તેનું મુખાવલોકન કરવું પણ યોગ્ય નથી. તેઓથી કિયું પાપ નહિ થાય તે કહી શકાય નહિ. સ્પર્શ વિષય વિધિવત્ સેવવાનું તાત્પર્ય એજ કે સંતપુરુષોનાં મંગળ ચરણારવિંદને આલિંગન દેવું, તેઓનીજ ભેટ લેવી, તેઓમાંજ આસક્તિ રાખવી; ને મનોમય પરમાત્માની ભગવન્મૂર્ત્તિ (માનસિક સેવા વખતે પોતાની સેવ્ય મૂર્ત્તિનું પોતે ધ્યાન કરતા હોઈએ તે, જેવી કે શ્રીકૃષ્ણ, શ્રીરામચંદ્ર, શિવ, વિષ્ણુ નારાયણ ઈત્યાદિ) ની સેવામાં અત્યંત પ્રીતિભાવ ધરવો.

એવીજ રીતે રૂપ વિષયનો પણ સદુપયોગ કરવો. તેજમાં (તેજના રૂપમાં) લોભાઈ જેમ પતંગ બળી મરે છે, તેમ મનુષ્ય પ્રાણી સ્ત્રીના રૂપમાં લોભાય છે. (સ્ત્રી પુરૂષના અને પુરુષ સ્ત્રીના રૂપમાં લોભાયછે.) તે માટે એ રૂપ વિષયની ગ્રાહક ચક્ષુ ઈંદ્રિયને સન્માર્ગે લગાડવા માટે યત્ન કરવો. પ્રત્યેક વસ્તુપરથી પ્રીતિ ઉઠાડવાને તેના અવગુ-

ણે તરફ લક્ષ દેવું જોઈએ, એટલે મનની રુચિ ત્યાં થાય નહિ. જે સ્ત્રીનું રૂપ જોઈ મન ભટકાં મારે છે, તેજ સ્ત્રી જોકે ઉપરથી ગમે તેવી સુઘડ દેખાય છે, પણ તેમાં ઘણીજ નઝીસ વસ્તુઓ ભરી છે. એને રકત, માંસ, પરૂ ઈત્યાદિ વસ્તુઓથી ભરેલા તથા બહારથી માંજી ચળકતા કરેલા ઘટની ઉપમા આપી શકાય. સ્ત્રી પણ સઘળી એવીજ વસ્તુઓથી ભરેલી છે. (તેવીજ રીતે સ્ત્રીના હકમાં પુરુષ પણ) આ સંબંધે ઝીણો વિચાર ન કરી શકનાર પુરુષે તેણીને, પ્રાતઃકાળના જેવી તે ઉઠે તેજ સમયે અવલોકન કરવી એટલે તે વાત સઘળી ધ્યાનમાં આવશે; અને તેને લાગશે કે ગમે તેવું ઉપરથી સ્વરૂપવાન દેખાતું શરીર પણ ખરેખર નરકથી ભરેલો ઘટજ છે. આ વાત અંતરમાં ખરેખરી ઠસવા પછી મનુષ્યને કદી રૂપ ઉપર પ્રીતિ થશે નહિ. એવા ખોટા રૂપપરથી ઉઠાડેલી પ્રીતિ મનુષ્યે ભગવત્સ્વરૂપપર જોડવી. ધ્યાન સમયે પોતાના હૃદયકમળની અંદર દર્શન દેતા અવિનાશી–કોટિ કંદર્પ સુંદર પ્રભુશ્રી પરમાત્માના મહા મંગળ મુખાર્વિંદપર મોહ લગાડવો. તથા વારંવાર, "એ શ્રી મુખનાં મને ફરી કયારે દર્શન થાય! રે તે પ્રભુ મારાપર કયારે કૃપા કરી આ ભવદ્વંદ્વથી મુકત કરશે, ને સાક્ષાત્કાર આપશે!" ઈત્યાદિ કામનાઓ કરવી. ને જેઓના દર્શન માત્રથીજ મનુષ્યને સદ્બુદ્ધિ સુઝે છે, એવા મહાત્મા સત્પુરુષો, જ્ઞાનીજનો, ભકતજનો, વગેરેનાં દર્શન કરવાપર પ્રીતિ રાખવી; એ રૂપ વિષયના સેવનનુ સાર્થક છે.

રસ વિષયને લીધે જિંહ્વા મનુષ્યને ફાંસામાં નાંખે છે. અનેક પ્રકારના રસો, જેવા કે, ગોરસ, મધુરસ*, ઈક્ષુરસ†; ખાટો, ખારો, તીખો ઇત્યાદિ રસો સ્વાદમાં લોભાવાથી પ્રાણીને તેની લતથી છેવટ પ્રાણ ખોવાનો સમય પણ આવી પડે છે. એવા અનેક રસોનું સેવન કરવાથી ઈંદ્રિયો બેહેકી જઈ નિયમમાં રહેતી નથી, ને પછી નાના પ્રકારના ઉપદ્રવો તથા અપકૃત્યોમાં શરીરને દોરે છે. જ્યારે એમ થાય છે તો શું મનુષ્યે રસોનો ઉપભોગ ન લેવો? સર્વ વસ્તુ ઉપભોગને અર્થેજ છે, પણ તે તેના નિયમથી–જેમ રૂપ વિષયમાં ભળતા નાનાપ્રકારના અલંકારો, ઉંચાંવસ્ત્રો તથા એવા બીજા શરીરને નાજુક તથા સુશોભિત દેખાડનારા પદાર્થો સેવન કરવા ન

---

* મધનો રસ, મધરસ. † શેરડીનો રસ.

મળે તો તે વિના કંઈ શરીરનો નાશ થતો નથી; ને તેના બદલામાં સાદા, શરીરનું રક્ષણ કરનારા, ને નાજુકાઇ કરતાં લજ્જાને વધારનારા વસ્ત્રાદિ પદાર્થો, સેવન કરવાથી મનુષ્યને સૌ વાતે ગુણકારી થઈ પડે છે; તેવીજ રીતે આ રસ વિષયમાં પણ જાણવું. અમુક પ્રકારનું મિષ્ટાન્ન હોય તોજ જમાય અને તે નહિ હોય તો તેથી પ્રાણ જાય એવું કદી બન્યું છે? પાંચ પ્રકારનાં પકવાન્નની અને ગમે તેવા કુધાન્ય (બંટી, બાવટો, કોદરી વગેરે)ની પણ શરીરની સાથે એક રાત વસવાથી એકસરખીજ દશા થાય છે. તે ખાવાથી પણ ક્ષુધા શાંત થાય છે, ને પકવાન્નના ખાધાથી પણ ભૂખ મટે છે. માટે રસના (જીભ)ને એવા મિથ્યા સ્વાદમાં લોભાવવી નહિ. વળી વાણી પણ એ રસનાને અધીનજ છે. માટે તેવડે અનેક દુષ્ટ ભાષણો, કાનને સાંભળવાં પણ ન ગમે તેવાં કઠોર વેણો, બીભત્સ્ય ગીતો તથા વચનો, પારકી નિંદા, ખોટી સ્તુતિ, મિથ્યા ભાષણ, ઈત્યાદિ કાર્યોથી તેને અટકાવી ઉત્તમ કાર્યોમાં યોજવી. દોષયુક્ત ભાષણ ન કરતાં સૌને પ્રિય લાગે તેવાં મધુર વચનો ઉચ્ચારવાં, પરનિંદા ન કરતાં તથા કોઈની મિથ્યા સ્તુતિ ન કરતાં સર્વેશ્વર પ્રભુના ગુણાનુવાદ ગાવા તથા તેનીજ સ્તુતિ કરવી. મુખેથી સત્યજ બોલવું. सत्यान्नास्तिपरोधर्मः સત્યજ પરમ શ્રેષ્ઠ ધર્મ છે. જે બોલવાથી પારકાનું કાર્ય સુધરે વા કોઈનું પણ કલ્યાણ થાય તેવા કામમાં વાણીનો ઉપયોગ કરવો. રસ માત્ર ખોટા છે–પણ સર્વોત્તમ રસ એક છે, જેનું જેમ જેમ વધારે સેવન કરવામાં આવે તેમ તેમ તે વધારે ગુણપ્રદ થાય છે. તે નામસુધારસ. નામસુધારસ એવો છે કે તેનું નિરંતર પાન કરનારા પ્રાણીઓ નિષ્પાપ થઇ પ્રભુને અતિ પ્રિય થાય છે. નામસુધારસ તે એજ કે જીભવડે નિરંતર પ્રભુના પવિત્ર નામનું રટન–સ્મરણ કરવું. માટે હે સાધુ, રસ ગ્રહણ કરવા માટે અતિશય પ્રીતિ ધરનારી રસનાને આ નામસુધારસ (ભગવાનના નામસ્મરણરૂપી અમૃત રસ)ની મીઠાશ ચખાડવી; કે જેથી કરીને તે ફરી બીજા મિથ્યા રસો–દુઃખદ રસોની આકાંક્ષાજ કરશે નહિ. વળી એને યોગે બીજાં કશાં સાધનોનો ખપ ન પડતાં આત્મા નિજસ્વરૂપને પ્રાપ્ત કરી શકશે.

ગંધ વિષય પણ ઇંદ્રિયોને ઉન્મત્ત કરનારો છે. અનેક પ્રકારના સુગંધી પદાર્થો સેવન કરવાથી ઇંદ્રિયો વિલાસિની થાય છે, ને એથી

પછી કામવાસનાની વૃદ્ધિ થાય છે, માટે જેના વગર ચાલેજ નહિ તેવા ગંધો માત્ર સેવન કરવા; અથવા યથાપ્રાપ્ત સેવન કરવા, પણ તેઓને અધીન થવું નહીં. ગંધ વિષય સેવવાનું ખરૂં સાર્થક્ય તો એ છે કે મનુષ્યે સંત-સજ્જન પુરુષના ચરણરૂપી કમળનો ગંધ સુંઘવો. અર્થાત્ તેમના ચરણકમળની રજ જેવી રીતે કપાળને અને નાસિકાને અડે એવી રીતે નમી નમસ્કાર કરવા, તથા તેમને શરણે જવું, કે જેથી તેમની કૃપાવડે જ્ઞાન પ્રાપ્ત કરી મુક્ત થવાય.

## નિરિક્ષા.

એ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ પાંચે વિષયો પોતાને અધીન થનારનો નાશ કરે છે; ને અધીન કરી લેનારને પરમસુખ આપે છે. આ સંબંધે એક મહાત્માને તેમના શિષ્યે પ્રશ્ન કર્યો હતો કે "ગુરુજી, આપે કહ્યું કે એ વિષયોને અધીન થનારને તેઓ છેક નીચ અને દુઃખી કરે છે, ને તેઓને પોતાને અધીન કરનારને તેઓ અનુચરો પ્રમાણે સેવા બજાવી સુખ આપે છે તે કેવી રીતે?"

ગુરુઉવાચ—"શિષ્ય, એ માટે મુખેથી કહેતાં તારૂં સમાધાન થશે નહિ; માટે તું કાલે પ્રહરએક દિન ચઢયા પછી રાજસભાના દ્વાર આગળ જઈ ઉભો રહેજે, એટલે તને તે આપોઆપ સમજાશે." બીજે દિને શિષ્ય ગુરુસેવાથી પરવારી પૂર્વ દિવસે તેમણે કરેલી આજ્ઞાનુસાર રાજદ્વાર આગળ જઈ ઉભો રહ્યો. પેહેલો પોહોર થયો હતો માટે રાજદ્વારના ભવ્ય દરવાજા ઉપર ચોઘડીયાં ગડગડી રહ્યાં હતાં, ને તે સાથે મનને હર્ષ પમાડે તેવા અતિ લાંબા અને મીઠા સ્વરથી નોબતો કલ્યાણની છાયામાં ભૈરવી રાગ ગાઇ રહી હતી. રાજાનું દીર્ઘાયુષ્ય ઈચ્છવાને માટે પોતાના નિત્યના નિયમથી તેને નમન કરવા માટે ગયેલી મુખ્ય સેનાની ટુકડીઓ, પોતાના સૈનિક પોશાક તથા આયુધોથી અતિ શોભા આપતી એકપછી એક યુદ્ધ વાદ્યોના ઘોર સાથે બહાર નિકળતી હતી. સ્નાનસંધ્યાદિ નિત્ય કર્મથી પરવારી દાનકૃત્ય કરવા બેઠેલા મહારાજાએ આપેલાં પોતપોતાની યોગ્યતા પ્રમાણે અનેક પ્રકારનાં દાન લઈ, અનેક બ્રાહ્મણો, વિદ્યાર્થિઓ, નિરાશ્રિતો તથા ભાટચારણાદિ બંદીજનો વગેરે આનંદથી રાજાની ઉદારતાના ગુણ ગજાવતા રાજદરબારમાંથી બહાર નિકળતા હતા. કચેરીઓ ઉઘડવાનો સમય થયો હતો, માટે ઉતરતા વર્ગના

કામદારો, કારકુનો, મેહેતા મુસદ્દીઓ વગેરે પોતપોતાની ચાકરીપર હાજર થવાને એકપછી એક અંદર ચાલ્યા જતા હતા. કોઈ દેવ-સ્થાનોમાં દર્શન પૂજનાદિ કરવાને, તો કોઈ નાના પ્રકારના બાગ બગીચાઓમાં આવેલાં જળાશયોમાં સ્નાનાદિ ક્રીડાઓ કરવા જતા હ-તા. રાજપુત્રો, તથા રાજકુટુંબીઓ પાલખી, મેનાં ઈત્યાદિ વાહનોમાં બેસી બહાર નિકળતાં હતાં. કોઈ ઘોડેસ્વારો, તો કોઈ શણગારેલી સાંઢણીઓપર બેઠેલાઓ, તો કોઇ પાળાઓ વગેરે દૂરનાં નજીકનાં અનેક દેશાવરોથી રાજકીય સમાચારો લઈ આવતા હતા. વળી જેમ જેમ વેળા થતી ગઈ તેમ તેમ મોટા મોટા અમલદારો,ન્યાયાધીશો, મંત્રિયો, પ્રધાનો, સુબેદારો, ન્યાયશાસ્ત્રીઓ વગેરે સુખપાલ, મેનાં, ઘોડા, ગાડી, રથો, ઈત્યાદિ વાહનોમાં બેસી આગળ તથા પાછળ વાવટાવાળા ઘોડેસ્વારો સાથે આવી એકપછી એક રાજદરબારમાં ઠઠારાથી પ્રવેશ કરતા હતા.

અમલદારો પોતપોતાનાં કાર્યાસનોપર વિરાજ્યા.રાજસભા ભરાઈ, નગરમાંથી વાદી પ્રતિવાદીઓનાં ટોળેટોળાં આવવા માંડયાં વળી તેઓની ફરીયાદની અંદર જાણીતા હોય એવા તેમના સાક્ષીઓને તેમજ બીજા અપરાધીઓને રાજાની સત્તાથી અનુચરો તેડી લાવવા માંડયા. આ સઘળો પ્રકાર જોવામાં પેલો શિષ્ય તલ્લીન થઈ રહ્યો હતો, ને એક પછી એક એવી નવીન નવીન બાબતો જોઇ તેને આશ્ચર્ય થતું હતું. એટલામાં દરબાર તરફ આવવાના એક માર્ગપર ઘણેક દૂરથી એક ચીસ તેના સાંભળવામાં આવી. ચમકીને તેણે તે તરફ જોયું તો ચારપાંચેક કાળાં વસ્ત્રવાળા પટાવાળાઓ એક અપ-રાધીને પકડી દરબારમાં લઈ આવતા હતા. તે અપરાધીને હાથે અને પગે લોઢાની બેડીઓ પેહેરાવી હતી, ને શરીરપરથી કટિવસ્ત્ર સિવાય બાકીનાં વસ્ત્રો ઉતારી લીધાં હતાં. તેના શરીરપર જેરબંદના માર મારતા તેઓ ચાલ્યા આવતા હતા, ને એનેજ લીધે તે કારમી ચીસો પાડતો હતો. પગે બેડીઓ હોવાથી તેનાથી સીધું અને ઉ-તાવળું ચલાતું ન હોતું, ત્યારે સિપાઈઓ તેને બંદૂકના કુંદાઓથી અથવા ચાબૂકોથી મારી અનેક પ્રકારના દુષ્ટ વચનોવડે સીધો ચા-લવાનું કહેતા હતા. આંખે ચોધારાં આંસૂ વેહતાં હતાં, શરીર મા-રથી ઉપડી આવ્યું હતું, ને વળી અત્યારે તો આટલો માર પડે છે પણ દરબારમાં ગયા પછી કોણ જાણે શું વીતશે, એવી ધાસ્તીથી

તેને પગે લથડીઆં આવતાં હતાં. આવી સ્થિતિમાં બે પાછળ અને ત્રણ આગળ એમ પાંચેક પટાવાળાઓ તેને દરબારમાં લઈ જતા હતા. આ જોઈ તે ઋષિપુત્ર (પેલા મહંતના શિષ્યને) ને મનમાં બહુ દયા આવી; ને તે વિચાર કરવા લાગ્યો કે, અરે, આ દીન થયલા મનુષ્યને આ દુષ્ટ પટાવાળાઓ કેવો પજવે છે! પણ શું કરે, તેણે અપરાધ કરયો છે માટે તેમની સત્તાને અધીન થવું પડયું છે, ન તેઓ જે કરે છે તે કંઈપણ બોલ્યા વગર સહન કરવું પડે છે.'

આમ વિચાર કરતો તથા માર્ગપરની બીજી અનેક શોભા નિરખતો તે ઋષિપુત્ર કેટલીકવારથી એક વૃક્ષ નીચે ઉભો હતો, એટલામાં માર્ગપરના લોકોને ખસો, ખસો, એમ કહેતો એક સ્વાર દરબારમાંથી નિકળ્યો; ને તેની પછવાડે ભોઈઓએ ઉપાડેલી એક સુંદર પાલખીઆવી. એ પાલખીની આગળ પાછળ બે બે પટાવાળાઓ ચાલતા હતા, ને પાલખીમાં કોઈ એક અમલદાર બેઠેલો હતો. એ દરબારની આજ્ઞાથી કોઈ ઠેકાણે દરબારી કામ માટે જતો હતો માટે તેના કામમાં આવનારૂં તેનું દફતર આગળ ચાલનારા બંને સિપાઇઓએ ઉપાડયું હતું, ને પાછલાઓએ તેના જોડા, તથા તેને જ્યારે પાલખીમાંથી ઉતરી નીચે ચાલવું પડે ત્યારે તેનાપર ધરવા માટેની છત્રી, એ વસ્તુઓ ઉપાડી હતી. આ પાલખી છેક માર્ગપર આવી ત્યારે જમણી બાજુ આવેલા માર્ગપર તેઓને જવું હતું છતાં સિપાઈઓ ભૂલથી સીધે સીધા આગળજ ચાલ્યા જવા માંડયા, ત્યારે તેમાં બેઠેલા અમલદારે ગુસ્સાથી તેઓને કહ્યું, "રે,આંધળાઓ, તમને આ વેળા દશ દશ ફટકાની શિક્ષા થવી જોઈએ. શું તમારૂં મગજ ફરી ગયું છે, કે તમે આગળ ચાલ્યા જાઓ છો, હે હરામખોરો, પાછા ફરો, ને આ માર્ગે ચાલો." પાંચે સિપાઈઓ થરથર કાંપવા લાગ્યા, ને કોણ જાણે વળી તે શું કહેશે એવા ભયથી તે અમલદારના મુખ સામું જોતા બાજૂના માર્ગપર વળ્યા! આ વખતે ઋષિપુત્ર ઉભો ઉભો તે સઘળું જોયા કરતો હતો. તેણે પેલા પાંચે સિપાઈઓને તુરત ઓળખી કાઢયા; ને તે પોતાના મનમાં આશ્ચર્ય પામી કહેવા લાગ્યો કે, "અરે! આ સિપાઈઓ તો હમણાંજ પેલા કેદીને દરબારમાં લઈ જતા હતા તેજ છે. ઠીકજ થયું! બિચારા ગરીબ માણસને તેઓ નિર્દયપણે સંતાપતા હતા, પણ આ વખતે કેવા ધ્રૂજે છે! તેઓને તો એમજ થવું જોઈએ. પણ રે,

આમ કેમ ? સિપાઈઓને તો મેં જ્યારે ત્યારે લોકોપર હુકમ કરતા ને ત્રાસ આપતા જોયા છે; ને સાંભળ્યું છે કે જેના ભોગ હોય તેને સિપાઈનું તેડું આવે. ત્યારે આ તો તે સિપાઈઓનેજ આ પાલખીમાં બેઠેલા માણસની આજ્ઞામાં રહેવું પડે છે." આમ વિચાર કરતો હતો એટલામાં દરવાજાપર મધ્યાહ્નનાં ચોઘડીઆં ગડગડયાં. મધ્યાહ્ન સંધ્યાનો સમય થયો જાણી ઋષિપુત્ર ત્યાંથી પોતાના આશ્રમ ભણી ચાલ્યો.

પછી ગુરુજીના ચરણમાં સાષ્ટાંગ દંડવત કરી એણે રાજદ્વાર આગળની સઘળી વાત નિવેદન કીધી, ત્યારે તેમણે કહ્યું, "એ ઉપરથી તું શું સમજ્યો ? છેવટે તેં જોયલા રાજાના અનુચરો (પટાવાળાઓ) કે જેઓની સ્થિતિ અંદર જતાં અને બહાર આવતાં જુદા જુદા પ્રકારની હતી, તે ઉપરથીજ તારે સમજવાનું છે. એ અનુચરોને તું પાંચ વિષયોને ઠેકાણે ગણ; અને પછી વિચાર કરી જો કે તેમને અધીન થનાર અને તેઓને પોતાને અધીન કરનાર કેવા હોય છે, ને તેઓની સ્થિતિમાં કેટલો તફાવત છે. પેહેલાં તે સિપાઈઓને તેં જોયા, તે વેળા તેઓ એક કદીને પકડીને લઈ જતા હતા, ને તે કેદી તેઓને અધીન હતો એટલે તેઓ ચલાવે તેમજ તેને ચાલવું પડતું હતું, તેમનો માર સહન કરવો પડતો હતો તેવીજ રીતે વિષયો રૂપી સિપાઈઓને અધીન થયલા પુરુષની ગતિ જાણવી. તેઓ (વિષયો) જેમ દોરે તેમ મન જાય છે; તેને લીધે દેહને પ્રથમ તો કિંચિત્ સુખ દેખાય છે, પણ પરિણામે તેને મહામાર સહન કરવો પડે છે, તથા આત્માનિ પણ દુર્ગતિ થાય છે. વારૂ; હવે બીજીવાર એ સિપાઇઓની સ્થિતિ કેવી દયામણી હતી ? કેમકે એ વેળા તેઓ એ અમલદારને અધીન હતા તેથી તેની આજ્ઞાથી જરાપણ વિરૂદ્ધ ચલાય અથવા ભૂલ થાય તો ઉલટો પોતાને માર પડે અથવા પોતાની નોકરી જાય એમ હતું. માટે તેનો સરંજામ ને વળી તેનાં ખાસડાં સુદ્ધાં ઉપાડીને તેની સાથે ગદક ગદક દોડવું પડતું હતું. એટલું છતાં પણ તે હુકમદાર તેઓને વારંવાર ધમકાવતો હતો. એવીજ સ્થિતિ વિષયોને સ્વાધીન કરનારની છે. તે પોતાની ઇચ્છા મુજબજ તેઓને સેવે છે, જેથી તેઓનું બળ તેનાપર કદી ચાલતું નથી; તેમજ તે જેવા ઉત્તમ માર્ગે તેમને યોજે છે, તે તે માર્ગે પ્રવૃત્ત થઈ તેને રૂડાં ફળ અપાવે છે

તથા આત્માનું કલ્યાણ કરે છે. એ પ્રમાણે કેદી અને અમલદાર એ બંનેની સાથે સિપાઈઓ હોય છે, પણ તેઓના અધિકારમાં ફેર છે; તેવીજ રીતે વિષયોને સેવન કરનારાઓના સંબંધમાં સમજવું." આથી તે શિષ્યનું સમાધાન થયું, ને તેણે ગુરુની આવું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપવાની યુક્તિ જોઈ તેમને પ્રણામ કરીને સંધ્યાવંદન માટે જવાની આજ્ઞા લીધી.

## છ શત્રુ.

હવે શત્રુને મિત્ર કરવા એ મનુષ્યનું કર્તવ્ય છે; ને તે જ્ઞાતા પુરુષથી થઈ શકે છે. પ્રપંચમાં પોતાથી વિરુદ્ધ ચાલનારા, ને વેર રાખનારા શત્રુઓ હોય છે; તેમ પરમાર્થમાં પણ તેવા છ શત્રુઓ છે. એઓ કંઈ મનુષ્ય પ્રાણીના શત્રુત્વ માટેજ નિર્માણ થયલા નથી, પણ હમણાં મેં તને કહેલા પાંચ વિષયોની પેઠે તેઓ બંને માર્ગે ચાલી શકે છે. એટલે અજ્ઞાની મનુષ્યો તેઓની મિત્રતા કરવા તો જાય છે, (અર્થાત્ સૌ કોઈ મનુષ્યો કામ ક્રોધ લોભ ઈત્યાદિ કરે છે,) તે કંઈ તેમને પોતાના શત્રુ જાણીને કરતા નથી; પણ તેઓની સાથે મિત્રતા પ્રમાણે તેમને વર્તતાં આવડતું નથી જેથી આપોઆપ તેઓ શત્રુ થઇ જાય છે. તેઓ છ છે: કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર. કામ એટલે અમુક પોતાના ચિત્તને પ્રિય લાગતી (સ્ત્રી પુત્ર ધનાદિ) વસ્તુને પ્રાપ્ત કરવાની ઈચ્છા. ક્રોધ એટલે પોતાના મનના વિચારથી ઉલટું અથવા પોતાને અણગમતું થતું જોઈ મનનું તપી જવું-કોપવું. લોભ તે એ કે અમુક વસ્તુ (ધનાદિ) પોતાની પાસે છે નહિ અથવા ઓછી છે તો તે વધારે થાય અને તેમાંથી કમી થવાનો પ્રસંગ આવે નહિ એવી દૃઢ ચિવટ. મોહનું લક્ષણ એજ કે અમુક વસ્તુપર (ધન સ્ત્રી આદિ) આસક્ત થઈ તેનામાં પ્રીતિને લીધે બીજી વસ્તુઓનું ભૂલવું-વિસારો કરવો. મદ તેજ કે જેનાથી હું અમુક-ફલાણો કહેવાઉં છું, હું ફલાણાનો દીકરો, મારી કીર્તિ આવી, મારૂં બળ વિદ્યા આવાં, હું આવો ધનાઢ્ય, છતાં મને કોઈ તુંકારો કરે? અથવા મારી કોઈ અવજ્ઞા કરે? વા હું તે ફલાણા સાથે બોલું? ઈત્યાદિ વિચારોથી બીજાઓપર મિથ્યા દર્પ (અભિમાન) થાય છે. મત્સર એટલે બીજાનું સારૂં થતું જોઈ મનને અણગમો થવો તે (ઈર્ષા). એ છએ જો કે ગુણો છે, તોપણ તેમનો ઉપયોગ કરતાં ન

આવડે તો ઉપયોગ કરનારને અવગુણરૂપ થઈને નડે છે. અગ્નિ પરમ દૈવત છે, અને પંચ મહત્તત્વમાંનું એક તત્વ છે, તથા તેના અગાધ ગુણો છે, પરંતુ તેનો ઉપયોગ કરતાં ન આવડે તો તે માત્ર દાહકજ (બાળનાર) થઈ પડે છે. અને સમજીને ઉપયોગ થાય તો તેનાથી અનેક મોટા યજ્ઞો થાય છે, સુંદર પાકો બનાવી શકાય છે, ને બીજાં પણ અનેક કાર્ય પ્રયોજને તે વપરાય છે.

કામ જે સ્ત્રી, પુત્ર, ધન ઈત્યાદિમાં રાખવામાં આવે છે, તે ત્યાં અંતઃકરણપૂર્વક ન રાખતાં, પ્રભુના ગુણસ્વરૂપને વિષે રાખવો, ને : તેનાજ સાક્ષાત્કારની ઈચ્છા રાખવી એટલે કામ સફળ થઇ મિત્ર થશે, ને હિત કરશે. ક્રોધ બીજાપર શા કામનો? પોતાનીજ મનોવૃત્તિઓને નીચ કાર્યોમાં (પરસ્ત્રી સંગ, પરધનેચ્છા ઈત્યાદિ ન કરવાનાં) પ્રવૃત્ત થતી અટકાવવા માટેજ કોપ કરવો એટલે આપોઆપ મનોનિગ્રહ થશે અને એથી ક્રોધ સફળ થઈ પોતાનો મિત્ર થશે. લોભ જે ધનાર્જન કરવામાં પૂરેપૂરો રાખવામાં આવે છે, તે ત્યાં—સંસાર વ્યવહાર રૂડી રીતે ચાલી શકે તેટલું દ્રવ્ય પ્રાપ્ત થયું એટલે બસ—એટલોજ રાખી ખરેખરો લોભ પ્રભુના નામ રૂપના સ્મરણમાં રાખવો ને તેમાં અતૃપ્ત રહેવું. અને ગમે તેટલું ભજન પોતાથી થાય છતાં તેથી સંતોષ માનવો નહિ. એ નામસ્મરણનો મહિમા અગાધ છે. નામસ્મરણથી નામી (નામવાળો પરમાત્મા સગુણરૂપે) પ્રત્યક્ષ દર્શન આપે છે. અને જ્યારે પ્રભુનાં દર્શન થયાં ત્યારે શું બાકી રહ્યું? સર્વ સુધર્યુંજ! એવી રીતે લોભ સફળ થઇને મિત્રરૂપ થાય છે. મોહ સ્ત્રીના મુખમાં રાખી પ્રપંચનાં બીજાં કાર્યો અથવા ભગવત્પ્રાપ્તિ સંબંધી યત્ન એ વગેરે ભૂલી જવા કરતાં તે સ્થળો ઉપર ઘટતો—જોઇતોજ પ્રેમ માત્ર (સ્ત્રીને એમ માલમ ન પડે કે મારો પુરુષ મને ધિક્કારે છે વા તરછોડે છે તેવો) રાખીને, ખરો મોહ શ્રીહરિના મુખારવિંદમાંજ રાખવો ને તેપરજ આસક્ત થવું, કે જેથી પ્રપંચદ્વંદ્વ આપોઆપ ચિત્તમાંથી ભૂલી જવાશે. અને એ વાત તો નિશ્ચિત છે કે જેની આસક્તિ તેની પ્રાપ્તિ—અર્થાત્ જે વસ્તુ નિરંતર ચિત્તમાંથી ખસતી ન હોય તેનું કોઈ કાળે પણ દર્શન થાયજ. પરમાત્માના સગુણ સ્વરૂપનું ચિંતન રાત દિવસ હોય અને તેપરજ પ્રીતિ જડાયેલી હોય તો તે પરમ કૃપાળુ પ્રભુ પોતાના આર્ત ભકતને અવશ્ય દર્શન આપેજ. એ પ્રમાણે મોહ પણ સફળ થાય. મદ જે અન્ય પ્રાણીઓપર કરવામાં આવે છે કે અરે, ફલાણો

મને આમ કેમ કહે ? રે, હું આવી ઉત્તમ વસ્તુનો ભોકતા તે આવી હલકી વસ્તુને કેમ અડું ? ફલાણો મને નમ્યો કેમ નહિ ? હું તે કોઇને મસ્તક નમાવું કે ? તેથી અત્યંત હાનિ છે. મદને અધીન થનાર પુરુષ કયારે વિનાશ પામશે તે કહી શકાય નહિ. પોતાનેજ સૌ વાતે યોગ્ય જાણનાર સૌની નિંદાને પાત્ર થાય છે. તે સારા માઠાની પરીક્ષા કરી શકતો નથી. એ સૌની અવકૃપા મેળવે છે; ને સૌને અમાન્ય થાય છે. માટે એ મદનો ઉપયોગ એમ ન કરતાં પોતાનાજ શરીરપર કરવો. અરે, હું મનુષ્ય પ્રાણી છું. રે, વળી તેમાંએ હું પુરુષ (નરદેહવાળો) છું; મારી યોગ્યતા શું પશુ પક્ષીની યોનીમાં ઉપજતા પ્રાણીઓ કરતાં પણ ગઇ ? રે, તે પશુ પક્ષ્યાદિ યોનીમાં જન્મીને તો પ્રાણીથી તારણોપાયનું કશું સાધન થઈ શકતું નથી. માટેજ પ્રભુ છેલ્લે વખતે પ્રાણીની દયા જાણી તેને નરદેહ આપે છે. તો હું શું પશુ, વા પક્ષી કે એવો કોઈ હલકો પ્રાણી છું કે મારાથી તારણોપાય નહિ બને ? હું તો મનુષ્ય છું, માટે મારી યોગ્યતા સમજી, અવસ્થાને યોગ્ય કરવાનાં કૃત્યો કરવાં જોઈએ. ભાર શો છે કે આ દેહમાં આવ્યા છતાં પણ હું ઈશ્વર પ્રાપ્તિ ન કરી શકું ? આ દેહે કરી શ્રીહરિનાં સ્મરણ કીર્તનાદિ સાધનોથી તેમનું દર્શન હું ન પામું તો પછી મનુષ્ય શાનો ? મારે મનુષ્યદેહમાં અવતરવાનું સાર્થક્ય શું ? જો આ દેહે હું ઉત્તમ સાધન ન કરી શકું તો પછી ધિક્કાર છે ! હું આટલું જાણતો ચયલો છતાં મને મારા પરમાર્થ કાર્યમાં કોણ અટકાવી શકે એમ છે ? ભાર શો છે મારી મનોવૃત્તિયોનો ને ઈંદ્રિયોનો, કે તેઓ મને ફસાવી પરમાર્થ કાર્યથી વેગળો કાઢે ? ખબરદાર, હું મનુષ્ય છું, મેં સદ્‌ગુરુનું શરણ લીધું છે, ને અંતર્યામી પરમાત્મા મને સહાય છે, તથા મારો દેહ સર્વ પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે એટલું મારા જાણવામાં–સમજવામાં આવ્યું છે તો પછી પ્રભુપ્રાપ્તિનો પ્રયત્ન મારાથી કેમ સિદ્ધ ન થવો જોઈએ ? આ પ્રમાણે મદ (ગર્વ)નો ઉપયોગ કરવો કે જેથી સુદૃઢ અને ખરા અભિમાનથી જ્ઞાન પ્રાપ્તિના કાર્યમાં મંડાય.

હવે મત્સરનો ઉપયોગ ફલાણાને કંઈ નહોતું ને હમણાં તે મોટા પૈસાવાળો થઈ પડયો છે. હેં, ફલાણો મારા કરતાં વધારે સુખી, વા અબરૂદાર કે વગવાળો છે અથવા થયો છે, તો તે મને

ઠીક લાગતું નથી. માટે તે પાછો ક્યારે દુઃખી કે આબરૂહીન થાય? –એવી બાબતમાં મત્સરનો ઉપયોગ કરવો નહિ. પણ આગળ મહાન્ પુરુષો થઈ ગયા છે કે જેમણે ભક્તિથી પરમાત્માને વશ કરયા, ને જ્ઞાનથી તેમનું પરમસ્વરૂપ જાણ્યું. તો હું શું કમ છું, કે મારાથી તેમ ન બને? મારે પણ તેવો યત્ન કરવોજ જોઈએ. મારામાં શી વસ્તુ ઓછી છે, ને હું શી વાતે અયોગ્ય છું જેથી મારાપર પરમાત્મા કૃપા નહિ કરે? એવી રીતે મત્સરને પોતાનો મિત્ર કરવો. એમ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છએ ગુણો, જેઓને ન ચાલતે શત્રુઓ કહેવા પડે છે, તેઓ સીધી રીતે ઉપયોગમાં લીધાથી મિત્રની–પરમસન્મિત્રની ગરજ સારે છે; ને મનુષ્યના કલ્યાણકર્તા થઇ પડે છે, માટે તેણે શત્રુઓને અવશ્ય મિત્ર કરી લેવા.

## ઉપાધી કથા.

મોક્ષેચ્છુજને ઉપાધિ વધારવી નહિ; કેમકે નિવૃત્તિ કાર્યમાં તે અંતરાય પડાવનારી થઈ પડી છે. પ્રપંચમાં–વ્યવહારકાર્યમાં ઉપયોગી થઈ પડનારી વસ્તુઓ માત્ર (ઘર તથા ઘરસૂત્રનાં સઘળાં સાહિત્ય) ઉપાધિજ છેઃ– રાજાને રાજ્ય તે ઉપાધિ; વ્યાપારીને વ્યાપાર તથા તેમાં રાખવી જોઈતી આબરૂ મહત્તા વગેરે સર્વે ઉપાધિઃ ને ગૃહસ્થને પોતાના ઘરસૂત્રનો કાર્યભાર તથા પોતાની કીર્તિ, મોટાઇ વગેરે ઉપાધિ છે; ખેડૂતને ખેતી તે ઉપાધિ, ને સત્તાધારીને સત્તા, પદવીવાળાને પદવી, ને ચાકરને ચાકરી ઉપાધિ જાણવી. આ ઉપાધિઓ વધારી વધે, ને ઘટાડી ઘટે છે. પણ જ્યાં સુધી અહંતા મમતા હોય છે ત્યાં સુધી ઉપાધિ આપોઆપ વૃદ્ધિ પામતીજ રહે છે. ઉપાધિ વધતી ગઇ તેમ તેમ પુરુષ ચારે તરફની સંસાર જંજાળમાં ફસતો જાય છે. અને તેને તે વિના કશું સૂઝતું નથી. નાના પ્રકારના અપાયો મસ્તકપર આવી પડે છે, ને ટુંકાણમાં સંસારમાં સુખ તો શું છે, પણ તેમાંનાં સર્વ દુઃખોનો તે ભોક્તા થાય છે. માટે સુજ્ઞ પુરુષે પ્રપંચમાં પણ બહુ સાવધ રહી ઉપાધિ વધી ન પડે તેની કાળજી રાખવી. હરકોઈ ઉપાધિનું મૂળ જરા જેટલુંજ હોય છે, પણ તે વધે છે, ત્યારે થોડાજ સમયમાં તેનો અણધારયો વિસ્તાર થઈ જાય છે. એ ઉપાધિ એક પછી એક નવા નવા રૂપમાં કેવી વૃદ્ધિ પામતી જાય છે, ને તેથી તે ઉપાધિનો

અભિમાની પુરુષ કેવી મોટી વિટંબણામાં આવી પડે છે તે વિષે એક વિરક્તનો સંક્ષિપ્ત ઈતિહાસ સાંભળઃ–

સરસ્વતીને કિનારે આવેલા કોઈએક પવિત્ર ક્ષેત્રમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે નિરંતર 'સત્સમાગમ કરતો ને પ્રતિદિન સરસ્વતીના તટ ઉપર એકાંતઆશ્રમ કરી રહેલા એક મહાત્માની પાસે વેદાંતની કથા શ્રવણ કરવા જતો હતો. એક દિવસે કથામાં એવું આવ્યું કે, "મનુષ્ય અહંતા મમતા છોડવાથી સર્વ વાતે સુખી થાય છે; તેથી તેણે સંસાર ઉપાધિમાં હું અને મારાપણું રાખવું નહિ. હું અને મારાપણું અતઃકરણપૂર્વક ન હોવાથી પોતાના કુટુંબમાં કોઈને અથવા ખુદ પોતાને પણ કદાચ કોઈ મોટું દુઃખ આવી પડે છતાં તેને તે લાગતું નથી. કેમકે જે વસ્તુપર 'તે મારી છે' એવું અભિમાન ન હોય તો તેને ગમે તે કોઈ લઈ જાય અથવા તે ખરાબ થઈ જાય કે નાશ થઈ જાય, છતાં તેને કશું તે સંબંધે દુઃખ થતું નથી. તેમજ સગાં સંબંધીઓ કે સ્ત્રીપુત્રાદિ કુટુંબમાં અને છેવટે પોતાના દેહમાં પણ મારાપણાનું અભિમાન ન હોય એટલે તેઓનું ગમે તેમ થાય વા ગમે તેવું સંકટ તેઓ પર આવી પડે, છતાં તેની તેપર અંતઃકરણપૂર્વક પ્રીતિ નહિ હોવાથી તેને કંઈ પણ દુઃખ થતું નથી. તેથી મનુષ્યે ઉપાધિ વધારવી નહિ, ને વધેલીપર આસક્તિ રાખવી નહિ." આ સાંભળી તે બ્રાહ્મણે મહાત્માને પૂછ્યું કે, "મહારાજ, આપે કહ્યું તે પ્રમાણે જો કે મનુષ્યની પ્રીતિ ગૃહસૂત્રાદિ ઉપાધિપરથી ઉઠી ગઈ હોય, પરંતુ તે ઉપાધિજ તેને વારંવાર તાણી તાણીને તેમાં લાવી નાંખતી હોય–અર્થાત્ એ ઉપાધિનો સૂત્રી (ચલાવનારો) પોતેજ હોવાથી તેનાથી તેમાંથી બહાર નિકળાતું ન હોય–તો પછી તેણે શો ઉપાય કરવો ?" મહાત્માએ કહ્યું, "શાસ્ત્રમાં એ સંબંધે ખુલ્લી રીતે કહેલુંજ છે કે મનુષ્યની અવસ્થાના ચાર ભાગ છે, તેમાં ગૃહસ્થાશ્રમ નામની બીજી અવસ્થામાંજ તેણે ગૃહસૂત્રાદિ ચલાવવાનું છે. સ્ત્રીને એકાદો પુત્ર–પોતાની પછવાડે તેણીનું રક્ષણ કરનાર–થયો કે પછી તેણે વાનપ્રસ્થ થવું (સ્ત્રીસહિત વા સ્ત્રી વગર વનવાસ કરવો તે). અને તે અવસ્થા પૂરી થયા પછી સ્ત્રી આજ્ઞાએ સંન્યસ્ત ધારણ કરવું–અર્થાત્ સ્ત્રી, પુત્ર, ધન, સંપત્તિ આદિ ઘરસૂત્રની સાંસારિક ઉપાધિનો ખરેખરો ત્યાગ કરવો. એ

ઉપરથી તું તારી અવસ્થાનો વિચાર કરીને ઉપાધિનો ત્યાગ કર. આ જગત્‌માં સઘળું ઉપાધિવડેજ છે. ઉપાધિથી આખો સંસાર વિંટાયલો છે. જીવ ઈશ્વરાદિ ભેદ પણ ઉપાધિવડેજ છે. રાજા અને રંક તેઓ પણ ઉપાધિવડેજ ઓળખી શકાય છે. નહિ તો વસ્તુતઃ ઉપાધિ તજવાથી તેઓ બંને એકજ પંક્તિના છે. મૂળ પરબ્રહ્મ પરમાત્મા અખંડ અવિનાશી તો એકજ છે; છતાં ઉપાધિવડેજ તે જીવ અને ઈશ્વર, પશુ અને પક્ષી, દેવ અને મનુષ્ય ઈત્યાદિ ભેદવાળો થયો છે તેથી ઉપાધિ તજવી એજ પરમાત્મા ઐકયત્વનું મૂળ છે; પણ તે અહંભાવ છૂટયા વિના તજાતી નથી."

આ સાંભળી તે બ્રાહ્મણે તે દિવસથી પોતાના મનમાં નિશ્ચય કર્યો કે હવે, "મારે નિશ્ચે આ ગૃહસૂત્રાદિ ઉપાધિનો ત્યાગ કરવો. મારે એક પુત્ર થયો છે, ને વળી તે મોટો પણ થયો છે એટલે મારૂં કામકાજ સુખેથી ઉપાડી લેશે, ને હું છૂટો થઈશ." આવા વિચારથી તેણે પોતાની સ્ત્રી આગળ બેસી એક વખતે એકાંતમાં આ વાત સમજાવી, અને કહ્યું કે, "હું વિરક્ત થઈશ, તેમાં આપણું સર્વનું કલ્યાણ છે; ને તમારા સર્વનું પોષણ કરનાર આ આપણો દીકરો પણ હવે સંસાર ચલાવવા યોગ્ય થયો છે. માટે મને તમારે બધાંએ સંન્યસ્ત ગૃહણ કરવાની છૂટ આપવી." સ્ત્રીએ કેટલોક સમય સૂધી તો આનાકાની કરી, પણ સ્વાભાવિક રીત છે કે સ્ત્રીને એકાદો પુત્ર થયો, ને વળી તે મોટી ઉમરનો થયો, પરણ્યો એટલે તેણીની પ્રીતિ પોતાના પતિ ઉપર આગળના જેટલી રહેતી નથી; કેમકે પુત્રને જોઈને તે બહુ સંતોષ માને છે. તેથી તેણીએ તે બ્રાહ્મણને આખરે સંન્યસ્ત લેવાને હા પાડી. બ્રાહ્મણને તો એટલું જોઇતુંજ હતું, તેથી તુરત તેણે એક મહાત્મા સ્વામી (સંન્યાસી)ને ગુરુ કરી શિખા (ચોટલી) સૂત્ર (યજ્ઞોપવીત) આદિ સર્વ ઉપાધિનો ત્યાગ કર્યો; ને કાશાયાંબર (ભગવાંવસ્ત્ર) ધારણ કર્યાં. એક હાથમાં દંડ તથા બીજા હાથમાં કમંડળું એટલીજ ઉપાધિ તેને હવે રહી. તેણે જાણ્યું કે હું આ સંસારની સર્વ ઉપાધિથી મુક્ત થયો. પણ તે એમ નહોતો જાણતો કે ઉપાધિ માત્ર બહારથીજ નહિ, પણ ખરેખરી તો અંતઃકરણથી છૂટવી જોઈએ. અને તેમ છૂટી એટલે તો પછી નામના સંન્યાસી (ભગુવાં કપડાં, દંડ, કૌપીન, કમંડળુ, ઈત્યાદિ વેશધારી) થવાની પણ જરૂર નથી.

પછી તે, તે ગામમાં આવેલા એક મઠની અંદર રહ્યો, ને મધ્યાહ્ન થયે ભિક્ષા માગી સંતુષ્ટ રહેવા લાગ્યો. પણ આટલેથીજ કંઇ ઉપાધિ છૂટી નહિ. એની સ્ત્રી તથા છોકરાં ગામમાંજ હતાં, ને તે જ્યારે ભિક્ષા કરવા જતો, ત્યારે તેમના ઘર આગળ પણ સમયે જવું પડતું હતું, તથા ભિક્ષા લેવી પડતી હતી. આમ જોઇ તેના દિકરાને એમ વિચાર આવ્યો કે જો કે મારા પિતાએ સંન્યસ્ત લીધું તો શું થયું, પણ હું છતાં તેમને ઘેરઘેર ભટકી શા માટે ભિક્ષા કરવા દઉં? મારે ત્યાંજ નિત્ય તેમને ભિક્ષા કરાવીશ. (જમાડીશ) આવા વિચારથી નિત્ય પ્રાતઃકાળે ઉઠીને સ્વામીના મઠમાં જાય, ને સૌના પહેલું પોતે તેમને નોંતરૂં દઈ આવે કે મારે ત્યાં ભિક્ષાર્થે પધારશો. સ્વામીને તો કડાકૂટો મટયો, ને દ્વારોદ્વાર ભટકવું મટયું. કેમકે આયતુંજ સમય થએ પત્રાલાપર બેસવાનું થયું! પણ આથી તેણે એમ વિચાર ન કીધો કે મારા સંન્યાસીપણામાં આવી ભિક્ષા ધૂળ નંખાવશે. એ પ્રમાણે એક માસમાં થોડાકજ દિવસ બહાર, ને બાકીના બધા દિવસ પોતાના દિકરાને ત્યાં ભિક્ષાર્થે જવા માંડયું. ત્યારે નિત્યનો સમાગમ થવાથી તેનાં છોકરાં બાળાં સૌ સ્વામીને તો દાદા, બાપા વગેરે નામથી]બોલાવા માંડયાં; તેમ સ્વામી પણ તેમને આવો બેટા, આવ દીકરી કેમ છે, સારી છેની? ઈત્યાદિ રીતે બોલાવવા માંડયા. સ્ત્રીની જાત ઘણી ચંચળ હોય છે, ને વળી આ સ્વામી પૂર્વાશ્રમ (બ્રાહ્મણ હતા તે સમયની) સ્ત્રી કાંઈ મોટી ઉમરની ન હોતી. તેણીનું મન પણ પ્રતિ દિવસે ચંચળ થવા માંડયું. તેમાં આ સ્વામી તો સંસારની ખટપટો છોડી તેથી નચિંત થયા હતા, ને ઉદરપોષણની પણ ચિંતા નહોતી; તેમજ પોતાને ઘેર સંન્યાસી જમવા આવે એવાં ભાગ્ય કયાંથી એમ ધારી લોકો તેમને નાના પ્રકારનાં મિષ્ટાન્ન કરીને જમાડતા હતા તેથી તેમનું શરીર પણ આગળ કરતાં ઘણું ઋષ્ટપુષ્ટ થયું હતું. યજ્ઞભૂ, તારે નિશ્ચે જાણવું કે શરીરમાં પૌષ્ટિક પદાર્થોના પરમાણુઓ વિશેષ ભાગે થયા, એટલે લાગલીજ સર્વે ઈંદ્રિયો પ્રબળ થાય છે, ને તેથી તેમને જોઈતા વિષયો ભોગવ્યા વગર ચેન પડતું નથી. આથી લાલબંમ થયલા સ્વામીનું મન પણ સ્થીર ન રહેતાં ભટકાં મારવા માંડયું. તેમ અહીંયાં સંયોગ પણ ઘૃત અને અગ્નિના જેવોજ બન્યો. જો કે તે સ્વામિ વેશમાં હતો તોપણ આગળ કરતાં વિશેષ્ય બળવાન્ અને દેખાવડા થયલા પોતાના સ્વા-

મી (પતિ) ને જોઈ સ્ત્રી વિહ્વળ થઈ, ને હવે તે એકાંતમાં ક્યારે મળે તેની વાટ તથા લાગ જોવા મંડી. એક દિવસે તેણીએ એવો તાલ રચ્યો કે પોતાના દિકરાની વહુ કેટલાક દિવસથી તેને પીયર ગઇ હતી, તેથી દિકરો એકલોજ હતો, તેને કંઇ કામકાજનું બહાનું કાઢી પરગામ મોકલ્યો; ને પોતે એકલીજ ઘેર રહી. સ્વામી તો નિયમ પ્રમાણે નોંતરૂં દીધેલું હોવાથી ભિક્ષા કરવા આવવાનાજ હતા, માટે આજે તેમને અર્થે તેણીએ નાના પ્રકારનાં સુંદર પકવાન્નો તથા બીજી શાકપાકાદિ ઘણીક સુંદર રસોઈ તૈયાર કરી. સ્વામી મધ્યાન્હ સમે આવ્યા એટલે તેમના ચરણ પખાળી ચરણોદક લીધું, ને સુંદર આસનપર બેસાડી ભોજન પીરસ્યું તથા પોતે વીંજણો લઈ તેમની બાજૂએ પવન નાંખતી ઉભી રહી. સ્વામીને જમતાં જમતાં સ્ત્રી જાતના સ્વભાવ પ્રમાણે તે ઘણી પ્રકારનાં શરીર ચિન્હો (હાવભાવાદિ) દેખાડવા લાગી. એકાંત એ ઘણી બૂરી છે, માટે તેનો લાભ લઈ તેણીએ સ્વામીને જમી ઉઠતાં સુધીમાં ભાન ભુલાવી દીધું. ગમે તેવા જ્ઞાની પુરુષને પણ, જો તેઓનું (ઈંદ્રિયોનું) પોષણ કરવામાં આવતુ હોય તો ઇંદ્રિયો વિષય પાશમાં ફસાવી મૂકે છે, તો પછી આ સ્વામી તે કુણ માત્ર? સ્વામી જમી ઉઠી શુદ્ધાચમનાદિ કરીને મઠમાં જવાની તૈયારી કરવા લાગ્યા, ત્યારે સ્ત્રીએ તુરત તેમનાં દંડ કમંડળુ પડાવી લીધાં, ને હાથ પકડી ખડકીમાંથી ઘરમાં લઇ જઈ એક સુંદર આસનપર બેસવાની વિંનતી કરી. સ્વામીએ કહ્યું, "તું મને–સંન્યાસીને સ્પર્શ કેમ કરે છે? રે, તેં તો મારા વ્રતનો ભંગ કીધો. શિવ શિવ શિવ! આ તું શું અધર્મ આદરે છે?" એ સાંભળી તેણીએ કહ્યું, "સ્વામિનાથ, સ્ત્રીને અડકવાથી વ્રત ભંગ થયું, ત્યારે રસોઈ તો મેંજ કરી હતી, ને મેંજ મારે હાથે તમારા ચરણ પખાળીને આસનપર બેસાડી પૂજા કીધી હતી, તથા પીરસ્યું; તો તેથી શું આપનું વ્રત ભંગ ન થયું? એવી મિથ્યા વાત રહેવા દો, ને કૃપા કરો. આજે સારે ભાગ્યે ઘરમાં કોઈ છે નહિ, ને એટલાજ માટે મેં સઘળો સંચ રચ્યો છે; તો ઘણા દિવસની તપેલી અને જેના સંસાર સુખનો તમે નાશ કરયો છે એવી આ અબળાનો આ એકજ વારનો છેલ્લો મનોરથ પૂર્ણ કરો, નહિ તો હું વિહ્વલતાને લીધે તમોને પ્રાણ આપીશ." સ્વામીએ કહ્યું, "આ ઘણું નિંદિત કર્મ છે, ને આમ થવાથી તું, હું, ને આખું

આપણું કુળ સૌ ઘોર નરકમાં જઈશું, એમાં સંશય નથી. વળી કદાચ મારા સંગથી તુને ભોગજોગે ગર્ભ રહી ગયો, તો તેથી તારી અને મારી લોકોમાં મોટી અપકીર્તિ થશે, ને આવો પ્રસંગ તારા પુત્રના જાણવામાં આવતાં તેને બહુ ખેદ થવાથી તે, સમયે કીર્તિ નાશને લીધે પ્રાણઘાત પણ કરશે. માટે આ વાતે સૌનું અકલ્યાણ છે, તેથી તું મને સત્વર અહીંથી જવા દે. ભિક્ષા થઈ રહ્યા પછી સંન્યાસીએ ગૃહસ્થના ઘરમાં એક પળ પણ ઉભું રહેવું યોગ્ય નથી." પણ સ્ત્રી કંઈ સમજી નહીં. સ્વામીનું ઉપરનું ભાષણ સાંભળી તેણીએ તેમનો હાથ ખેંચી આસનપર બેસાડયા, ને કહ્યું, "નાથ, ગમે તેમ હોય; પણ મારી વિરહવ્યથા નહિ શાંત કરો તોપણ તમને નરક પ્રાપ્ત તો થશે. ને તમને જે બીજાઓની ભીતિ છે, તે કશીપણ મનમાં ધરવા જેવી નથી. કેમકે મને ઋતુ પ્રાપ્ત થયાને ઘણા દિવસ થઈ ગયા (સોળ ઉપરાંત), ને હજી તે પ્રાપ્ત થવાને પણ બહુ વિલંબ છે. માટે ગર્ભ રહેવાની કશી ધાસ્તી નથી. માટે કલ્યાણ થાઓ કે અકલ્યાણ, પણ તમને હું અહિંથી જવા દેવાની નથી. તમે નહિ માનો તો આ ઘડીએ તમારા દેખતાં હું મારો પ્રાણઘાત કરીશ. જીભ કરડીને મરીશ; જેથી એ વાતે પણ તમારી સઘળે અપકીર્તિજ થશે. તેથી મારૂં કહ્યું માનો, ને તમને લાગનાર દોષ ભલે મને લાગો, પણ મારી વ્યથા શાંત કરો." આટલું કહી સ્ત્રી તેમને ગળે બાઝી પડી, ને સ્વામીનો આખરે કશો ઉપાય ચાલ્યો નહિ તેથી તેના વિચારને વશ થવું પડયું. અણસમજણે ઉપાધિ છોડવા જતાં કેવી બમણી, રે હજાર ગણી ઉપાધિ ગળે આવી પડી!

પાપ કર્મ જોકે કોઈના જાણ્યામાં કે જોવામાં આવેલું હોતું નથી, તોપણ તે કરનારના મનમાં આપોઆપ બહુ દંશ કરે છે, ને તેથી પોતાની મેળેજ તે ડરે છે. તે વિચાર કરવા લાગે છે કે, "રખેને મારૂં આ કર્મ કોઈએ જોયું હોય? શું આ વાત કોઇને દૃષ્ટિગોચર થઈ હશે, કે એની કોઈને ખબર પડી હશે?" જોકે આ સ્વામીની પ્રથમતઃ સ્ત્રીપર દુષ્ટ બુદ્ધિ નહોતી, પણ સાંકડે આવ્યાથીજ તેમને તેણીને અધીન થવું પડયું હતું; છતાં પોતે કુટુંબીઓપર જરાપણ પ્રીતિ રાખી હતી તો તેનું આવું પરિણામ આવ્યું તેથી આ દોષનો મૂળ હુંજ છું એવી રીતે ખેદ પામતા તે ત્યાંથી ચાલી નિકળ્યા. તથા આ કર્મ જોકે કોઈએ જોયું નહિ હોય તોપણ મને

ઘરમાં આવ્યાને ઘણો સમય થઈ ગયો તે ઉપરથી પણ કદાચ કોઈ શંકા ધરશે, માટે કોઇની દૃષ્ટિએ ન પડું તો વધારે સારૂં એવો વિચાર કરતા, ને લોકોથી છુપાતા જલદીથી તે પોતાના આશ્રમમાં જઈ પહોંચ્યા. ગમે તેવા વિષયી પુરુષને પણ સ્રીસંગ થઈ રહ્યા પછી વિમાસણ થાય છે, ને વિરાગ આવે છે કે અરે, મેં આ કામ ન કર્યું હોત તો બહુ સારૂં. તેવીજ રીતે આ સંન્યાસી પણ એકાંતવાસમાં આવી બેઠા, તે સમયે તેમની મનોવૃત્તિયોએ તેમને મોટા ખેદના ખાડામાં નાંખી દીધા. તે વિચાર કરવા લાગ્યો–"અરરર ! મેં આ શું કીધું ? શું મેં મારૂં સંન્યસ્તવ્રત પાણીમાં નાંખ્યું ? જેના ત્રાસથી–સંગથી છૂટી હું કેવળ શાંત અને નિવૃત્ત થવાની આશાએ સંન્યાસી થયો હતો, તેણીનાજ પાશમાં હું ફસાયો ? અહો ! ધિક્કાર ! મેં કેટલો બધો અન્યાય કીધો છે ? ને મારા સદ્વિચારો તથા વિરક્તવૃત્તિને કેટલી બધી કાલપ લગાડી છે ? શાસ્ત્રોમાં પણ મારા જેવું કર્મ કરનારને માટે કેટલી મોટી શિક્ષા લખી છે ? વિરક્ત થયા પછી જેઓ સંસાર તરફ જૂએ છે (તે ભોગવવાની જેને ઈચ્છાજ માત્ર થાય છે) તેઓનો રૌરવ નરકમાંથી પરમાત્મા કદી ઉધ્ધાર કરતો નથી. હાય, હાય હવે હું શું ! પ્રાયશ્ચિત્ત કરૂં ? હું શો ઉપાય કરૂં, કે જેથી આ પાપથી મુક્ત થાઉ ? આનું પ્રાયશ્ચિત્ત બીજું એકે નહિ, પણ જેની પ્રાપ્તિ થવા અર્થે મેં વિરક્તપણું ધારણ કીધું છે, તે જ્ઞાન–બ્રહ્મજ્ઞાનજ છે. કેમકે જ્ઞાનાગ્નિની અંદર સારાં અને માઠાં સર્વ કર્મો બળી ભસ્મ થઈ જાય છે. હવે મારે તેની પ્રાપ્તિનોજ યત્ન કરવો." આવો વિચાર કરતાં વળી તે મન સાથે બોલ્યો, "એ બધું તો ખરૂં, પણ શું આ સ્થળે રહીને મારાથી તે સાધન થવાનું હતું ? કદી નહિ. કેમકે અહીં રહેવામાં તો મારા કાર્યને લાંછન લાગ્યું; ને વળી રહીશ તો ભવકૂપમાં પડીશ. માટે હવે એક પળ પણ અત્રે રહેવું યોગ્ય નથી." આવા નિશ્ચયથી તુરત તેજ સમયે તે ત્યાંથી ઉઠયો, ને વન તરફ ચાલ્યો. સરસ્વતીને કિનારે કિનારે છેક સંધ્યાકાળ પર્યંત ચાલ્યા કીધું, એવામાં એક રમણીય સ્થળ આવ્યું. ચારે તરફ સુંદર વૃક્ષોની ઘટા આવી રહેલી હતી, સરસ્વતીનદીનો ઉત્તમ કિનારો પાસેજ આવેલો હતો, ને ગ્રામાદિ ઉપાધિ એટલામાં ક્યાંય દૃષ્ટિએ પડતી ન હોતી. એવું જોઈ તેણે ત્યાં આગળ આશ્રમ કરવાનો નિશ્ચય કરયો. રાતની રાત તો એકાદા વૃક્ષ નીચે પડી

રહ્યો. પ્રાતઃકાળ થયો એટલે શૌચ સ્નાનાદિ કરીને ત્યાં એકાંત સ્થળે પર્ણકૂટિ બાંધવાનો નિશ્ચય કીધો. ઝાડની ડાળીઓ, પાંદડાં, પાન્ય* ઈત્યાદિ સાહિત્ય એટલામાંથીજ એકઠું કરી એક નાનાસા ડુંગરની તળેટીમાં ઝુંપડી બાંધી. નિત્યનો ભિક્ષાનો સમય થયો એટલે ક્ષુધા લાગી. પણ આજ કંઈ તેમને શીરો જલેબી કે માલપુંવા મળવાના ન હોતા. આજ તો તેમને મનુષ્યો–ગૃહસ્થાશ્રમીઓ ઠેકાણે વનનાં વૃક્ષો પાસે ભિક્ષા માગવાની હતી. હવેજ સ્વામીજીનું કલેજું ઠેકાણે આવે એમ હતું. લાગલીજ તેણે એક ઝોળી વાળી, ને સામે દેખાતી વૃક્ષોની ઘટા તરફ વનફળ લેવા સારૂ ચાલ્યો. પેટપુરતાં ફળ એકઠાં થયાં એટલે તે લઇ પર્ણકૂટિ તરફ આવ્યો, ને નિરાંતે બેસી તેનું ભક્ષણ કર્યું. પછી સરસ્વતીનું નિર્મળ અને શીતળ જળ પી શાંત થયો, ત્યારે તેનો આત્મા થીર બેઠો; ને તે મન સાથે કહેવા લાગ્યો કે બસ; આવુંજ જોઈએ. કોઈ વાતની ચિંતાએ નહિ, ને કોઈનો સંસર્ગે નહિ. કોઈની પાસે ભિક્ષા કરવા જવુંએ નહિ, ને નોંતરાની વાટ જોઈ બેસવુંએ નહિ. એજ સંસર્ગ ત્યાગ, હવેજ મારી ઉપાધિનો ખરેખરો ત્યાગ થયો છે."

યજ્ઞભૂ, તે વિરક્ત હમણાંજ આવા વિચાર કરવા લાગ્યો હતો ખરો, પણ તેમાં તે બહુ ઠગાયો હતો. તેને એમ ખબર નહોતી કે ઉપાધિ ખરેખરી કેમ છુટે છે ને વિરક્ત કોને કહે છે. અહિંયાં પણ ઉપાધિ તો તેની પછવાડેજ વળગેલી હતી, ને તે દિનદિન વૃદ્ધિંગત થતી હતી: માટે ફરી એક વખત તેનાં ભણુવાંમાં તેણીએ (ઉપાધયે) ધુળ મેળવી. મારા આમ બોલવાથી તુને કદાચ મનમાં શંકા થશે કે એણે ઘર છોડયું, સ્ત્રી પુત્ર તથા પૌત્ર પણ છોડયાં, બ્રાહ્મણત્વ છોડયું, ને છેવટે આખું ગામ છોડયું, તથા સારૂં સારૂં તો શું પણ સાધારણ અન્નનો આહાર પણ છોડી તે વનફળપર નિર્વાહ કરવા લાગ્યો, ને મહેલને ઠેકાણે પાંદડાંની ઝુંપડી બાંધી રહ્યો. છતાં હજુ તેને ઉપાધિ શાની રહી ? પણ એટલેથીજ કંઈ ઉપાધિ છૂટી નહિ. હજી તો તેની પાસે ઉપાધિવાળી ઘણી વસ્તુઓ હતી, ને તે જ્યાં સૂધી તેનાથી છૂટે નહિ ત્યાં સુધી

---

* નદી કિનારે ઉગ્રતાં ચીકણાં અને જાડાં મોટાં લાંબાં તૃણ.

તેણે ઉપાધિ તજી કહેવાય નહિ. એ સર્વે ઉપાધિ મૂલક એક મુખ્ય જે દેહાભિમાન, તેણે એનામાં હજુ સુધી સજ્જડ વાસ કીધો હતો; ને તે ખરો ચટકો લાગ્યા વગર, ને દેહ એ કોઈ કાળે આત્મા, એ આત્મા કરતાં જુદોજ પદાર્થ, અનિત્ય અશાશ્વત પદાર્થ છે, એવું નિશ્ચયપૂર્વક જાણ્યા વગર માટે તેવું નહોતું. વળી તેને લીધે તેનામાં હું અને મારાપણું એ દેહાભિમાનની બે શાખાઓ પણ આવીજ ગઇ.

એ પ્રમાણે વનમાં ફળોનોજ આહાર કરી શાંતપણે નિર્જનસ્થાન વિષે રહેતાં કેટલાક માસ વહી ગયા, એવામાં શીતકાળ આવ્યો. એક તો કિનારો, બીજું પહાડીવન, ત્રીજું ચારે તરફથી નિરંતર પવનના સપાટા આવે એવી પાંદડાંની ઝુંપડીમાં નિવાસ, ને ચોથું ઓછામાં પૂરૂં વિંધ્યાચળ પર્વતની નજીકનો પ્રદેશ, એટલે હવે ત્યાં વસનારને ટાઢના ઉપદ્રવ માટે તે પૂછવુંજ શું ! દિનપ્રતિદિન સૂર્યનારાયણ દક્ષિણાયનની છેલ્લી રેષામાં પ્રવૃત્ત થવા લાગ્યા, ને દિવસ છેક નહાનો આવ્યો. હવે તે પર્ણકૂટિમાં વસનાર સ્વામીને ખરેખરી તપશ્ચર્યા થવા માંડી. ટાઢથી દેહનું સંરક્ષણ કરવા માટે સ્વામીની પાસે એક બે કાશાયાંબર હતાં, ને એક મૃગચર્મ હતું, પણ તેટલેથી કંઈ આ ટાઢ જાય તેમ નહોતું તેથી તેમણે બીજાં કેટલાંક વલ્કલ* એ વનમાંથી પેદા કીધાં. પણ એમાં એને શત્રુ નડવા માંડયા. એક તો ડુંગરો, બીજી ઝાડી, ને વળી તેમની પર્ણકૂટિની ઓથ મળી એટલે તે ડુંગરામાંના ઉંદરડાઓએ ત્યાં આગળ દર પાડી મોટા રાફડા બનાવી દીધા; ને રાત્રે સ્વામી ઉંઘે ત્યારે, કે દિવસે કયાંઈ વનફળ વગેરે લેવા બહાર જાય ત્યારે તેનાં તે પર્ણકૂટિમાં મૂકેલાં વસ્ત્રો તેઓ કાતરી ખાવા લાગ્યા. સ્વામી રોજરોજ સંભાળીને વસ્ત્ર મૂકે, પણ બીજે દિવસે જૂએ તો તેમાં મોટમોટાં ફાંડાં પાડેલાં હોય. સ્વામી જોઈજોઈને રોજ ત્રાસ પામે; પણ શું કરે ! એમ કરતાં થોડાક દિવસમાં તો ઉંદરોએ સ્વામીનાં બધાં કપડાં કાપી નાંખ્યાં, ને તેમાંથી એકે પેહેરવા કે ઓઢવા જેવું રહ્યું નહિ ! સ્વામીના મનમાં બહુજ સંતાપ થવા લાગ્યો, ને હવે એ ઉંદરોનો નાશ કરવા માટે જરૂર કંઈ ઉપાય શોધવા માટે તેણે ક્રોધને લીધે નિશ્ચય

---

* ઝાડનાં પાંદડાંનાં અથવા છાલનાં વસ્ત્ર; જે પેહેરાય ઓઢાય તેવાં હોય છે.

કર્યો. એવામાં વનમાં ફરતાં ફરતાં તેણે એક બિલાડીને જોઈ, ને વિચાર્યું કે, "ઊંદરડાઓનો નાશ કરવાનો આ સૌથી સરસ ઉપાય છે માટે આ બિલાડીને મારે આશ્રમે લઇ જાઉં." તુરત તે જંગલી બિલાડીને તેણે પકડી, ને પોતાની પર્ણકૂટિમાં, જ્યાં આગળથી ઉંદરડા આવજા કરતા હતા ત્યાં આગળજ, એક ડાભની દોરડીએ બાંધી. આ રાત્રે બિલાડીનો શબ્દ સાંભળી ઉંદરોએ બિલકૂલ આવજાવ કે ચુંચાં પણ કરી નહિ; ને સ્વામીને એથી કશો પણ ઉપદ્રવ થયો નહિ. પ્રાતઃકાળ થયો ને પર્ણકૂટિમાં આખી રાત્રભરમાં એક પણ ઉંદર આવેલો નથી એમ તેમણે જોયું, તેથી સ્વામિને મનમાં બહુ આનંદ થયોઃ ને ધાર્યું કે આ ઉપાય આપણને ઠીક મળી ગયો; હવે લુચ્ચા ઉંદરોનું કશું ચાલવાનું નથી. પણ જ્યારે તેમણે બિલાડી સામું જોયું, ત્યારે વળી તેમને એક નવી ચિંતા ઊભી થઈ! પાછલો આખો દિવસ અને આખી રાત તે અવાચક પ્રાણીને કશું ભક્ષ્ય મળ્યું ન હોતું, તેથી ક્ષુધા તૃષાથી તે બિલાડું મરવા જેવું થઈ ગયું હતું, ને તેનામાં ચુંકારો કરવાની પણ શક્તિ રહી ન હોતી. આ જોઇ વળી સ્વામીને દયા આવીઃ "અરે, આ નિર્દોષ પ્રાણીને મેં કેટલું દુઃખ દીધું; હરહર! હું કેવો નિર્દય! પણ શું ત્યારે હું એને પાછું છોડી મૂકું? તેમ કરૂં તો તો ઉંદરડા પાછા જોરપર આવી જશે. ત્યારે આને રાખીને હું શું ખવરાવીશ? એ વનફળ ખાઈ શકશે નહિ; હું ભિક્ષા કરવા જતો હોત તો થોડું ઘણું અન્ન એને માટે લાવત, પણ તે એ છે નહિ. ઠીક, કંઈ ને કંઈ થઈ પડશે, પણ એ બિલાડીને હવે જવા દીધે છૂટકો નથી."

આમ વિચાર કરતો તે સ્નાનાદિ કરવા સરસ્વતી તીરે ગયો; ને ત્યાંથી પાછો આવતો હતો, તે વેળા વનમાં ચરવા આવેલું પાસેના ગામની ગાયોનું એક મોટું ગોવાળું તેણે દૂરથી જોયું. તેણે મનમાં ધાર્યું કે આ સારી સંધી હાથ આવી છે; કેમકે એ ધણમાંથી એકાદી દૂઝણી ગાય મને મળે, તો પેલી બિલાડીનું એના દૂધથી રક્ષણ થાય. તુરત તે એ ગોવાળાની તરફ ગયો, ને તેના રખવાળ તથા માલીક ગોવાળની પાસે જઈ ઊભો રહ્યો. હાથમાં દંડ કમંડલુ તથા શરીરે ભગવાં વસ્ત્ર અને ભસ્મ ધારણ કરેલી ભવ્ય મૂર્ત્તિ જોઈ તે ગોવાળે લાંબા થઈ ભક્તિભાવથી દંડવત્ નમસ્કાર કીધા, ને હાથ જોડી બોલ્યો," મહારાજ, મારાં ભાગ્ય ક્યાંથી કે

આજ વનમાં આપે મને દર્શન દીધાં ! હું કૃતાર્થ થયો; માટે આપની શી ઈચ્છા છે તે કહો." સ્વામીને તો એટલુંજ જોઈતું હતું; તેથી તેમણે તેને કહ્યું, "તારૂં કલ્યાણ થાઓ; મારે બીજી કંઈ ઈચ્છા નથી; પણ માત્ર એક દૂઝણી ગાય માત્ર પરમાર્થ સારૂ જોઈએ છે." તુરત એક સારામાં સારી દૂઝણી સવત્સી ગાય તે ગોવાળે સ્વામીના આગળ કરી, ને પોતાના માણસને ગાયોનું ટોળું સોંપી સ્વામીની સાથે તે ગાયને મૂકવા પર્ણકૂટિ તરફ ચાલ્યો. ત્યાં આગળ જઈ ગાયને એક વૃક્ષને થડે બાંધી, ને પાંદડાંના દૂનામાં તેને દોહી પેલી બિલાડીને પાયું. બિલાડી ટટાર થઈ, ને તેના જીવમાં જીવ આવ્યો એટલે સ્વામી નિશ્ચિંત થઈ મનમાં આનંદ પામવા લાગ્યા. પણ તે એમ નહોતા જાણતા કે જેમ જેમ હું ચિંતા ઓછી કરવા મથું છું, તેમ તેમ તે ચોગણી વધતી જાય છે. રાત પડી, ને ટાઢના સપાટા આવવા લાગ્યા, ત્યારે ગાયના તથા વાછરડાના ભોગ મળ્યા ! સવાર થતાં થતાં તો તેની પુરી દુર્દશા થઈ રહી. સ્વામીએ ઉઠીને જોયું તો ગાય ટાઢથી કોકડું વળી ગયલી હતી, ને તેનાં રૂવાટાં કાળાશ મારી ગયાં હતાં. વાછરડાનું તો પૂછવુંજ શું! સ્વામીએ વિચાર કીધો, "આતો મેં બહુ ખોટું કીધું ! આ બિચારી ગાયને માટે તો એક ખૂબ હુંફ વળે એવી ઝુંપડી બાંધવી જોઇએ; નહિ તો તે ટાઢને લીધે મરી જશે, ને મને ગૌહત્યા ચોંટશે. સ્નાનાદિ કૃત્ય કરી આવીને સ્વામી દોવા બેઠા, ત્યારે ટાઢથી ઠરી રહેલી ગાય રોજના જેટલું દૂધ આપી શકી નહીં. આથી સ્વામીને વધારે ચમક પેઠી, તેથી તુરત બિલાડીને દૂધ પાઈ તથા ગાયને માટે થોડુંક આસપાસથી ઘાસ લઈ આવીને પછી તેને માટે ઝુંપડી બાંધવાનો યત્ન કરવા માંડયો ! થોડીકવારમાં ઘણાંક ડાળાં પાંદડાં લાવી એકઠાં કીધાં, ને પોતાની ઝુંપડીની નજીક આવેલાં બે ઝાડની વચ્ચે તેમણે એક ઘટ્ટ ઝુંપડી તૈયાર કરી. ગાયને કંઈક સુખ થયું ખરૂં. સ્વામી રોજ આસપાસથી હાથે ચુંટી કેટલુંક ઘાસ લાવે ને ગાયને નીરે. કેટલાક દિવસ એમ ચલાવ્યું; પણ તેથી ગાયને પૂરૂં થતું ન હોતું માટે ફરી તે સુકાવા લાગી. સ્વામીએ વિચાર કીધો કે, "આ તો કંઇ ઠીક નહિ. મારી પાસે કંઈ દાતરડું વગેરે સાધન ન હોવાથી હું પૂરૂં ઘાસ લાવી શકતો નથી, ને ગાય તો ભૂખે મરે છે. હવે તો એને છૂટી ચરવા મૂકવી જોઈએ. વળી નહિ હોય તો ઘડીકવાર હું તેને

ચરાવા સાથે જઈશ." બીજે દિન સવારે ગાયવાછડાને છોડી સ્વામી ડુંગરની તળેટી આગળ ચરાવતા હતા, તેવામાં ઘણેક દૂરથી ગાયે પોતાના આગળના ટોળામાંની ગાયોનો ભાઁ ભાઁ શબ્દ સાંભળ્યો. તુરત તે ભડકી, ને ચરવું પડયું મૂકી ઊંચી ડોક કરી કરીને ચારે તરફ જોવા લાગી; તથા એકાદી ગાય તેની નજરે પડતાંજ તે ત્યાંથી પીઠપર પુંછડી ઉછાળી દોડી, ને સ્વામી ઘણોએ યત્ન કરી પછવાડે દોડયા પણ તે પાછી વળી નહિ! થયું! ગાયે ગઈ ને વાછડુંએ ગયું! સ્વામી સિયાવિયા થઈ ગયા! ને નિરાશ થઇ પર્ણકૂટિ આગળ આવી ઉભા ઉભા વિચાર કરવા લાગ્યા કે, "અરે, એ ગાય કયાં ગઈ હશે? હવે તે પાછી કેમ કરીને આવે? આ તો મોટું સંકટ થયું! બિચારા ગોવાળે પરમ ભાવથી આપેલી ગાય હું ખોઈ બેઠો. હવે હું શું કરૂં? એને શોધવાએ કોણ જશે?"

હવે એ ગોવાળાવાળો ગોવાળ પોતે દાન કરેલી ગાય તથા વાછડું પાછાં આવ્યાં જોઈ જાણી ગયો કે આ ગાય ત્યાંથી જરૂર નાસી આવી હશે. માટે તેને પાછી મૂકી આવું. આવો વિચાર કરી ફરી ગાય તથા વાછરડાને લઇ તે સ્વામીની ઝુપડી આગળ આવ્યો, ને સ્વામીને જણાવી ગાયને તેને ખીલે બાંધી. સ્વામીએ તેને આશિર્વાદ દઈ કહ્યું, "ભાઈ ગોવાળ, તારૂં કલ્યાણ થજો. તેં મારે માટે બહુ યત્ન કરયો. પણ હવે એક મારૂં કહેવું સાંભળ: હું અહીં એકલો છું, માટે મારાથી કંઈ આ ગાય જળવાઈ શકાશે નહિ; તેમ વારંવાર નાશભાગ કરશે ત્યારે તેને વાંસે પણ કંઇ હું આવી શકીશ નહિ. માટે તારે ત્યાં અથવા તારા ગામમાં કોઈ ભાવિક મનુષ્ય હોય તો તેને અહીંઆં લઈ આવ, કે જે અહીં નિરંતર મારી પાસે રહે ને ગાય વાછડાની ચાકરી કરે." એ સાંભળી ગોવાળે કહ્યું, "મહારાજ, ઘણું સારૂં; મારો એક નાનો ભાઈ છે, તેનેજ હું તમારે ત્યાં મૂકીશ. અમો માણસ બોહોળાં છીએ એટલે કંઈ કામની તાણ પડે તેવું નથી; ને વળી અમારાં એવાં ભાગ્ય કયાંથી કે આપની સેવા ચાકરી અમારા હાથે બને! હું કાલેજ એને અહીં લઇ આવીશ; તે રોજ સવારે ખાઇ પીને અહીં આવશે, તે છેક સાંજે પાછો ઘેર જશે; ને આપની ઈચ્છા હશે તો અહીં રહેશે." એમ કહી ગોવાળ ગયો. ત્યારે સ્વામીજી મનમાં રાજી થવા માંડયા કે, "લ્યો, ઠીક થયું; આયતીજ પીડા નિકળી ગઈ. એ બિચારો આખો દિવસ ગા-

યની સેવા ચાકરી કરીને વળી સાંજે પોતાને ઘેરે જશે. તે કદાચ અહીં રહેશે તોય શું ? ગાય, દૂધ પુષ્કળ દે છે માટે રૂડી રીતે એનો નિર્વાહ ચાલી શકે એમ છે. ને ,વળી માણસ માણસનો ભાગલો જવા દેતું નથી; માટે આખો દહાડો એ શું કરશે ? એને કંઇને કંઈ કામે લગાડી દઈશું, એટલે એની પેટ ભરાઈ એની પોતાની મેહેનતમાંથીજ નિકળશે.''

બીજે દિવસે ગોવાળ પોતાના ભાઈને તેડીને આવ્યો. તેને મૂકી ગયા પછી સ્વામીએ તે સેવકને પોતાની સાથે લઈ ગાયની ઝુંપડી, તેને ચરાવવાની ડુંગરની તળેટીની છૂટી જગ્યા, ને તેને પાણી પાવાનો સરસ્વતીનો આરો વગેરે બતાવી સર્વ વાતે માહીતગાર કર્યો. આ સેવક તો જાતેજ ગોવાળ એટલે ગાયોનો પાળનારજ ને વળી ખાસ એજ કામ ઉપર તે રહ્યો તેથી ગાયની ખૂબ સંભાળ રાખવા લાગ્યો. રોજ તે ગામમાં જતો તેથી દાતરડું, કોદાળી, પાવડો, કુવાડી વગેરે જોઈતાં ઓજારો ઘેરથી ઉપાડી લાવ્યો એટલે કોઈ વાતે તે અટકી રહેતો નહિ. જોઈએ જેટલું લીલું ઘાસ ગાયને માટે કાપી લાવતો, ને વળી તેને ચરાવી આવતો તે જુદું. આથી ગાય વાછડે ખૂબ હૃષ્ટપુષ્ટ થયાં, ને બે માણસનું પોષણ થાય તેટલું દૂધ ગાય આપવા લાગી. દૂધ વધી પડતું જોઈ સેવકે એક દિવસે સ્વામીને કહ્યું, "મહારાજ હમેશાં દૂધ નકામું જાય છે, ને મારા પીતાં વધે છે, તે હું વાછડાને પાઈ દઉં છું, તો હવે કૃપા કરી આપ થોડું થોડું લેતા જશો ?" ત્યારે સ્વામી કહે, "ના ભાઈ, મારે એ સ્વાદ જોઈએ નહિં. મારે તો કાચાં પાકાં વનફળજ ભલાં. મારે વિરકતને વળી દૂધ શું. એ ઉપાધિમાં વળી કોણ પડે.'' યજ્ઞભૂ, જોયું કે ? આટલી ઉપાધિમાં પ્રતિદિન ફસાતો જતો છતાં હજુ તે પોતાને ઉપાધિહીન સમજે છે ! તે ગોવાળ પ્રતિદિન નિયમ પ્રમાણે આવતો, ને ગાયની સેવા ચાકરી રૂડી રીતે થતી. એમ કેટલાક માસ તો બરોબર ચાલ્યું, ને સ્વામીએ પોતાને ઉપાધિમાંથી છુટેલા માન્યા; પણ ધીરે ધીરે તે સેવક ગામમાંથી મોડો આવવા માંડયો તેથી ગાયને ચારા પાણીની તથા દોહોવા વગેરેની વેળા વડી જવા માંડી,-એટલે સ્વામીએ વિચાર કીધો કે, "એને હવે ગામમાં જવા દેવો નહિ; તેને રહેવાની તજવીજ અહિંયાંજ કરીએ તો પછી નિશ્ચિંતપણે તે પોતાનું કામ કરયાં જશે. ચોમાસું પાસે આવ્યું છે, ને આ

સામેના મેદાનમાં જમીનનો ટુકડો પણ સારો સપાટ તથા રસાળ દેખાય છે; માટે એની પાસે થોડું થોડું રોજ ખોદાવવું, ને વરસાદ આવે ત્યારે કંઈક અનાજ વવરાવવું. એટલે એ આશામાં ને કામ-કાજમાં તે અહિંનો અહીં પડયો રહેશે." ગોવાળ ગામમાંથી કોદાળી, પાવડો વગેરે ઓજારો તો લાવેલોજ હતો, તેથી એક દિવસે સ્વામીએ તેને કહ્યું, "તું એક કામ કર, કે તારે નિત્યપ્રતિ ઘેર જવાની ચિંતા ટળી જાય. પેલી સામે દેખાતી જમીન મને બહુ સારી લાગે છે; માટે તેમાં રોજ થોડું થોડું ખોદતો જા, એટલે વરસાદમાં તેની અંદર કંઈક અનાજ વવાય જેથી તારું અને ગાયનું-સૌનું પોષણ થશે; ને તું બારે માસ ખાઈશ તેટલું અનાજ મેળવી શકીશ."

વરસાદ પુષ્કળ અને જમીન રસાળ તેથી એક જણની મેહેનતે પણ અન્ન પુષ્કળ પાકયું. તે ગોવાળે પણ ત્યાં સ્વામીની જોડે એક મઝેની મોટી છાપરી બાંધી, ને ખેતરની નીપજથી મઝેમાં રોટલા ખાતો, ને સ્વામીની તથા ગાયવાછડાની સેવા કરતો ત્યાં રહેવા લાગ્યો. તેને ખેતીનું કામ ઠીક પડયું, માટે પાસેની બીજી પણ કેટલીક જમીન તેણે ખોદી, ને વધારીને એકનાં બે ખેતર કરી દીધાં. એવામાં એક દિવસે એ પ્રાંતના-દેશના રાજાના સ્વારો જમીનની તપાસ કરવા નિકળ્યા હશે, તેમણે ત્યાં આગળ થઈને જતાં એ બંને ખેતરો જોયાં, ને તેમાં વાવેતર થયલું જોઈ એ ખેતર કોનાં છે એમ પૂછપરછ કરવા માંડી. ગોવાળે તેઓને જણાવ્યું કે આ ખેતરો તો વિરકતાનંદ સ્વામીનાં છે, ને હું તો તેઓનો સેવક છું, તે અહીં કામકાજ કરું છું." સ્વારોએ તુરત જમીનની જાત નક્કી કરી સ્વામીનું નામ લખી લીધું, ને દરબારમાં જઈ તે ખેતરોને સરકારી દફતરમાં સ્વામીના નામ ખાતે નોંધ્યાં, હવે તો સ્વામીને ઠીકજ લાકડું પેઠું! દાણાનો પાક તૈયાર થયો એટલે સરકારી (રાજાના) પટાવાળાઓએ તેમની પાસે આવી, ઉપજમાંથી રાજાનો છઠ્ઠો ભાગ માંગ્યો. અહિં કંઈ સ્વામીનું ચાલે તેમ નહોતું. તેમ કંઈ ચિંતાએ નહોતી, કેમકે જમીન નવી ખેડાણ તેથી અન્ન પણ તેમાં પુષ્કળ પાકતું હતું. માટે તુરત તેમણે ઉપજેલા અન્નમાંથી છઠ્ઠો ભાગ રાજાના માણસોને કાઢી આપ્યો. પણ એટલેથીજ પત્યુ નહિ. આતો લાગો વર્ષોવર્ષને માટે હતો. એક બે વર્ષ તો આમ રૂડી રીતે ચાલ્યું; પણ પછી સ્વામીજીની ખરેખરી રેવડીનો વખત

આવ્યો. એક સાલ તે દેશમાં કોઈ કોઇ સ્થળે મુદલ વરસાદ પડયો નહિ, એટલે દુકાળ કહેવાયો, ને લોકો અન્ન વગર તથા જનાવરો ચારા વગર ટળવળીયાં મારવા માંડયાં. સ્વામીજીનાં ખેતરોમાં તો થોડો ઘણો વરસાદ પડયો હતો, ને તેથી તેમાં અન્ન પાકત; પણ પેલા સેવકના કેટલાક પ્રમાદને લીધે, ચેતીને સમયપર વાવેતર થયું નહિ એટલે ખરડીયાને લીધે વાવેલું બીજ પણ નકામું ગયું, ને એક કણે પાકયો નહિ. પાછલા વરસનું કંઈ થોડું ઘણું અન્ન વધ્યું-હતું તે વડે નિર્વાહ કરતા હતા, પણ રાજાનો કર કેવી રીતે ભરવો એનો સ્વામીના મનમાં મોટો ભય પેઠો. તેના પણ હવે દિવસો આવી પહોંચ્યા. રાજાના માણસોએ સ્વામીજી પાસે આવી કરની ઉઘરાણી કરી ત્યારે તેમણે જણાવ્યું કે આણ સાલ કશું પણ અનાજ ન પાકવાથી અમો કર ભરી શકીએ તેમ નથી. પણ કંઈ તેમ કહ્યાં છુટકો થાય એમ નહોતું. રાજાના માણસોને સખત હુકમ હતો કે, "જે જમીનદાર કર ભરવાને આનાકાની કરે તેને મારી પૂછયા વાટ જોયા વગર બેલાશક બાંધી લાવવો." તેથી તે માણસોએ સ્વામીને ખુલ્લું જણાવી દીધું કે, "મહારાજ, જો કે આપ અમારે સર્વથા વંદ્ય છો; પરંતુ રાજાની આજ્ઞા છે માટે કાંતો હરકોઈ ઉપાયે કર ભરો, ને કાંતો અમારી સાથે દરબારમાં ચાલો." બિચારા સ્વામી તુરત પટાવાળાઓના આગળ થયા. તે આગળ તો ભિક્ષા કરવા સારૂ પણ ગામની અંદર જતા નહિ, કેમકે ઉપાધિ તજી હતી (!!!), પણ આજે તો છેક કચેરી–જ્યાં કર નહિ ભરી શકનારા ગરીબ ખેડૂતોને પૂરી રાખવામાં આવ્યા હતા ત્યાં જઈ પૂરાયા. આ વખતે તેમણે પોતાના યતિ (સન્યાસી) વેશને ખરેખરો ભજવ્યો. રાજાએ પણ જાણ્યું કે ફલાણા સંન્યાસીબાવા આપણા કેદખાનાને પાવન કરવા માટે પધારેલા છે! કોઈ દહાડો નહિ બનવા જેવી વાત–સંન્યાસીબાવાને કેદમાં પૂરાયલા–જોઈ, તે શેહેરના લોકો, તેમજ કચેરીના સર્વ કારભારીઓ વગેરેને બહુ આશ્ચર્ય થયા. લોકોનાં ટોળેટાળાં તેમને જોવા ભેગાં થયાં, જેમને જોઈ સંન્યાસી બાવા મનમાં બહુ સંકોચાવા માંડયા, પણ કરે શું? આજે તેમની સ્થિતિમાં કેટલો બધો ફેર પડી ગયો? કયાં સંન્યસ્તગ્રહણ કરનાર પુરુષને સૌથી શ્રેષ્ઠ સ્વતંત્રતા, ને કયાં આજે આ સ્વામીનું રાજાના માણસોને તાબે થઈ કેદમાં પૂરાવું! કયાં સંન્યાસીનું વિરકતપણું, ને કયાં

આજે આ સ્વામીની જમીનદારી ? કયાં સંન્યાસી પુરુષનું ગંગાસ્નાન તથા સત્પુરુષો (જ્ઞાનીઓ, પરમહંસો, મહાત્મા વિરકતો)નો સમાગમ ને કયાં આ સ્વામીનું મહાઅધમ સ્થળ—કેદખાનામાં પૂરાઇ નીચ કે ઉચ, સર્વ જાતિના મનુષ્યો સાથે અથડાવું ! કયાં સંન્યાસીનો અહર્નિશ પ્રણવનો જાપ, ને કયાં આ સ્વામીનું "અરે, કરને માટે કોણ જાણે રાજા શી શિક્ષા કરશે ? હાય, હાય, મારે માથે વળી આ શી નવી ઉપાધિ આવી પડી ?" ઇત્યાદિ વિચારોનું અતિ આતુરતાથી ચિંતન ! આવી વિલક્ષણ અવસ્થામાં તે વિરકતાનંદ મહારાજ આવી પડયા ! સંન્યાસી શો ને વળી તેને રાજદરબાર શો ! "સંન્યાસી" એ નામનેજ પ્રપંચની કોઇ પણ ઉપાધિ (ગમે તો સારી કે નરતી) કેમ છાજે ? સંમ્યક્—રૂડી પ્રકારે કરેલો છે ન્યાસ એટલે ત્યાગ જેણે, તેને સંન્યાસી કહેવાય. પણ અહિંયાં એથી સર્વ ઉલટુંજ છે.*

રાજા કચેરીના બીજા કામકાજથી પરવારયો એટલે નાદારોને કેદમાંથી પોતાની હજૂર બોલાવ્યા. આ સ્વામી પણ નીચું મ્હોં કરી તેઓની ભેળા જઈ રાજા આગળ ઉભા રહ્યા. રાજા એક પછી એક નાદારને તેની સ્થિતિની હકીકત પૂછતો અને તે પ્રમાણે તેને યોગ્ય દંડ આપતો હતો. સ્વામીની વારી આવી. રાજાએ પૂછયું "વિરકતાનંદ સરસ્વતી કોનું નામ ?" સ્વામી નીચે મોઢેજ બોલ્યા, "મારૂં નામ" "તારી પાસે કેટલાં ખેતર છે ?" સ્વામીએ કહ્યું, "બે." રાજા—"તારે ત્યાગીને ખેતર શાં !" સ્વામી—"મારે માટે નહિ, પણ એક ગાયના

* હમણાંના સંન્યાસીઓ તો ઘણે ભાગે એવાજ બલ્કે એથી પણ દૂષિત છે. તેઓ મોટા ગૃહસ્થને પણ નમળે એવાં ઉત્તમ પ્રકારનાં સ્વાદિષ્ઠ ભોજન કરનારા, મોટા મઠધારી, ઉપજનીપજનો સારી રીતે વહીવટ કરનારા, ભિક્ષા તો શું, પણ પોતાના મઠમાં ખાસ પોતાને સ્વાધીન કોઇ સ્ત્રી વા પુરુષને રાખી તેની પાસે યથેચ્છ રસોઈ કરાવી પેટભર જમનારા, સ્ત્રીઓનો સ્પર્શ તો શું, પણ ગમે તેવી અવસ્થાની સ્ત્રી (બાળા. યુવતી, વૃદ્ધા, સૈભાગ્યવતી કે વિધવા)ની પાસે પોતાની અંગ મર્દનાદિ સેવા કરાવનારા, મૃગચર્મ, દર્ભાસન ઇત્યાદિપર ઉપવિશન શાયન (બેસવું ઉઠવું) કરવું તો રહ્યું, પણ રંગીત અને પાટીથી ભરેલા સુંદર પલંગ જેમનાપર બબે મણ રૂની તળાઈઓ તથા તકિયા અને રેસમી ઉસીકાં તથા ગાલમસુરીયાં વગેરે સાહિત્યો હોય તેપર મોટા મગરની માફક નિશ્ચિંતપણે આળોટનારા, અને એવી રીતે ટુંકાણમાં ગૃહસ્થાશ્રમી કરતાં પણ વિશેષ મોજશોખ એશઆરામ ભોગવનારા છે. એનો પ્રત્યક્ષ દાખલો વારાણસી પુરીમાં જોઇએ તેવો છે. કાળનું માહાત્મ્ય હોય તેમ સ્વાભાવિક રીતેજ થયાં કરે છે !

નિર્વાહને અર્થે તે છે." રાજા–"બંને ખેતરોનો કર હજુ સુધી કેમ ભરયો નથી !" સ્વામી–"ઓણ સાલ કંઈ અન્ન પાક્યું નથી તેથી." રાજા–"તારી તરફનાં સઘળાં ગામોના ખેડૂતોના કર આવી ગયા છે, કેમકે ત્યાં વરસાદ થયો હતો; તો પછી તારે એકલાને ત્યાં વરસાદ ન પડયો એમ કેમ બન્યું ! એ પ્રાંતનાં સઘળાં ગામોનો કર વગર વરસાદ પડયે કયાંથી આવ્યો ? પણ ત્યાં વરસાદ પડયો હતો, છતાં તું રાજાનો કર ડુબાવવા ધારે છે; તો આ સાલનો કર નહિ આવ્યો તેને માટે તને યોગ્ય દંડ થવોજ જોઇએ." રાજાના આ બોલ સામે સ્વામીથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ; કેમકે તેની તો આ વિલક્ષણ બનાવથી મતિજ મુંઝાઇ ગઇ હતી. તુરત રાજાના હુકમથી પટાવાળાઓએ સ્વામીને પકડીને બહાર કાઢયા, ને એ દેશના રિવાજ પ્રમાણે સૌ કર નહિ ભરનારા ખેડુતોની જોડે તેમને શિક્ષા કરવામાં આવી ! ત્યાં શિક્ષા કરવાનો એવો ધારો હતો કે તડકાની અંદર અપરાધીને ઉઘાડો ઉભો રાખી તેના બંને હાથને કાંડા આગળથી ભેગા બાંધી ઉંચા કરી માથાની પછવાડે રાખવા, ને તે ઉભા કરેલા હાથ ગરદનની પાછળ રાખીને ગરદન તથા હાથની વચ્ચે એક મોટી ભારી શિલા મૂકવી.

ખરા મધ્યાન્હ થયા. દિવસ પણ ઉનાળાનો હતો, અપરાધીઓને શિક્ષા કરવાનું તે મેદાન પણ રેતીથી ભરેલું હતું, ને તે રેતી તડકાને લીધે એવી તપેલી હતી કે તેમાં પગ પણ દેવાય એવું નહોતું; ત્યાં આગળ આપણા વિરક્તાનંદ સરસ્વતીજીને લઈ જવામાં આવ્યા. હાથ બાંધીને ગરદન ઉપર તડકાથી તપેલો મોટો પત્થર મૂકવામાં આવ્યો, કે નીચી મુંડી કરી કંઇપણ શબ્દ બોલ્યા વગર સ્વામીજી તપશ્ચર્યા કરતા ઉભા રહ્યા. ઉપરથી ઉનાળાનો તડકો તપે છે, શરીર ઉઘાડું ને ગરદનપર શિલારોપણ થયેલું છે, ને નીચે લાહે જેવી રેતી તપે છે. આ સઘળો ત્રાસ એકે વખત થવાથી સ્વામીના રોમે રોમથી પરસેવાની ધારાઓ વેહવા લાગી; ને આંખ્યોમાંથી આપો આપ પાણી નિકળી પડવા માંડયાં. યજ્ઞભૂ, આથી પછી નરક યાતના કયી બીજી? આ વખતે સ્વામીના ભેખમાં ખરેખરી ધૂળ પડી. હવેજ તેમના વિરક્તપણાનો વેશ શોભા આપવા લાગ્યો. પત્થરો ગરદનપરથી અપરાધી નાંખી દે નહિ, માટે રાજાના અનુચરો જેરબંધ લઇ ચારે બાજુ તે મેદાનમાં તપાસ રાખતા ફરતા હતા, ને

જે કોઈ અપરાધી આડો અવળો થતો તેને તુરત ફટકાવી કાઢતા હતા. આ વખતનો ખ્યાલ–અર્થાત્ તે વેળા કેવું સંકટ પડતું હતું, તે વાત માત્ર સ્વામીજ પોતાના મનમાં જાણતા હતા. આ વખતે તેમના મનમાં ખરેખરો કાંટો આવી ગયો, ને ઉંઘેલા માણસપર ફટકા પડવાથી તે એકાએક જાગે ને પછી તેની વેદનામાં લગન લાગે તેવી રીતે સ્વામીને અત્યારે વિચાર સમાધિનીલગ્નિ લાગી ગઈ ! "અલ્યા દેહીડા ! આ શી વેળા આવી છે ? તું શું હતો, ને શું થઈ ગયો છે ? આવી આપત્તિ, રે આવું દુઃખ તો કોઇ મહાપાતકીને પણ નહિજ હોય. અહો ! તારે તે આ યાતના ભોગવવાનું હોય કે એકાંતસ્થળમાં સ્થિર ચિત્તે પ્રાણાયામ કરી પ્રભુનું ધ્યાન ધરવાનું હોય ? શી વૈષ્ણવી માયા ! ને શું તેનું પ્રાબલ્ય ! પણ આ બધું શાને લીધે થયું છે ? હું સંસારની ઉપાધિ તજવાને અર્થે તું વિરકત થયો; અને ગામમાં રહેતાં પણ તને ઉપાધિ લાગી ત્યારે વનમાં આવ્યો, તો ત્યાંએ પણ તારી તો એજ દશા ! તને આ અપાયમાં નાંખનાર તે ખેતરજ થયાંની ! પણ એ ખેતર તો ગાયને અર્થે જરૂરનાંજ હતાં ? પણ શું ગાય વિના તારે ચાલતું નહોતું ? ખેતરોનું અનાજ કે ગાયનું દૂધ તો તેં કોઈપણ દિવસ ઉપયોગમાં લીધું નથી. ગાયની તો બિલાડીને માટે જરૂર હતી, બિલાડી વગર ઉંદરોના ઉપદ્રવથી કપડાંનું રક્ષણ થાત નહિ. ત્યારે શું એક કપડાંને વાસ્તેજ તું આટલા દિવસ સૂધી મોટી વ્યવસાયમાં ને આખરે આ અપાયમાં આવી પડયો ? હરહર ! કેટલી તારી ક્ષુલ્લક બુદ્ધિ ! કેવો નિંદ્ય વિચાર ! પણ રે, કપડા વગરે તો તારે ચાલે તેમ ન હોતું, માટે તેનું રક્ષણ અવશ્યનું હતું ત્યારે ખરી વાત તો આજ કે શરીરે પોતાને માટેજ પોતાને હાથે પોતાને અપાયમાં નાંખ્યું છે. ત્યારે પોતાનું કરયું પોતે ભોગવવું એ તો ન્યાયજ છે; માટે શરીર દુઃખી થઈને કોને દોષ દે એમ હતું ? હશે ઈશ્વરેચ્છા ! પડી તે ભોગવ્યા વગર છૂટકો નથી." આટલેથીજ કંઈ તેના વિચાર શાંત થયા નહિ. આ કરતાં પણ વધૂ ઉંડો ને ઝીણો વિચાર તેણે કીધો. તેને તરંગ ઉઠયો, "પણ અરે, શરીરનું કરયું શરીર ભોગવે એ વાત સાચી; જો ખેતરના દાણા વગેરેથી આ શરીરનું પોષણ થયું હત તો તેમ પણ સંભવત. પરંતુ એ સંબંધે તો આ શરીરે કશો ઉપભોગ લીધો નથી, જો શરીર સંબંધેજ આ પીડા ભોગવવી પડતી હોય તો

તે મારે તો નથીજ, પણ પેલા સેવકને ભોગવવી પડે; કેમકે ખેત તરનું અન્ન તથા ગાયનું દુધ વગેરેનો ઉપભોગ એણેજ કીધો છે. છતાં એનું તો કોઈએ નામ પણ લીધું નહિ, ને ચાલ્યું ચાલ્યું આ ગળામાં ઓસરૂં આવી પડયું! તેનું શું કારણ? પણ હા! એ ખેતરો 'મારાં' કહેવાયાં છે, ને એનો 'હું માલિક' થયો છું માટેજ આ દેહને વિટંબણા આવી. પરંતુ એ મારાં કેમ કરીને? હું કયાંથી લાવ્યો, ને મને કોણે આપ્યાં? આગળ હું કથા સાંભળવા જતો તે મહાત્મા તો એમ કહેતા હતા કે આ દેહ, કે જેની અંદર આપણે (આપણો આત્મા) વસીએ છીએ, તે પણ આપણો નથી, તો પછી બીજું શું આપણું હોય? વળી હું જ્યારે બ્રાહ્મણ હતો તે વખતનાં મારાં સ્ત્રી પુત્ર વગેરે પણ હાલ મારાં નથી. કેમકે હું એમને મારાં કહેતો નથી; કારણ હું વિરક્ત થયો છું. ત્યારથી એમની તરફની સઘળી ચિંતા પણ મને મટીજ ગઈ છે. નહિ તો પહેલાં એમને માટે પણ મારે વારંવાર અનેક વિટંબણાઓમાં ફસાવું પડતું હતું. તે મારાં નથીજ; છતાં હું જેમને મારાં કહેતો તો તેમની વતી દુઃખી થવું પડતું હતું, તેવીજ રીતે આ ખેતરો મારાં ન છતાં મારે દુઃખી થવું પડે છે તેનું કારણ હવે મને ખરૂં જડી આવ્યું, અને તે એજ કે એ ખેતરોને મેં "**મારાં**" કહ્યાં, ને તેનો માલીક "હું" કહેવાયો! અહો! ત્યારે "મારૂં" કહ્યું એટલા માટેજ હું આ યાતનામાં આવ્યો છું! "મારૂં" અને "હું" એ બે શબ્દ માત્રમાંજ આટલી બધી ઉપાધી છે. હું ઉપાધી ત્યાગ કરવા માટે આટ આટલું મથ્યો પણ ઉપાધિનું ખરેખરૂં મૂળ તો મારામાં ઉંડું જડ ઘાલી રહ્યું હતું. પણ હવેજ તે મારા જોવામાં આવી છે, ને જડ ગઈ તો ઝાડ ઉગવાની આશા નથી. માટે હું એને તજી દઉં તો ખરેખર હું ધારૂં છું કે મારી સર્વ ઉપાધિ નિર્મૂળ જેવી થઈ જાય; ને હું મહાસુખી થઈ જાઉં." આવા વિચારની ખૂબ ધૂનમાંથી જાણે તે એકાએક ચમકી ઉઠયો, ને "આજેજ મારી ઉપાધિ સમૂળી ગઈ!" એ છેલ્લા બોલમાં ખૂબ હર્ષ ભેર બોલતો તથા આનંદ ન માવાથી એકાએક ઉછળતો તે ખડખડાટ હસી પડયો, ને તે વેળા મનમાં ઉમંગ ઉછળવાના આંચકાથી ગરદનપરનો પત્થર આપો આપ નીચે પડી ગયો!

આવે સ્થળે સ્વામીનો આવો વિચક્ષણ પ્રકાર જોઇ તથા આવી લાહ્ય જેવી રેતીમાં કોઇના પણ ભય વગર તેને હર્ષભેર નાચતો ને

કૂદતો જોઈ અનુચરો તથા કેદીઓ અને તેની આસપાસ ઉભેલા બીજા સર્વ લોકો બહુ વિસ્મય થઈ ગયા, ને આ વખતે આ સ્વામીને શાનો આનંદ થઇ આવ્યો તેનો વિચાર કરવા લાગ્યા. પટાવાળા અગર કારભારીઓ વગેરે કોઈને પણ પુછવાની વાટ ન જોતાં સ્વામી તુરત વાડાની બહાર નિકળી આવ્યો, ને રાજા આગળ જઈ તેને કહેવા લાગ્યો કે જેણે મને આ તારી આજ્ઞાનુસાર દંડના અપાયમાં નાંખ્યો, એ નાંખનાર બીજું કોઇ નહિ, પણ માત્ર આ મારી લંગોટીજ છે (લંગોટી લજ્જાને માટે છે તે લજ્જા તે જ્યાં સુધી હું પણું છે ત્યાં સુધીજ છે માટે) તે તુને સોંપી દઈ હું કેવળ છૂટો થાઉ છું; ને આ વાતે તુંજ મારો ખરેખરો ગુરુ છે, માટે તને પૂર્ણ પ્રેમથી પ્રણામ કરું છું." આટલું કહી તે સ્વામીએ લાંબા થઈ રાજાને નમસ્કાર કીધા ને હજારો લોકોના દેખતાં પોતે પેહેરેલી કૌપીન તુરત કાઢી રાજા સામે ફેંકી દઇ પોતે દિગંબર (નગ્ન–દિશાઓ રૂપી વસ્ત્રવાળો) થઈને તુરત ત્યાંથી ચાલી નિકળ્યો. આજથી જન્મ મરની–રે, હજારો અને લાખો જન્મો લેવા પડત તે સર્વની સઘળી ઉપાધિ તેની ટળી ગઈ, ને તે ત્યાંથીજ મહાજ્ઞાની જીવન્મુકત થઈ યથેચ્છ સ્થળે વિચરવા લાગ્યો. આ પ્રમાણે તે સ્વામી અવધૂત, સર્વોત્તમ શાંતિનું સુખ ભોગવતો થયો.

ઉપાધી એવી રીતે વધારી વધે છે, ને તેથી એટલાં વાનાં વીતે છે. માટે ઉપાધિને કદી વધારવી નહિ. સંસારમાં છતાં પણ જેમ બને તેમ ઉપાધિ ઓછીજ રાખતા જવું. અને ઉપાધિ માત્રનું મૂળ જે અહંતા મમતા, તેને તજવાથી પુરુષ જીવન્મુકત થાય છે. એજ આ વિસ્તીર્ણ ઇતિહાસનું તાત્પર્ય છે.

## સારાસાર વિચાર.

વિશાલકેતુ, પછી તે મહાત્મા સદ્‌ગુરુએ મને સંબોધી આ પ્રમાણે કહ્યું: જગત્‌માં પરમાત્માએ જે કંઇ વસ્તુ નિર્માણ કરેલી છે, તે સઘળી પોતાના સારાનરસા ફળ માટે, તેનો ઉપયોગ કરનાર મનુષ્યની, સારૂં નરસું સમજવાની વિવેક બુદ્ધિ ઉપર આધાર રાખે છે. તે ઉપરનાં ઘણાંખરાં દૃષ્ટાંતોથી તારા જાણવામાં આવ્યું હશે. તો તે સઘળાં મેં આગળ કહેલાં કર્તવ્યો પોતે જાણવાં, અને તેઓને પોતાના કાર્યમાં આણવાં. અર્થાત્ હરકોઈ વસ્તુ ગમે તેવા રૂપકમાં અને ગુણમાં હોય, પણ તેમાંથી પોતાના અર્થનું શું અને નકામું શું

એનો નિશ્ચય કરી સારૂં અને પોતાના અર્થનું હોય તેટલુંજ ઉપયોગમાં લેવું એવી મતિને સારાસાર વિચાર કહે છે. સારાસાર વિચાર ન જાણનાર કે ન કરનાર મનુષ્ય ગુણકારી પદાર્થોનો પણ ઘણો ઉલટો ઉપયોગ કરે છે; તો તેમ ન થાય માટે સારાસાર વિચાર બુદ્ધિ અવશ્ય મનુષ્યે ઉપયોગમાં લેવીજ જોઈએ; ને તેટલા માટેજ એને મેં કર્તવ્યમાં ગણ્યું છે, સાર અને અસાર એને પૂરી રીતે જાણવું એ શુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યનું કામ છે. ને તેવા વિચક્ષણ અને જ્ઞાતા પુરુષો ગમે તેવી વસ્તુ (સારી વા નરસી) પોતાના આગળ આવે ત્યારે તેને બરોબર ઓળખી તેમાંથી જેટલો મળે તેટલો સાર સાર માત્ર ગ્રહણ કરી અસારને તજી દે છે. દહીં એ દેખીતી ઉત્તમ અને એકજ વસ્તુ છે; પણ સાર ગ્રાહી તેનું રૂડી રીતે મથન કરી તેમાંથી સાર રૂપ નવનીત* કાઢી લે છે, ને છાશને જૂદી કરી દે છે. તેવીજ રીતે કેવળ એકજ દેખાતી વસ્તુ મનુષ્ય પ્રાણી છે. પણ જ્ઞાતા પુરુષો તેમાંથી સાર રૂપ પરમ તત્વ પરમાત્માને જાણી, બાકી રહેલા અસાર રૂપ દેહને તેનાથી જૂદો અને અનિત્ય માને છે. આટલું તો સત્યજ છે કે એક વસ્તુમાંથી (સાર અને અસાર રૂપ) બે ભાગ પડયા, તો તેનો ઉપભોગ કરનારના મનમાં તે સારવાળા ભાગ ઉપર વિશેષ પ્રીતિ રહેશે, ને અસાર તો, છે તોયે શું, ને ન હોય તોયે શું! એમ તેનાપર પ્રીતિએ નહિ, ને અપ્રીતિએ નહિ તેમ રહેશે. તેવીજ રીતે આ આખું જગત્ અને તેમાં સર્વત્ર વ્યાપી રહેલું પરબ્રહ્મ રૂપ જ્યારે જ્ઞાતાના ઓળખવામાં ખરેખરૂં આવ્યું, ત્યારે તેની આપોઆપ જગતપરની પ્રીતિ નહીં જેવી થઈ, ખરી પ્રીતિ બ્રહ્મરૂપપર જોડાશે. આ સંબંધે સંપૂર્ણ સારાસાર વિચાર કરનારા મહાત્મા જનકરાયને કોઈ ચમત્કારિક રીતે પ્રશ્ન ઉઠયો હતો, જેનું સમાધાન કોઈએ નહિ પણ એક આઠ વર્ષના ઋષિ કુમારે કર્યું હતું તે ઈતિહાસને તું સાંભળઃ–

## જનક વિદેહનું સ્વપ્ન ચરિત્ર.

ભાગીરથીના પવિત્ર તટપર જ્યાં ઘણાક મહર્ષિયોના આશ્રમો આવેલા હતા, ને જ્યાં આવેલાં જાતજાતનાં અનેક વૃક્ષોના સમૂહો શોભી રહેલા હોવાથી સૃષ્ટિલીલા સંપૂર્ણ રીતે પોતાની બલિહારી

---

* માખણ.

પ્રકટ કરતી હતી, તે સ્થળે, સાંજ પડવા આવી હતી. તે વેળા છેક ભાગીરથીના તટપર આવેલી લતાઓમાં કેટલાંક બાળકો રમતાં હતાં. કેટલાંકની નજર ભાગીરથીના ગંભીર પ્રવાહપર આ પારથી પેલે પાર જા આવ કરતા સુંદર મછવાઓપર ફરી રહી હતી, તો કેટલાંક વૃક્ષલતાપર નાના પ્રકારના શબ્દ કરી રહેલાં, તથા સંધ્યાકાળ થવા આવ્યો હતો માટે એક પછી એક પોતાના માળાઓપર આવી બેસતાં પક્ષીઓને જોઈ રહ્યાં હતાં. વળી કેટલાંક વિચક્ષણ બાળકો, સંઝયા સમે સૂર્ય છેક અસ્તાચળ ઉપર પહોંચતો હોવાથી થંડા સોનેરી તડકામાં પોતાના અતિ ઘણા લાંબા પડછાયા તરફ જોઈ બહુ આશ્ચર્ય પામતાંહતાં, ને એક બીજા સાથે પોતાના પડછાયાની લંબાઈ સરખાવતાં હતાં; તો કેટલાંક કંઇ જુદીજ પ્રકારની રમતોમાં ને નાચ કૂદમાં ગુંથાઈ રહેલાં હતાં. અનેક પ્રકારના નિર્દોષ, વળી એક બીજાની સ્પર્ધાના (રમતમાં), ને પોતપોતાના મનોગત આનંદના શબ્દો ઉચ્ચારતાં તે સૌ બાળકો બહુ તેજસ્વી અને પવિત્ર દેખાતાં હતાં તેથી, તેમજ કેટલાંક મોટી ઉમરનાં હતાં તેઓને ખભે શોભી રહેલાં યજ્ઞોપવીત તથા કટિપરની મૌંજી મેખળાપરથી ખુલ્લું જણાતું હતું કે તેઓ સૌ ઋષિઓનાં બાળક હશે. હવે સૂર્યનારાયણ છેક અસ્ત થવા આવ્યા, ને સાયન સંધ્યાનો સમય થયો. સૌ બાળકો સંધ્યાવંદન કરવા માટે ગંગા તટપર જવાની તૈયારીમાં હતાં, એટલામાં ત્યાંથી થોડેક છેટે દેખાતા આશ્રમ તરફથી એક બાળકને આવતો તેમણે જોયો. લાગલાંજ સર્વે બાલકો તેની તરફ ફરી હસવા ને કૂદવા લાગ્યાં, "કૂબડો આવ્યો, અરે વાંકલો આવ્યો, અરે ભાઈઓ તેની ઠમકતી ચાલ તો જૂઓ!" ઈત્યાદિ બોલતાં તેને ચીઢવવા મંડયાં. પછી તે છેક પાસે આવ્યો, ત્યારે કોઈએ તેના હાથમાંથી લાકડી લઈ લીધી, તો કોઈએ બગલમાંથી યજ્ઞભસ્મની દાબલી અને દર્ભાસન પાડી લીધું; કોઇએ પછવાડેથી તેની લંગોટી ખેંચવા માંડી, તો કોઈ તેના પાસામાં સળીઓ કે આંગળીઓ ઘોચતાં ઉભા રહ્યા. એમ અનેક પ્રકારનાં ટીંખળ અને ચાળા કરી તે બાળકો તેને પજવવા લાગ્યાં. આ બાળક પોતાના હાથમાંથી લાકડી ગઈ કે તુરત અશક્ત થઈ પૃથ્વીપર બેસી ગયો. કેમકે લાકડીના આધારેજ તેનાથી ચલાતું હતું. તે આખા શરીરે આઠ ઠેકાણે કૂબડો હતો, ને તેનાં સર્વ અંગો એવાં કઢંગાં તથા વાંકાંચૂકાં હતાં કે તેની વિ-

લક્ષણુતા જોઈ હરકોઈ મોટી ઉમરના મનુષ્યને પણ સહેજે હસવું આવે. પોતાના હાથમાં લાકડી લઈ તે ચાલતો ત્યારે તેનાં આઠે અંગો એક સમયે હસવા જેવી રીતે વાંકાં વળી જતાં હતાં, ને ત્યારેજ તેનાથી એક ડગલું ભરાતું હતું, તેથી હરકોઈ જોનારને તેની તરફ ભેભાવ ઉત્પન્ન થતા હતા; એક હાસ્ય ને બીજો દયા. આટલી નાની આઠ વર્ષની ઉમરમાં તે બિચારો આટલો બધો દુઃખી, કુરૂપ અને વળી અશક્ત તેથી દયા તો સહજેજ ઉપજે. અને વળી તેમાં આ વખતે છોકરાંએ તેને પજવી નિરુપાય કરી દીધો હતો; એટલે તે દેખાવ તો ખરેખર કરૂણુજ હતો. પણ યજ્ઞભૂ, ઈશ્વરી માયા કંઈ વિલક્ષણુજ છે. જગત્‌માં ઘણે ઠેકાણે જોવામાં આવે છે કે જો કોઈ મનુષ્યનું એક અંગ કોઇ કારણથી નકામું થઈ ગયું હોય તો તેનું બીજું અંગ તેના બદલામાં વિશેષ્ય બળવાન અને ચાલાક હોય છે. એક હાથ યુદ્ધમાં વા કોઈ કારણથી કપાઈ ગયો હોય તો બીજો તે બેનું કામ ઘણી ચાલાકીથી ને બળથી બજાવી શકેછે. જેની ચક્ષુ ઇંદ્રિય નાશ પામી હોય તેની સ્મરણ શક્તિમાં ને ત્વચામાં હરકોઈ વસ્તુનો જોવાની પેઠે નિર્ણય કરવાની વિશેષ શકિત આવે છે. તેવીજ રીતે બલકે તે કરતાં હજારગણું વિશેષ્ય આશ્ચર્ય આ બાળકમાં હતું. તેનાં અંગોની સ્થિતિ આવી વિલક્ષણ હતી, છતાં તેની બુધ્ધિ ને જ્ઞાનશક્તિ મોટા વૃદ્ધ પુરુષ કરતાં પણ શ્રેષ્ઠ હતી. આ વાતે તો ઈશ્વરી ચમત્કારનો આડો આંકજ હતો. એ દ્વિજ બાળક છોકરાંએ આટલો બધો પજવવા છતાં પણ પરમ શાંત થઇને બેઠો હતો; પરંતુ સંધ્યાસમય વહી જતો હોવાથી તેણે તે બાળકોને વિનંતી કરવા માંડી કે, "ભાઈઓ, કૃપા કરી મારી લાકડી આપો." આથી દયા લાવી તે ટોળામાંના કેટલાક સમજુ બાળકો બીજાઓને કહેવા લાગ્યા, "અરે, એ ગરીબને હેરાન કરશો નહિ; એને તો બાપે નથી, તેથી અહીં પોતાની મા સાથે મોસાળમાં રહે છે. વળી એની માતાના બાપને આવી ખબર પડશે તો તે આપણને બધાને મારશે. તે ડોસો બહુ રીસાળ છે, ને સંધ્યાસમય થયો છે, માટે હમણાં તે પણ ગંગાપર આવતો હશે. માટે એની લાકડી આસન વગેરે આપી દો." એની માના બાપનું નામ સાંભળતાંજ સધળા છોકરાઓ તેની લાકડી તથા આસન ગૌમુખી વગેરે તેની આગળજ નાખી દઈ ચડપોચડપ કેટલાક ગંગાતટપર

સંધ્યાવંદન માટે ને કેટલાક આશ્રમો તરફ એમ દોડી ગયા. તેની વસ્તુ આપી બાળકો ખસી ગયાં એ જોઈ તેને આનંદ થવો જોઈએ તેને ઠેકાણે એ બાળક ગંભીર મુદ્રા કરી કંઈક શોચ કરતો હોય એમ જણાયો; ને તે સાથે નિસાસો નાંખી બોલ્યો, "અરે, શું આ છોકરાઓ કહે છે તેમ મારે બાપ નથી? શું હું જેને અદ્યાપિ પર્યંત પિતાજી પિતાજી કહું છું તે મારી માનો બાપ છે? ત્યારે મારો પિતા ક્યાં હશે? મારી માતુશ્રીને આ વાતની ખબર નહિ હોય? હું જરૂર આજે જઈને તેને પૂછીશ." આમ બોલતો તે પોતાની લાકડીને ટેકે ટેકે ગંગાપર ગયો, ને સંધ્યાવંદન કરી તેજ વાતનું મનન કરતો ઘેર આવ્યો. રાત્રે સૂવા વખતે આંખમાં આંસૂ લાવી ગદ્‌ગદીત કંઠે તે પોતાની પથારીપર બેઠો હતો એ જોઈ તેની માએ તેને પૂછ્યું, "બેટા, તું કેમ રડે છે? તને કોઈએ મારયો છે કે કોઈ વાતનો ઉપદ્રવ કીધો છે? ખબરદાર, જેણે તને કોઈ વાતે દુભવ્યો હશે તેને હું આપણા પિતાજીને કહી આ આશ્રમ સુધ્ધાં તજાવી દઈશ; માટે મને શીઘ્ર જણાવ." "જનની, મને કોઈએ મારયો કે દૂભવ્યો નથી, પણ તું જેને પિતાજી કહે છે તે આપણો કોણ થાય?" ત્યારે મા બોલી,"બાલુડા, એ મારા પિતા અને તારા માતામહ થાય. પણ નહાનપણથીજ મારૂં સાંભળીને તું તેમને પિતા કહેતો આવ્યો છે, માટે હું આપણા પિતા એમ કહું છું." "ત્યારે માડી, આપણે શું હાલ મારા મોસાળમાં રહીએ છીએ? ત્યારે આપણું ઘર ક્યાં? ને મારા પિતાજી ક્યાં હશે? મને ઋષિનાં બાળકો વારંવાર એમ કહે છે કે 'એને બાપ નથી, એ બિચારો મોસાળમાં રહે છે! તો શું મારે બાપ નથી?" આ સાંભળી તેને પોતાના હૃદય સાથે ચાંપી માતુશ્રીએ કહ્યું, "બાપુ, આપણું ઘર તો અહીંથી બહુ દૂર પ્રાચીસરસ્વતીના તટપર છે. પણ ત્યાં તારા પિતાવગર આપણે કોની પાસે રહીએ? માટે તું નહાનો હતો ત્યારથી તને લઈને હું અહીં મારા પિતાને ઘેર આવી રહી છું. તરૂં મૌંજીબંધન પણ અહીંઆંજ થયું છે, ને તને ગાયત્રી મંત્રોપદેશ પણ મારા પિતાજીએ કીધો છે." "એ બધું તો ખરૂં; પણ માતુ, મારો પિતા ક્યાં તે તું કેમ મને કહેતી નથી!" બાળક બોલ્યો, ત્યારે તેની માએ કહ્યું, "પુત્ર, તારો જન્મ પણ નહોતો ત્યારથી તારા પિતાનો મારે વિયોગ થયો છે. ઘણાક મહાન્ ઋષિયોની સાથે મિથિલાપુરીના રાજા જનકને

ત્યાં તેઓ અદ્યાપિ સુધી છે એમ સંભળાય છે." "માજી," બાળકે કહ્યું, "તેમને જનકને ત્યાં શા માટે જવું પડયું છે, ને આટલાં બધાં વર્ષથી તે ત્યાંજ કેમ રહ્યા છે? શું તેં તેમનો કંઇ અપરાધ કરી રીસાવ્યા છે?" "વત્સ, તેમ નથી." માએ કહ્યું; "પણ તારા પિતા અતિ વિદ્વાન્ અને પ્રસિદ્ધ પુરુષ છે, માટે જનકરાજાએ પોતાના કોઈ પ્રશ્નના સમાધાન માટે બીજા અનેક ઋષિયો સાથે તેમને પણ આમંત્રણ કરેલું છે. એવું સંભળાય છે કે ત્યાં ગયલા કોઈ પણ ઋષિમુનિથી રાજાના પ્રશ્નનો સંતોષકારક ઉત્તર અપાયો નથી; ને તેથી કરીને રાજાએ તે સૌને પોતાને ત્યાંજ રાખેલા છે, ને કહ્યું છે કે, 'ઋષિવરો, જ્યાં સૂધી મારા આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપથી અપાય નહિ, ત્યાં સૂધી આપને મારે ત્યાંથી જવું યોગ્ય નથી. તો આપને અગ્નિહોત્રાદિ નિત્ય કર્મ સારૂ જે કંઈ સાહિત્યો જોઈએ તે આપની કૃપાથી અત્રે સૌ તૈયાર છે; ને આ રાજ્ય આપનુંજ છે માટે યથેચ્છ પદાર્થનો ઉપભોગ કરતાં આપ અત્રેજ રહી મારા ગૃહને પાવન કરો.' આમ હોવાથી ત્યાં ગયલા કોઈ પણ ઋષિ ત્યાંથી અદ્યાપિ પાછા ફર્યા નથી." આ સાંભળી તે બાળક એકાએક ઉત્કંઠાથી બોલ્યો, "મા, એવો તે શો પ્રશ્ન રાજાએ કીધો હતો કે જેનો ઉત્તર હજુ સુધી કોઈ આપી શકયું નથી? તને ખબર હોય તો મને કહે. કાલેજ સવારે હું મારા મામાને સાથે તેડીને જનકપુર પ્રત્યે પ્રયાણ કરીશ; ને રાજાના પ્રશ્નનો મનમાનતો ઉત્તર દઈ મારા પિતા આદે સર્વ ઋષિયોને ત્યાંથી મુક્ત કરીશ. આટલા દહાડા સુધી રાજાના એક પ્રશ્નનો ઉત્તર નથી અપાયો તો શું બ્રહ્મબીજ જગત્‌માંથી નાશ પામ્યું? શું તત્વજ્ઞાની પુરુષોને સ્ત્રીઓ જન્મ આપતી નથી?" મા બોલી, "પુત્ર, આ તું શું બોલે છે? મોટા મોટા પ્રતાપી પુરુષોથી જેનું સમાધાન થઈ શકયું નથી, તેનો ઉત્તર તું કેમ કરી આપીશ? તેં હજુ અભ્યાસ કરયો નથી, તારૂં વય છેક નાનું છે, ને તારા શરીરની અવસ્થા આવી દયાર્દ્ર છે તો આવો મોટો મનોરથ તું મનમાં કેવી રીતે આણે છે? રાજાએ માત્ર 'આ સાચું કે તે સાચું?' એટલોજ મોંઘમ પ્રશ્ન પૂછયો છે, જે પ્રથમ સમજાવોજ અશકય છે તો તેનો ઉત્તર આપવો એ તારાથી કેમજ બની શકશે? માટે તારી બાળક મતિથી તું મને આ કરતાં પણ વિશેષ દુ:ખી કરીશ એમ હું ધારૂં છું.

તારા પિતાનો મને ઘણા વર્ષનો વિયોગ છે, પરંતુ તને જોઈને હું મારા મનને સંતોષ માનું છું તો તું પણ મારી નજર આગળથી દૂર થઈશ ત્યારે મારાથી કેમ રહેવાશે ?" ત્યારે બાળકે કહ્યું, "મા, તું એ માટે કશી ચિંતા કરીશ નહિ. મને ત્યાં ઝાઝા દિવસ લાગશે નહિ, કેમકે પ્રશ્નનો ઉત્તર કરી તરતજ હું મારા પિતાજી સાથે અહીં આવીશ. તું રાજી થઈને આજ્ઞા આપીશ તો પણ અને નહિ આપે તો પણ પિતાજીની સેવા બજાવવા સારૂ અવશ્ય હું ત્યાં જઈશ." પુત્રનો આટલો બધો આગ્રહ જાણી તેની માતાએ પોતાના ભાઇને સાથે મોકલી બીજે દિવસે તેને વિદાય કીધો; એટલે તે અનેક નદીઓ, પર્વતો, વનો અને શેહેરોને ઓળંગતો જનકપુર ભાણી ચાલ્યો.

હવે અહિંયાંથી એક બીજી વાત શરૂ થાય છે. એક સમે ઉષ્ણકાળના દિવસોમાં જ્યારે બરોબર મધ્યાન્હ થયા હતા, ને પંથીઓ માર્ગમાં લાગતો અતિશય તાપ તથા લૂના વાયરાથી કંટાળી ખૂબ ઘટ્ટ છાયાવાળાં વૃક્ષો નીચે કિંવા ધર્મશાળાઓમાં વિશ્રામ લેવા બેઠા હતા; તેમજ ભાગ્યશાળી જનો ઉંચા અવાસોમાં, બારીએ નાંખેલી સુગંધી વાળાની છાંટેલી ટટ્ટીઓમાંથી આવતા સુગંધમય શીતળ પવનની લેહેરોથી આનંદ પામતા હીંડોળાઓપર હીંચતા હતા, ને વનોમાં મૃગપતિ રાત્રિની મૃગયાના શ્રમથી પોતાની એકાંત અને શીતળ ગુફાઓમાં નિરાંતે વિશ્રામ લેતો હતો, તે સમયે સૌભાગ્યવતી મિથિલા નગરીને વિષે એક ગુપ્ત કૌતુક બન્યું. ઉષ્ણકાળના દિવસો હોવાથી મહારાજા જનકનો રંગ મહાલય નાના પ્રકારના શીત ઉપચારોથી અલંકૃત કરેલો હતો. બારી બારણાં વગેરે સઘળે ઠેકાણે, પાણીથી છાંટેલા સુગંધીવાળાના પંખાઓ ફરરર ફરફરી રહ્યા હતા, જેથી પોતાની મેળે ઠંડો વાયુ અંદર આવ્યો જતો હતો. મેહેલના દિવાનખાનાની મધ્યમાં એક અતિશય સુશોભિત સુવર્ણ પલંગ આવેલો હતો. તેપર નાના પ્રકારનાં સુવાસિક પુષ્પોની ગાદી તથા તકીઆ બીછાવેલા હતા; વળી તે પલંગની આસપાસ તે દિવાનખાનાની સ્ફટિકની ભૂમિમાંથી સોનાની નળીઓ વાટે ફરફરાટ ઉડી રહેલા ગુલાબ, મોગરા વગેરે પુષ્પોના અર્કના ફુંવારા ઉડતા હતા, ત્યાં આગળ મહારાજા જનક ભોજન કરીને તે પલંગપર તકીયાને અઢેલી આડા થયલા હતા. શરીરે યક્ષકર્દમ–ઘણાંક સુવાસિકચંદનો ઘસેલો ગારો ચર્ચેલો હતો, ઉપરથી વ્યંજન થતા હતા, ને સઘળી રીતે શીતળ ઉપચારો થતા

હોવાથી તે ઠેકાણે ઉષ્ણકાળનો કિંચિત્ ભાસ પણ થતો નહોતો. ત્યાં આગળ પડ્યાં પડ્યાં જનકરાયની આંખ સહજ મળી ગઇ. તે અર્ધા જાગેલા ને અર્ધા ઉંઘેલા હતા, અર્થાત્ ઊંઘ આવી ન આવી હતી તેવામાં તેમને એક વિલક્ષણ સ્વપ્ન થયું.

પોતાના રાજ્યપર જાણે કોઈ પરદેશી બળવાન્ રાજા ચઢી આવ્યો. તેના અપાર સૈન્યે પોતાના નગરને ચોમેરથી ઘેરી લીધું. તેની સાથે અત્યંત યુદ્ધ કરતાં પોતાનું સર્વ સૈન્ય નાશ પામ્યું, જેથી નિર્બળ થવાથી પોતાને તે શત્રુ રાજાએ નગરમાંથી નિકળી જવાની તાકીદ કરી, ને રાજ્ય સિંહાસન પોતાને સ્વાધીન કરી લીધું. શત્રુએ રાજ્ય, ધન, સંપત્તિ, સ્ત્રીઓ અને એકંદર રીતે સર્વસ્વ હરણ કરી લીધું એટલુંજ નહિ, પણ તેના શરીરપરનાં સર્વ વસ્ત્ર તથા અલંકારો પણ ઉતારી લઈ માત્ર લજ્જા રક્ષણાર્થે એક પટકો પેહેરવાને આપીને ત્યાંથી કાઢી મૂક્યો. વળી સર્વત્ર ઢંઢેરો ફેરવ્યો કે, 'આ જનકનું દયાથી મિત્રતાથી અથવા પોતાનો આગળનો રાજા જાણીને પણ કોઈ સન્માન કરે નહિ. વળી તેને કોઈએ પોતાને ત્યાં કોઈ જાતનો આશ્રય આપવો નહિ.' તુરતજ જનકને એક કંગાલ જેવા મનુષ્યની હાલતમાં આંખમાંથી પડતે આંસૂએ અનુચરોના ધક્કા ખાતાં અતિ સુંદર રાજમેહેલમાંથી બહાર નિકળવું પડ્યું. હવે ક્યાં જવું તેની સૂઝ પડે નહિ. માર્ગમાં--શેરીઓમાં, ને ચૌટામાં કોઈ તેને બોલાવતું કે આદરમાન પણ આપતું નથી. પોતાના અમલ વખત પોતાનું નામ સાંભળીને જેઓ થરથર ધ્રૂજતા હતા, ને પોતાના મ્હોંમાંથી માત્ર એક વચન નિકળતાં પહેલાં સૈકો તેનો અમલ કરતા હતા, તેઓ આજે તેના સામું પણ જોતા નથી. હાથીપર કે સુખપાલમાં બેસીને પોતાની સ્વારી જ્યારે બજારમાંથી નિકળતી ત્યારે મોટા કોટયાધીશથી માંડીને કંગાલ સુધી સર્વ માણસો જેને દંડવત્ કરતા હતા તેઓમાંથી આજે કોઈ તેને પાસે પણ ઊભું રહેવા દેતું નથી. શત્રુ રાજાનો હુકમ થવાથી સઘળે તેને માર માર ને ફીટ ફીટ થઈ રહી છે. માત્ર એકજ પોતીઉં પેહેરેલું હોવાથી માર્ગમાંનાં શ્વાન અને બાળકો તેની વાંસે પડે છે. આટલું છતાં પણ શેહેરમાં રહેવાનો હુકમ નથી. વળી ખરા મધ્યાહ્ન થયેલા છે, ઊનાળાનો દહાડો હોવાથી તીવ્ર તાપ પડે છે. પગમાં જોડા કે શરીરપર વસ્ત્ર નથી. પોતાના અમલ સમયે આવા ઉષ્ણકાળમાં તો બહાર નિકળવું

શાનુંજ હોય, પણ કદાચ નિકળવું પડે તો સેંકડો ઘોડેસ્વારો આગળ ને સેંકડો પાછળ ચાલતા એટલુંજ નહિ, પણ જેમાં જરાપણ ગરમ વાયુનો પ્રવેશ થઈ શકે નહિ એવા થંડા મેના કે હાથીની અંબાડીમાં બેસી તે નિકળતો, ને ઉપર સુશોભિત છત્ર ધરાતાં હતાં. તે ધણીને આજે મધ્યાહ્‌ને અડવાણે પગે ને ઉઘાડે શરીરે ગામમાંથી બહાર નિકળવું પડયું.

સૂર્યનારાયણ પૂર્ણ રીતે તપે છે, નીચે રેતી લાહે જેવી ગરમ થયેલી છે, રાનમાંથી ચારે કોરના અગ્નિની જ્વાળા જેવી લૂના સપાટા શરીરને બાળી નાંખે છે, ને વેળા વટી ગઈ છે માટે ક્ષુધા પણ ક્ષાકડાં કરડે તેવી લાગી છે; એવી સ્થિતિમાં જાણે તે જનકપુરથી નિકળી ચાલ્યો. માર્ગમાં ઝાઝાં વૃક્ષો પણ નથી, કે જેને નીચે સહજ વાર પણ આરામ લેવાય. અત્યંત ત્રાસથી અને શોક તથા ખેદથી પૂર્ણ અંતઃકરણે આંખોમાંથી ગળતે આંસૂડે તે જાણે સુમારે સાંજ પડવા આવી તે વેળાએ એક બીજા શેહેરમાં જઈ પહોંચ્યો. ત્યાં પણ શત્રુ રાજાએ પોતાની આણ ફેરવી હતી માટે કોઈ તેને આશ્રય આપે તેવું નહોતું. ભૂખથી લમણા બેસી ગયા છે, ને ડાચાં મળી જઈ પેટ વાંસે ચોંટયું છે. વળી આખો દિવસ વનનો રૌરવ નરકના જેવો મહાત્રાસ ભોગવી શરીર કેવળ શિથિલ થઈ ગયલું છે, અને પોતાને થયલા આ અઘાત અપમાન તથા પદભ્રષ્ટપણાની ચિંતા તથા ખેદ તો ત્રૈલોકયમાં પણ સમાતાં નથી. આટલું છતાં પેટ કંઈ મૂકી દે છે? ભૂખના આગળ બીજાં સર્વ દુઃખ દટાઈ જાય છે. માટે હવે પેહેલો તેનો ઉપાય કરવો એવો વિચાર કીધો, પણ કોઈ આશ્રય આપે એમ નહોતું તેથી ઘરોઘર ને હાટોહાટ ભિક્ષા માગવા માંડી. આખું શેહેર–તેની ઓગણીસ બજારો–ફરતાં ફરતાં છેક પાછલો બે ઘડી દિવસ રહ્યો, ને શરીર થાકી ગયું ત્યારે માત્ર ઓગણીસ બદામ ભીખમાંથી એકઠી થઈ! અરે માત્ર એક પા પૈસાનું વિત્ત પણ નહિ! હવે એમાં તે શું અન્ન કે બીજું કંઇપણ મળે? વારૂ; હવે જેમ તેમ ભાઈ બાપા કરીને તે ઓગણીશ બદામનું એક કુંભારની પાસેથી એક માટીનું ડોબરૂં [ઠીકરાનું શામ પાત્ર–ચાપણું ભીખારીને માગી ખાવાનું] વેચાતું લીધું, ને એક સાહુકાર પોતાને ત્યાં સદાવ્રતમાં નિત્ય ભીખારીઓને રાંધેલો ખીચડો આપતો હતો ત્યાં આગળ તે ડોબરૂં લઈને ગયો. પણ ત્યાં મોડું થઇ ગયલું

હોવાથી સૌ ભીખારીઓને ખીચડો અપાઈ ગયો હતો, તેથી રાંધનારે તેને જાણે મારીને ત્યાંથી હાંકી કાઢવા માંડયો તેમ લાગ્યું, પણ ઘણીક આજીજી કરવાથી દયા લાવી તેણે વાસણને તળીએ કે પેટે જરા-તરા વળગેલો ખીચડો ઘસડીને કાઢી આપ્યો. આ લઈને જાણે તે પેલાં સઘળાં ભીખારૂઓની સાથે બન્તરમાં જઇ બેઠો, જ્યાં આગળ તે પીરસેલા ખીચડામાં તે સાહુકાર તરફથી પૈસા પૈસાભાર ઘી અપાતું હતું. અતિશય ક્ષુધાને લીધે આત્મા અત્યંત આકુળ વ્યાકુળ થતો હતો, ને આખું શરીર કંપતું હતું તેથી ભીખારૂઓની ભીડમાં ઘી લેતી વેળાએ હાથ સ્થિર નહિ રહેવાથી ડોબરૂં હાલતું રહ્યું નહિ તેથી ઘી સઘળું નીચે ઢળી ગયું. કોરી ખીચડી કેમ ખવાશે એવા વિચારથી તે ઘી આપનારાને ઘણાક કાલાવાલા કર્યા ત્યારે તેણે દયાને લીધે બીજીવાર ઘી નાંખ્યું. ખીચડી મળી, ઘી મળ્યું; પણ તે કંઈ માર્ગમાં બેસી ખવાય નહિ, માટે વિચાર્યું કે ભૂખ ઘણી લાગી છે, તો કોઇ એકાંત સ્થળ જોઈ ત્યાં બેસીને હું નિ-રાંતે ખીચડો ખાઉં. જોતાં જોતાં બન્તરમાંજ એક દુકાનના ઓટલા નીચે સારી ચોખ્ખી જગ્યા જોઈ એટલે જાણે ત્યાં તે બેઠા. ને ધીરે ધીરે ધ્રૂજતે હાથે પેલું ઠીકરૂં ઝાલી તેમાંની ખીચડી ભેળવા માંડી. "અરે રે, હે પરમેશ્વર, હું કોણ હતો ને શું થઈ ગયો! હે પ્રભુ, તારી અકળકળા અકળિતજ છે,તારી લીલા તુંજ જાણે! તું ઘડીકમાં રાજા-ને રંક, ને રંકને રાજા બનાવી દે છે! હે અનાથબંધુ! તારી લીલાની બલિહારી છે, ને તારો હું મોટો ઉપકાર માનું છું કે આટલી આટલી આપત્તિ મારે માથે પડતાં પણ આખરે અત્યારે તેં મને અન્ન ભેગો કર્યો. હે પરમાત્મા, તેં પાડી ને મેં ઉપાડી છે. પણ હે દીનદયાળ, આ જ્ઞાન મને હમણાંજ સાંભરી આવ્યું છે; નહિ તો સંસારમાં મનુષ્ય માત્રની રીતજ છે કે જે કંઈ સુખ સંપત્તિ મળી તે પોતાના ભાગ્યથી મળી, ને દુઃખ પડયું તે નિર્દય ઈશ્વરે દીધું એમજ તેઓ ધારે છે. દુઃખ વિપત્તિ એ અમારો મનુષ્ય માત્રનો ગુરુ છે, ને દુઃખ એજ મોટો સત્સંગછે. દુઃખ-થીજ તારા મંગલનામાભિધાનનું મનુષ્યને સ્મરણ થાય છે. સુખ સંપત્તિમાં ભૂલેલો મનુષ્ય દુઃખ દેખે છે ત્યારેજ તને સંભારે છે. પણ હે પ્રભુ, એ સઘળું કંઇ મનુષ્યના સ્વાધીનમાં નથી. કારણ અમો સૌ તારી માયાના બંધનમાં વસીએ છીએ; ને એ

માયાવડેજ અમારી એવી વિપરીત મતિ થાય છે. પણ નિરંતર તારા પરમપુણ્યરૂપ નામનું સ્મરણ કરે છે, તેઓને તે માયા ભ્રષ્ટમતિવાળી કરી શકતી નથી. પણ હશે. આજ તો તેં મને ખરેખરી પાડી છે. વારૂ, તારી મરજી; આટલું વેડતાં અંતે આ માગ્યુંત્યાગ્યું અન્ન મને મળ્યું છે, તે પણ તું ખાવા દઈશ તોજ ખવાશે." આવો વિચાર કરતાં ખીચડું ભેળાઈ રહ્યું; ને હવે ભગવાનનું નામ લઈ જેવા પોતે પેહેલોજ ગ્રાસ ભરવા જાય છે એટલામાં કયાંયથીએ બે મસ્ત સાંઢ બજારમાં લડતા અને મારામારી કરતા ત્યાં આવ્યા, જેમની હડફેટમાં આવવાથી તે તૈયાર કરેલી ખીચડીનું ઠીકરૂં કયાંય ફૂટી ગયું, ને તેમાંની ખીચડીએ કયાંય ધૂળમાં મળી ગઇ! "અહા! હા! હા! ધન્ય પ્રારબ્ધ! ધન્ય, ધન્ય, મારૂં ભાગ્ય. અરે! પણ હવે મારી શી ગતિ!" આ છેલ્લો શબ્દ બોલતાં મહારાજા જનક પુષ્પશય્યાપર ચમકી ઉઠયા, ને ઉપરની સર્વ લીલા અદૃશ્ય થઇ ગઈ!!

રાજાને પલંગપર જાગેલા જોઈ, "મહારાજાધિરાજ જનકરાયને ઘણી ખમા!" એમ છડીદારો વગેરે બોલવા લાગ્યા, તથા વારંવાર પંખાઓ તથા ચામરો વગેરેથી વ્યજન કરવા લાગ્યા. પણ રાજાને તે કશું ન રૂચતાં માત્ર સ્વપ્નની વાતજ તેની નજર આગળ રમવા લાગી. તે પોતાના મનમાં અતિ વિસ્મયતા સાથે વિચાર કરવા લાગ્યો કે, "મેં આ શું જોયું? અરે મારી કેવી વિપરીત ગતિ થયલી મેં સ્વપ્નમાં જોઈ? અરે! એ તે સ્વપ્ન કે સાચું? કેમકે જે જે અવસ્થા મારી થઈ, અને તેથી જે જે દુઃખ મને લાગ્યું તે તે સર્વ જાણે મેં પ્રત્યક્ષ જોયું હોય તેવું હતું. જેવી આ મારી સ્થિતિ છે, ને હું જેવા સર્વોત્તમ રાજસી ભોગનો અનુભવ કરૂં છું, તેટલુંજ-તેનાથી ઉલટું સૌથી છેલ્લી પંક્તિનું પરાકાષ્ટાનું દુઃખ મેં ખરેખરો કંગાલ થઈને હમણાંજ ભોગવ્યું. ત્યારે આ શું આશ્ચર્ય? શું હું હમણાં ઘડી પેહેલાં હતો તેવો કંગાલ પુરુષ છું, કે આ મિથિલ દેશનો રાજા છું? બેમાંથી હું કોણ છું? જો રાજા નથી, ને કંગાલ છું, એમ માનું તો આ હજારો દાસદાસીઓ ને સુબા સુબેદારો મારી સેવામાં તત્પર છે તેથી પ્રત્યક્ષ રાજાપણું સિદ્ધ કરી આપે છે; અને કંગાલ નથી, રાજા છું એમ માનું, તો હમણાંજ પરમક્ષુધિત અવસ્થામાં મારા હા-

થમાંનું અન્ન ધૂળમાં મળી ગયું એ મેં પ્રત્યક્ષ જોયું છે, ને હજુ સુધી મને તે અવસ્થાના લાગેલા ભયથી મારી છાતી ધડકે છે. ત્યારે એ બેમાંથી શું ખરૂં ! આ સત્ય કે તે સત્ય ? આ માટે મારા મનનું સમાધાન કોણ કરશે ? આ વાત હું કોને કહું ? શું હું રાજા છતાં મેં હમણાં વેઠેલી ગરીબાઈ હું કોઈની આગળ પ્રકાશ કરી શકું એમ છે ? નહિજ. કદી મારાથી આ વાત કોઇ આગળ કહેવાય તેમ નથી. ત્યારે હવે આનું સમાધાન કોણ કરશે ?" ઈત્યાદિ વિચારોમાં તેનું મન લીન થઈ ગયું, જેથી કોઈપણ જાતના ભોગભોગવવાપરથી તેની આસક્તિ તદ્દન ઉઠી ગઇ; ને માત્ર 'આ સાચું કે તે સાચું" એટલીજ વાતપર નિજધ્યાસ લાગી રહ્યો. પછી તેણે એક પછી એક મોટા ઋષિયો, બ્રાહ્મણો, ને મુનિ તથા તપસ્વીઓને નિમંત્રણ કરી પોતાને ત્યાં બોલાવવા માંડયા, ને "આ સાચું કે તે સાચું" એટલોજ માત્ર પ્રશ્ન પોતાના સમાધાન માટે તેઓને પૂછવા માંડયો. પ્રશ્નનું કંઇ મ્હોં કે માથું હોય તો તેનો પ્રત્યુત્તર દેનાર કોઈપણ સમર્થ પુરુષ મળી આવે; પણ બાધે ભારે "આ સાચું કે તે સાચું" એના ઉત્તર ગમે તેવા વિદ્વાન અને જ્ઞાનીથી પણ કેમ કરીને થાય ? માટે જેટલા મહાન પુરુષોને તે પોતાને ત્યાં બોલાવે, તેમને પોતાની સભાના મધ્યમાં રૂડું સિંહાસન બિછાવી તેપર બેસાડી પૂજા અર્ચા કરે, ને પછી પ્રશ્ન પૂછે કે મહારાજ, સેવકની એટલીજ જિજ્ઞાસા છે કે આપની કનેથી એક પ્રશ્નનું સમાધાન મળે. તે પ્રશ્ન માત્ર એટલોજ છે કે "આ સાચું કે તે સાચું ?" આમ પ્રશ્ન પૂછતાં જ્યારે ને મહાત્માઓથી તેનો ઉત્તર અપાય નહિ, ત્યારે તે તેમને એમજ કહે કે "હે ઋષિવર્યો, આ પ્રશ્નનો ઉત્તર મળ્યા વિના મને વધારે તો શું, પણ અન્ન પાનાદિ સુદ્ધાં રૂચતું નથી તેથી આપથી મને આવી અવસ્થામાં મૂકી કેમ જવાય ? આપ સર્વ પ્રજાના માત પિતા છો, ને અમો રાજા તથા પ્રજા આદિ સહુ તમારી સંતતિ સમાન છીયે, કારણ અમને સૌને ધર્મશાસ્ત્રોનો ઉપદેશ કરી સદ્ધર્મ માર્ગે ચલાવનાર આપજ છો. આપને નિત્યકૃત્ય, અગ્નિહોત્ર, દેવાર્ચન ઈત્યાદિને માટે જોઈતાં સર્વ સાહિત્યો યથેચ્છપણે આ સેવક પાસેથી પૂરાં પાડવામાં આવશે, ને આપની આજ્ઞાનુસાર સર્વ વાતે સેવામાં હું તત્પરજ છું. પણ હવે આપ અહીંજ નિવાસ કરો. આ રાજ્ય તથા સંપત્તિ સહુ આપનાંજ છે. આપ જ્યારે અમારી અવગણના કરી

ચાલ્યા જશો, ત્યારે પછી અમારે બીજા કોને શરણે જવું ? માટે જ્યાં સૂધી મારા પ્રશ્નનો યથાર્થ ઉત્તર મને મળે નહી ત્યાં સૂધી કૃપા કરી અત્રે રહીને મારી સેવાને અંગીકૃત કરો." રાજાનું આવું ન્યાય યુક્ત બોલવું સાંભળી કોઇથી તે અમાન્ય થાય તેમ નહોતું; તેથી આવનાર ઋષિમુનિયો કંઈપણ આનાકાની વગર જનકપુરમાં નિવાસ કરી રહેતા હતા. રાજા તેમને સર્વ સહિત્યો પૂરાં પાડતો હતો, ને રહેવાને માટે સર્વ પ્રકારની સોઇવાળા ઋષિમુનિયોને વસવા યોગ્ય અવાસો જનકપુરની વિલાસવાટિકાઓમાં તૈયાર કરાવી આપ્યા હતા. આમ કરતાં વર્ષોનાં વર્ષો વીતી ગયાં, પણ જનકરાયને પોતાના પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ. બ્રાહ્મણો પણ પોતાનાં ઘર કુટુંબનો વિયોગ વેઠતા ત્યાં પડી રહ્યા છે, પણ તેમનાથી ત્યાંથી નિકળાતું નથી.

એક સમયે મહારાજા જનક કંઈ કાર્ય પ્રયોજને સુખપાલમાં બેસી કેટલાક અધિકારીઓ સાથે છડી સ્વારીથી શેહેરમાં થઈ જતા હતા, તેવામાં એક સાંકડા માર્ગપર તેમની સ્વારી અટકી. સ્વારીમાં સૌથી મોખરે એક મુખ્ય પ્રધાન જે ઘણો વિચક્ષણ હતો તે ચાલતો હતો. તે જે વેળા એ માર્ગપર આવ્યો તે વેળા માર્ગની વચ્ચોવચ્ચ સુમારે આઠેક વર્ષની ઉમરનો અને તદ્દન કદરૂપો પેલો બ્રાહ્મણનો બાળક બેઠેલો હતો. તેના શરીરનાં અંગેઅંગ બહુ વિલક્ષણ પ્રકારે વાંકાં હતાં, તેથી તેને ચાલતાં બહુ અડચણ પડતી હોય એમ લાગતું હતું. ઘોડેસ્વાર થયલો અને સ્વારીને મોખરે ચાલનારો પ્રધાન ધબડ ધબડ કરતો ત્યાં આવ્યો, ને તે બાળકને વચમાં બેઠેલો જોઈ કહેવા લાગ્યો, "કોણ છે રે માર્ગમાં? ચાલ કોરે ખસી માર્ગ આપ; મહારાજા જનકની સ્વારી આવે છે." આટલા પ્રધાનના બોલ સાંભળતાંજ તે બાળક એકાએક ક્રોધ કરી બોલ્યો— "રે અંધ, રે સનેત્રાંધ*, શું તું તારે નેત્રે જોઈ શકતો નથી, કે મને પૂછે છે જે કોણ છેરે માર્ગમાં?" આ સાંભળી પ્રધાન મનમાં કંઇક આશ્ચર્ય પામી આ બાળકના આવા નિર્ભય પ્રત્યુત્તરથી ખંચાયો ને ફરી કંઈ બોલવા જતો હતો એટલામાં વળી તે બાળક બોલ્યો, "મૂઢ, કોરે ખસી માર્ગ આપવાનો કોને અધિકાર છે એ તું નથી જાણતો ? તું તો શું, પણ તું જેને અર્થે માર્ગ આપવાનો હુકમ કરે

* નેત્ર છતાં આંધળો.

છે એ તારો રાજા જનક પણ આ ઉપરથી મને કેવળ મૂઢ લાગ છે. જા, હું માર્ગમાંથી ઉઠતો નથી; ને તારી આજ્ઞા મારે માન્ય નથી. જો અહીં થઇનેજ જવું હોય તો તારા જનકને કેહે કે માર્ગ બંધ છે માટે બીજે માર્ગે થઈને જાય.” આથી તો પ્રધાન ઘણુંજ આશ્ચર્ય પામ્યો, ને આટલી નાની ઉમરનો બાળક કેટલું બધું ન્યાયથી રસેલું વચન બોલે છે એ જાણી તે તેના પ્રત્યે એક શબ્દ પણ બોલી શકયો નહિ. તુરત તેણે પોતાના અશ્વને અટકાવ્યો, ને રાજા પાસે જઈ આ ખબર કહી. પ્રધાનના મુખથી આ સમાચાર સાંભળી રાજાએ પોતાની પાલખી ઉભી રખાવી; ને પોતે જ્ઞાતા હોવાથી પ્રધાનદ્વારા સાંભળેલાં તે દ્વિજપુત્રનાં વચનથી આશ્ચર્ય પામતો પ્રધાન પ્રત્યે બોલ્યો, “ તું કહે છે તે પ્રમાણે તે બ્રાહ્મણ પુત્રનું બોલવું યથાર્થ છે. એના શરીરના તેજ તથા યજ્ઞોપવીતાદિ ચિહ્નોપરથી તેં જાણ્યુંજ હતું કે એ બ્રાહ્મણનો બાળક છે, છતાં તેં ‘કોણ છેરે માર્ગમાં?’ એમ જે પૂછયું, તે ખરેખર ન પૂછવા જેવુંજ હતું; ને તેથીજ તેણે તને બેધડક સનેત્રાંધ કહ્યો. વળી ‘ચાલ કોરે ખસી માર્ગ આપ’ એ તારો હુકમ પણ બહુ અઘટિત હતો. કેમકે પ્રથમ તો એ બ્રાહ્મણ પુત્ર છે માટે આપણે ક્ષત્રિએ જરૂર તેનું વદન કરવું જોઈએ, ને તેને માર્ગ આપવો જોઈએ. ને એ ઉપરાંત વળી તે શરીરે ચાલવાને બહુ અશકત છે, તો તેવા અશક્ત મનુષ્યને રાજા તથા પ્રજા સૌએ માર્ગ આપવો જોઈએ. કેમકે ગમે તેટલી ઉતાવળથી આપણે તેને નિર્દયપણે કોરે ખસવા કહીએ પણ તે કેમ કરી ખસી શકે? માટે આપણે એને બાજુ ખસેડવાનો અધિકાર નથી; ને તેથીજ તેણે તને મૂઢ કહ્યો. વળી સેવકે કરેલા અપરાધનો દોષ ધણીને લાગે છે; અર્થાત્ સેવકે અન્યાય કર્યો, તો તેનો ધણી પણ અન્યાયી હોવોજ જોઇએ એમ અનુમાન થાય છે તેથી કરીને તેણે એ વાતે મને પણ મૂઢ કહ્યો. પણ આ ઉપરથી તે બાળક બહુ વિચક્ષણ અને ચમત્કારી ભાસે છે; માટે જાઓ તેને મારી પાસે તેડી લાવો.” પ્રધાન પાછો તે બાળક પાસે આવી બોલ્યો, બ્રહ્મપુત્ર, હું આપને વંદન કરૂં છું; મારો અપરાધ ક્ષમા કરો, ને મહારાજા જનક આપને બોલાવે છે માટે કૃપા કરી તેમની પાસે ચાલો. તે આપની વાટ જોઈ માર્ગમાંજ ઉભા છે.” આ સાંભળી તે બાળક બોલ્યો, “કેટલું બધું આશ્ચર્ય ! અરે ! કેટલો બધો પ્રમાદ ! હજારો અને લાખો મનુષ્યોપર

પોતાનો અંકુશ રાખનારા, ને તેઓને ન્યાયથી વર્તવા માટે પોતાના આજ્ઞા બંધનથી બાંધનારા ભૂપતિમાં પોતામાંજ જ્યારે ન્યાયથી વર્તવાનું જ્ઞાન નથી, ત્યારે તે બીજાઓને શું ન્યાયથી ચલાવી શકે? હું ચાલી શકું એમ નથી એ તેણે (રાજાએ) જાણ્યું છે, તેમ તે કંઇ હમણાં ન્યાયાસનપર વિરાજેલો નથી, કે જેથી તેનાથી ઉઠી અહીં આવી શકાય નહીં. તે હમણાં માર્ગમાંજ ઉભો છે. અને મેં તેને અટકાવ્યો નહત તો અહીં પણ કયારનો આવ્યો હતજ: તો પછી હમણાં તેણે ત્યાં ઉભા રહી મને બાળકને ત્યાં બોલાવવો એ ન્યાય કેમ કહેવાય? પણ એ તેનો મહજ છે. રાજસેવક, તું જા, તારા રાજાને ઇચ્છા હશે તો મારી પાસે આવશે; હું કંઇ તેની આગળ આવતો નથી." આ સાંભળી પ્રધાને તુરતાતુરત રાજા પાસે જઈ આ વૃત્તાંત સંભળાવ્યો ત્યારે રાજા બહુ આશ્ચર્યથી કહેવા લાગ્યો કે, "અહો! ખરેખર એ કઈ ચમત્કારી પુરૂષ દેખાય છે. માટે ચાલો હું પોતેજ તેની પાસે આવું છું." આમ કહી પોતે પાલખીમાંથી નીચે ઉતરયો, ને પગે ચાલતાંજ તે માર્ગમાં બેઠેલા દ્વિજપુત્રની પાસે આવ્યો. એ બાળકનું સ્વરૂપ જોતાંજ મનુષ્યને હસવું આવે એવું હતું; ને રાજાને પણ અંતરમાં બહુ હસવું આવ્યું. પણ શાપના ભયથી તેણે હાસ્ય દબાવી રાખી તુરત તેને નમસ્કાર કીધો, ને કેટલીક સ્તુતિ કરી કહ્યું કે, "બ્રહ્મદેવ, આપ ભલે પધાર્યા. આપે મારા નગરને આજે પાવન કીધું એથી મને બહુ હર્ષ થાય છે; એવીજ રીતે આપ મારા ગ્રહને પણ પાવન કરશો. આપ કોના પુત્ર અને કયે પવિત્ર સ્થળે નિવાસ કરનારા છો? આપનું નામાભિધાન શું છે? ને આપ શા પ્રસંગે અત્રે પધાર્યા છો!" એ સાંભળી તે બાળકે તેને જણાવ્યું કે "હે રાજન્, હું કહોલ નામના ઋષિનો પુત્ર છું. અમારો મૂળ નિવાસ સરસ્વતીને તીરે છે, પરંતુ મારા પિતા કહોલ ઘણા કાળથી ઘેર ન હોવાને લીધે મારી માતુશ્રી સાથે હું મારા મોસાળમાં રહું છું. મારૂં નામ અષ્ટાવક્ર છે, ને તે, હું આઠે અંગે વાંકો છું તેથીજ પડયું છે, એમ મારી માતુશ્રીએ મને કહેલું છે. મેં સાંભળ્યું છે કે જનક નામના રાજર્ષિએ પોતાના કોઈ પ્રશ્નનું સમાધાન કરવા માટે ઘણાક ઋષિયોને બહુ વર્ષથી પોતાને ત્યાં રોકી તેમના કુટુંબથી વિયોગી કીધા છે; પણ હજુ સુધી તેઓથી તેનું સમાધાન થયું નથી. માટે રાજાને કદાચ એમ

લાગવાનો સંભવ છે કે જગત્‌માંથી બ્રહ્મબીજ નાશ પામ્યું હશે. તો તે પ્રસંગ જોવાને અર્થે હું અહીં આવ્યો છું. ત્યારે શું એ જનક તે તુંજ કે ? એવો તે શો તારો પ્રશ્ન છે કે તેનું સમાધાન હજુ સુધી થયું નથી ?" રાજાએ ઉત્તર દીધો કે, "મહારાજ, એ જનક તે હુંજ અને મારાજ પ્રશ્નનું હજી સમાધાન થયું નથી; પણ આપ કૃપા કરી એક વખત મારા ભવનને વિષે પધારી મને પાવન કરો. ને તે પછી હું તે પ્રશ્ન આપને વિદિત કરીશ." રાજાના આગ્રહથી અષ્ટાવક્ર ઋષિ (તે ઋષિપુત્ર)એ રાજભવનમાં જવાની હા કહી. (કેમકે પોતાને તો આ કર્તવ્યજ હતું) એટલે પોતાની પાલખીમાં, રાજાએ, તેને તેના મામાની સાથે બેસાડયો, ને તુરત સ્વારી ઘરભણી પાછી વાળી.

ઋષિપુત્રને પોતાને ઘેર લઈ જઈ રાજાએ સારી રીતે આદરસત્કારયુક્ત પૂજન કર્યું, ભોજનપાનાદિથી સંતુષ્ટ કરી એક સુંદર ગૃહને વિષે ઉતારો આપ્યો. બીજે દિવસે સમય થતાં રાજાએ પોતાના રાજ મહાલયમાં એક મોટી સભા ભરી, ને સૌ પ્રધાનો, કાર્યભારીઓ, સંભાવિત ગૃહસ્થો તથા સર્વ ત્યાં રહેલા ઋષિયો વગેરે આવી ભરાયા ત્યારે ઉતારેથી અષ્ટાવક્ર ઋષિને બોલાવવાને પ્રતિહારને મોકલ્યો. થોડીકવારે દ્વારપાળે આવી રાજાને કહ્યું કે, "મહારાજ, અષ્ટાવક્ર ઋષિ પધારે છે." આ સાંભળી સર્વ સભાજનો તેમને જોવાને બહુ આતુર થઇ બેઠા, 'અષ્ટાવક્ર' એવું નામ સાંભળી સૌજન બહુ આશ્ચર્ય પામવા લાગ્યા કે–જોઈએ તો ખરા કે એ અષ્ટાવક્ર તે વળી કોણ ને કેવાક છે ! ક્ષણભરમાં લાકડીને ટેકે ટેકે સ્વારી સભાના દ્વાર આગળ આવી, ને અંદર પ્રવેશ કરવા જાય છે તેવાજ તેમના સન્માનાર્થે સર્વ સભાસદો ઉભા થયા. પણ આ વિલક્ષણ મૂર્ત્તિ જોઈ કોઇની પણ ધીરજ હાથ રહિ નહિઃ સૌકો ખડખડાટ હસવા લાગ્યા. કેમકે એક પગલું ભરવા જાય તેટલામાં તો પોતાનાં આઠે અંગ વાંકાં વાળવાં પડતાં હતાં ને અધુરામાં પૂરૂં સભાનો ઊંબરો વચમાં આવવાથી લાકડીની આંટી આવીને તે અંબળાઈ પડયા. આ જોઈને તો રાજા પણ ધીરજ રાખી શકયો નહિ, ને મોંઢે વસ્ત્ર લઇ હસવા લાગ્યો. પછી તેના મામાએ બેઠા કરવાથી જાળવીને ઋષિ ઉભા થયા, ને અંદર આવવા લાગ્યા, ત્યારે સર્વ સભાને હસતી જોઈ પોતે પણ આડું જોઈ હસવા લાગ્યા. રાજાને આશ્ચર્ય થયું કે માનભંગ થવું જોઈએ તેના બદલામાં આ બાળક ઉલટો હસે છે

કેમ ? તેથી તેમને મોટા સિંહાસનપર વિરાજિત કરીને પછી હાથ જોડી પૂછ્યું કે, "મહારાજ, આપ શા કારણથી હસ્યા ?" ત્યારે અષ્ટાવક્રે કહ્યું, "આ તારી મૂર્ખ સભા જોઈને, પણ તું શાને હસ્યો તે તો કહે ?" રાજા બોલ્યો, "મહારાજ, હું સત્યજ કહીશ; પણ આપ ક્રોધ કરશો નહિ. મારા મનમાં આપની સ્થિતિ જોઈને એ વિચાર આવ્યો કે આ મારે ત્યાં રહેલા સર્વ મહર્ષિયો, કે જેઓ અતિ તેજસ્વી છતાં વખતે સૂર્યને પણ પોતાના પરાક્રમથી સ્તંભિત કરવા સમર્થ છે, તેઓથી જ્યારે મારા પ્રશ્નનું સમાધાન થયું નહિ, ત્યારે આપથી કેમ કરીને થઈ શકશે !" આ સાંભળી અષ્ટાવક્રે ક્રોધથી કહ્યું, "તુ મૂઢ છે, આટલા માટેજ મને હસવું આવ્યું; કેમકે જેઓમાં ગુણ દોષની પરીક્ષા કે ખરૂં ખોટું સમજવા માટે સારાસાર વિચાર કરવાની શક્તિ નથી, તેવા પુરુષોથી ભરેલી સભાની મધ્યે બેસી તુ પ્રજાનું શું હિત કરી શકતો હોઈશ, ને તે પુરુષો તને શી ઉત્તમ સલાહ આપી શકતા હશે ? આશ્ચર્ય છે કે, રાજસભા, કે જ્યાં સર્વ ગુણસંપન્ન અને સદસદ્વિવેકી* તથા પ્રૌઢ વિચારના પુરુષો જોઈએ ત્યાં આગળ આજે કેવળ નરપશુ જેવા વિચાર રહીત પુરુષો મારા જોવામાં આવે છે !" આવાં બેધડક અને નિઃસ્પૃહતા ભરેલાં વચનો સાંભળી આખી સભા દિંગ્મૂઢ થઈ રહી ત્યારે વળી તે કૂબડો બાળક બોલ્યો, "અરે રાજા, તું વિચાર કર કે તૃષાતુર મનુષ્યને ગંગાના પ્રવાહમાં વેહેતા જળની જરૂર છે કે તેના વાંકા ચૂંકા અને કાદવથી ભરેલા કિનારાઓની જરૂર છે ? કિનારાઓ સારા હશે, ને પ્રવાહ સ્થળે જળ હશે નહિ, તો શું કિનારા કરડીને મનુષ્ય પોતાની તૃષા મટાડી શકશે ? તેમજ ક્ષુધાતુર મનુષ્યને ભોજન સમયે પીરસેલા અન્નની જરૂર છે કે તે અન્નનાં સોના રૂપાનાં, કે ઇતર ધાતુનાં કે માટીનાં અને વાંકાં ચૂકાં, કૂબડાં પાત્રોની જરૂર છે ? પાત્રો સોનાનાં કે રૂપાનાં હોય ને અંદર ભુસ્સાના લાડુ કરી પીરસેલા હોય તો તેથી શું ક્ષુધાતુરની ક્ષુધા જવાની હતી ? વાસણો ચાટીને કે કરડીને પછી ભલે આનંદ માને ! તેવીજ રીતે હું શરીરે કુરૂપ અને કૂબડો છું, ને મારાં હસ્તપાદાદિ સઘળાં અંગ વક્ર છે, પણ તે સાથે તારે શું કાર્ય છે ? તું મને જે પ્રશ્ન પૂછીશ તેનો પ્રત્યુત્તર શું મારા હાથ, પગ, માથું, પેટ, મોઢું, નાક, કાન, કે ચક્ષુ

* સદ્ અને અસદ્ જાણવાના વિવેકવાળા.

ઈત્યાદિમાંથી કોઈપણ આપવાનું હતું? તારો ઉત્તર તો માત્ર મારી વાણીજ આપશે, અને તે કંઈ કાળી કે કુબડી નથી. માટે ચાલ ત્વરા કર; તારો પ્રશ્ન શો છે તે બોલ." આ સાંભળી આખી સભા સહિત રાજા અતિશય આશ્ચર્ય પામ્યો, ને આ આઠ વરસના બાળકની આવી પ્રજ્ઞા* જોઈ તેને નિશ્ચય થયો કે આમાં કંઇ મોટું દૈવત જણાય છે. પછી સિંહાસનપરથી ઉતરી તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, ને અનેક પ્રકારે અપરાધની ક્ષમા માગી, કરજોડી રાજા તેની સન્મુખ ઉભો રહ્યો.

હવે રાજાના ગુહ્ય પ્રશ્નનો ઉત્તર સાંભળવાને રાજા પોતે અને ઋષિ મુનિ આદિ સર્વ સભાજનો બહુ આતુર થઈ રહ્યા હતા; માટે તેમનો અભિપ્રાય જાણી તે ઋષિપુત્રે કહ્યું, "બોલ, તારો શો પ્રશ્ન છે?" ત્યારે રાજાએ નિયમ પ્રમાણે બીજું કશું ખુલ્લું ન કરતાં માત્ર એટલુંજ કહ્યું કે, "મહારાજ, આ સત્ય કે તે સત્ય?" એ સાંભળતાંજ બાળક બોલ્યો, "અહો! માત્ર એટલા માટેજ તેં આટલા બધા ઋષિયોને રોકી મૂક્યા છે કે? બીજું કંઈ નહિ, પણ માત્ર તારી લજ્જાએ તને આટલો બધો દુઃખી કર્યા છે. લજ્જા ન રાખતાં તેં સ્પષ્ટપણે પ્રશ્ન પૂછ્યો હોત, તો તેનો ઉત્તર તને ક્યારનોએ મળી ચૂક્યો હોત. પણ તે તારોજ વાંક છે. હશે. પણ તું તેનો મોઘમપણેજ ઉત્તર માગતો હોય તો તારી મેળે સમજ કે, 'જેવું તે તેવુંજ આ. એમાં ને આમાં કંઈપણ ફરક નથી. જેવું તે હતું-દેખાતું હતું ને નથી, તેવુંજ આ પણ છે-દેખાય છે, પણ નથી.' આ સાંભળતાંજ રાજા દંડની પેઠે ઋષિપુત્રના ચરણમાં પડ્યો, ને 'સદ્ગુરુ, સદ્ગુરુ' એમ પોકારવા લાગ્યો, કેમકે તેનું પૂરેપૂરું સમાધાન થયું હતું. પણ એ જોઈ સર્વ સભાજનો તેમજ ઋષિયોને તો ઉલટી વધારે ઉત્કંઠા થઇ, ને તેમનાં મન વધારે શંકાશીલ થયાં, તેવી તેમણે ઋષિપુત્રને વિનંતી કરી કે, "હે બ્રહ્મપુત્ર, આ પ્રમાણે ગુહ્યાર્થજ કહેવાથી અમોને શો લાભ? એથી તો માત્ર એકલા રાજાનુંજ સમાધાન થયું; પણ અમે તેમાંનું કંઇ સમજી શક્યા નથી. માટે કૃપા કરી અમો સર્વની શંકા દૂર થાય તેમ તેનું વિવેચન કરશો." ત્યારે અષ્ટાવક્રે કહ્યું, "રાજા, સભાસદોનું કહેવું યો-

* બુદ્ધિ.

ગ્ય છે, માટે હું પ્રકાશિતપણે કહું છું. સ્વપ્નમાં જોયેલો પ્રકાર સઘળો ખોટો છે, તેવુંજ આ સાંસારિક દર્શન પણ ખોટુંજ છે. જેવું સ્વપ્ન તેવોજ સંસાર. એટલા માટે મહાત્મા જ્ઞાનીજનોએ વારંવાર સંસારને સ્વપ્નવત્ કહેલો છે, જેવું તેં સ્વપ્નમાં રાજ્ય ખોયું, ક્ષુધા વેઠી, બજારે બજાર ફરી ભિક્ષા માગી, જેમ જેમ કરી મહા સંકટે ઠીકરૂં તથા ખીચડી મેળવી, ને ખાવા માટે અતિશય પ્રયાસ અને ઉત્કંઠાથી તું મથ્યો છતાં આખરે વૃષભોએ તે ખીચડી સહિત ઠીકરૂં ફોડી ધૂળ મેળવી નાંખ્યું–અર્થાત્ આશામાંને આશામાં એવો મિથ્યા પ્રયત્ન કરતાં પણ છેલ્લે તેથી તને કિંચિત્ પણ સુખ થયું નહિ, ને તારા હાથમાં કશુંએ ન રહેતાં તું જેવો ને તેવોજ (નિરાશ–દુઃખી) રહ્યો. તેવુંજ આ તારૂં રાજ્ય તથા જે દિને તને સ્વપ્ન થયું તે દિવસનો તારો અનુપમ વૈભવ એ સર્વે જાણવું. તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો હોય તો વિચાર કરી જો કે જે દિવસે તને તે સ્વપ્ન આવ્યું હતું, તે દિવસના સ્વપ્નમાં ભોગવેલું દુઃખ, અને જાગૃતઅવસ્થામાં અનુભવેલું સુખ, એ બેમાંથી આ વખતે તારી પાસે શું છે? તે સમયના ત્રાસથી આ વખતે તને જરાએ સંકટ થાય છે? વા તે સમયના રાજવૈભવથી આ વખતે તને કિંચિત્ પણ આનંદ કે સુખ થાય છે? કંઇજ નહિ, જો સ્વપ્નજ માત્ર જૂઠું અને આ સાચું હોય તો આ નિરંતર જેવું ને તેવુંજ રહેવું જોઈએ. પણ તેમ કંઈ નથી. સ્વપ્નની પેઠેજ આ (સંસાર)નો પણ નાશ થતો જાય છે. ફરક માત્ર એટલોજ કે નિદ્રાવસ્થામાં દર્શિત થનારૂં એ નહાનું સ્વપ્ન અને જાગૃતઅવસ્થામાં દેખાતું આ મોટું સ્વપ્ન. શેર અન્ન એકજ દિવસ ખાવા ચાલે, ને મણ ચાળીશ દહાડા પહોંચે, પણ એ શેરે ખાઇ રહ્યા પછી કંઈ નહિ, ને ચાળીશ દિવસે મણ પણ ખાઈ રહ્યા પછી કંઇ નહિ. હે રાજા, પરમાત્માએ જ્ઞાનીજનોને સમજવાને અર્થાત્ જેવું રાત્રિ સ્વપ્ન છે તેવુંજ સંસાર સ્વપ્ન બનાવ્યું છે, એમ જ્ઞાન થવાને અર્થે ઉદાહરણ રૂપેજ એ સ્વપ્ન નિર્માણ કીધું છે. એટલે જેમ અમુક દેશ અથવા નગરનું ચિત્ર (નમૂનો) વા બનાવેલો ઘાટ જોવાથી તે દેશ કે નગરનું યથાર્થ ભાન થાય છે તેમ સ્વપ્ન જોવા માત્રથી સંસાર પણ અનિત્ય છે એવો ખરેખરો નિશ્ચય થાય છે. માટે ફરીથી પણ હું કહું છું કે "જેવું તે તેવુંજ આ એમાં ને આમાં કંઈ પણ ભેદ નથી." પણ હે નૃપ, માત્ર સારાસાર વિચાર કરનારનેજ આવી

સત્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે. તને જ્યારે સ્વપ્ન અને સંસાર એ બેમાંથી સાર કયું તથા અસાર કયું એમ જાણવાની ખરી જિજ્ઞાસા થઈ, ત્યારેજ તને આજે માલમ પડયું કે બેમાંથી એક સાર નથી; માટે સારાસાર વિચાર કરનાર પુરૂષજ કાળે કરીને કલ્યાણને પામે છે.”

આ સમાધાન સાંભળી આખી સભા સાનંદાશ્ચર્યમાં તરવા લાગી, ને આખું ઋષિમંડળ આ દ્વિજપુત્રની ભારે પ્રશંસા કરવા તથા તેને અનેક પ્રકારના આશિર્વાદ દેવા લાગ્યું. ત્યારે રાજાએ તે બાળકના ચરણને નમન કરી વળી કહ્યું, “ત્યારે હે સદ્ગુરુ, બ્રહ્મપુત્ર, આપના સમાધાનથી મને એક નવી શંકા ઉત્પન્ન થઇ છે, તે એ કે-જ્યારે સ્વપ્ન અને સંસાર બંને અસાર છે, ત્યારે તેમાં સાર શું?” તે ઋષિપુત્ર બોલ્યોઃ “આ પ્રમાણે સૂક્ષ્મ પ્રશ્ન કરવો એજ ખરેખરા મુમુક્ષુનું લક્ષણ છે. સાર વસ્તુ જાણવી તો દૂર રહી, પણ તે જાણવાની જિજ્ઞાસા ધરાવનાર પુરૂષ પણ મોટો ભાગ્યશાળી કહેવાય. માટે સાંભળ:-સ્વપ્ન અને સંસાર બંને મિથ્યા છે, વા અસાર છે; પણ તેઓનો અનુભવ થતી વખતનો જે સાક્ષી, કે જેને તે બંને અવસ્થાઓ (જાગૃત અને સ્વપ્ન) થાય છે ને જે તે બંને અવસ્થાઓને જાણે છે તેજ માત્ર સારભૂત છે. એ સાક્ષી તે સ્વયં પરમાત્માજ કે જે સચરાચર વ્યાપી રહ્યો છે, માટે વિષ્ણુ કહેવાય છે. તું, હું, આ ઋષિયો, પ્રધાનો, ને સર્વ સભા તથા છેવટે ભૂત પ્રાણીમાત્રમાં તે એકલોજ સાક્ષીરૂપે વસી રહેલો છે, તેજ નિત્ય છે, સાર છે, અને વેદે વર્ણેલો પુરાણ પુરુષોત્તમ છે. તેનીજ પ્રાપ્તિ અર્થે ભક્ત-જ્ઞાનીજનો જ્ઞાનથી જાણી તેની ભક્તિ કરે છે, તેનુંજ યોગીઓ ધ્યાન ધરે છે; તેજ પોતાની ઈચ્છા માત્રે ઉત્પન્ન કરેલા આ જગતનું રક્ષણ કરે છે, તેજ પોષણ કરે છે, ને તેજ તેનો પ્રલય કરે છે. યુગે યુગે અવતાર ધારણ કરી તેજ પ્રભુ ધર્મનું સંસ્થાપન કરે છે, ને જ્ઞાની-ભક્તજનોનું પરમ વાત્સલ્યથી સંરક્ષણ કરે છે, તેજ ત્રિગુણાત્મકરૂપે બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર (શંકર) થયેલો છે, ને તેજ ઈંદ્રાદિ સર્વ દેવતાઓ તથા સર્વભૂત પ્રાણી માત્રરૂપે વિરાજી રહ્યો છે. તેજ જડ અને ચૈતન્ય રૂપે છે. તેજ ઝીણામાં ઝીણો અને તેજ મોટામાં મોટો છે. તેજ નિર્ગુણ અને તેજ સગુણ છે. તેજ નિરાકાર અને તેજ સાકાર છે. તેજ અમૂર્તિ અને તેજ મૂર્તિમાન છે, અને જે

કહીએ તે, તેમજ જ્યાં જોઈએ ત્યાં તે, તે, અને તેજ છે. માટે સર્વમાં તેનેજ સારભૂત જાણ." આ બાળકનું આવું અપ્રતિમ ભાષણ સાંભળી આખી સભા ચિત્ર સમાન થઈ રહી, ને રાજા આનંદસાગરમાં તરવા લાગ્યો. તેણે મનમાં વિચાર કીધો કે, "મને પામરને આજે સદ્‌ગુરુની પ્રાપ્તિ થઇ છે. સાક્ષાત્ પરમાત્માએજ મારાપર કૃપા કરી મારે ત્યાં આપોઆપ આ જ્ઞાનમૂર્તિને મોકલી છે. માટે આવો સમય હું કેમ મિથ્યા ગુમાવું? મારે જરૂર તેમનો સદુપદેશ ગ્રહણ કરવો જોઈએ." એથી તે બોલ્યો, "હે સદ્‌ગુરૂ, કૃપાળ, જો મારા કોઈ જન્મના સંચિતથી આપ મને પાવન કરવાને અત્રે પધાર્યા છો, તો હવે કૃપા કરી મને દાસને અનુગ્રહ કરીને તે સારભૂત પરમાત્મા કેવો છે, ને તેનું સ્વરૂપ કેવું છે, તે જણાવો-મને બ્રહ્મોપદેશ કરો." એ સાંભળી અષ્ટાવક્ર બોલ્યા, "હે નરેશ્વર, ઉપદેશની વાત તો પછી, પણ તારા પ્રશ્નોનું સમાધાન થયું તેની દક્ષિણા તો મને આપ?" ત્યારે રાજાએ પોતાના પ્રધાનને આજ્ઞા કરીને કોશરક્ષકની પાસેથી મોટા બે સોનાના થાળ, અતિ ઉત્તમ રત્નો તથા હીરાઓથી ભરીને અણાવ્યા, ને ઋષિપુત્રને અર્પણ કરવા માંડયા. એ જોઈ અષ્ટાવક્રે હસીને કહ્યું, "હું આને શું કરીશ? તેં તો આવા રત્નના બે થાળ આણ્યા છે, પણ એવા અનેક રત્નભરિત ભંડારો ક્ષણમાં નીપજાવી શકે એવી સર્વ સિદ્ધિઓ અમારી (મારા જેવા જ્ઞાનીઓ–આત્મજ્ઞાનીઓ) આગળ દાસીઓ થઇ ઉભેલી છે? તો પછી આ થાળથી મને શું સંતોષ થાય? હું કંઇ તારી સભામાં દ્રવ્યની ઈચ્છાથી આવ્યો નથી, કે મને માન પણ જોઇતું નથી; પણ 'બ્રહ્મ બીજ નાશ પામ્યું હશે કે શું?' એવી તારી શંકાને દૂર કરવાને અને ઘણા દિવસથી રોકાઈ રહેલા ઋષિવરોને તેમના કુટુંબ ભેળા કરવા રૂપ તેમની પરમાર્થ સેવા કરવાને અર્થેજ હું અહીં આવ્યો છું. માટે મારે જે જોઇએ છે તે તું મને આપ." રાજાએ કહ્યું, "ગુરૂદેવ, જે આપની આજ્ઞા હોય તે વસ્તુ લાવી હું આપની ભેટ કરીશ માટે આપ આજ્ઞા કરો" ત્યારે ઋષિપુત્ર બોલ્યો, "હાં! એમ છે ત્યારે તારૂં તન (શરીર), મન, અને ધન એ ત્રણ વસ્તુજ મને અર્પણ કર એટલે થયું." રાજાએ તુરત સંકલ્પ કરીને અતિ હર્ષપૂર્વક તે ત્રણે વસ્તુ તેને અર્પણ કરી; તે પછી હાથ જોડી ઉપદેશની વાટ જોતો ઉભો.

હવે ઋષિસુત શો ઉપદેશ કરે છે તે જોવાને સર્વ સભા આતુર થઈ બેઠેલી છે, ને રાજા પણ જિજ્ઞાસુ થઈ ઉભો છે, એવામાં સભાદ્વાર આગળ પોકાર કરતો એક બ્રાહ્મણ આવ્યો. તે, "જનકરાય જનકરાય, હું દુઃખી બ્રાહ્મણ છું મારૂં રક્ષણ કરો, મને દુઃખથી મુક્ત કરો," એમ બોલતો છેક નજીક આવ્યો, ત્યારે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજાધિરાજ જનકરાયે તેનાં દીન વચનો સાંભળી દયાથી તેના સામું જોવા ઈચ્છ્યું, ને "તારે શું દુઃખ છે, મારા રાજ્યમાં તને બ્રાહ્મણને કયો દુષ્ટ પીડા કરે છે ?" એમ પૂછવા ધાર્યું. પણ તુરત વિચાર આવ્યો કે, "અરે, મેં તન તો મારા ગુરુને અર્પણ કર્યું છે, તે મારૂં નથી. તો પછી હું તેના સામું કેમ કરી જોઉ? અથવા તેને કેમ કરી પૂછું ? કેમકે વાણી તનમાંજ આવી ગઈ!" આવો વિચાર કીધો તેથી તે બ્રાહ્મણના સામું પણ રાજાએ જોયું નહિ, ને તે કશું કહી પણ શક્યો નહિ. ત્યારે તે બ્રાહ્મણ વધારે વિલાપ કરવા લાગ્યો, ને બોલ્યો કે, "હું ઋણી છું; મારા માથાપર બહુ મોટું ઋણ (દેવું) છે તેથી લેણદાર લોકોએ મારી સર્વ સંપત્તિ હરણ કરી લીધી છતાં તેથી હું છૂટો થઇ શક્યો નથી. મારાં પુત્રકલત્ર, અન્ન વસ્ત્ર વિના બહુ દુઃખી છે, અને મને કોઈનો આશ્રય ન હોવાથી હું તમારે શરણે આવ્યો છું. એક લજ્જા, બીજી ક્ષુધા અને ત્રીજી લેણદારોનો ત્રાસ એ સઘળાથી વ્યાકુળ થઈ હું અહીં આવ્યો છું, માટે રાજાધિરાજે મારૂં દુઃખ અવશ્ય નિવારણ કરવું જોઈએ." આ સાંભળી રાજાના મનમાં તે બ્રાહ્મણનું દુઃખ દૂર કરવા માટે બહુજ તલવલાટ થયો; ને તેણે વિચાર્યું કે, "આ બ્રાહ્મણને અમુક ધન દેવાથી તેનું દુઃખ દૂર થાય એમ છે તથા ગુરુને અર્થે આણેલી બે રત્નબક પણ અહીંજ પડેલી છે તો તેમાંથી એકાદું રત્ન આપું તો તેનું દરિદ્ર દૂર થઈ જાય. પણ અરે, ધન તો મેં સર્વ સ્વગુરુને અર્પણ કરી દીધું છે માટે એ ગુરુનું થયું તેથી હું કેમ આપી શકું?" આવા વિચારથી તે મનમાં યત્કિંચિત વિચાર્યા વગર બોલ્યો નહિ પણ ગુરુ સામું જોઇ ઉભોજ રહ્યો! હવે ગૌબ્રાહ્મણપ્રતિપાળ કહેવાતો જનકરાય પોતે આટલાં આટલાં વળખાં કીધા છતાં પણ કશો પ્રત્યુત્તર આપતો નથી તે જોઇ બ્રાહ્મણને ઘણો ક્રોધ ચઢયો; તેથી તે રાજાનો તિરસ્કાર કરી બોલ્યો, "અરે, સમય કેવો વિપરીત દેખાય છે! અહો આ

કૃતયુગ*ની અંદર પણ કલિયુગ પ્રવર્તતો હું જોઉં છું. ધિક્કાર હોજો મને, કે હું આવા ધન લોભી, કૃપણ અને મિથ્યા ગૌબ્રાહ્મણપ્રતિપાળ, કહેવાતા પણ દાંભિક નામ ધરી બેઠેલા રાજા પાસે યાચવા આવ્યો. આ કરતાં તો હું કોઈ ઉંડા જળના કૂવામાં પડી બુડી મરયો હોત તો આવા પંડરાજાનું મુખ મારે જોવું ન પડત. અરે ધિક્કાર છે એવા રાજાને કે જેને ત્યાંથી અતિથિ વા શરણાગત નિર્મુખ જાય છે. ધિક્કાર છે તે લોકોને કે જેઓ દૂર દેશાંતરોમાં રહ્યા થકા આ કૃપણ રાજાની, ભ્રષ્ટમતિ નહિ જાણતાં તેની ખોટી ખોટી પ્રશંસા કરે છે! અરે રાજા, મારાં આટલાં આટલાં દીન વચનો સાંભળવા છતાં મને ધન આપવું તો રહ્યું, પણ માત્ર પ્રત્યુત્તર આપવો એ તને ભારી થઈ પડયો? હર, હર. કેટલું અઘટિત છે!" આ સાંભળી રાજાનાં મનમાં ખળભળાટ થઈ રહ્યો, ને "અરે, મારૂં બિરદ જઈને નામને હીણપત લાગે છે; શું મારે દ્વારથી અતિથિ નિર્મુખ જાય?' એમ વિચાર કરવા લાગ્યો. પણ વળી સૂઝી આવ્યું કે, "અહો હું શો વિચાર કરૂં છું? આ મનમાં વિચાર કરવાનો અધિકાર મને ક્યાંરે છે? કારણ તન તથા ધનની સાથે મન પણ ગુરુને અર્પણ કરેલું છે. માટે આમાં મને શું છે? તન મારૂં હોય તો બ્રાહ્મણને બોલાવું, આશ્વાસન કરૂં, ધન મારૂં હોય તો તેને આપું, ને મન પણ મારૂં હોય તોજ તેનાં બોલેલાં નિષ્ઠુર વચનોથી મને હીણપત લાગે. માટે મને કંઈ લાગતું વળગતું નથી; તેમ મને તેમાંનો કશો વ્યાપાર કરવાનો અધિકારે નથી. આવા સમાધાનથી રાજા તો આટલું બધું છતાં કેવળ જડ અને સ્તબ્ધ થઇ ગુરુ સામે હાથ જોડી ઉભોજ રહ્યો. તેનાથી હાલી ચાલી કે બોલી શકાયું નહિ! આવી સ્થિતિ જોઈ અષ્ટાવક્રજીએ રાજાને કહ્યું, "कोऽसि त्वम् (તું કોણ છે?") ત્યારે जनकोऽस्मि (હું જનક છુ) એમ તેણે પ્રત્યુત્તર દીધો, એટલે ઋષિપુત્રે કહ્યું, "રે આમાં તું જનક કોને કહે છે? તારા શરીરની અંદર જનક ક્યાંછે તે મને બતાવીશ? તું તારા માથાને, મ્હોંને, હૃદયને, હાથને, ઉદરને, પગને, બુદ્ધિને કે પ્રાણને કે એ સઘળામાંથી કોને જનક કહે છે?" રાજા શું બતાવે! માટે ફરી તદ્રૂપ થઈ રહ્યો. કેમકે ઘણોય વિચાર કરયો, પણ કોઈ સ્થળે જનક નથીજ; તો પછી શો ઉત્તર દેવાય! ઘણીક વાર સુધી

* સત્યયુગ.

તે અડગ-સ્થિર અને નિમિષોન્મિષ* વગરજ ઉભો રહ્યો! આ જોઈ ઋષિપુત્રે કહ્યું, "રાજા, બસ; એજ તને ઉપદેશ, ને એજ તારૂં સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ !' આ સાંભળી જનકરાયે કહ્યું "ત્યારે ગુરૂદેવ, હવે તો હું વનમાં જઇ વસીશ." ત્યારે ગુરુ કહે, "કેમ કરીને? મારા વચનમાં કે વચનથી બહાર! તારૂં તન, મન, અને ધન (રાજ્ય, સમૃદ્ધિઆદિ) સઘળું મને અર્પણ કીધેલું છે તો હવે તારી પાસે છે શું? ને હવે તું પણ ક્યાં છે! વિચાર કર." આથી વળી રાજા સ્તબ્ધ થઇ ઉભો ત્યારે તે બોલ્યા, "રાજા, જેમ કોઈ મનુષ્ય પોતાનું દ્રવ્ય, ગૃહ વગેરે બીજાને સાચવવા આપે તેમ આ રાજ્યાદિ (તન, મન તથા ધન વગેરે) મારૂં છે તે હું તને સાચવવા આપું છું; માટે મારા ભૃત્ય† તરીકે તું તેનું નીતિથી પાલન કર. એટલે તું દેહ છતાં વિદેહ‡ થયો. પૂર્વે કોઈ વિદેહ થયું નથી, પણ તારી આવી સ્થિતિ થવાથી તુ તો વિદેહી કહેવાઈશજ." આવી રીતે કહી તેને રાજ્યાસનપર સ્થાપિત કીધા, ને પેલા બ્રાહ્મસ્વી§ બ્રાહ્મણને અનેક રત્નો આપી રાજી કરીને વિદાય કીધો.

પછી તેમણે રાજાને આજ્ઞા કરી કે આ ઋષિમાત્રને હવે રૂડી રીતે સંતોષીને તેમને ઘેર વિદાય કર. તુરત રાજાએ અષ્ટાવક્ર ગુરુની આજ્ઞા થવાથી ત્યાં બેઠેલા સર્વ ઋષિયોની યથાવિધિ પૂજા કરવાનો પ્રારંભ કરયો; ત્યારે ઋષિયોએ જણાવ્યું કે પ્રથમ અમે સર્વે મળી મહાત્મા અને બ્રહ્મવેત્તા ઋષિપુત્ર અષ્ટાવક્રનું પૂજન વંદનાદિ કરીશું. કેમકે એ અમારા આખા ઋષિકુળને દીપાવનાર અને બ્રહ્મસૂર્ય છે. વળી અમને ઘણા કાળના ન્યાયબંધનમાંથી છોડનાર પણ એજ છે." પછી ઋષિપુત્રે, "હું બાળક છું, ને આપ સર્વ વૃદ્ધ હોવાથી મારા ગુરૂવર્ગ છો માટે તમોએ મારૂં પૂજન કે વંદન કરવું યોગ્ય નથી.' એમ ઘણી રીતે કહેવા છતાં પણ પ્રત્યેક ઋષિએ આવી આવીને તેના ચરણમાં પ્રણામ કર્યા ને તેને અનેક પ્રકારના આશિર્વાદ દેવા માંડયા. ત્યારે તે આવનાર પ્રત્યેક ઋષિને તે પ્રથમ તેમનું નામ કુળ, ગોત્ર પ્રવર, શાખા, વેદ ઈત્યાદિ પૂછીને બાદ તેમના

* આંખનું ઉઘાડમીચ કરવું તે. † ગુમાસ્તા; સેવક.
‡ દેહ વગરનો. § દેવાદાર.

પ્રણામ ગ્રહણ કરવા માંડયા. આમ કરતાં કહોલ ઋષિ તેને વંદન કરવા ઉભા થયા. તેમનું કુળ ગોત્રાદિ સાંભળતાંજ પોતે લાગલો સિંહાસનપરથી નીચે ઉતરી ગયો, ને તેમના ચરણમાં મસ્તક ધરી સપ્રેમ વંદન કરવા માંડ્યું. સર્વ ઋષિઆદિ આખી સભા આશ્ચર્ય પામી. ત્યારે ઋષિયે તેને હાથે ઝાલી બેઠો કરયો; ને તેની માનું તથા પાસે ઉભેલા તેના મામાનું નામ તથા તેઓના ગોત્રનું વર્ણન સાંભળી બહુ હર્ષ પામીને તેને હ્રદય સાથે ચાંપ્યો, તથા પ્રેમાશ્રુવડે તેના મસ્તકને ભીંજવી નાંખ્યું. આથી રાજા વગેરેએ જાણ્યું કે એ કહોલ ઋષિ અષ્ટાવક્રના પિતા થાય છે. પછી સેહુએ એકે સાથે હર્ષનો પોકાર કીધો, ને જણાવ્યું જે, ધન્ય છે તે પિતાને કે જેને આવું પ્રતાપી પુત્ર રત્ન છે. ત્યારે કહોલ ઋષિ ગદ્ગદિત કંઠે સર્વ સભા સાંભળતાં કહેવા લાગ્યા કે, "પુત્ર, અષ્ટાવક્ર, હું તારો પિતા છતાં ખરેખરો દ્રોહી છું. મેં તારૂં પુત્રવાત્સલ્ય તો કંઈપણ કીધું નથીજ; પણ ઉલટી તારા શરીરની આવી દૂરાવસ્થા થવાના કારણભૂત હું થયલો છું. પણ તારૂં કલ્યાણ થાઓ, ને તું ચિરંજીવ રહો."

આ કહોલ ઋષિનું બોલવું સાંભળી રાજાને શંકા થઈ તેથી તેણે ગુરુની આજ્ઞા લઈ કહોલ ઋષિને પૂછ્યું કે, "ઋષિવર, મારા ગુરુજીના શરીરની દૂરાવસ્થાના કારણભૂત આપ કેવી રીતે થયા?" ત્યારે ઋષિએ કહ્યું, "હે રાજન્, આ મારો પુત્ર અષ્ટાવક્ર જ્યારે પોતાની માના ઉદરમાં (ગર્ભમાં) હતો, ત્યારે એક દિવસે હું વેદનું પારાયણ કરતો હતો. એની મા તે વેળા નિદ્રિત હતી. હું મારા ધ્યાનમાં હતો (પાઠ કરતો હતો) તેવામાં એકાએક ગર્ભમાંથીજ એણે કોઈ ચમત્કારિક ધ્વનિ કીધો જેથી હું ખંચાયો: એટલે તેણે કહ્યું કે, 'પિતાજી, આપ આટલા બધા લાંબા કાળથી વેદ પઠન કરતા આવ્યા છો, છતાં હજુ સુધી તેની તમારે આવૃત્તિ કરવી પડે છે એ શું? ને તે પણ આટલી બધી અશુદ્ધ કેમ? અમુક અમુક સ્થળે તમારી વાણી તથા પાણીના* સ્વરો અશુદ્ધ છે.' આ સાંભળી ગર્ભની આટલી બધી પ્રજ્ઞા જોઈ મને આનંદ થવો જોઈએ તેને બદલે ઉલટો ક્રોધ ચઢયો, તેથી મેં આવેશમાંજ તેને કહ્યું, 'રે વક્રા, તું હજી અવતર્યો પણ નથી છતાં મારી આવૃત્તિને અશુદ્ધ કહે છે, માટે તું આઠે

---

* હાથ.

અંગે વક્ર થઈશ.' માટે એ અવતર્યો ત્યારથીજ મારા શાપને લીધે આવો છે, ને તેથી એનું નામ અષ્ટાવક્ર પડ્યું છે."

હવે પૂજન અર્ચનાદિથી સર્વ ઋષિયોને સંતુષ્ટ કરી રાજાએ વિદાય કર્યા, ત્યારે અષ્ટાવક્ર પણ પોતાના પિતા તથા મામા સાથે પોતાને આશ્રમે ચાલ્યો. માર્ગમાં આવતાં એક મધુવિતા નામની નદી આવી, તેમાં કહોલે અષ્ટાવક્રને વિધિપૂર્વક સ્નાન કરાવ્યું જેથી તેનાં સર્વ અંગોના વાંક મટી જઈ તે સરખાં તથા સુરેખ થયાં. આથી તે નદીનું નામ સમંગા (સરખાં અંગ કરનારી) પડ્યું. પછી અષ્ટાવક્ર મોસાળમાં આવી માતાને મળ્યો, ને માતામહની આજ્ઞા લઈ માતા તથા પિતા સાથે પોતાના પૂર્વના આશ્રમે ગયો.

આ પ્રમાણે હે રાજપુત્ર, બ્રહ્મતત્વજ્ઞાન સંપન્ન અષ્ટાવક્ર એટલા સમર્થ હતા; ને સારાસાર વિચાર કરનાર જનક રાજર્ષિએ તેમની પાસેથી એ પ્રમાણેનો સદુપદેશ ગૃહણ કીધો હતો. પણ તેને તે ઉપદેશ મળવાનું મૂળ કારણ માત્ર સારાસાર વિચારજ હતું. સારાસાર વિચાર કરનાર મનુષ્ય એવી રીતે નિશ્ચે ઈશ્વરને પામે છે; માટે એને મનુષ્યના કર્તવ્ય રૂપે તને કહ્યું. જનકને સ્વપ્ન અને સંસાર એ બેમાંથી સાર શું એ જાણવાની ખરી જિજ્ઞાસા થઈ ત્યારેજ તેને સારભૂત વસ્તુ (પરમાત્મ સ્વરૂપ)ની પ્રાપ્તિ થઈ.

## અહિંસા.

વળી તે સદ્ગુરુ મહાત્મા મને ઉદ્દેશી બોલ્યા કે:–પ્રિય રાજપુત્ર, સર્વ ભૂતપ્રાણી પ્રત્યે દયા અને નમ્રતા રાખવી એના જેવો ધર્મ બીજો એકે નથી, अहिंसा परमो धर्मः (પર ને પીડા કરવી, પરનો ઘાત કરવો ઈત્યાદિ દુષ્ટ અને હિંસક આચરણનો ત્યાગ તે અહિંસા કહેવાય; ને તેજ સૌથી શ્રેષ્ટ ધર્મ છે.) એ વાક્ય ઉપરથી અહિંસા એજ દયા અને દયા એ શ્રેષ્ટ ધર્મ છે. નમ્રતા એ પણ દયા સાથે જોડાયલીજ છે. જેમ મને કંઈ પણ આઘાત થવાથી કિંવા નિષ્ઠુર વચનથી મનમાં દુ:ખ થાય છે. તેમ બીજાને થાયજ છે એમ જાણનારા પુરુષ દયાળુ કહેવાય. કેમકે પોતાના સમાન બીજાને જાણનાર સામાને કદી દુ:ખ દઈ શકતો નથી. વળી તે દયાળુ પુરુષ પોતે કરેલું તો શું પણ બીજા કોઈ કારણથી વા પ્રારબ્ધ યોગથી બીજા પ્રાણીને થયલું દુ:ખ જોઈ પોતાના અંત:કરણમાં બહુ

દ્રવિત અને દુઃખી થાય છે; તેમ તેનું દુઃખ દૂર થવા બનતો પ્રયત્ન પણ કરવા ચૂકતો નથી. જ્ઞાની પુરુષમાં પેહેલે અંશે દયા હોવી જોઈએ. નિર્મળ અને સુક્ષ્મ એવી જ્ઞાનદૃષ્ટિએ જોતાં સર્વ પ્રાણીની અંદર વસી રહેલો બીજો કોઈજ નહિ, પણ માત્ર અખંડ અને એકજ પરમાત્મા છે; તો પછી જ્ઞાની એમજ જાણે છે કે જે તત્વ મારામાં છે તેજ એનામાં છે, માટે એને દુઃખ થયું તે મને થયું. દયા એ ખરા અદ્વૈતપણાનું લક્ષણ છે. અને નિર્દયપણું એના જેવો બીજો અધર્મ નથી. નિર્દય પુરુષ કદી ભક્તિવાન્ કે જ્ઞાની થતો નથી. જ્યાં નિર્દયતા ત્યાં નિરંતર પાપનો નિવાસ હોય છે; ત્યારે જ્યાં પાપ હોય ત્યાં જ્ઞાન કે ભકિત શાની હોય ? અંધકાર હોય ત્યાં તેજનો પ્રકાશ ન હોય, ને જ્યાં તેજ પ્રકાશી રહ્યું હોય ત્યાં અંધકાર ન હોય–ત્યાં પુણ્ય–જ્ઞાનરૂપ તેજ હોય. તેવીજ રીતે જ્યાં પાપાદિ દુષ્કર્મરૂપ અંધકાર હોય ત્યાં પુણ્ય–જ્ઞાનરૂપ તેજ પ્રકાશ નજ હોય. તેટલા માટે જ્ઞાન પ્રાપ્તિ અર્થે પ્રથમ સહૃદય અંતઃકરણવાળા થવું જોઈએ. દયાળુનું અંતઃકરણ અતિશય મૃદુ અને શુદ્ધ હોય છે તેથી તેના ઉપર ભગવત્પ્રાપ્તિમાં પ્રયાસરૂપ બીજદ્વારાથી ઉગી નિકળે છે, ને પ્રતિદિન વૃદ્ધિ પામે છે. નિર્દયનું અંતઃકરણ તેથી કેવળ ઉલટું છે. તે મલીન અને પાષાણ સમાન કઠિણ હોય છે તેથી તેમાં સત્યસંગ તથા સદ્‌ગુરુ બોધ રૂપ જળનું વારંવાર સિંચન કરવા છતાં પણ જ્ઞાન બીજ ઉદય પામતું નથી. એટલા માટે નિર્દય મનુષ્ય કોઇ વાતે યોગ્ય નથી. સર્વ ભૂત પ્રાણીને પોતાનો શત્રુ માને છે. કોઈપર પૂર્ણ પ્રીતિ ચોંટતી નથી. નિર્દયના શરીરમાં ક્રોધનો નિરંતરવાસ રહે છે; અને ક્રોધથી સઘળું બગડે છે. માટે તે સર્વ અવગુણના મૂળ રૂપ જે નિર્દયતા તે સમૂળી તજી મનુષ્ય પ્રાણીએ સર્વ ભૂતપ્રત્યે દયાળુ થવું જોઈએ એ તેનું કર્તવ્ય છે.

## નમ્રતા.

હવે નમ્રતા એ જાણે દયાની ભગિનીજ છે, ને એ પણ દયાના જેટલીજ અગત્યની છે. સંસાર મૂલક જે અભિમાન તે એ નમ્રતાથી છેકજ દૂર થઈ જાય છે. સંસારમાંનાં પ્રાણી માત્રને પોતાનાથી અધિક માનનાર પુરુષ નમ્ર કહેવાયછે; અને તેવા થવું એ અભિમાન દૂર થયા વિના બનેજ નહિ. સંસારમાં સૌ મારો ગુરુ છે (વડીલ છે) ને હું

તેઓના શિષ્ય સરખો છું, એમ જાણવું એ નિરભિમાની પુરુષનું મુખ્ય લક્ષણ છે. પ્રપંચમાં પણ નમ્ર પુરુષ વિશેષ માનવંતો ને સદ્ગુણી ગણાય છે; ને તેને કોઈ જાતનું દુઃખ થતું નથી. હરેક વાતે સામા સાથે પોતે નમ્ર હોય છે, એટલે પોતાનો દોષ તેને છુપાવવો પડતો નથી, કેમકે દોષ માટે ક્ષમા માગતાં તેને લજ્જા થતી નથી. અને લજ્જા ન થવી એજ ખરેખરૂં અભિમાન દૂર થયાનું લક્ષણ છે. વળી જે સૌ સાથે નમ્ર તે સૌને પ્રિય હોય છે. તેને કોઇ શુભાશુભ વચન કહે તેથી તે માઠું માનતો કે ક્રોધ કરતો નથી. કેમકે જેનાથી પોતે નમતો હોય તેપર ક્રોધ કેમ કરીને થાય ? તેમ પોતે કોઈને ક્રોધ ચઢે તેવું કે માઠું લાગે તેવું કામ કરી શકતો નથી. નમ્ર પુરુષથી કદીપણ નિર્દય-હિંસક કાર્ય બનતું નથી. નમ્ર પુરુષ બીજાના દોષ વર્ણી કે મનમાં લાવી શકતો નથી. કેમકે તેને પોતાના કરતાં સૌ ગુણવાન્ ભાસે છે. નમ્રજન સૌ કરતાં પોતામાં વિશેષ અવગુણ દેખે છે. તે પરનિંદા કરતો નથી; ને આથી કરીને પરમાત્મા તેનાપર અતિ સંતુષ્ટ રહે છે. આ કરતાં ઉલટો અનમ્ર અભિમાની પુરુષ સર્વ દોષનો ભરેલો હોય છે. નમ્ર પુરુષનું અંતર જેમ નિર્મળ અને સત્યવાળું હોય છે તેમ આ અનમ્રના અંતરમાં દંભે વાસો કરેલો હોય છે. દંભ એ દેખીતું અસત્યજ છે, કેમકે અંતરનો અવગુણ છુપાવી બહાર મોટો ડોળ રાખનાર દાંભિક કહેવાય છે. સ્વલ્પ વિદ્યા છતાં વિદ્વાન્ કહેવરાવવું, અલ્પ સંપત્તિ છતાં સંપત્તિવાન્ દેખાવું, દુર્ગુણી અધર્મી અનાચારી તથા અભક્ત ઈત્યાદી અવગુણવાળો છતાં બાહેર ઠાવકો, સત્યવાદી, ધર્મિષ્ઠ, સદાચારી તથા ભક્તિમાન્ વગેરે દેખાવાનો ડોળ રાખવો એ દાંભિકનાં લક્ષણ છે. અને એમ એકનું બીજું દેખાડવું વા કહેવું એ અસત્ય નહિ તો શું ? એક નમ્રતા આવી તો આ સઘળા દુર્ગુણ એકે સામટા નિકળી જાય છે; ને તે માટેજ સૌ સાથે નમ્રતા રાખનાર પુરુષ સર્વ વંદ્ય તથા શ્રેષ્ઠ થાયછે. જ્ઞાની પુરુષમાં ખરૂં લક્ષણ શું હોય છે ? માત્ર નિરભિમત્વ અને એ નિરભિમત્વ નમ્રતાથી આપોઆપ પ્રાપ્ત થાય છે.

## હરિનામ.

કર્તવ્યો હું તને કેટલાંક ગણાવું, એક કરતાં એક વિશેષ અગત્યનાં અને ગુણકારી પ્રત્યેક કર્તવ્ય છે. એ સર્વ જાણવાને માટે

પ્રથમતઃ મનુષ્ય સાવધ અને શુદ્ધબુદ્ધિવાળો જોઈએ. તેમ ન હોય તો સાધારણ પ્રજ્ઞાવાળો કેમ કરીને એ કર્તવ્યો સાધી શકે? માટે એ સૌ કરતાં સેહેલામાં સહેલુ અને કલિયુગને વિષે અતિશય ગુ-ણકારી કર્તવ્ય શ્રી હરિનું સ્મરણ છે, એમાં બુદ્ધિ વિદ્યા કે ઉત્તમ પ્રકારના જ્ઞાનનું પણ કામ નથી. જેમાં અશ્વિનીકુમારનાં જાણીતાં ઔષધોનો સમૂહ અને અરણ્યવાસી તપસ્વીની એકજ જડી (બુટ્ટી), તેવીજ રીતે આ સઘળાં કર્તવ્ય એક બાજુ અને એક બાજુ હરીનું નામ સ્મરણ છે. એના જેવો પ્રતાપ બીજા કશાનો નથી. પરમાત્માના મંગળ નામનું નિરતર સ્મરણ કરનાર પુરુષ સહજે નિષ્પાપ થાય છે, ને પાપ દૂર ખસવાથી સર્વ દુર્ગુણો પલટાઈ ગુણરૂપ થાય છે. નામ સ્મર-ણનો મહિમા અપાર છે. નામસ્મરણ કરતાં પ્રભુના સગુણ સ્વરૂપપર પ્રીતિ જોડાય છે અને એ પ્રીતિ એવી હોય છે કે જેથી પ્રભુ તેને સગુણરૂપે સાક્ષાત્કાર આપે છે. નામસ્મરણ એ જ્ઞાનવૃક્ષના મોક્ષફળનું બીજ છે. તે એમ કે નામસ્મરણ કરનારને તેની લાંબી એટથી નામી (નામવાળો પરમાત્મા)નાં દર્શનની પૂર્ણ જિજ્ઞાસા થાય છે. એને લીધે પ્રભુ પોતાનો પરિચય તેને દેખાડે છે, એટલે હોય છે તે કરતાં જિજ્ઞાસા સુદૃઢ અને બળવત્તર થાય છે. એ જિજ્ઞાસા તેજ પ્રીતિ; અને પ્રભુ તો પ્રીતિને વશ છે. વળી એતો સાધારણ નિયમ છે કે એક વસ્તુપર મનુષ્યની ખરેખરી અડગ પ્રીતિ થઈ, ત્યારે તે વિનાની બીજી સર્વ વસ્તુપર તેવી અપ્રીતિજ (વિરાગ) થાય છે; પછી જેની પ્રાપ્તિ; અને પ્રિય વસ્તુની પ્રાપ્તિથી સર્વોત્કૃષ્ટ સુખ. તેમ જેની પરમાત્માના સુંદર નામ સ્વરૂપ સાથે પ્રીતિ જોડાઈ તેને સંસાર-માંની દૃશ્ય વસ્તુ માત્રપર આપોઆપ અપ્રીતિ થાય છે. વળી આ પ્રીતિ એવી છે કે તે ફરી છોડી છૂટતી કે મૂકી મૂકાતી નથી. એ કરતાં બીજી સારી વસ્તુ ભાસે ત્યારે તેનાપરથી પ્રીતિ ઉતરે કે ની? માટે સંસારમાંથી ઉઠેલી પ્રીતિ પરમાત્માપર જોડાયા પછી કદી પાછી ફરતી નથી. હવે પરમાત્મા સાથે અત્યંત સ્નેહ થયો એટલે ઐક્યજ થયું ને તે વળી ઉત્કૃષ્ટ પ્રકારનું ઐક્ય થયું કે કદી તુટેજ નહિ. એનેજ અદ્વૈત કહે છે. ખરી પ્રીતિથી બેપણું (રામને કામ–હરિને સુવર્ણ–સંસારને સારરૂપ પરમાત્મા એજ બે વસ્તુપર મોહ) મુદ્દલ ભાસતું કે રહેતું નથી. આ પ્રમાણેનું સુદૃઢ ઐક્ય જ્ઞાનાદિ બીજા કોઈ માર્ગે થઈ શકતું નથી. પણ **ભક્તિ** માટેજ નામસ્મરણ એ શ્રેષ્ઠ સાધન

છે. જ્ઞાનથી સારી રીતે સમજણ આવે છે; એટલે અમુક અનિત્ય (મિથ્યા) છે એમ જાણીને તે અનિત્યપર વિરાગ તથા નિત્યપર પ્રીતિ રાખવા જાય છે, પણ તે જ્ઞાન જ્યારે વિસ્મૃત થાય છે ત્યારે વિરાગ ક્યાંય જતો રહે છે; ને ફરી સંકલ્પ વિકલ્પો થયા કરે છે. એટલે પાછા ભવના ફેરામાં પડે છે. વળી જ્ઞાનીને સમયે હું જ્ઞાની એવું અભિમાન થવાનો સંભવ છે. એટલે તેને યોગે પણ પાછા ભવના ફેરામાં પડવાનો ભય છે. પણ અનન્ય ભક્તિમાન્‌ને તો અભિમાન થતું જ નથી; કેમકે તે તો પ્રભુને પોતાના સેવ્ય અને પોતાને સેવક માને છે, પછી ખરૂં વિચારી જોતાં તો ભક્ત એજ શુદ્ધ જ્ઞાની છે, અને ભક્તિ સહિત જ્ઞાન તેજ મુખ્ય ભક્તિ છે. હું પરમાત્મ સ્વરૂપનો અંશ છું ને મારો અંશી પરમાત્મા છે. પણ વસ્તુત: એક છું ત્યારે જૂદો કેમ ભાસું છું ? એ જૂદો ન ભાસુ તેને માટે મારા અંશીનોજ મારે નિજધ્યાસ રાખવો જોઈએ (અર્થાત્ ભક્તિ–સ્મરણ–ધ્યાન કરવું જોઇએ) એમ કરવાથી સાક્ષાત્કાર થાય છે. એ સાક્ષાત્કાર થવો તેજ સર્વોત્કૃષ્ટ જ્ઞાન અને તેજ સર્વોત્કૃષ્ટ ભક્તિ. ભકિત જ્ઞાનને જૂદાં માનવાં એ ટુંકા વિચારનું કામ છે. ખરૂં જોતાં ભક્તિજ્ઞાનને બીજ વૃક્ષપેરે સંબંધ છે. બીજથી વૃક્ષ અને વૃક્ષથી બીજ. બીજ હતું, તો વૃક્ષ થવા પામ્યું, ને વૃક્ષ થયું હતું તો બીજ થયું. તેવી રીતે પરમાત્મા એ મારૂં મૂળ સ્વરૂપ છે એટલું જ્ઞાન હોય તો તેને પ્રાપ્ત થવું જોઈએ એવી જિજ્ઞાસાથી તેની ભકિત થાય. અને એમ અતિશય ભકિતથી પરમાત્માનો પરિચય થતાં, અર્થાત્ સાક્ષાત્ થતાં ઉત્તમ જ્ઞાન થાય 'કે અહો ! પરમાત્મસ્વરૂપ આવું છે! નાશ રહિત અને સર્વોપરી છે.' એવું જ્ઞાન થવાથી વળી પાછી ઉત્તમ ભકિત થાય કે એ પરમાત્મસ્વરૂપ એજ સત્યજ્ઞાન અને આનંદનું મૂળ છે, માટે એજ સાચું; બીજાનું સર્વ મિથ્યા છે. તેથી એનેજ પરાયણ રહેવું. એનું નામ જ્ઞાનોત્તર ભકિત, વા સર્વોત્કૃષ્ટ ભકિત. તો હે રાજપુત્ર, ભકિતથી જ્ઞાન અને જ્ઞાનથી ભકિત છે, જ્ઞાન વિના ભકિત નથી અને ભકિત વિના જ્ઞાન નથી. જ્ઞાનથી ભકિત શ્રેષ્ટ છે, ભકિતથી જ્ઞાન શ્રેષ્ટ છે. કારણ જ્ઞાન વગર ભક્તિ નથી. ને તે હોય તો નિત્યની નથી. માટે સર્વ કર્તવ્યો કરતાં સહજમાં સધાય તેવું અને વળી સર્વોત્કૃષ્ટ કર્તવ્ય ભગવન્નામસ્મરણ છે. જો એ ભક્તિનું અને જ્ઞાનનું મૂળ છે, માટે સ્થિર ચિત્તે અનન્ય ભાવે (આ ખરૂં કે તે ખરૂં એમ

વ્યભિચારી પ્રીતિ રાખ્યા વગર) નામ સ્મરણરૂપી તપ કરવું. એમ નામ સ્મરણ પ્રતાપે આપોઆપ સ્વરૂપ સ્મરણ થાય છે. હરતાં ફરતાં, કામ કરતાં, શ્વાસ ભરતાં, જળ પીતાં, સૂતાં, બેસતાં ઈત્યાદિ સર્વ સમયે અંતરમાંથી શ્રીહરિનું નામ વિસારવું નહિ. નિર્ભયપણે ભગવન્નામની રટણતા રાખવી; અને પાસે બેઠેલો મનુષ્ય સાંભળી કે જાણી શકે નહિ, તેવો તેનો ગુહ્ય જપ કરવો. એ નામ સર્વ મંગળોનું મંગળ, પાવનોનું પાવન, કલ્યાણોનું નિધાન અને સર્વ પાપોનું હરણ કરનાર છે. તેના ઉચ્ચારણ માત્રથી સર્વ ક્લેશ દુઃખ દૂર થાય છે. એના હું જેટલા ગુણ ગાઉં તેટલા થોડા છે. નામ સ્મરણ એ ખરેખરી અમૃતૌષધી છે. નિરંતર પ્રભુના મંગળ નામોનો ઉચ્ચાર કરવો, જેથી સઘળાં કર્તવ્ય સંધાશે. એથી ભવસાગર તરાશે; જન્મ મરણ છૂટશે; સંસાર આશા તૂટશે, જ્ઞાનાનંદ લૂટશે. પરમાત્માને ભેટશે. એજ સત્ય છે, એજ નિત્ય છે, એજ પરમ્ છે, એજ સર્વોત્તમ છે.

આટલું ભાષણ પૂરૂં થતાં અમને આખો દિવસ તથા બે પ્રહર રાત્ર વીતી ગઈ, છતાં તે યોગીશ્વરનાં અમૃત સમાન મધુર વચનોથી થતા આનંદને લીધે મને તે સમય એક ઘટિકા જેટલો લાગ્યો. હવે તેમણે મને આજ્ઞા આપી એટલે સાષ્ટાંગ પ્રણિપાત કરી હું ઉઠયો, ને મારા સ્થાન વિષે ગયો. આજના આનંદને લીધે મારી ક્ષુધા તથા તૃષા સમૂળી જતી રહી હતી, તેથી કશું પણ ખાધા પીધા વગરજ હું આનંદ લહરીમાં તરતો કલ્પવૃક્ષ નીચે સૂઈ ગયો.

---

## પંચમબિંદુ–જ્ઞાનાનંદ.

યજ્ઞભૂએ કહ્યું, પાછલી રાતનો ઉજાગરો હતો તેથી પાંચમે દિવસે હું સહજ મોડો ઉઠયો ખરો; પરંતુ ક્ષુધાએ તો મને કિંચિત્ પણ બાધ કરયો નહોતો. ઉઠયો એવોજ હું ત્યાંથી સરોવર તરફ ગયો, ને ત્યાં ક્રિયા કરી સંધ્યાતર્પણ વગેરે નિત્ય કૃત્ય આટપી લઈને મોડું થઇ ગયું હતું તેથી ઉતાવળો ઉતાવળો પાછો આવવા વળ્યો. માર્ગમાં અનેક પ્રકારનાં સૌગંધિક પુષ્પો શોભી રહ્યાં હતાં, તે જોઈ મારા મનમાં વિચાર થયો કે, “આ સુંદર પુષ્પો તો આયતાંજ છે, છતાં અદ્યાપિ સૂધી મેં મારા ગુરૂદેવની પૂજા

કરી નથી; તો લાવની, હું એ પુષ્પોવડે તેમનાં ચરણારવિંદનું આજે અર્ચન કરૂં!" આવા વિચારથી મેં તુરતનાં ખીલેલાં દિવ્ય પુષ્પો તથા મંજરી સહિત તુલસીપત્રો વીણી એકઠાં કીધાં. જળ તો હું સ્નાન કરીને આવતો હતો માટે ગુરુએ મને પાણી પીવા માટે આપેલું કમંડળ તે સરોવરમાંથી મેં શુદ્ધપણે ભરી લીધું હતું. પણ ચંદન ક્યાંથી મળે? કેમકે તેતો સૂકું ચંદનકાષ્ઠ લાવી શિલાપર ઘસીને તૈયાર કરવું જોઈએ. મેં વિચાર કીધો કે, "ગુરુ પ્રભુ તુલ્ય છે, ને પ્રભુ તો ભક્તિભાવપૂર્વક સેવકે પત્ર, પુષ્પ, ફળ, અને એટલુંજ માત્ર શુદ્ધ મમતાથી અર્પણ કરયું હોય તો તેથી સંતુષ્ટ થાય છે. મારી પાસે પત્ર પુષ્પ ને પાણી તો છે, પણ ફળ નથી, તે અહીંયાં પુષ્કળ છે, તો આજે પૂજન કરૂં. આમ ધારી હું માર્ગથી જરાક આડો ફંટાયો તો જમણા હાથ તરફ અનેક આમ્રતરુઓ પાકી જવા આવેલાં ફળોના ભારથી લચી રહ્યાં જોયાં. મોડું થઈ જવાના ડરથી બીજી કોઇ જાતનાં ફળો વીણ્યા વગર, માત્ર, અતિ સુંદર-મધુર સુગંધથી ભરેલાં પાંચ ફળ ત્યાંથી લઇને હું માર્ગે પડયો. વાટિકાની અંદર ગયો તો મહાત્મા યોગેશ્વર જાણે મારા આવવાની વાટજ જોતા હોયની તેમ માર્ગભણી મુખ કરી મૃગચર્માસનપર વિરાજેલા હતા. હું જેવો ત્યાં જઈ તેમને પ્રણિપત કરી ઉભો રહ્યો કે તુરત તેમણે વગર કહ્યાં જાણી લીધું કે મારે તેમની આજે પૂજા કરવાનો મનોરથ છે. તેથી તે અમૃતસમાન મધુરવાણી વડે બોલ્યા, "તારા મનમાં જે પવિત્ર વિચાર આવ્યો તેથીજ તું મારૂં પૂજન કરી ચૂકયો છે, પણ તારી જિજ્ઞાસા પૂર્ણ કર. આટલું કહી તુરત તેમણે પોતાના ચરણારવિંદ આગળ ધર્યા એટલે એક પત્રપુટની* અંદર મેં તેનું પ્રક્ષાલન કીધું, ને મારા ઉપવસ્ત્રથી લુછી તેમનાપર મેં આણેલાં મંગળ પુષ્પો ચઢાવ્યાં પછી બાકી રહેલાં ઉત્તમોત્તમ સુવાસિક સુમનોનો† હાર કરી તેમાં થોડે થોડે અંતરે વૃંદાનાં‡ પત્રો તથા માંજરો ગોઠવીને તૈયાર કરેલી પવિત્ર માળા તેમના કંઠને વિષે આરોપણ કરી એટલે તેઓએ કેટલાંક તુલસીદલ તથા પુષ્પો પોતાને હાથે લઈ પોતાની સુવર્ણ રંગ જેવી જટાને વિષે ધારણ કરયાં. આથી તેમની મારાપરની

---

* પાંદડાંનો દુનો (દડિયો.)  † પુષ્પ  ‡ તુલસી.

અણહદ કૃપા પ્રત્યક્ષ દર્શન દેતી હતી. પછી મેં પ્રફુલ્લીત હૃદયે પેલાં પાંચ આમ્રફળો તેમના આગળ મૂકયાં. તે તેમણે હાથમાં લીધાં ખરાં, પણ તે કયાં મૂકયાં તેની મને ખબર પડી નહિ. પછી તેમાં-થી એક ફળ તેમણે મને પ્રસાદી તરીકે પાછું આપ્યું. એમ પૂજા સમાપ્ત થઈ એટલે ઉભો થઇ મેં તેમની સ્તુતિ કરવાનો વિચાર કર્યો; પણ પ્રેમને લીધે અંતઃકરણ ભરાઈ આવવાથી વાણી છેક બંધ થઇ ગઇ એટલે એક અક્ષર પણ મારાથી સ્પષ્ટ બોલાઈ શકાયો નહિ. તેથી મનમાંજ મેં પ્રાર્થના કરી વારંવાર તેમની પ્રદક્ષિણા તથા નમસ્કાર કરીને છેવટે તેમના ચરણમાં મારૂં મસ્તક મૂકયું. આ સમયના પ્રેમાનંદનું હું કથન કરી શકતો નથી! પછી તેમણે મને અનેક આશિર્વચનો કહી, બેસવાને કહ્યું, ત્યારે હું પ્રેમભરિત હૃદયે તેમના ચરણામૃતનું પાન કરી તેમની સન્મુખ બેઠો.

ગયે દિવસે થયલા ઉપદેશપર વિચાર કરવાનો મને કંઈ પણ સમય મળ્યો નહોતો. સવારે સ્નાન કરતી વખતે એટલુંજ મારા મનમાં આવ્યું હતું કે, "ગુરુએ જે કંઇ કહ્યું-જે જે કર્તવ્યો કહ્યાં, નિયમો કહ્યા, જ્ઞાનોપદેશ કીધો, એ સઘળું શાને અર્થે હશે? તેમના કહેવાપરથી તો એમ લાગતું હતું કે આ સંસાર જે કિંચિત્ સુખ અને અપાર દુઃખથી ભરેલો છે, તેમાં વારંવાર ગુંચવાઈ ન જતાં નિરંતર સુખમાં આત્મા રહે તોજ મનુષ્યજન્મનું સાર્થક છે. ત્યારે એ સુખ તો એમણે કહ્યું કે માત્ર પરમાત્મ સ્વરૂપમાંજ છેઃ જે પરમાત્મા અખંડ, અવિનાશી, નિત્યમુકત અને સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપ છે. એ સ્વરૂપ આત્માનું પોતાનુંજ છે, ને તે પોતાના સ્વરૂપને પામવામાંજ આત્માનું સર્વ સુખ સમાયલું છે. આવી રીતે ઉત્તમ જ્ઞાનથી જાણીને તે પરમાત્મ સ્વરૂપને ભજવું (નિરંતર તેને શરણ રહેવું, તેમાં ઐકયત્વ પામી જવું) તેજ ખરૂં અને અવિનાશી સર્વોત્તમ સુખ છે. ત્યારે તે સુખ-તે આનંદ તે શો?" આવી શંકા મારા મનમાં સહજજ આવી હતી; પણ જેવો હું હાથ જોડી એકાગ્ર ચિત્ત થઈને તેમની આગળ બેઠો, તેવુંજ તેમણે પોતાનું અમૃત તુલ્ય મિષ્ઠ ભાષણ ચાલૂ કીધું, જેનું તાત્પર્ય મારી શંકાના ખરેખરા સમાધાન રૂપેજ હતું.

મુનિ બોલ્યા, તું મારા ઉપદેશને પાત્ર છે. તારા મનમાં અંતર્યામીપણે આજે જ્ઞાનાનંદ જાણવાની જિજ્ઞાસા થઇ છે, તે પણ બહુ યોગ્ય

છે. એ શંકા ઉઠવાના કારણમાં તે પોતાની મેળે તારૂં સમાધાન કીધું, તેપણ યથાર્થજ છે. વારંવાર જન્મ મરણની આવૃત્તિ થઇને સંસારમાં જે નિરંતર દુઃખ થાય છે, તેનો અંત આણી, નિત્ય અને સત્ય તથા અપાર સુખમાં રહેવું એને માટેજ સર્વ કર્તવ્યો છે. ને એજ ખરો હેતુ છે. જ્ઞાનાનંદ-જ્ઞાનથી થતું સુખ કેટલું છે, તથા કેવું છે એ કોઈથી વર્ણવી શકાય તેમ નથી. તે અકથ (કથી ન શકાય તેવું,) અવર્ણીય (વર્ણન પણ કરી શકાય નહિ તેવું,) અપાર (પાર વગરનું અને અતકર્ય (તર્કમાં-કલ્પનામાં પણ ન આવી શકે એવું) છે. એ અનુપમ છે એટલે કશાની ઉપમા પણ તેને આપી શકાય અથવા કોઈ વસ્તુની જોડે સરખાવીને તેની તુલના કરી શકાય એમ નથી. સંસારમાંનાં દૃશ્ય સુખો સમગ્ર એકઠાં કરીએ તો તે એક બિંદુ સમાન છે, અને તે જ્ઞાનાનંદ તો સાગર સમાન છે. શિવ, શેષ અને બ્રહ્મદેવ આદે પણ તેનો પાર પામી શકે એમ નથી. વેદ કે જે સ્વતઃ શ્રી* મુખથી પ્રકટ થયેલા છે તેણે પણ તેને પરમાનંદ† અથવા અનંતાનંદ (જેનો અંત નહિ તેવો આનંદ) કહીનેજ વર્ણવ્યો છે. આ ઉપરથી તને શંકા થશે કે એ આનંદ જ્યારે એવો છે, કે જેને કોઇ કથી નથી શક્યું, ત્યારે શું તેનો ભોક્તા કોઇ આજ દિન સુધી થયોજ નહિ હોય? તેમ નથી. એ સ્વતઃ નિજરૂપે-આનંદ છે અને નિજરૂપે પોતેજ તેનો ભોક્તા છે. અર્થાત્ આનંદ એ પરમાત્મ સ્વરૂપજ છે અને ઘણા મહંત પુરુષો, જેઓ જ્ઞાની અને મુક્ત છે, તેમને એ આનંદ થાય છે, (મુક્ત થયા એટલે તે આનંદ-પરમાત્મ સ્વરૂપને પામે છે.) પણ તેઓ તેને પોતાને મુખે વર્ણવી કે કહી શકતા નથી. માત્ર અનુભવ કરીને પોતે પોતાની મેળેજ જાણે છે, એવો તે અનિર્વચનીય છે.

આટલું તેમનું ભાષણ સાંભળતાં તો મને બહુજ ઉત્કંઠા થઈ આવી. "અહો! જેને જાણ્યા પછી વર્ણી શકાય નહિ, એ આનંદ તે કેવો હશે!" આમ જોઈ ગુરુજીએ મને કહ્યું, "તારી જિજ્ઞાસા મેં જાણી છે, પરંતુ તે અનુભવ્યા વગર ખબર પડી શકે એમ નથી. પણ હમણાં તું આ વાટિકાની પાછળ એક સરોવર છે, તેમાંથી મારૂં કમંડલુ ભરી લાવ એટલે પછી આપણે એ સંબંધે વિવેચન કરીશું." તેમની આજ્ઞા થતાંજ હું ત્યાંથી કમંડલુ લઈને ઉઠયો, ને વાટિકા-

---

* શ્રી હરિ-પરમાત્માનાં મુખથી. † પરમ-સર્વોત્કૃષ્ટ આનંદ.

માંનાં સુંદર વૃક્ષોની છાયા નીચે થઈ આગળ ચાલ્યો. હું પ્રતિદિન ઉપદેશ સાંભળીને દિવસના પાછલા ભાગમાં જ્યારે ફરવા નિકળતો, ત્યારે નિત્યે આખી વાટિકા તથા તેની દશેદિશા ફરી વળતો હતો; પરંતુ ગુરુએ કહેલું સરોવર મેં કદી ત્યાં જોયું નહોતું. તેથી મેં વિચાર કીધો કે આટલામાં તો કયાંય સરોવર છે નહિ, પણ ગુરુની આજ્ઞા થઇ માટે એણી ગમ જઇ, જોઈશ. જોઉં તો ખરો, જે થાય તે ખરૂં. એમ કરતો હું થોડેક દૂર ગયો નહિ, એટલામાં તો કોઈ દિવસ મેં ત્યાં નહિ દીઠેલું એવું અતિ સુશોભિત જળાશય, સુંદર વૃક્ષોની સુઘટ ઘટાથી છવાઈ રહેલું, મારી દૃષ્ટિએ પડયું. તેના કિનારાપર જઈ હું ઉભો રહ્યો, તો તેના પ્રવાલ, મુક્તાફળ ઈત્યાદિથી બાંધેલા સુંદર તટો, તેમાં છળાછળ ભરેલું અમૃત સમાન નિર્મળ જળ, મધ્યાન્હ થવા આવેલા હોવાથી સર્વત્ર તેમાં ખીલી નિકળેલાં નીલ, પીત, શ્વેત તથા રકત વગેરે રંગનાં કમળો, તેપર ગુંજારવ કરી રહેલા ષટ્પદો,* તથા તીરપર કલ્લોલ કરી રહેલાં હંસ, સારસ બક ઈત્યાદિ પક્ષીઓ વગેરેની લીલા, તેનું અવલોકન કરી મારા મનને બહુજ આનંદ થયો. હું નિત્ય ગુફાની બહાર સ્નાન કરવા જતો, તે સરોવર જો કે ઘણુંજ સુંદર અને વિશાળ હતું, પણ આની શોભા આગળ તો હદજ આવી રહી. કિનારાથી હેઠો ઉતરી જળ ભરવા માટે હું અંદર ગયો ત્યારે તે જળની સુંદરતા જોઇ મને તેનું આચમન કરવાનું મન થયું. કમંડલુ તટપર મૂકી પ્રથમ હસ્તપાદાદિ પ્રક્ષાલિત† કરયા, ને અંજલીમાં જળ લઈ એક, બે, ને ત્રણ આચમન કરયાં એટલામાં તો મારી તથા મારા દેહની સ્થિતિ વિલક્ષણ થઈ રહી! તુરત મને શંકા થઈ કે, "રે હું તો બ્રાહ્મણ છું. ના ના, હું તો ક્ષત્રિયપુત્ર યજ્ઞભૂ છું. ના ના! હું ભૂલ ખાઉં છું; મારો યજ્ઞ હજૂ અધૂરો છે. બ્રાહ્મણો મારી વાટ જોઇ રહ્યા છે, ને મારી સ્ત્રી સંકલ્પ કરવા માટે જળની ઝારી ભરી યજ્ઞવેદી આગળ કયારની ઉભી રહી છે, એ શું હું ભૂલી જાઉં કે? ચાલ, હું ઉતાવળથી યજ્ઞશાળામાં જાઉં, ને યજ્ઞ સમાપ્તિનો સંકલ્પ કરી પૂર્ણાહુતિ કરૂં." આવી રીતે વિચાર વમળમાં ગુંચવાતો હતો એવામાં તે સરોવરની સામેની બાજુ તરફથી મંજુલ મધુર અલાપ મારે કાને પડયો.

---

* ભમરો. † ધો.યા.

હું વિસ્મય થઈને તે તરફ જોવા લાગ્યો. એવામાં મને ફરી બીજો શબ્દ સંભળાયો; ને તે જાણે મારો ઘણા દિવસ સૂધીના પરિચયનો શબ્દ હોય તેમ લાગ્યું. મેં તેને પૂરેપૂરો પારખવા યત્ન કર્યો, પણ વ્યર્થ. હું કંઇ પારખી શક્યો નહિ, એટલે કમંડળુ ભરી મેં તે સાંભળવામાટે સામેના તટ તરફ જવા માંડયું. ઉતાવળથી હું ત્યાં જઈ પહોંચ્યો, ને આસપાસ જોવા માંડયું તો પાસેની લતાઓમાંથી મારા ભયને લીધે વા યદૃચ્છાથી સંતાતી એક સ્ત્રી દૃષ્ટિગોચર થઈ. હું તને શું કહું ? અદ્યાપિપર્યંત મેં એકાંતમાં કોઈપણ સ્ત્રીસાથે પ્રસંગ પાડયો નહોતો. પરંતુ મારી પૂર્ણ યુવાવસ્થા હતી, ને થોડા દિવસથી તો અનેક દિવ્ય પદાર્થોથી મારૂં પોષણ થતું હતું, તેથી એ લતાઓમાં સંતાતી-ભરાતી-છુપાતી સ્ત્રીને જોઇ મારી વિચિત્ર અવસ્થા થઈ ગઈ ! મારા મનને જેમ તેમ મારી, હું ત્યાંથી પાછો વળવાનો વિચાર કરતો હતો એવામાં તે સ્ત્રીએ એક વૃક્ષની ઓથે રહી મારી તરફ દૃષ્ટિ ફેંકી, જેથી તેણીનાં પૂર્ણ મુખચંદ્રનું હું અવલોકન કરી શક્યો ! વિશાલ ! તેના સ્વરૂપનું હું તારી આગળ શું વર્ણન કરૂં ? ટુંકામાં એટલુંજ કહું છું કે ત્રૈલોક્યમાં પણ વિધાતાએ તેના જેવી કોઈ સ્ત્રી નિર્માણ નહિજ કરી હોય ! તેને જોતાં મારી ધીરજ રહી નહિ. તેણીનું સુંદર મુખ જાણે મારૂં આકર્ષણજ કરતું હોયની તેમ હું તેનું ફરી અવલોકન કરવાની આશાએ તેની પછવાડે તણાયો. વળી એકવાર તેણે પાછું વળીને જોયું, ને મને વાંસે જતો જોઈ ને ચપળ પગલે આગળ ચાલી. આ વખત તેણીનું સંપૂર્ણ શરીર મારા જોવામાં આવ્યું. તેણીએ ઝરમરીયો સાળુ પહેરયો હતો, તેથી તેના સર્વ અવયવો નજરે આવતા હતા. શરીરપર ધારણ કરેલા અલંકારો દિવ્ય હતા, ને ચાલતી વેળા તેણીના પગમાંનાં દિવ્ય નૂપુરનો ઝણઝણાટ થતો અવાજ, મારા હૃદયને તીક્ષ્ણ બાણની પેઠે વીંધતો હતો. તે મારી આગળ ચાલતી હતી તેથી તેનાપર થઈ આવેલી પવનની લહેર, કસ્તૂરી કરતાં પણ મને વિશેષ્ય સુગંધવાળી લાગી એટલે મેં નિશ્ચય કીધો કે ખરેખર એ કોઈ અપ્સરા હશે. તેનુ વય પંદર કે સોળ વર્ષનુંજ હતું. વિશાલ, તું વિચાર કર કે એક તો એકાંત, બીજું અરણ્ય, વળી તેની નંદનના કરતાં પણ અધિક શોભા, ને તેમાં આવી અનુપમ સ્ત્રીનું દર્શન–એ કોને મોહ ન પમાડી શકે ?

જેમ જેમ હું તેની પાછળ ચાલતો ગયો, તેમ તેમ મારી દૃષ્ટિ તેણીના શરીરપર સ્થિર થતી ગઇ, ને બીજી સર્વ વાતોને હું વીસરી ગયો. હું તદ્રૂપ બની ગયો ! તેણી વગર બીજું કશું મારી દૃષ્ટિએ દેખાતું ન હોતું. આથી અધિરો થઈ, બાવરાની પેઠે હું દોડયો, ને ઓચિંતીજ પછવાડેથી તેને મેં પકડી પાડી ! એનો સ્પર્શ થતાંજ મને વધારે સ્મૃતિ આવી, ને આવેશમાંજ મેં જાણે તેને ઓળખી હોય તેમ હું બોલી ઊઠયો, "પ્રિયે ! તું કેમ આ અરણ્યમાં એકલી? !" ત્યારે તે પણ જાણે ચમકી ઉઠીને કોરે ખસી ગઇ; પણ પછી જાણે મને ઓળખ્યો હોય તેવી મુદ્રા હોય તેમ મારા સામું જોઈને, "પ્રાણનાથ ! તમેજ ! શું દેવતાઓનું વચન આજે સત્ય થયું ?" આટલું બોલતાંજ તે એકાએક મારે કંઠે વળગી પડી. તેનાં કમળ સમાન બંને વિશાળ નેત્રોમાંથી ચોધારાં આંસૂ વેહેવા લાગ્યાં, મારી પણ એવીજ દશા થઈ. કશું પણ બોલ્યા કે ચાલ્યા વગર અમે એક બીજાને વળગી પડયાં. અમે બન્ને ઘણીકવાર સુધી એમનાં એમજ રહ્યાં ! પછી તેણી જરાક સાવધ થઈ; ને તેણીએ પોતાનો કોમળ હસ્ત મારા મુખપર ફેરવી તથા પોતાના વસ્ત્રવડે મારાં આંસૂ લૂછી નાંખી મારા મસ્તકને પોતાના હૃદય સાથે ખૂબ દબાવ્યું; ને પછી બોલી કે, "પ્રિય, તમે કુશળ તો છો ? સોળ વર્ષનો વિયોગ, સોળ યુગ જેટલો મને થઈ પડયો છે. પણ અત્યારે તે સર્વ દુઃખનો અંત આવ્યો છે ! આપ જેવા યજ્ઞની દીક્ષા લીધેલા બ્રાહ્મણનો ઘાત કરનાર તે દુષ્ટ રાક્ષસનો ઘોર નરકમાંથી યમરાજ કદી પણ ઉદ્ધાર નહિ કરે ?"

આ સમયે મને મારા પૂર્વ જન્મની ખરેખરી સ્મૃતિ થઈ આવી ને મને માલૂમ પડયું કે પેલા સરોવરનું જળ પીવાથી મને જે કિંચિત્ ભાસ થયો હતો, તે મારા પૂર્વ જન્મનોજ હતો. હવે વળી તે સુંદરી બોલી "પ્રાણનાથ, આપને તો આટલા સમયની અંદર આ વિયોગી દાસીનું કદી સ્મરણ નહિ થયું હોય; પણ મારી તો એક ક્ષણ પણ આપના સ્મરણ વગર ગઇ નથી. પ્રિય, આપણો યજ્ઞ નિર્વિઘ્ન સમાપ્ત થયો હોત તો મારે આટલાં વર્ષ આપનો વિયોગ થાત નહિ. યજ્ઞની પૂર્ણાહુતિ ટાણે મને યજ્ઞશાળામાં મૂકી ગંગાપર આપ મધ્યાહ્ન કર્મ કરવા ગયા ને ત્યાં આપના વૈરી રાક્ષસે જળમાં બૂડાડી આપનો ઘાત કરયો, એ વાત આપના સ્મરણમાં છે ?" એ સાંભળી મેં કહ્યું, "હા; પ્રિયા, પણ

માત્ર ત્યાં સુધીજ. ત્યાર પછી શું થયું ને તેં શું કીધું ?" તે બોલી, "પ્રભુ' તમારી વાટ જોઈ યજ્ઞશાળામાં ઋત્વિજગણ આગળ જળપાત્ર લઇ હું ઘણીવાર સુધી ઉભીજ રહી. પણ જ્યારે આપ આવ્યા નહિ, ત્યારે યજ્ઞરક્ષકો ગંગાપર તમોને બોલાવવા ગયા. તેઓ તટપર સઘળે જોઈ વળ્યા, પણ આપ ક્યાંહી દેખાયા નહિ. તેઓ પાછા આવતા હતા. તેવામાં ગંગાના જળપર એક શબ તેમણે તરી આવેલું જોયું ! પાસે જઈને જોતાં તે આપ—." આટલું બોલતાં તે ફરી ચોધારે આંસૂએ રડવા માંડી. તેનો કંઠ છેક રૂંધાઈ ગયો! મેં હૃદય સાથે ચાંપી તેનું બહુ બહુ આશ્વાસન કીધું. વળી તે બોલી, "પ્યારા, પછી તે શબને કિનારે કઢાડી એક જણ ત્યાં ઉભો રહ્યા, ને એકે યજ્ઞશાળામાં આવી ખબર આપી. આ ખબર સાંભળતાંજ હું મૂર્છા ખાઈ ચત્તીપાટ પડી: ને તે પછી જેમ તેમ કરી ઋત્વિજોએ યજ્ઞ પૂરો કીધો હશે, તેની મને ખબર રહી નહીં. આખું ઋષિમંડળ ત્રાસ પામી ગયું, ને ઘણીક વારે મને સાવધ કરી ત્યારે તો પછી મારા રુદન અને આક્રંદનું પૂછતાંજ નહીં ! તુરત હું ગંગા તટપર આવી, ને તાબડતોબ ચંદન કાષ્ટથી ચિતા ખડકાવી આપના શરીર સાથે ચિતામાં બેઠી ને બ્રાહ્મણ મંડળને કહ્યું કે, 'ઋષિવરો, બ્રહ્મતત્વની પ્રાપ્તિ માટે મારા પતિએ પ્રારંભેલો યજ્ઞ, જો કે યથાવિધિયે સમાપ્ત થયો નથી, ને મારા પતિ વિના–તમેજ તેની પૂર્ણાહુતિ કીધી છે તો ભલે; જેવી ઇશ્વરેચ્છા ! પરંતુ તે યજ્ઞનું સર્વ ફળ-શ્રેય તમે સર્વ મળી આ ટાંણે મારા હાથમાં અર્પણ કરો; ને તમારી યજ્ઞ દક્ષિણા બદલ મારા આશ્રમ વિષેની અનેક રાજાઓ પાસેથી મારા પતિયે યજ્ઞાર્થે એકઠી કરેલી દ્રવ્યાદિ સર્વ સમૃદ્ધિ વેહેંચી લ્યો.' તુરત ઋષિયોએ 'યજ્ઞશ્રેય' તમારા નામથી મારા હાથમાં મૂક્યું, ને યજ્ઞમાં વધેલા સમિધો ચિતામાં હોમી યજ્ઞનાજ હુતાશનથી ચિતા સંસ્કારી દીધી ! મારૂં અને આપનું શરીર દગ્ધ થયું કે તુરત આકાશમાંથી એક વિમાન આવ્યું, જેમાં બેસવાને તેમાંના પાર્ષદોએ મને વિનંતી કરી. પણ હું એકલી તેમાં કેમ બેસું ? મેં આપને તેમાં જોયા નહિ, ત્યારે મેં બેસવા ના પાડી મારી મનોવૃતિ જાણી, તે વિમાનસ્થ દેવોએ મને જણાવ્યું કે, "દેવિ, તારા પતિની સદ્‌ગતી છે, પરંતુ તેની વાસના બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિમાં રહી ગઈ છે, તેથી તેને ભૂર્લોકમાં અવતાર ધરવો પડશે, ને તે ઈચ્છિત વસ્તુની પ્રાપ્તિ થયા બાદ તને મળશે. હમણાં કોઈ ઉપાયે

તેનું તું દર્શન પામીશ નહિ." આવું સાંભળી વ્યગ્રચિત્તે હું વિમાનમાં બેઠી, એટલે અંતરિક્ષ માર્ગે થઈ અનેક સ્થળોને ઓળંગતું તે વિમાન આ સ્વર્ગ સમાણી સુંદર વાટિકામાં આવી ઉતર્યું. અહીં પાસેજ આવેલા એક સુંદર અને વિચિત્ર ભુવન વિષે તેઓએ મને રાખી, ને સેવામાં બે દાસીઓ આપી કહ્યું,' 'તારો પતિ તને મનુષ્ય વેષે સોળ વર્ષ પછી અહિયાંજ મળશે; ત્યાં સુધી તારે ધીરજ ધરી રહેવું.'' એટલું કહી વિમાન અંતરિક્ષે ચાલ્યું ગયું!

"સ્વામીનાથ, અહીં કદીપણ મનુષ્યનું દર્શન થતું નથી, પણ યક્ષ, ગંધર્વ, દેવતાઓ વગેરે કવચિત અંતરિક્ષમાં થઈ જતા જોવામાં આવે છે. ઘણીવાર અપ્સરાઓ આવી મને મળી જાય છે; ને પતિ વિયોગથી મને થતી વ્યથા માટે શાંતિ તથા ધીરજ આપી જાય છે. પણ નાથ, હવે અહીં શાને માટે ઉભા રહેવું જોઈએ? કૃપા કરી મારી સાથે ચાલો, ને મારી સેવાનો અંગીકાર કરી મને કૃતાર્થ કરો.'' એટલું કહી તુરત મારે ખભે હાથ નાંખી તે મને લઈને આગળ ચાલી. થોડેક દૂર ગયાં તો વૃક્ષોની ઘટામાં ઢંકાયલું એક ઇંદ્રસદન સમાન ભુવન મને જણાયું, તેની તરફ આંગળી કરીને તે સ્ત્રી બોલી કે, "સ્વામીનાથ, દેવતાઓએ મને વસવા આપેલું ઘર આજ છે!" અમો અંદર ગયાં તો વિશાલ, એ મણિમય મંદિરની શોભા જોઈ મને જે અત્યંત સાનંદાશ્ચર્ય થયું. તેનું યથાર્થ વર્ણન થઈ શકે તેમ નથી. આપણા ભરતખંડમાંનાં ઉત્તમોત્તમ રાજગૃહોની સમગ્ર શોભા એ વનભવનની બહારના ઓટલાઓની તુલનાએ પણ આવી શકે નહિ! અસ્તુ! અમો અંદર ગયાં તો બે દેવાંગનાઓ ઉભી હતી, તેમણે આણી મૂકેલા શ્રેષ્ઠ રત્નજડિત ચવરંગપર હું બેઠો: એટલે મારી સ્ત્રીએ તે કિન્નરાઓને આજ્ઞા કરી કે, "સખિયો, આજ મારો પૂર્ણ ભાગ્યોદય થયો છે. આ મારા પ્રાણના પતિએ યદૃચ્છાથી અત્રે પધારી લાંબાસમયની વિયોગી કિંકરીને કૃતાર્થ કીધી છે, તો હવે તમે તેમને માટે સ્નાન, ભોજન તથા શયનાદિની સર્વ સામગ્રી તૈયાર કરો."

આ જોઈ મારા આનંદનો તો કંઈ પારજ રહ્યો નહિ. એ આનંદ હું શું કોઈપણ રીતે વર્ણવી શકું તેમ છે કે? એ આનંદ જીરવવાને હું સમર્થ ન હોતોજ. અર્થાત્ તે સમયના અદ્ભુત સુ-

ખથી મારી મતિ સ્થિર રહી નહિ, ને તેને ભોગવવાનું મારૂં ભાન રહ્યું નહિ, તો પછી તેનું વર્ણન હું શું કરી શકું ? થોડીકવારે દાસીઓએ સઘળું તૈયાર કરવાથી મને સ્નાન કરવા ઉઠાડયો, ને એક અમૂલ્ય રત્નજડિત બાજઠપર બેસાડી મારી સ્ત્રીએ સ્વહસ્તે મને અનેક પ્રકારના દિવ્ય સૌગંધિક પદાર્થો ચોળીને સ્નાન કરાવ્યું. પછી સુંદર પિતાંબર પેહેરી હું અંદર ગયો, એટલે અનેક પ્રકારનાં દિવ્ય પકવાન્નો, જેનાં નામ હું જાણતો નથી, ને ત્યાં વગર બીજે કોઈ સ્થળે મારા જોવામાં પણ આવ્યાં નથી, તે, રત્નોને લીધે પ્રકાશ મારતા સુંદર સુવર્ણના થાળોમાં પીરસી, મારા આગળ મૂકયાં હું ચતરંગપર બેઠો. એટલે મારી સ્ત્રી મારી પાસે ઉભી રહી પંખો કરવા લાગી. પણ પછી મેં ઘણોક આગ્રહ કરી તેને મારી સાથે બેસાડી, ને આનંદમાં મગ્ન થતાં અમો થોડીકવારે જમી ઉઠયાં. એ પકવાન્નોના સ્વાદ તો હું જમ્યો તે વેળા જેવી રીતે મારી રસના જાણતી હતી; તેનું વર્ણન થાય તેમ નથી. ત્યાં જે જે ઉપચારો હતા, તે સઘળા દિવ્યજ હતા. મુખવાસાદિ કરી મેં વસ્ત્ર પેહેરયાં, એટલે મારી અત્યંત પ્રેમાળુ અને પરલોકમાં પણ સ્વપતિનીજ સાથે રમણ કરવા ઇચ્છનારી પતિવ્રતાપત્ની, મને શયનગૃહને વિષે તેડી ગઈ. આ શયનગૃહ તો વળી પરમ્ સુખનું ધામજ હતું. હંસનાં પીછાંની ગાદીઓથી બિછાવેલી રત્ન શય્યાપર મને બેસાડી તે મારૂં પાદ સેવન કરવા લાગી, ને વળી પૂર્વની વાત સાંભરી આવવાથી ઓચિંતી મને વળગી પડી રડવા લાગી:-"સ્વામીનાથ, પરમકૃપાળુ પરમાત્માએ મને આપનાં દર્શન કરવાને આજે ભાગ્યશાળી કીધી છે, તેથી હું કૃતકૃત્ય અને અહોભાગ છું. પ્રભુ, પતિવ્રતા સ્ત્રી નિરંતર મનમાં એજ ઈચ્છે છે. હવે મને આપનો એક પળ પણ વિયોગ ન થાય, એ હું શ્રી હરિ પાસે માગું છું. અરણ્ય, તેમાં એકાંત, તેમાં અત્યંત સુંદર–લાવણ્ય રસની ચંદ્રિકારૂપ સ્ત્રીનો મેળાપ, તેમાં વળી તે પોતાની સ્ત્રી, તે વળી ઘણા કાળની વિયોગીની તથા પ્રેમી ને તેમાં વળી અનુપમ દિવ્ય વૈભવવાળું ધામ એ સઘળું સુખ શું મનુષ્ય અંતરથી બહાર ઉછળી વેરાઈ જાય એવું નથી ? મેં પછી અપાર આનંદ અને પ્રેમના ભરપૂર સાગરમાં ઝીલતાં તેણીના અનુપમ અને કોમળ અંગોને ખૂબ જોરથી આલિંગન દીધું પણ અમે બંને જણાં પરસ્પર લીન થઈ શય્યાપર મોહિત (મૂર્છિત) જેવાં થઈ પડયાં ! ઘણીક વારસુધી બેમાંથી એકેમાં

કશી સાન કે શુદ્ધિ રહી નહિ. પછી મારી સ્ત્રીએ પૂર્વે આજ્ઞા કરી હશે તેથી પેલી બે કિન્નરીઓ અમારી શય્યા સામે આવી મનમોહક મધુર સ્વરથી વીણાઆદિ વાજિંત્રોના નાદ સાથે ગાયન કરવા માંડ્યું; એટલે અમો સાવધ થઈ એક બીજા સાથે લપટાઇને તે ગાન શ્રવણ કરતાં બેઠાં. મને મારા દેહનું પણ કિંચિત્ ભાન રહ્યું નહિ, તેમ હું ક્યાં છું, ને ક્યાંથી આવ્યો છું એ સૌ વાત આ વેળા વીસરી ગયો. વીણાનાદ સાથે ગાતી કિન્નરીના ગાયનના તાલ સાથે મૃદંગપર પડતી થાપથી હું ચમકી ઉઠતો, ને મારી સ્ત્રીના શરીરને બાઝી પડી તેણીના અત્યંત સકોમળ તથા ગુલાબી રંગના ગાલપર ઉપરાઉપરી ચુંબન કરતો હતો. તેણીનું અધરામૃત મને સ્વર્ગના સુધારસ કરતાં પણ અતિ મિષ્ઠ લાગતું હતું. હવે તેણીનામાં ને મારામાં મને કશો ભેદ માલમ પડતો નહોતો. તેણી મને પોતાનો આત્મા જાણતી હતી, ને હું તેણીને મારા આત્મા જાણતો હતો. અમારા બંનેના આત્માનું તો શું, પણ દેહોનું, ઐક્ય થઇ ગયું હતું કે, અમે જે પરસ્પર લપટાઇ રહ્યાં હતાં, તેમાંથી એકને જરાપણ ખસવાનું મન થતું નહોતું. આમને આમ-આવીને આવી સ્થિતિમાં રાત પડી ગઇ. કિન્નરીઓએ મીઠો રાગ ગાવા માંડ્યો, ભુવનમાંનાં રત્નો તેજસ્વી દીપકોની પેઠે પ્રકાશી રહ્યાં, ને મારી સ્ત્રીનાં દિવ્ય આભરણોની તથા તેઓની જ્યોતિ એક થઈ ગઈ, છતાં અમારી પ્રેમગ્રંથી છૂટી તો શું, પણ કિંચિત્ નરમ પડી નહિ. એમનાં એમ અમે તે મૃદુ શય્યાપર ઢળી પડયાં, હૃદય સાથે હૃદય, મુખ સાથે મુખ તથા અંગ સાથે અંગ લગાડી સૂઈ ગયાં એટલે અમને બંનેને સાથેજ સુખનિદ્રા આવી ગઇ ! ! !

ઈશ્વરી માયા અપરંપાર છે ! પ્રાતઃકાળે ઉઠીને જોઉં છું તો હું મારા નિત્યના સ્થાને—કલ્પતરુ નીચેજ પડેલો હતો. પ્યારી ! પ્યારી ! પ્રાણ ! વહાલી પ્રિયા ! તું ક્યાં ગઈ ! ? રે ! તારો સુંદર, દિવ્ય અવાસ ક્યાં ગયો ? તારૂં સરદશરોજ સમાન સકોમળ સુંદર વદન ક્યાં છે ? અહો ! આ શું વિલક્ષણ બનાવ ? અરે ! હું ક્યાં છું ? રે ! મારી પ્રિયપત્ની મને એકલો મૂકીને ક્યાં ગઈ ? અહો ! હું ક્યાં આવી પડ્યો છું ? આ તો મારૂં નિત્યનું કલ્પવૃક્ષ છે ! ત્યારે શું મને સ્વપ્ન થયું હશે ? મેં જે જોયું તેમાંનું કંઇ નથી. મારો

અણહદ આનંદ ક્યાં ગયો ?” આવા ઉદ્‌ગારો કાઢતો ને અદ્‌ભુતાશ્ચર્યાનંદમાં પડેલાની પેઠે ચારે તરફ બેબાકળી આંખે નજર કરતો હતો, એટલામાં મારા ગુરુનું પેલું કમડળુ, જળથી ભરેલું મારી જોડેજ પડેલું મેં જોયું. આથી તો વળી મને નિશ્ચય થયો કે, એ મને સ્વપ્ન ન હોતું. આ કમંડળુ લઇ હું જળ ભરવા ગયો હતો, ને ત્યાં મારી પ્રિયા મને મળી હતી. ને તે સંગે આનંદને રંગે રમ્યો હતો. ત્યારે આ શું થયું ? હું અહિંયાં ક્યાંથી ? મને અહીં કોણ લાવ્યું હશે ? મારી પ્રિયાનો નિવાસ કંઈ દૂર નથી; ત્યારે હું ત્યાં જઈ તેને મળું !” આવો વિચાર કરી તુરત હું ત્યાંથી ઉઠીને તે સરોવરને માર્ગે ચાલ્યો. થોડેક સુધી તો મને ગયે દિવસે જોયો હતો તેવોજ માર્ગ ભાસ્યો, પણ પછી તો તે માર્ગ નહિ, ને તે સરોવર કે તેના સામે પારની વૃક્ષલતાઓ પણ નહિ ! એટલામાંને એટલામાં હું ભટકીને થાકયો. પણ મને તે સરોવરનો કે તે વિચિત્ર ભવનનો પત્તો લાગ્યો નહિ. આખરે હું થાકયો, ને નિરાશ થયો, એટલે હારીને પાછો મારા કલ્પતરુ આગળ આવ્યો, ને શોકમાંને વ્યગ્રતામાં ગરક થઈ જવાથી કેટલીકવાર સુધી ત્યાંજ પડી રહ્યો. પછી દિવસ ઘણો ચઢેલો હોવાથી, ગુરુના ભયને લીધે ઉઠી તુરત હું નિયમ પ્રમાણે ગુફા બહારના સરોવરે સ્નાન કરી આવ્યો, ને ભરેલું કમંડળુ લઈ તે યોગીશ્વર આગળ જઈ મૂક્યું ! મને કંઇપણ બોલ્યા અગાઉ તે બોલી ઉઠયા, “કેમ ની કુશળતા ? કાલનો આનંદ અને કાલનું સુખ કેટલું તથા કેવાં હતાં ? તને તેનું સ્મરણ છે કે ? કેહ, કેવો આનંદ હતો ?” હું શું પ્રત્યુત્તર દઉં ? હું તેમના આગળ શાનું વર્ણન કરૂં ? મારી વાણી કુંઠિત થઈ ગઈ, આંખોમાંથી અશ્રુધારાઓ છૂટી, ને લાંબો થઇ હું તેમના ચરણ આગળ પડયો. પછી તે ગમે તો મારી પ્યારીના પુનઃ સ્મરણને લીધે, કે ગુરુની, આવું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપવાની અદ્‌ભુત ઇશ્વરી શક્તિને લીધે, બેમાંથી ગમે તેમ પણ મને એક અદ્‌ભુતાનંદ થયો. પછી હું તેમની સન્મુખ બેઠો એટલે તે બોલ્યાઃ—

કાલે તને જે અપાર આનંદ મળ્યો ને જે જે સુખ થયું તે જેમ તું કદી વર્ણવી શકે એમ નથી, તેવીજ રીતે તે બ્રહ્માનંદ, જ્ઞાનાનંદ વા સ્વરૂપાનંદ કે સત્‌ચિતાનંદ પણ કોઇ વર્ણવી શકે તેમ નથી. તારૂં સુખ જેમ તેં અનુભવ લીધો ને તારૂં મનજ માત્ર

તેને જાણે છે, તેમ તે પરમાનંદને પણ તેનો અનુભવ લેનારજ માત્ર જાણે છે. પોતાને થતો આનંદ તે બીજાને કહી શકતો નથી. પણ આ તારા ક્ષુલ્લક આનંદમાં ને તે પરમાનંદમાં તો અપાર અંતર છે. એ આનંદ તો તારા આનંદ કરતાં લક્ષ, કોટિ વા અર્બુદ ગણો વધુ કહીએ તોપણ થોડો કહેવાય. તે તો અપાર ને અપારજ છે. માટે હવે તે યથાર્થ રીતે જાણ્યું હશે કે તે જ્ઞાનાનંદ અપાર અને અવર્ણનીય છે; કેમકે તને સ્વતઃપ્રત્યક્ષાનુભવ થયો છે. વળી તે આનંદ કંઈ કોઈ ઠેકાણે ખૂણા ખોચરામાં ભરી નથી મૂકયો, તેમ તે કંઈ જગત્‌ની બહાર નથી. પણ વિરલા જીવમુક્ત પુરુષો અહીંજ—આ સંસારમાંજ રહીને તેનો અનુભવ લે છે.

વળી ગુરુજી બોલ્યા—હવે તું તારા મનમાંની સર્વ ચિંતાને દૂર કરઃ કેમકે એ સ્ત્રી, જેને તેં કાલે જોઈ, તે પૂર્વ જન્મનીજ તારી સ્ત્રી છે, ને તેણે જે વૃત્તાંત કહ્યું, એ પણ સત્ય છે. આ જન્મે પણ એ તનેજ વરી ચૂકી છે. એ પૂર્ણપતિવ્રતા છે, કે જેના દર્શનમાત્રથી પાપી નિષ્પાપ થાય એમ છે. એણે પૂર્વ જન્મે તારી અત્યંત સેવા કીધી છે, ને તેના પુણ્ય યોગે આ જન્મે પણ તમે બંને અનંતસુખ ભોગવશો. એ સતીશિરોમણી હવે તને શીઘ્રજ આવી મળશે, ને તારા સકળ મનોરથો પૂર્ણ થશે. હું તને આજે જે કંઈ કહું છું તે આજ કે—આ મારી પ્રસાદીકનું પ્રાશન કરશે તેથી ભવિષ્યમાં તને સદાજ ભવિષ્યનું જ્ઞાન થશે, ને તુ સદાજ સર્વોપરી રાજા તરીકે, વિદેહી રહીને રાજ્ય કરશે. તે પછી તું નિર્વાણ પદને પામશે. આ નિર્વાણ પદ કેવું છે તે તને જાતોજાતજ જણાશે. જા. યશકીર્તિ સાથે જ્ઞાની થઇ રાજ્ય કર! લે પ્રસાદ," અને પછી તેમણે તુરત પોતાના અવયવોને સ્થિર કર્યા, ને નેત્ર મીચ્યાં, એટલે મને ઉઠવાની આજ્ઞા થઈ એમ જાણી હું તેમને દંડવત્ કરી ઉભો થયો. પણ ગઈ કાલે તેમણે મને પ્રસાદ રૂપે આપેલું આમ્રફળ જે હજી ત્યાંજ પડેલું હતું તે નજરે પડવાથી લઈને હું મારા સ્થાનપર આવ્યો. ગુરુજીએ દૃઢીકરણ કરવાથી તો ઉલટી મારી પ્રિયા મને વધારે સાંભરવા માંડી, ને નિરંતર મારી દૃષ્ટિ આગળ જાણે ફરતી હોય તેવું તેણીનું સ્મરણ મને લાગી રહ્યું. મારા નિત્ય નિયમ પ્રમાણે હું પ્રભુની માનસિક સેવા કરવા માંડયો, તો ત્યાં પણ ભગવાન્‌ના શ્યામસુંદર સ્વરૂપની પેહેલાં મારી સ્ત્રીને હું જોવા માંડયો.

પણ જ્ઞાનયોગે સેવા પૂરી કરીને મેં જમવાની ઈચ્છા કરી, એટલે કલ્પતરુ પ્રભાવથી સર્વ પદાર્થો મારા આગળ તૈયાર દેખાયા. આ સમે પણ મારી પ્રિયા વગર હું એકલો કેમ જમું એમ મારા મનમાં આવ્યું; પણ પેલું ફળ જોઈ તુરત મને સાંભરી આવ્યું કે, "અરે! ગુરુપ્રસાદીનું પેહેલે પ્રાશન કરીને પછી બીજી વાત." વિશાલ! હું તને શું કહું! ગુરુપ્રસાદીનો શો પ્રતાપ! જેવું મેં તે આમ્રફળ ઘોળીને ચૂસવા માંડયું કે તુરત મને મારી સ્ત્રીનું, તથા તે સાથેનાં સર્વ સુખનું વિસ્મરણ થયું, ને હું જેવો આગળ હતો તેવોજ નિઃસ્પૃહ થઈ રહ્યો.

---

## પાઠ બિંદુ-મનન.

યજ્ઞભૂ પોતાના પ્રધાન વિશાળકેતુને કહે છે, છઠ્ઠે દિવસે પછી નિયમ પ્રમાણે હુ તે યોગેશ્વર આગળ ગયો ત્યારે તેમણે મને આશિર્વચનયુકત કહ્યું–તું વિદ્યાસંપન્ન તથા ચતુર છે એટલુંજ નહિ, પણ તારો પૂર્વનો પૂર્ણ સંસ્કાર છે તેથી તારી બુદ્ધિ અતિ નિર્મળ અને શ્રેષ્ઠજ્ઞાન પ્રાપ્તિનું પાત્ર છે. તે ઉત્તમ સંસ્કારથીજ ઈશ્વરી શક્તિના બળે તું અહીં આવી શકયો છે, ને મારી પાસેથી અનેક પ્રકારનું ગુહ્ય તથા સાનુભવજ્ઞાન તેં શ્રવણ કીધું છે. તારા વગર મેં એ જ્ઞાન કોઇને પૂર્વે કહેલું નથી. કહ્યું છે તો ઘણા જૂદા રૂપે કહેલું છે. તને જોઈને મને બહુ આનંદ થાય છે, ને નિરંતર આ અપાર બ્રહ્મજ્ઞાનરૂપી આનંદનું તારી આગળ કથન કરૂં તોપણ મને કદી વિશ્રામ લેવાનું મન થાય નહિ; પણ તેં જે આજ દિનપર્યંત મારી આગળથી શ્રવણ કીધું છે તેનું તને યથાર્થ સ્મરણ રહેવું જોઇયે. મુમુક્ષુજને પ્રથમ ગુરુ પાસેથી જ્ઞાન શ્રવણ કરવું; ને સાંભળેલું વારંવાર અંતઃકરણમાં સ્મરણ કરી વિચારયુકત દૃઢ ઠસાવવું; અને ત્યારેજ તે શ્રવણ કરેલું સાર્થક થાય, ને તેમાંથી નિદિધ્યાસન થતાં છેવટે સાક્ષાત્કાર થાય. શ્રવણ, મનન, નિદિધ્યાસન, અને સાક્ષાત્કાર એ ચાર મોક્ષનાં પગથીઆં છેઃ તેમાં પેહેલું શ્રવણ, અને તે દૃઢ થયા પછી મનન છે. શ્રવણ કરેલી વસ્તુનું વારંવાર સ્મરણ કરી યોગ્યાયોગ્ય વિચાર સાથે તેને અંતઃકરણમાં દૃઢપણે આરોપિત કરવું તે મનન.

એવા મનન વગર શ્રવણ કરેલું વિસરી જવાય છે, ને તેથી મળેલો અમૂલ્ય લાભ એળે જાય છે. માટે તારે મારી પાસેથી શ્રવણ કરેલા જ્ઞાનનું ખૂબ પાકટપણે મનન કરવું. મનન કરવાથી હરેક વાતને પોતાનાં અન્યત્ર સાંભળેલાં કે અનુભવેલાં ઉદાહરણોવડે મનુષ્ય તેને વિશેષ દૃઢ કરી શકે છે, ને પછી તે વસ્તુ તેના હૃદયમાંથી ખસતી નથી. માટે તું પણ હવે ઉત્તમ પ્રકારે મનન કર; એટલે તે પછી તું વધારે શ્રવણ કરવાને શક્તિમંત થઈશ. હું તારાપર પ્રસન્ન છું; ને મારી કૃપાથી તું સંસારનાં અનંત સુખો ભોગવતો છતાં અલિપ્ત રહી જીવન્મુક્ત થઈશ."

આટલું અમૃતરૂપ ભાષણ કરી ગુરુજીએ લાગલાં નેત્ર બંધ કરયાં, ને તેમનાં સર્વ અંગો તથા શ્વાસાદિ સઘળું સ્થિર થયું જોઈ, મેં જાણ્યું કે તે હવે સમાધિસ્થ થશે. પછી તેમને સાષ્ટાંગ દંડવન્નમસ્કાર કરી હું તુરત ત્યાંથી ઉઠયો; ને જાણે મને તેમણે આજે પાછલા અભ્યાસની આવૃત્તિ સારૂ અનધ્યાય* આપ્યો હોય તેમજ સમજી હું મારા નિવાસસ્થાન કલ્પતરુ નીચે ગયો. ત્યાં પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રની માનસિક સેવા કરીને યથેચ્છ ભોજન કરયા બાદ થોડીકવાર વિશ્રાંતિ લીધી એવામાં મારા મનમાં વિચાર આવ્યો કે, આ સ્વર્ગસમાન રમણીય સ્થળે હું ઈશ્વરેચ્છાથી જ્યારનો આવ્યો છું ત્યારની મારી ઈચ્છા તે જોવાની છે; પરંતુ હજુ સુધી મેં ચારે દિશાએ ફરીને કશું જોયું નથી. આજે ગુરુએ મને અનધ્યાય આપેલો છે તે ખરેખર તેમણે મારા મનની એ ઘણા દિવસની જિજ્ઞાસા જાણી લેવાથીજ આપ્યો હશે; માટે આજે જેટલું જોવાય તેટલું આ પવિત્ર સ્થળ મારે નિરખવું." આવી ઇચ્છાથીહું ત્યાંથી ઉઠયો, ને પૂર્વ ભણી આવેલી વૃક્ષલતાઓ તરફ ગયો. થોડેક દૂર ગયો એટલામાં એક સાધારણ ઉંચાઈનો ડુંગર મારી દૃષ્ટિએ પડયો. તે ચારે બાજૂએ અનેક ઉત્તમ વૃક્ષોથી ઘેરાવાને લીધે ઘણોજ સુશોભિત દેખાતો હતો. હું તેના ઉપર ચઢીશ તો આસપાસની સઘળી લીલા મારી દૃષ્ટિએ પડશે એમ ધારી ધીરેધીરે હું તેપર ચઢવા લાગ્યો. ત્યાંનાં વૃક્ષોની અંદર નિરંતર નિવાસ કરી રહેનારાં સુંદર પક્ષીઓના મધુર શબ્દોથી મારૂં મન આનંદમય થઈ રહ્યું. છેક ઉપર ગયો તો મથાળે સુંદર સપાટ જમીન આવી રહી હતી, ને મધ્યમાં

* છુટી. નવું જાણવું તે દિવસે બંધ રહે છે; ને પાછળાનું આવર્તન થાય છે.

એક આંબાનું વૃક્ષ પોતાની વિશાળ શાખા તથા પત્રોથી વિસ્તાર પામી તેનાપર ઘટ્ટ છાયા કરી રહ્યું હતું. તેની નીચે એક સ્ફટિક શિલા પડેલી હતી. તેનાપર બેસી મેં ચારેકોર દૃષ્ટિ કરી તો મારા આનંદનો પાર રહ્યો નહિ. દૃષ્ટિમર્યાદાથી પણ પેલેપાર સુધી વિસ્તાર પામેલા-અર્થાત્ જેની હદ ક્યાં સુધી છે એમ નક્કી થઈ શકતુ નહોતું તેવા આનંદવનમાંની સર્વ શોભા હું એકે વખતે અવલોકન કરી શક્યો તે સ્થળ ખરેખર ચમત્કારિકજ હતું. પછી જ્યાં હું તે શિલાપર બેઠો, ત્યાં મારા મનમાં અનેક તરંગો ઉઠવા લાગ્યા, ને યોગીશ્વર પાસેથી જે જે મેં શ્રવણ કર્યું હતું, તે સઘળાને દૃઢ કરનારાં અનેક ઉદાહરણો મારા મનમાં સ્ફુરી આવવા લાગ્યાં; તથા તે ઉપરાંત પણ ઘણુંક નવું જ્ઞાન જાણે ગુરુજી પોતેજ અંતર્યામીપણે મારા હૃદયમાં વિરાજી મને ઉપદેશ કરતા હોયની તેમ મને થયું.

## ૧–છે ને નથી.

એટલામાં હું બેઠો હતો તેની ઉત્તર દિશાએથી એક અતિ તેજસ્વી વિમાન આવતું મને દેખાયું; જેમાં નૃત્ય અને ગાન કરતી અનેક સુંદરીઓ-અપ્સરાઓ હતી. તે સીધું મારી તરફ આવતું હતું તેથી મેં ધાર્યું કે નિશ્ચે આ રમણીય પર્વત ઉપરજ તે ઉતરશે અને તેથી હું તેને નિહાળી શકીશ. આવી ઉત્કંઠાથી તેને જોવાની આશામાં ને આશામાં હું તેની ભણી એકીટસે જોઈ રહ્યો, ને દૂરથી આટલી બધી શોભા અને તેજ જેનામાં છે તે સમક્ષ આવવાથી મને કેટલો બધો આનંદ થશે તેના ખ્યાલમાં તરવા લાગ્યો. અહો ! આજે તો હું દેવાંગનાઓનાં દર્શન કરવા ભાગ્યશાળી થઈશ, ને બનશે તો વાતચીત પણ કરીશ એમ વિચાર કરતો હતો એટલામાં તો એકાએક તે વિમાન અદૃશ્ય થઈ ગયું, તેથી સાવ નિરાશ થઇ જવાથી મારી આંખે અંધારાં આવી ગયાં, ને હું બહુ મનોભંગ થઈ ગયો! પણ તુરત મારા મનમાં વિચાર આવ્યો કે, " આ સ્વપ્ના સરખું શું થઈ ગયું ? ને આ પર્વતપર આવી બેસતાં મને થયલો આનંદ સઘળો કેમ મટી ગયો ? પણ મારે શાને માટે ખેદ કરવો જોઈએ ? હતુંય શું ને ગયુંય શું ? જેમ સ્વપ્નામાં જોયલું સર્વ જાગૃત થયા પછી નહિ જેવું થઈ જાય છે તેવુંજ આ પણ હતું. આ તો શું, પણ આખું જગત્ (દૃશ્ય અને અદૃશ્ય) પણ તેવુંજ સ્વપ્નવત્–મૃગજળવત્ છે. જનક રાજાને અષ્ટા-

ધક મુનિએ સ્પષ્ટપણે કહ્યું હતું કે જેવું સ્વપ્ન તેવોજ સંસાર છે. તો પછી આટલા માટે મોહ પામવો જોઈતો નથી. મૃગજળનું દૃષ્ટાંત આ અસાર સંસારને યોગ્ય છે. આ સંસાર છે ને નથી.

## ૨-મૃગજળ.

આ વિમાન જોકે હતું-મેં જોયું હતુ તોય નથી. ને નહોતું તોય નથી. પણ મેં તેને નજરે જોયું હતુંની? હા! પણ નજરે જોયલું એ પણ મિથ્યાજ છે. આ તો આગળ જોયું હતું, પણ હવે તો દેખાતુંએ નથી; ને મૃગજળ કે જેને ઝાંઝવાંનું જળ કહે છે તે તો જ્યારે જોઈએ ત્યારે સ્પષ્ટ નજરે દેખાય છે, છતાં તે નથીજ. અને મૂળથીજ જે નથી તેનાપર આસક્તિ ન રાખવી એજ જ્ઞાનીનું લક્ષણ છે. ઝાંઝવાનું જળ દેખાય છે પણ વસ્તુતઃ કંઈ છેજ નહિ એમ નિશ્ચયપણે સમજનારો તો કદી ધાઈને તેમાં લોટો ભરવા જશે નહિ; ને ભ્રાંતિથી લોટો ભરવા જનારાઓને તે કહેશે કે એ છેજ નહિ. છતાં તેઓ તેવું માની પ્રત્યક્ષ દેખાતું જળ ભરવા દોડશે. પણ છેવટે અથડાઈ નિરાશ થશે. ત્યારે શું જ્ઞાની થવાથી (જાણવાથી) એ જળ નથી જણાતું? ના; તેમ નથી. તે તો જાણીતા ને અજાણ્યા બંનેને જણાય છે. પણ અજાણ્યાઓ વારંવાર ભૂલી તે ભરવા દોડે છે, ને જાણીતો તેને જોવા છતાં કદી પોતાનું મન ડગાવતો નથી. એટલે તેને તેથી નિરાશ પણ થવું પડતું નથી. બંધાએલી આશા ભંગ થાય ત્યારે દુઃખ થાય, પણ મૂળે જેને આશાજ નહોય તેને શાનું દુઃખ?

એવીજ રીતે આ જગત્ ખરેખરૂં ઝાંઝવાનું પાણી છે. અજ્ઞાનીને એ સત્ય ભાસે છે એટલે તેમાં તે મોહ પામે છે, પણ સતત તે ખોટું તે તો સદંતર ખોટુંજ છે, માટે તેમાંથી નિરંતર સુખ ક્યાંથી મળે? આથી તે મોહ પામેલો પાછો દુઃખમાં પડે છે. પણ જ્ઞાનીને તેમ નથી. તે તો જગત્‌ને મિથ્યા સમજીજ બેઠા હોય છે તેથી તેમને તેમાંની કોઈ વસ્તુપર આસક્તિ થતી નથી. તે તો નિરંતર મહાસુખમાં મહાલે છે. માટે મેં જે ખોટી વસ્તુપર પ્રથમ આસક્તિ કરી એથીજ મારો સર્વ આનંદ લય થઈ ગયો, ને હું ભ્રાંતિના તથા નિરાશાના દુઃખમાં પડયો. પણ ત્યારે એ ખોટી વસ્તુમાં ખરીના જેવી ભ્રાંતિ થવી તે

શું હશે ? નિઃશંક ! તે તો અવિદ્યા છે ! અને અવિદ્યા એજ કલેશનું કારણ છે !

### ૩-કલેશનું (દુઃખનું) કારણ અવિદ્યા.

આમ કલેશ થવાનું કારણ અવિદ્યા (ખોટી વસ્તુમાં ખરાનો ભાસ થવો તે)જ છે. અને તેથી કેવી રીતે કલેશ (દુઃખ) આવી પડે છે. અર્થાત્ એ અવિદ્યામાં ડુબેલો પ્રાણી કેવા કલેશનો ભોક્તા થાય છે તેને માટે મને એક ઉત્તમ દૃષ્ટાંત સાંભરી આવ્યુંઃ-

કોઈ એક મહાવનમાં એક મહોન્મત્ત વનરાજ-સિંહ રહેતો હતો. વનમાં સિંહથી બળવાન બીજું કોણ હોય ? માટે સસલાથી તે હાથી સૂધીનાં સર્વ વનચરો તેનાથી બહુ ત્રાસ પામતાં હતાં; કારણ કે જ્યારે જ્યારે તે સિંહ પોતાના ભક્ષને સારૂ મૃગયા કરવા નિકળતો, ત્યારે ત્યારે અનેક પ્રાણીઓનો વધ કરી નાંખતો હતો. જ્યારે જ્યારે એની ભયંકર ગર્જના સાંભળતાં ત્યારે ત્યારે વનમાંનાં સર્વ પ્રાણીઓ થરથર કાંપતાં હતાં, ને તેઓની પોતાની બખોળમાંથી ચારો લેવા માટે વનમાં થોડે દૂર સૂધી જવાની પણ હીમત ચાલતી નહોતી. આ પ્રમાણે તે સર્વ વનચરોને મહા દુઃખ હતું; તેથી તે દુઃખ હવે કેમ નિવૃત્ત થાય તેનો સહુ ઉપાય શોધવા લાગ્યાં. એક દિવસે તે મૃગરાજ* મૃગયા કરી પોતાની ગુફા પ્રત્યે ગયો, ત્યારે નિર્ભય થવાથી સર્વ વનચરો એક છુપી જગ્યાએ ભેગાં થયાં, ને પોતાનું દુઃખ દૂર કરવા માટેનો ઉપાય શોધવા લાગ્યાં. તેઓએ નિશ્ચય કર્યો કે આપણે સૌએ મળી મૃગરાજ પાસે જઈ વિનંતી કરવી, ને આપણામાંથી નિત્ય પ્રત્યે એક પ્રાણી તેને આપવા ઠરાવવું. જેથી તે આપણામાંના ઘણાઓની હિંસા કરશે નહિ. આ ઠરાવથી તેઓ સિંહને ત્યાં ગયા, ને વિનંતી કરી કે, “મહારાજ, અમે આપની પ્રજા છીએ, ને આપને સુખ થાય તેમ કરવા માટે તત્પર છીએ, માટે આપનાધ્યાનમાં આવે તો અમે નિત્ય એક પ્રાણી આપના ભક્ષ સારૂ આપીએ, તેપર તૃપ્ત રહો; જેથી વનમાં ભટકવાની આપને તસદી લેવી નહિ પડે, પણ ઘેર બેઠેજ ભક્ષ મળશે.” સિંહે આ વાત માન્ય કરી. નિયમ પ્રમાણે વારા ફરતી નિત્ય એક પ્રાણી તેના ભક્ષ સારૂ જવા માંડયું. એક દિવસે એક શિયાળને જવાની વારી આવી.

---

* સિંહ.

શિયાળ ઘણું ચતુર અને કાપટ્યકુશળ હતું, તેથી તેણે પોતાનું મરણ ટાળવાની એક યુક્તિ શોધી કાઢી. નિયમ કરતાં સિંહ પાસે કંઈક તે મોડું ગયું, ત્યારે સિંહે તેને ક્રોધથી પૂછયું, "કેમ રે, સ્વલ્પકાળના પ્રાણી ! આજે તું મોડું કેમ આવ્યું ?" ત્યારે શિયાળે કહ્યું "મહારાજ, એક પ્રજાપર બે રાજા હોય તો પ્રજા કોની આજ્ઞા માને ? હું શું કરૂં ? અમારાપર આપ જેવા બળવાન્ રાજા છતાં અમોને સંતાપનાર એક બીજોજ રાજા આ વનમાં છે; ને તે અમને આવવા દેતો નથી !" આ સાંભળી સિંહ આશ્ચર્યથી બોલ્યો, "એ તું શું બકે છે ? શું મારા જેવો બીજો સિંહ આ વનમાં છે ? ચાલ બતાવ ! કયાં છે તે દુષ્ટ ! હમણાં હું તેનો નાશ કરૂં છું !" શિયાળ તરત તેને સાથે લઈ એક મોટા કૂવા આગળ ગયું, ને તેના કાંઠાપર સિંહને ઉભો રાખી કહ્યું, "સ્વામી, જુઓ પેલો તમારો શત્રુ રહ્યો !" પોતાનું પ્રતિબિંબ કૂવાના પાણીમાં આબેહુબ પડેલું જોઈ અજ્ઞાત સિંહે જાણ્યું કે, "રે ! આતો ખરેખર મારા જેવોજ મોટો સિંહ છે." એટલે ક્રોધે ભરાઈ તેણે એક મોટી ગર્જના કરીને કહ્યું કે "રે દુષ્ટ! તું અહીં મારા વનમાં કેમ આવ્યો છે ? શું તું મને તથા મારા બળને જાણતો નથી ?" ત્યારે અંદરથી પણ તેવોજ પ્રતિધ્વનિ નિકળ્યો. એ જોઇ સિંહે તો ખરેખર એમજ જાણ્યું કે નિશ્ચે કોઈ બળવાન્ સિંહ આ કૂવામાં રહે છે, ને હવે જો હું તેનો શિઘ્રનાશ નહિં કરૂં તો તો મારો રાજ્ય અમલ નિઃશંક જશે. આવા વિચારથી તેણે ક્રોધે ભરાઈ એક બીજી ગર્જના કરી, ત્યારે તેનો પણ તેવોજ પ્રતિધ્વનિ થયો, આથી અતિશય ચીઢવાઈ જઈ તે એકદમ કૂવામાં કૂદી પડયો, ને તેના ઊંડા પાણીમાં ડૂબી સહજમાં મરણ પામ્યો! અને શિયાળ આનંદ પામતું પોતાના સ્થાન આગળ ગયું, ને સર્વ વનચરો પરમ નિર્ભયતાના સુખને પામ્યાં.

એમ હે વિશાલ, પ્રતિબિંબરૂપ દેખાતા આ મિથ્યા જગત્માં સત્યત્વની ભ્રાંતિ કરવાથી પ્રાણી નિશ્ચે મહાક્લેશને પામે છે. માટે તે અવિદ્યાનો ત્યાગ કરી જગત્ને જગત્રૂપ ભ્રાંતિથી ન ઓળખતાં સર્વત્ર બ્રહ્મરૂપજ જોવું, જેથી તે સર્વ ક્લેશનો સમૂળો નાશ થઈ આત્મા પરમાત્મ સ્વરૂપાનંદમાં નિમગ્ન રહેશે. પણ જ્યારે એ અવિદ્યા એવી નાશકારક છે ત્યારે શું તેને દૂર ન કરી શકાય? કરી શકાય. વિદ્યા પ્રાપ્ત થવાથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે.

## ૪–જ્ઞાનદીપક.

કોઈ એક પુરુષે સંધ્યાકાળ સમયે બહારથી આવી પોતાનું ઘર ઉઘાડયું તો ઓરડાની અંદર એક મોટો સર્પ પડયો હોય એમ તેને લાગ્યું! ભયને લીધે તેણે થરથર ધ્રુજતાં તે સર્પને નમસ્કાર કર્યા, ને તુરત સ્નાન કરી તેના આગળ જઈ કહેવા લાગ્યો કે-"મહારાજ નાગદેવ, આપ મારાપર કૃપા કરી અત્રેથી પધારી જાઓ, હું તમારે નિમિત્તે ૧૦૦ જપ કરીશ." એમ કહી, ને તે અંધારામાં ને અંધારામાં જપ કરવા બેઠો ને ઘણીકવાર સુધી જપ કરયો પણ ત્યાંથી સર્પ ગયો હોય એમ તેને લાગ્યું નહિ. ઉભો થઈ જોવા લાગ્યો તો જેમ ને તેમ તે સર્પ પડેલો જણાયો! એક તો અંધારૂં, ને બીજું ઘરમાં સર્પ પડયો છે એમ જાણી અતિશય ભયને લીધે તે બ્રાહ્મણે તેને આણ દેવા માંડી કે, "મહારાજ, મેં તમારે નિમિત્તે ઘણો જપ કરયો છે, પણ હજુ તમે જતા નથી તો તમને શેષનાગની આણ છે; તમે ન જાઓ તો તમને તક્ષક નાગની આણ છે." આટલું છતાં પણ સર્પ ત્યાંથી ખસ્યો જણાયો નહીં, ત્યારે હારીને તેણે વિચાર કર્યો કે રખેને કોઈ ક્રોધે ભરાયલો નાગ હોય; માટે લાવ તેને શાંત કરવાને માટે હું ઘીનો દીવો કરૂં. તુરત દીવો કરી જેવો લાંબો થઈ તેને સાષ્ટાંગ નમસ્કાર કરવા જાય છે તો જણાયું કે ત્યાં નાગે નહિ ને કંઈ નહિ! ત્યાંતો એક જાડી દોરડી પડેલી તેની નજરે પડી. "અરરર! મેં મિથ્યાજ આટલો પ્રયત્ન કર્યો! આ તો દોરડી છે, પણ અંધારાને લીધે મેં તેને સર્પ જાણ્યો. ત્યારે પ્રથમજ દીપક કરયો હોત તો આમાંનું કશું કરવું ન પડત! આમ વિચારી તુરત નમસ્કાર, સ્તુતિ, જપ અને ધ્યાન સઘળું મૂકી દીધું, ને સુખેથી ઘરનું કામકાજ કરવા લાગ્યો.

એવીજ રીતે તે રજ્જુ (દોરડી) માં સર્પની ભ્રાંતિરૂપ અવિદ્યા થઇ તે માત્ર અજ્ઞાનરૂપી અંધકારનુંજ કારણ હતું. પણ જ્યારે દીવો થયો ત્યારે તે સર્વ વિટંબણા મટી ગઈ. તેમ આ જગત્‌ને અજ્ઞાનરૂપી અંધકારને લીધે જગત્‌ જાણવાની અવિદ્યા, તે જ્ઞાનરૂપી દીપક થયા પછી સર્વ મટી જાય છે, ને સર્વત્ર બ્રહ્મમય જાણી આત્માનિજાનંદમાં મહાલેછે. આ ઉપરથી મને વળી નિશ્ચય થયો કે:–

## પ–જ્ઞાન ત્યાં કર્મ નહિ, કર્મ ત્યાં જ્ઞાન નહિ!

કેમકે આટલું તો ખરૂંજ છે કે જ્યાં અંધકાર ત્યાં પ્રકાશ (દીપકાદિનો) નહિ, ને પ્રકાશ ત્યાં અંધકાર નજ હોય.

શામ ત્યાં નવ કામ ભાસે, કામ ત્યાં નવ રામ,
તુલસી દોનો નવ રહે, રવી રજની એક ઠામ.

તેમ જ્યાં શ્રી હરી છે ત્યાં કામવાસના–જગત્‌ની માયા નથી ને જગત્‌ની માયા છે ત્યાં શ્રીહરી નથી. તેવી રીતે જ્યાં જ્ઞાન ત્યાં અજ્ઞાન રહે નહિ, ને અજ્ઞાન હોય તો ત્યાં જ્ઞાનનો અભાવ થઈજ ચૂકયો છે. માટે જ્યાં સૂધી અજ્ઞાનરૂપી અંધકારને લીધે અવિદ્યારૂપી જગત્‌ના પ્રપંચોમાં જીવ પડયો છે, ત્યાં સૂધી તેને નાના પ્રકારનાં કર્મ કરવાં અવશ્યનાંજ છે; પણ જ્યારે જ્ઞાનદીપક પ્રકાશિત થયો, ત્યારે અવિદ્યારૂપી જગત્‌ના પ્રપંચો આપોઆપ શાંત થઈ જાય છે; એટલે પછી કર્મો કરવાની કશી આવશ્યક્તા નથી. જ્ઞાન થયા પછી કોઈપણ સાધનની જરૂર નથી. પણ ત્યારે એમ છે કે–કર્મ ઉપાસના વગેરે તો જ્ઞાનનાં–જ્ઞાન થવાનાં સાધનો છે, તો તે કેમ ન કરવાં જોઈએ? તે સાધનો છે ખરાં, પણ જેમ અંધારાનો પરાભવ કરવાને દીપક કરવા માટે પ્રથમ કોડીયું, પછી વાટ, ને પછી તેલ એટલાં વાનાં તૈયાર કરી તેને અગ્નિ સાથે ઐક્ય કરીએ (પ્રગટીએ) તો પ્રકાશ થાય ને અંધારૂં જાય છે; પણ જ્યારે દીવો થયો ત્યારે પછી કોડીયું, વાટ, ને તેલ લેવા જવાની કંઈ જરૂર નથી; છે તેનું રક્ષણ કરી પ્રકાશમાં પોતાનું કામ કરી લઈએ એટલે બસ, તેમ જ્ઞાનરૂપદીપક થવા સૂધી કર્મ, ઉપાસના, ઈત્યાદિ સાધનોની જરૂર છે, થયા પછી નથી. જ્ઞાની થઈ નિશ્ચય પૂર્વક જાણ્યું કે આ જગત્ તે પૃથક્ પૃથક્ પ્રાપંચિક રૂપે નથીજ, પણ સર્વત્ર બ્રહ્મરૂપ છે; એટલે પછી કોઈ સાધનોની જરૂર નથી.

પણ વળી એમાં એમ છે કે, જ્ઞાની થવા પછી પણ તેણે કર્મો કરવાં; નહિ તો કર્મ તથા ઉપાસનાને પ્રતિપાદન કરનારી ૯૬૦૦૦ શ્રુતિયો નિરર્થક કહેવાશે. ત્યારે શું શ્રુતિયો નિરર્થક કહેવાય એટલા માટેજ કર્મો કરવાં? નહીં તેમ પણ નથી. શ્રેષ્ઠજનો જેમ આચરણ કરતા હોય તેમ ઈતરજનો અનુકરણ કરે છે, માટે જ્ઞાનીએ પણ કર્મ ઉપાસના કરવાં. ત્યારે એથી તો "જ્ઞાન ત્યાં કર્મ નહિ, ને

કર્મ ત્યાં જ્ઞાન નહિ" એ વાક્ય ખોટું પડે.પણ વાસ્તવિક રીતે તેમ નથી, જ્ઞાનીએ કર્મ માત્ર કરવાં પણ તેમાં આસક્તિ રાખવી નહિ, એટલે તેણે કર્મ કરયાં તે ન કર્યા બરાબર છે. એટલે જ્ઞાન ત્યાં કર્મ નથી એમજ કહ્યું. ખરૂં જ્ઞાન તેજ કે કર્મો કરવા છતાં તેનાપર આસક્તિ ન રાખવી. શ્રુતિઓ પણ કર્મ કરીને પદરે રાખવાનું કહેતી નથી; તેઓ તો એમજ કહે છે કે નિષ્કામ કર્મો કરવાં; અર્થાત્ કર્મ કરીને તેના ફળની જિજ્ઞાસા ન રાખતાં (ॐतत्सत् ब्रह्मार्पणमस्तु એ વાક્યથી) તે બ્રહ્માર્પણજ કરવાં એટલે પોતે નિર્લેપજ રહ્યો છે. એમ નિષ્કામ કર્મ કરવાથી ચિત્તની પૂર્ણ શુદ્ધિ થાય છે, ને તેથી અંતે જન્મમરણ આપોઆપ નિવૃત્ત થઈ મોક્ષ પ્રાપ્ત થાય છે. માટે કર્મો ફળેચ્છા રહિત થઈ કરવાં. ફળેચ્છાથી પ્રપંચમાં ઉલટું બંધન થતું જાય છે. એટલે તે અજ્ઞાનજ થયું. નિષ્કામ કર્મો જ્ઞાનનાં સાધન છે, પણ ત્યારે જગત્‌માં અવતરનાર સૌને કંઈ ને કંઈ કામના હોય છે તો તે કામનાથી રહિત ક્યારે થવાય? એને માટે મને એક દૃષ્ટાંત મારા પૂર્વાભ્યાસ સમયનું સાંભર્યું:

### ૬-જમ્યા પછી ઝેરના લાડુ!

જગત્‌માં આસક્તિ ઉત્પન્ન કરાવનારા વિષયો છે માટે તે વિષયોને વિષરૂપજ જાણવામાં આવે તો તેમાં તિલમાત્ર વાસના ન રહેવાથી જગત્‌પરની સઘળી આસક્તિ નિર્મૂળ થઈ જાય. જેમકે-એક વખત એવું બન્યું કે કોઇ એક પુરુષ ત્રણ દિવસનો ભૂખ્યો હતો, તે ભિક્ષા કરવા સારૂ ગામમાં ગયો, ને એક ગૃહસ્થને ત્યાં જઈ ખાવાનું માગ્યું. ત્યારે તે ગૃહસ્થે તેને કહ્યું કે, "મહારાજ, આપ ત્રણ દિવસના ભૂખ્યા છો માટે ખાવાનું તો આપું; રૂપાળા મોતીચૂરના લાડૂ છે; પણ માંહે કિંચિત્ ઝેર ઘાલેલું છે તે ચાલશે!" એ સાંભળી ભિક્ષુકે કહ્યું, "ભાઈ, તારા લાડૂ તારી પાસે રહેવા દે. ગમે એટલા ભૂખ્યા હોઈએ પણ કંઈ ઝેર ખાઈને મરીએ કે!" પછી તે ત્યાંથી આગળ ચાલ્યો, અને બીજે સ્થળે મિષ્ટાન લઇને તૃપ્ત થયો. તે જ્યારે પાછો ફર્યો ત્યારે વળી પેલા ગૃહસ્થે કહ્યું કે, "મહારાજ, જમો આ લાડુ, હું એ ઉપરથી દક્ષિણા આપીશ." ત્યારે તે પુરૂષે કહ્યું, "ભલા મનુષ્ય, ભુખ્યો હતો તે વેળાએ તારા ઝેરના લાડુ લીધા નહીં, તો હવે ધરાયા પછી, મરવા માટેજ તારા લાડૂ જમીશ? ને તે માત્ર દક્ષિણા માટે? પણ મુવા પછી મને એ દક્ષિણા શું કામની છે?" એમ કહી તે ચાલ્યો ગયો.

તેવી રીતે વિષયો કે જેને ભોગવવાથી સંસારમાં પ્રાણીની આશા પ્રતિદિન વૃદ્ધિંગત થતી જાય છે; તેમને વિષરૂપ જાણવા. અને એ જ્યારે વિષજ છે–અર્થાત્ હમણાં કદાચ ભોગવવા મીઠા લાગશે પણ તેનો પરિણામ વિષરૂપજ આવનાર છે, ત્યારે પોતાની એક વેળાની ભૂખ મટાડવા માટે પોતાના આખા આયુષ્યનો નાશ કરનારા ઝેરના લાડુ જેમ ભિક્ષુકે અતિ ક્ષુધાતુર છતાં પણ ખાધા નહિ, ને દક્ષણા માટે લોભાયો નહીં, તેમ એક ક્ષણના સુખ સારૂ પોતાના અનંત સુખ (જ્ઞાનપ્રાપ્તિ–નિજસ્વરૂપપ્રાપ્તિ)નો નાશ કરનાર વિષયમાં મુમુક્ષુએ આસક્તિ રાખવી નહીં. વળી પેલા ક્ષુધાતુર ભિક્ષુકની પેઠે વિષય ભોગવવામાં જિજ્ઞાસુ (આસક્તિવાળો) હોય છતાં જેણે વિષ જાણી વિષયોનો ત્યાગ કરયો છે (તેમાં આસક્ત થયો નહિ) તે પછી જ્ઞાની (તૃપ્ત) થયા કેડે તેનાપર કેમજ મન દોડાવે? વળી એ વિષયાસક્તિને છોડીને તો મુમુક્ષુએ એવો વિરાગ રાખવો કે જેમ બહિર્દિશા (મોટી હાજત) ગયેલો પુરુષ તે સ્થળેથી ઊઠીને લાગલો કંટાળીને ગામ તરફ ચાલ્યો આવે છે, તે કદીપણ પોતાના મળ તરફ પાછું વાળી જોતો નથી; તેમ ત્યાગેલા વિષયો તરફ સદાજ કટાલો રાખવો જોઈયે. એવો વિરાગ તો અંતઃકરણ શુદ્ધ થયા વિના ક્યાંથી થાય? અને તેમ થવા માટેજ કર્માદિ મનુષ્યની પછવાડે નિર્માણ થયલાં છે. પણ ત્યારે શું એવો વિરાગ રહેવા માટે કર્માદિ નિરંતર કરયા કરીએ તો પછી કયારે પાર આવે?

### ૭–જ્ઞાન થયા પછી કંઇ નથી.

કુકુટ, કપોત, કાક, કોકિલા ઈત્યાદિ પક્ષીઓ પોતાના અંડનું કયાં સૂધી સેવન કરે છે, કે જ્યાં સૂધી તે અંડ પરિપકવ થયું નથી. પણ પરિપકવ થયું એટલે સ્વાભાવિક રીતેજ તે પક્ષી પોતાનું ઈંડું કોરી કાઢે છે; એટલે માંહેથી પક્ષી (બચ્ચું) નિકળે છે, અને પકવ થયા પછી પણ તે નિરંતર સેવ્યાજ કરે તો અંદરના બચ્ચાની પાંખ ગળી જાય. તેવીજ રીતે કર્માદીનું સેવન, જ્ઞાન થયા સૂધીજ છે. જ્ઞાન થયું એટલે જ્ઞાનસેવનથી કર્મ ગળી જાય છે–પછી તો આસક્તિ આપોઆપ તૂટી જાય છે; ને કર્મો કરયાં જવા છતાં પણ બ્રહ્માર્પણ થવાથી તેમાં વાસના રહેતી નથી. જો જ્ઞાન થયા પછી પણ કર્મોમાં આસક્તિ રાખે તો તે પરિપકવ થયલા ઈંડાનું સેવન કરવાથી ગળી જનારી અંદરના બચ્ચાની પાંખની પેઠે તે

થયેલું હૃદયની અંદરનું જ્ઞાન પણ બાહ્ય આસક્તિને લીધે ગળી જાય-શિથિલ થઈ જાય છે, માટે જ્ઞાન થયા પછી તો આસક્તિ રહિત નિજાનંદપણેજ સ્થિત થવું જોઈએ.

આ સમયે મને એવો વિચાર આવ્યો કે, "અહો! હું જે મારા મનથીજ આવી અનેક પ્રકારની શંકાઓ ને તેનાં મનમાનતાં સમાધાનો કરૂં છું તે કોને પ્રતાપે? ખરેખર મારા મહાત્મા ગુરુજીનાજ પ્રતાપે! મને પામરને તેમના વગર આવો અલભ્ય લાભ કયાંથી હોય? અને મને તો શું, પણ ગમે તેવા મહાપુરુષને પણ ગુરુ વિના તો જ્ઞાન નજ થાય.

## ૮-ગુરુની આવશ્યકતા.

દરેક પ્રાણી (મનુષ્યાદિ) નિત્ય પ્રત્યે સર્વ દશ્ય પ્રપંચ-સ્થૂલાદિની ઉત્પત્તિ કરે છે. અર્થાત્ જાગૃદવસ્થામાં ઉત્પન્ન કરે છે, ને તે જાગૃત્ અવસ્થાને (તેમાં કરેલાં ક્રિયમાણમાત્રને) સ્વપ્નાવસ્થામાં લય કરે છે. (અર્થાત્ સ્વપ્નાવસ્થામાં જાગૃત વેળાએ કરેલું કશું તેને સ્મરણ રહેતું નથી, એટલે તેનો લયજ થયો.) ને તે જાગૃત્ તથા સ્વપ્નાવસ્થાને સુષુપ્તિ અવસ્થામાં લય કરે છે (એટલે જાગૃત્ તથા સ્વપ્નમાં જોયલી અનેક વસ્તુઓ, ને કરેલા અનેક વ્યાપારો ખરેખરી-ભર નિદ્રામાં બિલકુલ દેખાતા નથી, ને તેનું સ્મરણ પણ થતું નથી; એટલે તે પણ લયજ પામ્યા,) અને સુષુપ્તિ એટલે કોઈ વાર્તાનું ભાન ન રહેવારૂપ ધાડ નિદ્રા આવવી એ તમ-અજ્ઞાનજ છે તો તેને (તે સુષુપ્તિ અવસ્થાને) તુરીયા નામની ચોથી અવસ્થામાં (એટલે સમાધિમાં) લય કરે છે. એનું નામ જ્ઞાન. અને એ વ્યાપાર તો પ્રત્યેક મનુષ્ય નિરંતર કરે છે. પણ તેનું તેને જ્ઞાન નથી. તો એ જ્ઞાન થવા માટેજ ગુરુની સહાયતા જોઇએ છે. મનુષ્ય અજ્ઞાની છે માટેજ તેને જ્ઞાન થવા સારૂ ગુરુની જરૂર છે, પણ ઇશ્વર (સમર્થ) ને તો તેવી જરૂર નથી. પણ ઈશ્વર-હિરણ્યગર્ભ ઈશ્વર; બ્રહ્મદેવ-સૃષ્ટિકર્તા, ઇશ્વરનો (બ્રહ્મદેવનો) વેદના સ્મરણરૂપ ગુરુ છે. જ્યાં સૂધી શ્રુતિનું સ્મરણ થયું નહતું, ત્યાં સૂધી બ્રહ્મદેવને શું કરવું તે કશું સૂઝતું નહતું; પણ આકાશ પાણી દ્વારા વેદનો ઉપદેશ તેમને થયો એટલે તેમાં (વેદમાં) કહ્યા પ્રમાણે તેમણે આ સૃષ્ટિની રચના કરવા માંડી. તેવીજ રીતે સર્વત્ર ગુરુની આવશ્યકતા છે. અને ગુરુ તે કંઈ મનુષ્યજ હોય વા ઇશ્વરજ હોય એમ કંઈ નથી; પણ હરકોઈ પદાર્થ-

રે, જગત્માંની કોઈપણ ચીજ મનુષ્યનો ગુરુ થઈ શકે છે. આ જગત્ મનુષ્યનો મહાગુરુજ છે. મહા સમર્થ સર્વોત્કૃષ્ટ જ્ઞાની શ્રીદત્તાત્રેય સ્વામીએ પણ ચોવીશ ગુરૂ કરેલા છે; ને તે માત્ર મનુષ્યજ નહિ, પણ સમડા, કુકડા, શ્વાન, ગીધ એવા એવા પ્રાણીઓ છે. માટે ગુરુ વિના જ્ઞાન (પરમપદપ્રાપ્તિ) નથી.

ત્યારે ગુરુ કયાંથી લાવીને શિષ્યને જ્ઞાન (પરમાનંદપ્રાપ્તિ) આપે છે! શું તેમને કંઈ તેને પોતાના પદરનું આપવું પડે છે! ના; મને તો મારા મહાત્મા યોગીશ્વર ગુરુએ મારૂં પોતાનુંજ સ્વરૂપ (મૂળ પરમાત્મસ્વરૂપ) જ્ઞાનદ્વારા બતાવ્યું છે; તેમાં બીજું કંઈ બતાવ્યું નથી. અર્થાત્ તારાથી કશું ભિન્ન નથી; જે છે તે તુંજ સર્વ છે, એમ કહ્યું છે તો તેથી એમ સિદ્ધ થાય છે કે ગુરુને પોતાની ગાંઠનું કંઈ ન ખરચવું પડતાં શિષ્યનું જે છે તેજ તેને પોતે બતાવે છે. એ માટે મને એક ઈતિહાસ સાંભરી આવ્યો:

## ૯–શિખરમાંનું ધન.

એક સાહુકાર મરણ પથારીપર સૂતો ત્યારે તેના સર્વ પુત્રોને તેણે પોતાની આગળ બોલાવ્યા, ને કહ્યું કે, "પુત્રો, તમારે મારી લાજ આબરૂ મારી પછવાડે પણ જેવીછે તેવીજ રાખવી; બલકે વધારવી પણ તેમાંથી ન્યુન થવા દેવી નંહિ. તોજ તમે મારૂં નામ રાખ્યું અને મારો ઉદ્ધાર કરયો કહેવાશે. મારી કેટલી દોલત–સ્થાવર તથા જંગમમિલકત છે તે તમે સારી રીતે જાણો છો; ને એમ કરતાં પણ કદાચ સમયપર રોજગારને અંતે ટોટો નફો થવાનો સંભવ હોવાથી નાણાંની ખૂટ પડે તો તમારે આપણા જૂના ચોપડા સંભાળી જોવા; એટલે તેમાંથી સઘળું મળી આવશે; ને તમારૂં સંકટ દૂર થશે." સાહુકાર મરી ગયો, ને તેને કેટલાંક વર્ષ વીતી ગયાં ત્યારે તેના દીકરાઓએ એકઠા મળી તેના ચોપડા તપાસ્યા; તો એક ઘણી જૂની વહીની અંદર એમ લખેલું હતું કે "ચૈત્ર સુદી ૧૦ ને દિવસે પ્રહર દિવસ ચઢતાં આપણા ઘરની જોડેના શિવાલયના શિખરમાં મેં ઘણુંજ દ્રવ્ય મૂકેલું (દાટેલું) છે. માટે ખપ પડે ત્યારે તે ખોદીને કાઢી લેવું." આ વાંચી બીજેજ દિવસે તેઓએ એવો વિચાર કીધો કે જરૂર એ શિવાલયના શિખરમાં આપણું ધન છે, માટે એને તોડી કાઢી લેવું; પછી કેટલાક મજૂરોને મંદિર ઉપર ચઢાવી તેઓએ શિખર ઉતરાવવા માંડયું,

ત્યારે આખા શેહેરમાં હાહાકાર થઈ રહ્યો, તથા લોકો તે વણિકપુત્રોને ફિટકાર કરવા લાગ્યા કે "અરે! જગત્‌માં શંકરનું શિખર કોઈએ ઉતરાવ્યું હોય એમ કદી સાંભળ્યું નથી, ને ફલાણા શેઠની પછવાડે આવા સપુત નિકળ્યા કે તેમના બાપે હજારો રૂપીઆ ખરચીને પરમાર્થ માટે શિવાલય બંધાવ્યું હતું, ત્યારે તેઓ હવે તે શિખર તોડવા તૈયાર થયા છે, ફટરે ભુંડાઓ! ધંધામાં દેવાળું કાઢ્યું એટલે હવે શંકરના શિખરમાંથી દ્રવ્ય કાઢવા માંડચું; પણ મૂર્ખો, એટલું સમજતા નથી કે એમાં તે દ્રવ્ય કયાંથી હોય?"

આવો પ્રકાર જોઇ તે મરનાર સાહુકારનો કોઈ શહાણો અતિવૃદ્ધ ને અનુભવી મિત્ર તે શેહેરમાં રહેતો હતો તેણે ત્યાં આવી તે વણિકપુત્રોને કહ્યું, "ભાઈ, તમે આ શું કરો છો?" ત્યારે તેમણે કહ્યું, "કાકા, અમારા પિતાએ ચોપડામાં લખ્યું છે તે પ્રમાણે આ શિખરમાંથી અમે દ્રવ્ય કાઢીએ છીએ." વૃદ્ધ બોલ્યો, "અરે ભલા માણસો, શિખરમાં કયાંય અપાર દ્રવ્ય સમાય? તમે સમજતા નથી; લાવો જોઈએ એ ચોપડામાં શું લખ્યું છે તે હું તપાસું. તેઓએ ચોપડો લાવી આગળ મૂકયો એટલે તે વૃદ્ધે વાંચી જોયું કે અમુક વખતે શિખરમાં દ્રવ્ય દાટેલું છે. ત્યારે તે બોલ્યો, "ભાઈઓ, છે તો એમજ; પણ મારો મિત્ર (તમારો બાપ) ઘણો ડાહ્યો પુરુષ હતો માટે એના લખવામાં કંઈક ઊંડો ભેદ છે. તમે વિચાર કરો કે દેવાલય કર્યાને તો ઘણાં વર્ષ વીતી ગયાં, ને આ દ્રવ્ય તો તે પછી દાટચું છે, માટે એ શિખર ઉતારીને કંઈ દાટચું હોય એમ સંભવતું નથી. વળી એણે અમુક વર્ષમાં એમ ન લખતાં માત્ર ચૈત્ર સુદી ૧૦મજ લખી છે ને વળી તેમાં પ્રહર દિવસ લખ્યો છે. માટે ચૈત્ર સુદ ૧૦ આવવા દો એટલે આપણે તેની પૂરી તપાસ કરીશું." ચૈત્ર સુદ ૧૦ આવી એટલે પેલાએ.એ તે વૃદ્ધને બોલાવ્યો, ને સઘળા મળી પ્રહર દિવસ ચઢયો એટલે તે શિવાલય આગળ ગયા. વૃદ્ધે વિચાર કરી તેઓને કહ્યું કે, "વણિકપુત્રો, વારુ તમે મને કહેશો કે આ સમયે દેવળનું શિખર કયાં છે? જે એ 'શિખરને સૌથીપેહેલો અડકશે તેને તેમાંનું દ્રવ્ય મળશે." ત્રણ પુત્રો જેમ તેમ કરી શિખરને અડકવા સારૂ દેવળપર ચઢવા લાગ્યા, ત્યારે ચોથો વિચક્ષણ હતો તેણે વિચાર કીધો કે "હું ચઢી શકું એમ છે નહિ, માટે આ શિખરની છાયા છે તે પણ શિખરજ કેની! માટે લાવ તેને જઈ અડકું!" તુરત તે શિખરની

છાયાપર જઈ ઊભો રહ્યો, ત્યારે પેલા વૃદ્ધે કહ્યું, "અલ્યાઓ, મિથ્યા શ્રમ શું કરવા કરો છો? હેઠા ઉતરો. શિખરને તો તમારો નાનો ભાઈ અડકયો છે!" ત્યારે તેઓએ કહ્યું એ શું શિખર કહેવાય?" વૃદ્ધે કહ્યું, "હા; આ સઘળી શાની છાયા છે?" "દેવળની." "તેમાં એ દેવળનું શિખર કયું?" "આ!" ત્યારે વૃદ્ધ બોલ્યો, "ત્યારે એજ શિખર અને ત્યાંજ ખોદો કે ત્યાંથી પૈસો મળશે." તુરત ખોદ્યું તો અપાર દ્રવ્ય નિકળ્યું અને તેઓ સૌ પરમ હર્ષ પામી પેલા વૃદ્ધ સજ્જનની બહુ સ્તુતિ કરવા લાગ્યા કે, "કાકા સાહેબ, તમે અમારા પિતાના મિત્ર તે અમારા પિતા તુલ્યજ છો; ને તમે હતા તો અમને આ દ્રવ્ય મળ્યું, માટે તમારા ઉપકારમાંથી અમે ક્યાં છુટીશું?" આ સાંભળી તેણે તેઓને કહ્યું, "ભાઈ, દ્રવ્ય તમારૂંજ હતું, ને તમોને મળ્યું તેમાં મારો શો ઉપકાર? મેં કાંઈ મારી ગાંઠથી કાઢી તમને આપ્યું નથી. માત્ર તમારી અજ્ઞાનતાને લીધે તમે જાણતા ન હોતા તે તમોને મેં બતાવી આપ્યું છે. માટે ખાઓ પીઓ ને સન્માર્ગે ખર્ચો એટલે બહુ થયું." એમ કહી તે પોતાને ઘેર ગયો.

એવીજ રીતે અજ્ઞાની જે અજ્ઞાનરૂપી તમ (અંધકાર) અથવા ભ્રાંતિને લીધે પોતાનું સચ્ચિદાનંદ સ્વરૂપ જાણી શકતો નથી તેને ગુરૂ જ્ઞાનોપદેશ કરી તેના સ્વરૂપનું ભાન કરાવે છે. પણ ગુરૂ કંઈ નવુંજ સચ્ચિદાનંદ રૂપ તેને આપતા નથી.

વિશાલ, આ વેળા મને લાગ્યું કે જ્યારે સર્વત્ર સચ્ચિદાનંદ રૂપજ વિરાજે છે, ત્યારે તો તેની પ્રાપ્તિને અર્થે પણ કશો આયાસ નજ પડવો જોઈએ. તે નિઃશંક તેમજ છે. એ માટે મને એક દૃષ્ટાંત સાંભર્યું કે–

## ૧૦–માત્ર જોવામાંજ ફેર.

એક મુમુક્ષુએ સંતને જઈ પૂછ્યું કે, "મહારાજ, મારાથી પરમાત્મા શી રીતે દેખાય? સર્વ જ્ઞાનીઓ અને આપ પણ વારંવાર કહો છો કે જ્યાં ત્યાં સચ્ચિદાનંદ પરમાત્માજ વિરાજે છે; પણ મારી દૃષ્ટિએ તો તે કયાંય જોવામાં આવતા નથી." આ સાંભળી તે મહાત્માએ કહ્યું, "ભાઈ, તું કહે છે તે ખરૂં; પણ માત્ર જોવામાંજ ફેર છે. હીરાને તેનો પરીક્ષક ઝવેરી મોટા મુકુટ અથવા કંઠામાં જડે છે, ત્યારે તેની કીમત નહિ જાણનારો ભરવાડ તેને એક ચકચકતો પથરો જાણી પોતાની બકરીના ગળામાં બાંધે છે. પણ

તેથી હીરો કંઈ સાધારણ પથરો થઈ જતો નથી. માટે તું અહીં બેઠો છે, તે ખસીને અહીં બેસ એટલે તને પરમાત્મા જણાશે." તાત્પર્ય કે તારી બુદ્ધિ જે જગત્‌માં સત્યત્વ (જગત્‌પણું) માની રહી છે, તેને તું પરમાત્મામાં સત્યત્વ (એટલે જગત્ એ પરમાત્માનુંજ સ્વરૂપ છે. જગત્‌માં જેટલી દૃશ્ય અને અદૃશ્ય વસ્તુ છે તે સર્વમાં પરમાત્માજ છે એમ) માનનારી કર, એટલે પછી તું મહાજ્ઞાની થયાથી નિજ સ્વરૂપને નિહાળી શકશે. કેમકે આ જગત્ કંઈ બીજેથી આવી પડયું નથી, એ પરબ્રહ્મ સ્વરૂપમાંથીજ આવિર્ભાવ પામ્યું છે, (ઉત્પન્ન થયું છે), માટેજ सर्वं खल्विदंब्रह्म એ વાકય વેદે કહેલું છે. અર્થાત્ આ જે કંઈ છે તે સઘળું બ્રહ્મજ છે, બીજું કંઈ નથી. કેમકે તે બ્રહ્મમાંથીજ ઉત્પત્તિ પામ્યું છે. વળી–

## ૧૧ કારણ–કાર્યમાં ભેદ નથી.

એ ઉપરથી આટલું તો નિશ્ચે છે કે કારણ થકી કાર્ય ભિન્ન હોતું નથી. કાર્ય એટલે ઉત્પન્ન થઈ અમૂક રૂપમાં આવેલો પદાર્થ, અને કારણ એટલે જેનાથી કાર્ય થયું, અર્થાત્ જેમાંથી તે પદાર્થ ઉત્પન્ન થયો. તે જેમ ઘડો અને માટી. માટીમાંથી ઘડો થયો. માટે માટી એ કારણ અને ઘડો એ કાર્ય. હવે કારણથી કાર્ય ભિન્ન કયાં રહ્યું? કેમકે આદ્યે માટી હતી, ને ઘડો તૈયાર થઇ તે ફૂટી ગયો એટલે પણ પાછી માટીજ થઈ ગઈ! અર્થાત્ ઘડો થયો, પણ તેમાંથી કંઈ માટીપણું ગયું નહીં એટલે માટી તોય માટી, ને ઘડો તોય માટી, માત્ર "ઘડો" એ કેવળ કલ્પનાજ છે, અન્ય કંઈજ નથી.

વળી બીજું દૃષ્ટાંત કે–એક સાહુકારે સોનીને શેર ચાંદી આપી તેનો લોટો કરાવ્યો. લોટો તૈયાર થયો એટલે સોનીએ શેઠને બોલાવી કહ્યું, "શેઠ, તમારો લોટો લઇ જાવ!" શેઠે આવી જોયું તો લોટાનો ઘાટ તેમને પસંદ પડયો નહિ, ત્યારે ક્રોધે ભરાઈ તે સોનીને કહેવા માંડયા, "અરે! તું કેવો મૂર્ખ છે. કે મારી આ રૂપાળી ચાંદીનો આવો નઠારો લોટો બનાવ્યો? મેં આવો ઘાટ કરવાનું કયારે કહ્યું હતું? માટે મને મારી ચાંદી પાછી આપ." તુરત સોનીએ તે લોટો તેમના હાથમાં મૂકયો, ત્યારે શેઠે તેને ફેંકી દઇ કહ્યું, "હું એને શું કરૂં? મારે તો ચાંદી જોઈએ!" સોનીએ વિચાર કીધો કે આ મૂઢ કંઇ સમજતો નથી માટે તેના જેવોજ હું થઈશ

તો ઠીક પડશે. પછી તેણે તે લોટો ઉપાડી લઈ તુરત એરણપર મૂકયો, ને હથોડાવતી શેઠના દેખતાં કૂટી પીટીને એક ગોળો કરી દઈ શેઠના હાથમાં મૂકતાં કહ્યું કે "લ્યો શેઠજી, આપની ચાંદી!" એ જોઈ શેઠને ઘણું માઠું લાગ્યું, પણ ખરી વાત આગળ શું બોલી શકે? તેથી તે ગોળો લઈ મુંગે મોંઢેજ ચાલતો થયો.

માટે કાર્ય એ તો માત્ર કારણની અંદર કલ્પનાજ છે. તો પછી આ જગત્ રૂપી કાર્ય પરમાત્મારૂપી કારણમાંથી પેદા થયું છે, તે તેના કરતાં જૂદું કેમજ હોય! કદી જૂદું નથીજ. વાસ્તવિક રીતે જ્ઞાન દૃષ્ટે જોતાં જગત્ છેજ નહિ—એ તો સર્વત્ર બ્રહ્મમયજ છે.

આ વખત મેં નિશ્ચય કર્યો કે જ્યારે કારણ અને કાર્ય જૂદાં નથી, ત્યારે જગત્રૂપી કાર્યનો અને જીવ ઇશ્વરાદિ કાર્યનો કારણરૂપ પરમાત્મા એકજ છે.

## ૧૨–પરમાત્મા જૂદો નથી.

તે એકજ (પરમાત્મા) માત્ર ઉપાધિ ભેદે કરીને (જગત્ તથા) જીવ ઈશ્વરાદિરૂપે થયો અને કહેવાયો છે. સૂક્ષ્મદૃષ્ટિએ જોતાં જેવી રીતે ઉત્પત્તિ સ્થિતિ અને લય એ કામ ઈશ્વરનાં છે તેવી રીતે અન્યપ્રાણીનાં પણ છે. માટેજ સમષ્ઠિભેદે પરમાત્મા ઈશ્વર, અને વ્યષ્ઠિભેદે જીવ કહેવાય છે. જીવ એ ઈશ્વરનું રૂપજ છે, તેનાથી કંઈ અતિરિક્ત* નથી. વળી ઈશ્વર જેમ સ્વતંત્ર છે, તેમ જીવ પણ પોતાના કામમાં સ્વતંત્રજ છે, પણ ત્યારે જીવ અને ઈશ્વર બંને સ્વતંત્ર ગણીએ તોપણ ઈશ્વરના જેવું મહત્ કાર્ય જીવથી થઇ શકશે નહિ; માટે કાર્ય (કૃત્ય-કર્મ) ભેદે કરીને જીવ અને ઈશ્વરને જૂદા—ન્યૂનાધિક ગણાય. પણ ના; તેમ નથી, કેમકે ઈશ્વરનું પણ અમુક કાર્યમાં ઈશ્વરત્વ અને અમુકમાં અનીશ્વરત્વ થઈ જાય છે. જેમકે રાવણાદિને મારવા ઈશ્વરે રામાવતાર લીધો તે સ્થળે જળશાયી વિષ્ણુને ઈશ્વર ગણાશે નહિ, પણ શ્રીરામચંદ્રનેજ ઈશ્વર ગણાશે. તેમજ કંસને મારવાને કૃષ્ણાવતાર થયો, તેમાં શ્રીકૃષ્ણજ ઇશ્વર ગણાશે. કંસવધાદિ કાર્યમાં રામચંદ્ર ઈશ્વર, ગણાશે નહિ. તેમજ હિરણ્યકશિપુના વધ માટે શ્રીનૃસિંહજ ઇશ્વર પણ રામકૃષ્ણ નહિ. ત્યારે સ્પષ્ટ થયું કે એ એકજ ઈશ્વરનાં કર્મ

---

* જૂદો.

ભેદથી ભિન્ન ગણાયાં. તેમજ જીવ પણ માત્ર કર્મ ભેદથીજ જીવ કહેવાય,વસ્તુતઃ જ્ઞાનદૃષ્ટિએ જોયતો ઈશ્વરનુંજ રૂપ છે,ઈશ્વરથી ન્યૂનાધિક નથી. કેમકે જીવ એ પોતાના કામમાં (અજ્ઞાનવૃતિએ) ઈશ્વરજ છે. રાજા એ જીવ છતા પ્રજાના સંબંધમાં ઈશ્વરજ છે. ગૃહપતિ પોતાના ઘરમાં ઈશ્વરજ છે, જીવની અંદર પણ જે પરમાત્મ તત્વ સમાયલું છે તે તેટલુંજ (ઇશ્વરના જેટલુંજ છે) છે, પણ માત્ર ઉપાધિભેદથીજ જીવ ઈશ્વર કહેવાય છે. વિશ્વામિત્ર મહર્ષિને આપણે જીવ કોટિમાંજ ગણીએ; ને તેમજ છે. પણ તેમણે જે નવી સૃષ્ટિ રચી, ને તેમાં ત્રિશંકુને ઈશ્વર (તે નવી સૃષ્ટિનો અધિપતિ) કરીને સ્થાપ્યો, તેમાં તો તે ઈશ્વરના પણ ઈશ્વર થઇ ચૂકયા. (નવી સૃષ્ટિનો ઈશ્વર ત્રિશંકુ અને ત્રિશંકુના ઈશ્વર વિશ્વામિત્ર) એમાં પછી જીવપણું ક્યાં રહ્યું? માટે જીવ, ઈશ્વર અને છેવટે આખું જગત્ એ સર્વે પૂર્ણ પુરુષોત્તમ પરમાત્માનાં સ્વરૂપ છે, તેનાથી ભિન્ન નથી. માટે પરમાત્મા જૂદો કયાં રહ્યો? આખું જગત્ પરમાત્મામાં છે, ને પરમાત્મા સંપૂર્ણપણે જગત્માં છે. જૂદું કંઈ નથી.

## ૧૩-નિવૃત્તિ.

વિશાલ, આ વેળા મને એમ પણ વિચાર આવ્યો કે, ત્યારે વસ્તુતઃ એક છતાં ઉપાધિવડે ઇશ્વરથી જૂદો દેખાતો જીવ નિર્મળ (પ્રારબ્ધ વગેરે રહિત) કયારે થાય? તો તે સ્થૂલ અને સૂક્ષ્મ દેહને તજે ત્યારે નિર્મળ થાય. (સ્થૂળ એટલે બહાર દેખાતું શરીર, અને સૂક્ષ્મ એટલે વાસના રૂપે અદૃશ્ય રહેલો સ્થૂળની અંદર અને સ્થૂળ દેહ પડ્યા પછી પણ આત્મની સાથે રહેનારો લિંગદેહ.) હવે આ સ્થૂળ દેહ છે, તે પ્રારબ્ધ કર્મો જ્યારે ભોગવાઇ રહે, ત્યારે નિવૃત્ત થાય છે-મૂકાય છે; ને લિંગદેહ છે, તે અજ્ઞાન જતું રહી સર્વત્ર વિરાગ વૃતિ વ્યાપવાથી વાસનાનો નાશ થાય, ત્યારે નિવૃત્ત થાય છે. અને જ્યારે એ બંને દેહ નિવૃત્ત-સમાપ્ત થયા, એટલે આત્મા નિરંજન નિરાકાર સ્વયં પ્રકાશ થઈ પોતાના મૂળ-પરમાત્મ સ્વરૂપમાં મળે છે; અર્થાત્ મોક્ષ પામે છે, સંસાર ત્રાસથી નિવૃત્તિ -શાંતિ પામે છે; ને તેને ફરીને આવર્તન(જન્મ મરણ) કરવાની જરૂર રહેતી નથી.

## ૧૪-પ્રારબ્ધ.

સ્થૂળ દેહ પ્રારબ્ધની નિવૃત્તિથી નિવૃત્ત થાય છે, તો એ પ્રારબ્ધોની નિવૃત્તિ કેવી રીતે થાય!

કોઇ યુદ્ધ પ્રસંગમાં એક બળવાન્ યોધ્ધો હાથમાં ધનુષ અને પીઠપર ભાથાનાં સેંકડો બાણો ભરી યુદ્ધ કરવા ગયો. શત્રુઓને એકાએક મારામાર કરતા જોઇ તેણે રણાંગણમાં પ્રવેશ કરતાંજ અતિશય ક્રોધ કરી પોતાના હાથમાંનું એક દિવ્ય બાણ, જે એકે ફેરે આખા સૈન્યનો નાશ કરી નાંખે એવું હતું, તે પોતાના ધનુષ્યમાં યોજી શત્રુઓપર માર્યું. આ બાણ ધનુષ્યમાંથી છૂટતાંજ અનેક શત્રુઓનો રથ, ઘોડા, સારથિ તથા બીજાં વાહનો સહિત નાશ કરતું સડસડાટ આગળ ચાલ્યું, ત્યારે તે યોદ્ધાએ એકે ફેરે આખા સૈન્યનો ઘાણ વળતો જોઈ વિચાર કરચો કે, "અરે! મારાથી આ નાશકારક બાણ મૂકાઈ ગયું. એથી તો સહજમાં બહુ નાશ વળી જશે. પણ હવે શો ઉપાય? મૂકયું તે મૂકયું, એ બાણ કંઈ હવે મારા હાથમાં પાછું આવવાનું નથી. એ તો તેનો જેટલો વેગ હશે તે પૂરો થયેજ નિવૃત્ત થશે. માટે એમાં કંઈ મારૂં ચાલે તેમ નથી." એવો વિચાર કરી, આગલા જોસ્સાની અંદર જે ભાથામાંથી બીજું બાણ કાઢી ધનુષ્યમાં સંધાન કર્યું હતું, તેને હવે ન છોડતાં જેમને તેમ વિચાર કરતો ઉભો કે, "આ બાણ હું હવે નહિ છોડું; કેમકે એ હજુસુધી મારા સ્વાધીનમાં છે, પણ છોડયા પછી મારા હાથમાં આવવાનું નથી." એટલામાં શત્રુસેનાના પ્રમુખે તેનો આ સઘળો પ્રકાર જોઈ વિચાર કીધો કે, "આણે એક બાણ તો નાશકારક મૂકયું છે, જેથી આખું સૈન્ય મૂર્છિત થઈ ગયું છે; પણ હવે વળી આ બીજું મૂકવાનો વિચાર કરે છે તો કોણ જાણે તેથી શું સત્યાનાશ વાળશે, માટે તેમ ન થાય તે સારૂ લાવ હું તેના યત્નનેજ ભંગ કરૂં." એમ ધારી તુરત તેણે એક અગ્ન્યસ્ત્ર બાણ યોજયું, ને તેથી તે બળવાન યોધ્ધાનાં ધનુષ્ય, બાણ તથા અસ્ત્રોનો ભરેલો ભાથો એ સઘળું બાળી ભસ્મ કર્યું! આથી તે યોધ્ધો ખેદ પામવાને બદલે ઉલટો આનંદ પામ્યો, ને બાણ તથા ધનુષ્ય વગેરે સઘળી ઉપાધિ સમૂળી ગઈ તેથી પોતાને ખરેખરો શાંત અને નિવૃત્ત થયલો તેણે માન્યો; એટલુંજ નહિ પણ રણાંગણ છોડી તુરત તે આનંદ પામતો ત્યાંથી વિરકતની પેઠે ચાલી નિકળ્યો. કારણ કે તેણે યુધ્ધે આવતી વખતે પોતાના પિતા સાથે એવી પ્રતિજ્ઞા કરી હતી કે, "આ એકજ વખતે મેં ગૃહણ (ધારણ) કરેલાં આયુધો જ્યાં સૂધી પહોંચશે ત્યાં સૂધી હું યુદ્ધ

કરીશ. પછી જો જીવીશ તો તુરત યુદ્ધ છોડી ચાલ્યો જઈશ." આ ઈતિહાસ ઘણો વિસ્તીર્ણ અને રસિક છે, પણ વિશાલ, આ સ્થળે તે સઘળો કહેવાની જરૂર નથી. માત્ર તાત્પર્ય જેટલોજ ભાગ તેમાંથી મેં તે વેળા યાદ કીધો હતો તે તને સંભળાવ્યો. માટે એ પ્રમાણે તે યોદ્ધો રણ છોડી વિરકત થઈ ચાલ્યો ગયો એટલે યુદ્ધ વિરામ પામ્યું.

હવે એમાંથી મેં તાત્પર્ય એ લીધું કે એ યોદ્ધા રૂપજ પ્રાણીને જાણવો ને તેના ભાથામાં ભરેલાં સેંકડો બાણો હતાં, તે રૂપ તેનાં પ્રારબ્ધો જાણવાં. તથા હાથમાં રહેલા ધનુષ્યરૂપ તેને જીવપણાની ઉપાધિ જાણવી. હવે ભાથામાંથી કાઢી ધનુષ્યદ્વારા છોડી દીધેલું બાણ જે આગળ નિકળી સૈન્યને મૂર્છીત કરી ચૂકયું, તે રૂપ આ પ્રત્યક્ષ પ્રારબ્ધો ફળ આપવાને (ભોગવવાને) આગળ આવી ચૂકયાં છે, તો તેઓ તો ભોગવાઈ રહેશે–અર્થાત્ પેલા બાણની પેઠે તેમની ગતિ આપોઆપ બંધ પડશે, ત્યારેજ નિવૃત્ત થશે. એ મૂકેલું બાણ જેમ પાછું આવી શકે નહિ, તેમ ફળ આપવાનો પ્રારંભ કરી ચૂકેલાં પ્રારબ્ધ કંઈ ફળ પૂરૂં ભોગવાવ્યા વિના નિવૃત્ત થવાનાં નથી. તેતો ભોગવેજ છૂટકો છે, હવે સૈન્યનો એકાએક નાશ થતો જોઈ જેમ યોદ્ધાને વિચાર આવવાથી તેણે બીજું બાણ મારવું બંધ કર્યું, તેમ પ્રારબ્ધ કર્મોથી ભોગવાતાં અનેક સુખ દુઃખો જોઈ હવે પછી બીજાં પ્રારબ્ધો ન ભોગવવાં પડે–અર્થાત્ ભોગવનાર દેહ ન ધરવો પડે તો ઠીક; એમ ધારી પ્રાણીએ પરમાર્થ સાધનનો વિચાર કરવો. એટલામાં પેલા શત્રુ તરફથી આવેલા અગ્ન્યસ્ત્ર બાણવડે યોદ્ધાનાં ભાથા સહિત સર્વ બાણો જેમ બળી ગયાં, તેમ પ્રારબ્ધથી ટરી પરમાર્થ સાધનનો વિચાર (યત્ન) કરતા એવા મુમુક્ષુને જ્ઞાન થવાથી એટલે જ્ઞાનરૂપ અગ્નિથી તેનાં બાકી રહેલાં સર્વ સંચિત પ્રારબ્ધ બળી ભસ્મ થઈ જાય છે. હવે અસ્ત્રોરૂપ ઉપાધિ નાશ થવાથી તે યોદ્ધો કેવળ નિઃસ્પૃહ અને નિવૃત્ત થયો તથા આનંદ પામી ચાલી નિકળ્યો, તેમ સર્વ પ્રારબ્ધ બળી જવાથી અને દેહરૂપ ઉપાધિ નાશ થવાથી નિષ્કર્મ થયલો નિર્મળ મુમુક્ષુ મુકત–જીવન્મુકત થઈ પોતાના પરમાત્મ સ્વરૂપાનંદમાં મગ્ન થઈ વિચરે છે.

એ પ્રારબ્ધો તો બે પ્રકારનાં છે, તે કેમ કરીને નિવૃત્ત થાય? જાણો કે એક પ્રારબ્ધ 'સંચિત;' એટલે પૂર્વે જે કરેલું હોય તે, આ સમયમાં ભોગવવાને તૈયાર કરી રાખેલું. હવે તે સંચિત પ્રારબ્ધ તે

ભાથામાંનાં બાણની પેઠે જ્ઞાનરૂપી અગ્ન્યસ્ત્રથી બળી જાય, અને માત્ર પેહેલે મૂકેલા બાણની પેઠે ભોગવવાં, શરૂ કરેલાં પ્રારબ્ધ ભોગવેથી નિવૃત્ત થાય (અર્થાત્ આ દેહ રહે ત્યાં સુધી જે કંઈ ભોગવાય તેટલેથીજ સમાપ્તિ.) એટલે સંચિત તો બંને રીતે નિવૃત્ત થઈ જાય. બીજું પ્રારબ્ધ ક્રીયમાણ–અર્થાત્ આ દેહ રહે ત્યાં સૂધીમાં તેણે કરેલાં અને તેનાથી પ્રતિદિન થતાં (નવાં) સારાં નરસાં કાર્યોરૂપ પ્રારબ્ધ કે જે આ દેહ છૂટી બીજો દેહ ધારણ કરીએ ત્યારે ભોગવવાં પડે; તે ક્રીયમાણ પ્રારબ્ધ તો જ્ઞાન થયા પછી પ્રાણીના પદરમાં રહેતાં નથી. કેમકે જ્યાં સૂધી ફળની આસકિત હોય ત્યાં સૂધી તેને કર્મો (પ્રારબ્ધો) ભોગવવા માટે બંધન થાય, પણ જ્ઞાની થયા પછી તો આસકિત કશામાં રહેતી નથી એટલે પછી ગમે તેટલાં ક્રીયમાણ થયાં હોય તોપણ આસક્તિ રહિત થઈ તે કરવાને લીધે જ્ઞાનીને કશો બાધ કરી શકતાં નથી. અર્થાત્ તેતો નિવૃત્ત થયેલાંજ છે, કારણ કે જ્ઞાનબળથી કર્મ બળી ભસ્મ થઈ જાય છે. જ્યારે એમ છે ત્યારે જ્ઞાની થયા પછી પણ મનુષ્યને દેહ કેમ રહે છે? કેમકે દેહ એ પ્રત્યક્ષ પ્રારબ્ધનું (પ્રારબ્ધ ભોગવવા માટેજ નિર્માણ થયલું) પૂતળુંજ છે; અને જ્ઞાન થયા પછી કર્મો (પ્રારબ્ધો, બળ્યાં એટલે તેને (દેહને) તુરત નિવૃત્ત થવુંજ જોઈએ.

**૧૫–અશ્વત્થામાનું અગ્ન્યસ્ત્ર.**

અજ્ઞાનરૂપી અવિદ્યાના પોતાના પેટામાં બે ભેદ છે. એક આવર્ણશકિત, અને બીજી વિક્ષેપશકિત. આવર્ણશક્તિ આત્માને અજ્ઞાનમાંજ ડૂબાડી–ઢાંકી રાખનારી છે, અને વિક્ષેપશક્તિ પ્રારબ્ધ ભોગવાવવા રૂપે આત્માને પરમાત્મ સ્વરૂપથી વિક્ષેપ (જૂદાઇ) પડાવનારી છે. હવે જ્ઞાન થતાં વેંત અવિદ્યાની (અજ્ઞાનની) આવર્ણશક્તિ તો દૂર થઈ જાય છે. (અર્થાત્ આત્માપર આવેલું અજ્ઞાન ઢાંકણ-આવર્ણકોરે ખસી જાય છે) પણ વિક્ષેપશકિત દૂર થઇ જતી નથી–(જોકે તે દૂર થઈ જાય છે ખરી; પણ બળેલું કપડું જેમ છેજ નહિ અર્થાત્ નાશ થઇ ગયલું છે, પણ તેને જ્યાં સુધી કોઈ મનુષ્યે અથવા વાયુએ ચુંથી નાંખ્યું ન હોય ત્યાં સૂધી તેનો આકાર દેખાય છે તેવી રીતે વિક્ષેપ શક્તિ દેખાતી રહે છે) તે તો સ્થૂળાદિ દૃશ્ય પદાર્થોની સાથે નિવૃત્ત થાય છે. એ માટે એક ઇતિહાસ મને સાંભરી આવ્યો, તેનો સાર મેં અહીં લીધો—

મહાભારતના યુદ્ધમાં કૌરવ પક્ષના મહારથી અશ્વત્થામાએ અર્જુનપર અગ્નયસ્ત્ર બાણ માર્યું તેથી અર્જુનનો રથ, ઘોડા એ સૌ બળી ગયું, પણ અર્જુનના સારથી શ્રીકૃષ્ણ હોવાથી તેમની ઈશ્વરી શક્તિવડે તે બળેલું છતાં જેમનું તેમ (નબળેલાની પેઠે) ચાલ્યા કરતું હતું ! આ વાતની અર્જુનને કશી ખબર નહોતી, તેથી તે તો એમજ સમજતો હતો કે "ભાર નથી અશ્વત્થામાનો કે તે એકપણ અસ્ત્ર મારીપર ચલાવી શકે. મારાં અસ્ત્રો એટલાં બધાં બળવાન્ અને સિદ્ધ પરાક્રમવાળાં છે કે તેઓ વડે મે તેનું અગ્નયસ્ત્ર પણ આજે નિષ્ફળ કીધું છે!" આથી અંતર્યામી પ્રભુ શ્રીકૃષ્ણે જાણ્યું કે, "અહો! આ અજ્ઞાની અર્જુનને અભિમાન થયો ! પણ તે જાણતો નથી કે અગ્નયસ્ત્ર એક ઈશ્વર વિના સર્વને બાળી નાખે છે. માટે તેનું અભિમાન તૂટવું જોઈએ." જ્યારે યુદ્ધ બંધ થયું, ત્યારે શ્રીહરિએ રથ મુકામપર હાંકયો, ને ડેરા આગળ જઈ તેમણે અર્જુનને રથમાંથી ઉતરવાનું કહ્યું. ત્યારે અર્જુન બોલ્યો, 'યાદવેશ્વર, નિત્ય પ્રતિ રથમાંથી આપ પહેલા ઉતરો છો, ને આજે મને પ્રથમ ઉતરવાનું કહ્યું એ શું ?" શ્રીકૃષ્ણે કહ્યું, "એકવાર તું ઉતર; પછી હું તને કહું છું." તુરત અર્જુન રથપરથી હેઠો ઉતર્યો, તો જેત જેતાંમાં આખો રથ અને ઘોડા સૌએ ભસ્મનો ઢગલો થઈ પડયું ! અર્જુન એ જેઇ બહુ આશ્ચર્ય પામ્યો. ત્યારે ભગવાને કહ્યું, "કેમ અર્જુન, અશ્વત્થામાના અગ્નયસ્ત્રનો પ્રભાવ જેયો? જે હું પ્રથમ ઉતરત તો રથ અને અશ્વની સાથે તું પણ બળી ભસ્મ થાત. એના અગ્નયસ્ત્રનો પ્રહાર થયો ત્યારથીજ તે સૌ બળી રહેલાં હતાં, પણ માત્ર મારી આત્મશકિતથી બળેલાં છતાં ચાલતાં હતાં અને તેમ મેં માત્ર તારા સંરક્ષણાર્થેજ કીધું હતું." આ સાંભળી અર્જુન ગર્વ રહિત થઈ સ્તુતિ કરતો ભગવાનના ચરણમાં પડયો !

સાર એજકે પૂર્ણ ઈશ્વર શ્રી કૃષ્ણરૂપ વિક્ષેપશકિતવાળા જે પ્રારબ્ધે —તેમની શકિતથી, ઇંદ્રિયો રૂપી ઘોડાથી જેડેલો શરીરરૂપી રથ ચાલ્યા કરે છે, (જ્ઞાનરૂપી અગ્નયસ્ત્ર વડે સર્વ કર્મો બળી ગયા છતાં પણ) પણ જ્યારે તેમાંથી વિક્ષેપશક્તિરૂપ શ્રીકૃષ્ણ હેઠા ઉતરયા (વિક્ષેપશકિત ખસી ગઇ—પૂરી થઈ) એટલે અવધિ જ્ઞાનથી સર્વ કર્મો (પ્રારબ્ધાદિ સૌ) તેજ વખત ભસ્મવત્ થઈ જવાનાં. માટે જ્ઞાનીનું શરીર નહિ જેવુંજ જાણવું: તે માત્ર અવિદ્યા દૃષ્ટિએ દેખાય છે પણ આત્મ દૃષ્ટિએ નહિ.

જ્ઞાન એવું ઉત્તમ છે કે જેથી જ્ઞાની નિષ્પાપ, નિષ્કર્મ, અને નિર્બંધ (મુક્ત) થઈ જાય છે, ત્યારે એ જ્ઞાન શું નિરંતર એવું ને એવુંજ જ્ઞાનીના અંતઃકરણમાં સતેજ રહેતું હશે ? હા; તેમજ છે. પણ જ્ઞાની નિરંતર વિષય સેવનથી વૈરાગ્યવાન્ રહે તોજ; નહિ તો વિષયો તો એવા બળવાન્ છે કે ગમે તેવા જ્ઞાનીને પણ પાછા જ્ઞાનશિખરથી અજ્ઞાનરૂપી ખાડામાં હડસેલી પાડે છે.

## ૧૬–યતી અને રાજકન્યા.

કોઇએક ત્યાગી પરમહંસ એક શેહેરની ભાગોળે આવીને એક વૃક્ષ તળે રહ્યો તે પૂર્ણ દશાને પામેલો હતો. ભોજન પાનાદિકને માટે પણ કશી કાળજી તેને ન હોતી; તેથી કોઈને ત્યાં ભિક્ષા કરવા સારૂ પણ તે શેહેરમાં જતો નહિ. માત્ર અવધૂતની પેઠે ખુશીમાં આવે ત્યાં પડયો રહેતો, ને કોઈ ખવરાવે કે પાણી પાય તો ખાતો પીતો હતો તેને કેવળ પરબ્રહ્મ પરમાત્માની લેહ લાગી રહેલી હતી. ઘણુંક દિવસ એ શેહેરને પાદરે રહેતાં વીતી ગયા, ત્યારે સર્વત્ર–ઘરેઘર સૌ તેને જાણી ગયા ને રાજાને પણ એમ કરતાં ખબર થઈ. આવો પરમહંસ મહાત્મા જાણીને રાજા તેને માટે સુંદર પકવાનોથી ભરેલી એક થાળ લઈ તેની પાસે આવ્યો, ને પોતાને હાથે તેણે તે વિરક્તને જમાડયો. પછી બીજા કોઈને ત્યાંથી ખાવાનું ન લાવવા દેતાં રાજાએ નિત્ય પોતાને ત્યાંથીજ થાળ લઈ જઈ તેને જમાડવું ચાલૂ રાખ્યું. એમ કરતાં સુમારે માસ દોઢ માસ વીતી ગયો ત્યારે રાજાની સંતજનો પ્રત્યેની આવી ઉત્તમ ભક્તિ જોઈ તે વિરક્તે પ્રસન્ન થઈને કહ્યું, “રાજા, તું ધર્મિષ્ઠ અને ભક્તિમાન્ છે; તેથી હું તારાપર પ્રસન્ન થયો છું. રાજી થઈને કહે કે તારી શી ઈચ્છા છે ?” આ સાંભળી રાજા બહુ આનંદ પામી બોલ્યો, “મહારાજ, આપની કૃપાથી મારે ત્યાં સર્વ સુખ સંપત્તિ અને રિદ્ધિસિદ્ધિ છે; પણ એક પુત્રની ખોટ છે.” ત્યારે પરમહંસે કહ્યું, “બચ્ચા, તું કશી ચિંતા કરીશ નહિ; તારે ત્યાં એક સુંદર પુત્ર જન્મશે.” હવે પરમપદને પામેલા મહાત્મા પુરુષનું વાકય પરમાત્મા કેમ મિથ્યા થવા દે ? થોડાક દિવસમાં રાજાની સ્ત્રીને ગર્ભ રહ્યો, ને પૂરા માસ થતાં એક કાંતિમાન્ પુત્રને રાણીએ જન્મ આપ્યો ! આથી રાજાને તે વિરક્તના

વાકયપર અત્યંત શ્રદ્ધા બેઠી, ને તે તેને સાક્ષાત્ પ્રભુસમાન માનવા લાગ્યો. પછી ઘણી ઘણી વિનંતી તથા આગ્રહ કરીને તેણે તે મહાત્માને પોતાના એક એકાંત મેહેલમાં લાવી રાખ્યા: ને સેવામાં અનેક ચાકરો મૂકી પોતે તથા પોતાનું આખું કુટુંબ (રાણી, પોતાની દીકરી વગેરે) પણ દિવસનો ઘણો ભાગ તેમની સેવામાંજ રહેવા માંડયાં. પ્રતિદિન વિવિધ પ્રકારનાં પકવાનો કરી તેમને યથેચ્છપણે જમાડવા માંડયાં, ને સઘળી પ્રકારના રાજભોગો પોતાને હાથે કરીને રાજા તેને અર્પણ કરવા લાગ્યો. વિરકત મહાત્મા જે મુખમાંથી આજ્ઞા કરે તેજ પ્રમાણે રાજા કરે, ને સર્વ પ્રકારે તેમની આજ્ઞામાં રહે. રાણી, રાજકુમારીઓ, તે પણ વારંવાર મહાત્મા સ્વામીજીની પગચંપી કરે, તથા 'મહારાજ, મહારાજ,' કરતાં તેમનાં મ્હોં સૂકાય. આમ સૌ વાતે મહાત્મા સ્વામીજીને તો તેઓએ પૂર્ણ વિલાસી બનાવી દીધા.

સ્વામીજીનું શરીર નાના પ્રકારના સ્વાદિષ્ટ અને પૌષ્ટિક પદાર્થોના સેવનથી ખૂબ હૃષ્ટપુષ્ટ તથા તેજસ્વી બન્યું, ને સર્વ ઇંદ્રિયો જેવી તેમણે અનેક કષ્ટો આપી આપીને દમન કરવાથી નિર્બળ કરી દીધી હતી, તેવીજ પાછી સતેજ અને પ્રબળ થઈ! વળી તેમાં પણ રાજાનું અન્ન તેતો રજો ગુણી, તેથી તેને ખાધે સાત્વિક બુદ્ધિ કદી રહેજ નહિ. યતીની ઇંદ્રિયો જાગૃત થઈ, ને ધમધમાટ કરવા લાગી. અને ઘૃત તથા અગ્નિ બંને ભેગાં થયાં એટલે શું બાકી રહે? રાજકન્યાની ઉમર પંદર સોળ વર્ષની અને સ્વરૂપ દેવાંગના સમાન હતું. ને વળી તેનું અનુપમ પૂતળું એકાંતમાં તે યતીની સેવા કરવામાં વારંવાર તત્પર રહે એ જોઈ યતી મહારાજનું મન લોભાયું. (રાજ્યાન્ન ભક્ષણ કર્યું તેથી શેહેરમાં આવવાની બુદ્ધિ થઇ, ને હવે છેવટ આટલેલગી—વ્યભિચાર પાપમાં બૂડવા લગી બુદ્ધિ બગડી ) તેમને રાત ને દિવસ તેણીનુંજ સ્મરણ થવા લાગ્યું કે હવે કયારે તે પોતાને પત્ની તરીકે પ્રાપ્ત થાય! આથી એક યુકિત રચીને રાજાને એકાંતમાં કહ્યું કે, "રાજા, હું કહું તેમ કરીશ?' રાજા તો પુત્ર આપ્યો તેથી અધીન થઈ રહ્યો છે તેથી સ્વામીનું એવું વચન સાંભળી કહેવા લાગ્યા કે, "મહારાજ, આપ એ શું બોલ્યા? જે કહેશો તે કરવા આ દાસ તત્પર ઉભો છે." ત્યારે જટિલ મહાત્મા બોલ્યા કે, "જો મેં તને પુત્ર આપ્યો; પણ

તેનો જન્મ કોઈ કઠણ યોગમાં થયલો છે તેથી તેના સંરક્ષણ માટે તું, હું બતાવું તેવો ઉપાય કર. બીજી કોઈ વસ્તુ તારા પુત્રને ઘાતક નથી, પણ માત્ર તારી આ દીકરી–રાજપુત્રીનો યોગ તારા પુત્રનો ઘાત કરે એવો ક્લિષ્ટ છે, માટે જો તું સત્વર તેણીનો ત્યાગ નહિ કરે તો તારો આ દીકરો પુત્ર બચવો અશકય સમજજે." રાજાએ પૂછ્યું "મહારાજ, એમ છે ત્યારે હું એનો ત્યાગ કેવી રીતે કરૂં? આપ કહો તો હમણાંને હમણાં ઘડીઆં લગ્નથી કોઈ યોગ્ય પુરુષ સાથે પરણાવી દઉં." જટિલે કહ્યું, "ના; પરણાવે ત્યારે તો ત્યાગ કર્યો ન કહેવાય; ને એ કોઈ દિવસ પણ ફરીને તારે ઘેર આવવા પામે. માટે હું બતાવું તેમ કર." જટિલ સ્વામીએ મનમાં વિચાર કીધો કે જો પરણાવવાનું કહીશ તો રાજકન્યા મારા હાથમાં નહિ આવે. માટે તેમણે બતાવ્યું કે, "તું, એને સોળે શણગાર સજાવીને પાણીમાં તરીશકે એવા આકારની સુંદર પેટીમાં પૂરીને નદીમાં વેહેતી મૂકી દે." રાજાએ, "મહારાજ, આજ્ઞા થઈ તો હમણાંજ હું તે પ્રમાણે કરૂં છું" એમ કહીને તે વાત તુરત પોતાના પ્રધાનને જણાવી; તથા તેવી પેટી તૈયાર કરાવવાને તાકીદે હુકમ કર્યો! વાત સાંભળતાંજ પ્રધાન પોતાના મનમાં ચમકી ઉઠ્યો કે, "આ તો નિશ્ચે બાવાજીનુંજ મન બગડયું છે; આમ કરવામાં તે વિના તેમનો બીજો કશો હેતુ નથી!" પછી રાજાએ સ્વામીજીના કહેવા પ્રમાણે રાજપુત્રીને સર્વે શણગાર પેહેરાવીને પ્રધાનને ત્યાં મોકલી; કે જ્યાં તેને પૂરવા માટે પેટી તૈયાર કરવામાં આવી હતી. પણ પ્રધાને તે નિર્દોષ રાજપુત્રીપર દયા આણીને આગળથીજ યોદ્ધાઓને મોકલી એક વ્યાઘ્ર જંગલમાંથી પકડાવી મંગાવ્યો હતો, તે પેલી પેટીમાં પૂર્યો; ને શ્વાસને માટે કોઇ કોઈ સ્થળે છિદ્રો રાખી પેટીને બંધ કરી દીધી. આ વાતની રાજા તથા જટિલ એ કોઇને ખબર ન હોતી; ને હવે પણ ખબર ન પડે તે સારૂ પ્રધાને તે પેટી વાજિંત્રોના ઘોષ સાથે ઉપડાવી શેહેરની બહાર નદીકિનારે લીધી, ને આઘેથી રાજાને બતાવી નદીના પ્રવાહ વચ્ચે તરતી મૂકી દીધી!

પેલા મહાત્મા જટિલને તો આ કર્તવ્યજ હતું, ને તેમણે તો આથી સોનાનો સૂરજ ઉગ્યો જાણ્યો. પછી લાગ સાધી તે રાજમેહેલમાંથી શૌચે (ઝાડે) જવાનું બહાનું કરી શેહેર બહાર ગયો,

તથા જ્યાં આગળથી પેટી તરતી મૂકી હતી, ત્યાંથી આગળ ઘણેક દૂર જઈ નદી કીનારે પેટીની વાટ જોતો ઉભો. કેટલીકવારે પેટી તરતી તરતી ત્યાં આવી, એટલે તેમણે હર્ષભેર નદીમાંથી તેને બહાર કાઢી; ને કિનારે લાવીને રાજપુત્રીનું મુખાવલોકન કરવા માટે અતિ આતુરતાથી ઉતાવળે બારણું ઉઘાડવા ગયો ને જેવું તે તેનું ઢાંકણું ઉઘાડે છે કે તુરત માહેથી એક મહા વિકરાળ વાઘ બહાર કુદી પડયો ! ! "આ શો ગજબ !" એમ આશ્ચર્યથી બોલતાં બોલતાં તો વાઘે સ્વામીજીની ગરદન પકડી, ને યથેચ્છ રૂધિર પી તેમના પ્રાણ ત્યાગ થયા એટલે શબને છોડી, તે કયાંય જંગલમાં નાસી ગયો ! આ વખતે સ્વામીને ઘણોજ પસ્તાવો થયો, પણ શો ઉપાય ? પછી મરતાં મરતાં તેમણે જમીનપર એક શ્લોક લખ્યો કેઃ-

मनसा चिंतितं कार्यं दैवं अन्यत्र चिंतयेत्।
राजकन्या प्रसंगेन जटिलो व्याघ्र भक्षकः॥१॥

હવે રાજદ્વારમાં તો ઘણીકવાર થઈ ગઈ એટલે, "મહારાજ કયાં, મહારાજ કયાં," એવી બૂમ ઊઠી રહી, ને સઘળે ખોળાખોળ ચાલી. બહુ બહુ શોધ કરતાં માલમ પડયું કે તે તો નદીતીરે મૂવેલા પડયા છે. એટલે રાજા, પ્રધાન વગેરે સૌ મળી ત્યાં આવ્યા, ને જોયું તો એક પેટીની નજીકમાં યતી ચત્તાપાટ થઈ પડેલા છે. રાજા બહુ શોચ કરવા લાગ્યો, ત્યારે પ્રધાને તેને કહ્યું કે, "રાજાધિરાજ, એમાં કંઈ શોચ કરવાનું કારણ નથી. સૌ સૌના પાપે નાશ પામે છે. આ પેટી તમારી પુત્રીનીજ છે; ને એ બાવાજી રાજકન્યાને પરણીને નાશી જવાની ઈચ્છાથી દાનત બગાડી અહીં આવ્યા તેથી આ દશાને પામ્યા છે!" રાજાએ અતિ આશ્ચર્યથી કહ્યું, "તું એ શું કહે છે? શું એ સાચી વાત છે?" ત્યારે તેણે, પોતે જેવી રીતે રાજકન્યાનુ રક્ષણ કર્યું હતું તે સઘળી વાત રાજાને કહી સંભળાવી, ને રાજકન્યા પણ તેને સોંપી. આથી રાજા તેનાપર બહુજ પ્રસન્ન થયો, ને તેની આવી સુક્ષ્મ બુદ્ધિ માટે તેને બહુ ધન્યવાદ આપવા માંડયો.

માટે હે વિશાલ, જ્યાં સૂધી એ જ્ઞાનીએ વિષય સેવન મુદ્દલ નહોતું કર્યું, ત્યાં સૂધી તેની બુદ્ધિ પરમ શુદ્ધ હતી; ને તેથી તેણે કહેલું રાજાને પુત્ર થવાનું વચન પણ ઈશ્વર કૃપાથી સિદ્ધ થયું હતું. પણ જ્યારે તેણે રાજ્યાન્ન ભક્ષણ કર્યું, ને તેમાંએ વળી ઉત્તમોત્તમ

સ્વાદિષ્ટ ભોજનપાન તથા શસ્ત્રોપચારોનું સેવન કરતાં સ્ત્રીઓ સાથે પ્રસંગ પાડયો ત્યારે અંતે પ્રાણ પણ ખોયો. માટે નિરંતર કોઇપણ જાતના વિષય સેવનથી વિરક્તજ રહેવું જોઇએ. તેમજ રાજાનું વેશ્યાનું અને દુષ્ટનું અન્ન પણ કદી ભક્ષણ નહિ કરવું જોઇએ.

## ૧૭-આહાર તેવો ઓટકાર.

આ જટિલના દૃષ્ટાંત ઉપરથી મને નિશ્ચે થયું કે જેવું અન્ન ખાવામાં આવે તેવીજ બુદ્ધિ થાય એમાં ફેર નથી. કેમકે આ શરીરનો અને મનનો અત્યંત સંબંધ છે; તેથી જેવી સ્થિતિ શરીરની થાય, તેવીજ રીતનું મનનું પણ આપોઆપ વલણ થઈ જાય છે. રાજસી અન્ન વા પદાર્થ ભક્ષણ કરવામાં આવે તો તેથી રજોગુણ, તામસીથી તમોગુણ અને સાત્વિકથી સત્વગુણ આપોઆપ પ્રદિપ્ત થઇ આવે છે. સર્વત્ર પ્રસિદ્ધજ છે કે જેવા પદાર્થનું સેવન તેવીજ બુદ્ધિ. ઉદાહરણ તરીકે જોઈએ તો કોઈ પુરુષે ભાંગ અથવા મદ્યનું પાન કર્યું હોય છે તો લાગલી તેની મતિ ફરી જઈ તે નાનાપ્રકારનાં કુચિન્હો કરે છે; ને જો કંઈ તેને કહેવામાં આવે તો સામાપર તે બહુ ક્રોધે ભરાઈ જાય છે, એ તામસ પદાર્થનો પ્રતાપ છે. માટે જેવો આહાર તેવો ઓટકાર સમજવો.

પૂર્વે કોઈ સમયે એક ગામમાંથી બે બ્રાહ્મણો કાશીપુરીએ ભણવા સારૂ ગયા હતા. તેઓ પરસ્પર સગા ભાઈઓ થતા હતા. રૂડી પ્રકારે વિદ્યાભ્યાસ કરી કેટલેક વર્ષે તેઓ ઘેર આવવા નિકળ્યા ત્યારે માર્ગમાં એક જણ રસોઈ કરે ને બીજો માગવા જાય એમ ચલાવતા હતા. એવામાં એક ગામની ધર્મશાળામાં તેઓ ઉતર્યા, એટલે નિયમ પ્રમાણે એક રસોઈની તૈયારી કરવા માટે તથા સરસામાન સંભાળવા માટે ત્યાં બેઠો; ત્યારે બીજો ગામમાં સાહિત્ય સંપાદન કરવા સારૂ ગયો. ગામમાં ફરતાં ફરતાં કોઈ ઠેકાણે એક સદાવ્રત અપાતું હતું ત્યાં આગળ તે ગયો, ને આટો દાળ ચોખા ઘી ઇત્યાદિ સઘળો સીધાનો સામાન, બંને જણને ચાલે તેટલો લઇ તે, મુકામ તરફ આવવા નિકળ્યો. થાકયા પાકયા તો હતાજ, ને તેમાં આ સીધું લેવા જનારે તો સીધાને માટે ગામમાં પણ બહુ રખડપટ્ટી કરી હતી તેથી તેને બહુ થાક લાગ્યો; એટલે ભૂખનું અને થાકનું એકઠું જોર તેનાથી સહન થઈ શકયું નહિ. क्षुधातुराणांनबलंनतेजः એ વાક્ય પ્રમાણે તેની દશા થઇ રહી. મધ્યાન્હ થવા આ-

વેલા, પેટમાં સવાબશેરનો ખાડો, ને પગ થાકી પાકી ગયલા તેથી હવે તો ગમે તે પણ ખાવા મળે તો ડગલું ભરાય એમ ધારી તેણે પોતાના સીધાનું પોટકું છોડયું, ને જઠરને આધાર આપવાને તે-માંથી કાચું અનાજ ફાકવાનો વિચાર કીધો. લોટ અને દાળ કંઈ કાચાં ફકાય નહિ માટે ચોખાની મુઠીઓ ભરીને તે આરોગવા લાગ્યો. એક, બે, ને ત્રણ મૂઠી ચોખા ખાવાથી જરાક શાંતિ વળી. પછી તેણે પાછું પોટકું બાંધ્યું ને તે મુકામપર ગયો. ત્યાં તેનો મોટો ભાઈ નાહી ધોઈ સઘળી તૈયારી કરીને વાટ જોતો બેઠો હતો, તેણે કહ્યું, "ભાઈ, ભલે આવ્યો; લે આ ઘડો લઇને કૂવાપરથી પાણી ભરી લાવ, એટલે હું અહીં ચાલતું કરૂં." કૂવો ધર્મશાળા આગળજ હતો, જ્યાં ગામના કેટલાક ભાગની સ્ત્રીઓ પણ પાણી ભરતી હતી. સીધું મોટા ભાઈને સોંપી નાનો ભાઈ કૂવાપર ગયો, પણ તપર પાણીઆરીઓની ભીડ હોવાથી તેનાથી શુદ્ધપણે (કોઇનો છાંટો છુંટી ઊડયા વગર) પાણી ભરી શકાય તેમ નહોતું. આથી તેના મનમાં એક યુક્તિ સૂઝી આવી. તેથી તે પાણીઆરીઓ પ્રત્યે બોલ્યો. "બાઈઓ, કોરે ખસી જાઓને અમને પાણી ભરવા દો, કેમકે અમે ગરોડા છીએ તેથી તમે અભડાશો." આવી રીતનું નાના ભાઈનું બોલવું સાંભળી-ને મોટો એકાએક વિસ્મયજ થઇ ગયો! તે મનમાં વિચાર કરવા લાગ્યો, "અરે! આ શું વિપરીત! મારા ભાઈની મતિ આજે આટલી બધી ભ્રષ્ટ કેમ થઇ ગઈ છે કે તે પોતાને ગરોડો કહે છે? બેશક, એમાં કંઈ કારણ હોવું જોઈએ? એને પૂછી જોઉં કે એણે કોઈ દુષ્ટનું વા નીચનું અન્ન તો નથી ખાધું! કેમકે એ પરમ સ્નાતક અને મારા કરતાં પણ શુદ્ધ મનનો છે, છતાં એની એકાએક આવી નીચ બુદ્ધિ કેમ થઇ?" કૂવાપરની સ્ત્રીઓએ પણ તેને પૂછયું કે, "મહારાજ, તમે તો બ્રા-હ્મણ દેખાઓ છો, ને ગરોડા છીયે એમ કેમ કહો છો?" ત્યારે તે કહે કે, "અમે ગરોડાજ છીએ." પછી પાણી ભરીને તે અંદર ગયો, ત્યારે મોટા ભાઈએ કહ્યું, "ભાઇ, તું કાલ બપોરનો ભૂખ્યો છે, માટે લાવ પહેલે તને હું કંઈ કાચું કોરૂં કરી આપું, જેથી રસોઇ-ને કદાચ વાર લાગે તોપણ તે ખાવાથી તને જરા ધીરજ રહે." એ સાંભળી તેણે કહ્યું, "ભાઈ, તમે કહો છો તેમજ છે. કેમકે આપણે ખેપ કરીને આવ્યા હતા ને ગામમાં વળી મારે સીધા માટે બહુ રખડવું પડયું તેથી મને ક્ષુધા ઘણી લાગી હતી ને મારામાં

ચાલવાની પણ ચાય રહી નહોતી. એટલા માટે મેં સીધામાંથી થોડાક કાચા ચોખા જ્યારે ફાકયા ત્યારે મારા આત્માને જરાક ધીરજ આવી. માટે હવે કંઈ કાચું કોરૂં કરવાની જરૂર નથી. રસોઈ થયા પછી આપણે બંને જોડે બેસી જમીશું." તુરત મોટા ભાઈએ અનુમાન કીધું કે નિશ્ચે તે ચોખાનોજ પ્રતાપ છે! તે એના પેટમાં ગયા ત્યારથીજ એની બુદ્ધિ ભ્રષ્ટ થઇ લાગે છે. માટે ખરેખર તે અન્ન (ચોખા વગેરે સીધું) કોઇ નીચ જાતિનું હોવું જોઇએ. આવો વિચાર કરીને રસોઈની જગામાંથી તુરત બહાર નિકળી કૂવા ઉપરની પાણીઆરીઓને તેણે પૂછ્યું, "બાઈઓ, આ ગામમાં સદાવ્રત કેટલાં છે?" ત્યારે એક સ્ત્રીએ ઉત્તર દીધો. "મહારાજ, આટલા નાના ગામમાં ઘણાં સદાવ્રત તો કયાંથી હોય, પણ માત્ર એક સદાવ્રત હોય એમ લાગે છે. પણ મને એમ ખબર છે કે ઘણાક વટેમાર્ગુઓ ત્યાંથી સીધું લેતા નથી." ત્યારે એક બીજી સ્ત્રી બોલી, "બિચારા અજાણ્યા વટેમાર્ગુઓ તો ત્યાંથી સીધું સામાન લે છે; પણ જે કોઈ ત્યાં જઈ પૂછે છે કે, 'આ સદાવ્રત કોનું છે?' તે ઘણી તો તે સદાવ્રત લીધા વગરજ ત્યાંથી ચાલી નિકળે છે!" એ સાંભળી બ્રાહ્મણે પૂછ્યું, "બાઈ, ત્યારે એ સદાવ્રત કોનું છે?" ત્યારે તેણે જણાવ્યું કે, "મહારાજ, અમને એની પાકી ખબર નથી, માટે ગામમાં પૂછીને તપાસ કરો." તુરત બંને ભાઈ ગામમાં ગયા, તો ત્યાં તપાસ કરતાં જણાયું કે એ સદાવ્રત કોઈ ચમારનું છે. આથી મોટા ભાઇની પૂરી ખાત્રી થઇ કે, "ઘેડનું અન્ન ખાવામાં આવ્યાથીજ મારા ભાઈની બુદ્ધિ નીચ થઇ, ને તેણે પોતાને ગરેડો કહેવામાં કશી ગ્લાનિ—લજ્જા ગણી નહિ માટે તે દિવસે તેને ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત કરાવ્યું, ને ગામમાંથી ફરીને ભિક્ષા કરી આવી રસોઇ કરી. પછી તેણે પોતાના ભાઈને કહ્યું કે હવે પછી એવું નીચનું, પાપીનું, વેશ્યાનું, રાજાનું ઇત્યાદિ અન્ન ન ખાવું ને તે માટે શિખામણ આપતાં દૃષ્ટાંત રૂપે એક શ્લોક કહ્યો કેઃ—

यादृशं भक्षयेच्चान्न बुद्धिर्भवति तादृशी ।
दीपं भक्षतितिमिरं कज्जलं च प्रसूयते ॥ १ ॥

જેવું અન્ન ખાવામાં આવે તેવીજ બુધ્ધિ થાય છે, જેમકે દીવો અંધારાનું ભક્ષણ કરે છે, તો તે કાજળને જન્મ આપે છે.

માટે જેવો આહાર તેવો ઓટકાર એ યથાર્થ છે, તેથી તે નબળો અથવા નબળા ઠેકાણાનો ન હોય તેને માટે મનુષ્યે સાવધ રહેવું અવશ્યનું છે ?

આ સમયે મને વળી એક શંકા થઈ આવી કે-પેલો જટિલ (રાજકન્યાના પ્રસંગવાળો) તો વિદ્વાન્ (જ્ઞાની) હતો; ને જ્યારે એમ (જેવું અન્ન ખાવામાં આવે તેવીજ બુદ્ધિ થાય એ નિયમ પ્રમાણે) રાજ્યાન્ન ભક્ષણ કરવાથીજ પોતે મરણાવસ્થાને પ્રાપ્ત થયો, ત્યારે તેણે મરતી વેળા એમ કેમ લખ્યું કે मनसा चिंतितंकार्यं दैवंअन्यत्र चिंतयेत् (મનમાં પુરુષે કંઈ કાર્ય ચિંતવ્યું હોય ને પ્રારબ્ધયોગે તેનું કંઈનું કંઈજ બની આવે છે.) તેનું કેમ ? જો કે નિમિત્ત આ કામમાં રાજ્યાન્ન થયું હતું, પણ એમ બનવા માટે (એને વાઘથી મરણપ્રાપ્ત થવા માટે) મૂળ કારણ તેનું દૈવ-પ્રારબ્ધ (ભાગ્ય)જ હતું; ને તેથી એને એવી બુદ્ધિ થઈ. અર્થાત્ તે રાજાના ગામ આગળ ગયો, ત્યાં ભાગોળે ઊતરયો, રાજાએ તેને માન્યો, રાજાને પુત્ર થયો, પોતે રાજ્યાન્ન ભક્ષણ કીધું, રાજકન્યા વગેરેએ તેની સેવા કરી, ને તેનું મન રાજકન્યાપર મોહ પામ્યું, ને પોતાનું મરણ ન જાણતાં પોતેજ રાજકન્યાને પેટીમાં પૂરી નદીમાં મૂકવા માટે રાજાને કહ્યું, એ સર્વ પ્રકાર માત્ર તેના પ્રારબ્ધેજ પ્રેર્યા હતા, ને बुद्धिःकर्मानुसारिणी (પૂર્વ કર્મોને અનુસારે બુદ્ધિનું વલણ થાય છે) એ વાક્યને અનુસરીનેજ તેણે मनसा એ શ્લોક લખ્યો હતો. કેમકે ગમે ત્યાં જાઓ, ગમે તેમ કરો, પણ પ્રારબ્ધ તો તેનાં ફળ ભોગવાવવાને આગળ આવીનેજ ઊભું રહે છે.

## ૧૮-ભાડાનું પરણેતર.

એક શેહેરમાં કોઈ બ્રાહ્મણ પોતાની પછવાડે બે પુત્ર મૂકીને મરણ પામ્યો. મોટા દીકરાનું લગ્ન તો તેણે પોતાની હૈયાતીમાંજ કર્યું હતું; પણ મરણકાળ નજીક આવી જવાથી નહાનાનું તો વેવીસાળ પણ તે કરી શકયો નહોતો. બાપના દેવલોક પામ્યા પછી બંને ભાઈ ભેગા રહેતા હતા. મોટાની સ્ત્રી ઘેર આવતી જતી હોવાથી નહાનાને રસોઈ પાણીની કશી ચિંતા નહોતી. તે નિશ્ચિંતપણે પોતાનો વિદ્યાભ્યાસ કરયો જતો હતો. એક દિવસે ઘરમાં બેઠો બેઠો તે પોતાના પાછલા શિખેલાનું આવર્ત્તન કરતો હતો.

એવામાં ભાભીએ આવીને કહ્યું, "દીયરજી, હું રસોઈમાં છું, ને આ છોકરો બહુ રડે છે; માટે જરા એને રમાડીને છાનો રાખોની!" ત્યારે તેણે કહ્યું, "ભાભી, મારા વિદ્યાભ્યાસમાંથી હું કેવી રીતે ઊઠું, ને ખોટી થઈ એને રમાડું?" ત્યારે સ્ત્રીએ જરાક છણકો કરી કહ્યું, "એટલામાં તમારે શું વહી જાય છે? હું અસ્પર્શમાં* છું તે ખબર નથી?" આથી નિરુપાયે પોતાનો અભ્યાસ પડતો મૂકી—માથાના ઘા સમાન લાગ્યું છતાં તેને ઊઠવું પડ્યું. પણ શું કરે? તેની ઓશિયાળ હતી માટે કંઇ બોલી શક્યો નહિ. પછી થોડીકવારે રસોઈ તૈયાર થઈ ત્યારે મોટા ભાઈ સાથે પોતે જમવા બેઠો. જમતી વેળા દાળમાં કે શાકમાં કંઈ મીઠું મસાલો ઓછો વધતો હશે તેથી તેણે કહ્યું, "ભાભી, આજે દાળ સાવ મોળી કેમ થઈ છે? ને શાકમાં વઘાર કરયો નથી શું?" ત્યારે ભોજાઈ ચીઢવાઈને બોલી કે, "દિયરજી, તમારા ભાઇ બેઠા છે એટલે હું તમને વધારે તો શું કહું? પણ મારી દેરાણીને લઇ આવો એટલે તે સઘળું બરાબર સંભાળથી કરીને જમાડશે." આ શબ્દો તેને એક તીક્ષ્ણ બાણની પેઠે હૃદયમાં વાગ્યા, પણ તુરત તે કશું ન બોલતાં મુંગે મોંઢે જે ભાવ્યું તે ખાઈને ઉઠી ગયો. હવે કોઈ વાતે તેને ચેન પડયું નહિ. ઘરમાં કે વિદ્યાભ્યાસમાં કોઈ સ્થળે તેનો જીવ ઠરયો નહિ. તેના મનમાં તો પોતાની ભાભીનાં વચનરૂપી બાણોજ કેવળ સાલી રહ્યાં હતાં! એથી તેને ક્રોધને લીધે ઉકાંટો ચઢી આવ્યો કે, "બસ; મારે હવે રસોઇ જમવી તો ભાભીના હાથની નહિ, પણ મારી પોતાની સ્ત્રીના હાથનીજ જમવી; ને તેમ થવા માટે મારે કાશી જઈ સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરી સ્ત્રી પરણી લાવવી. હવે હું અહીં રહું તો ખરેખર મને ધિક્કાર છે!" આવા આવેશમાંજ તે દિવસે સુમારે અર્ધ રાત્રિ વીત્યા બાદ તે પથારીમાંથી ઉઠયો, ને કોઈને ખબર ન પડે તેમ છાનોમાનો, પોતાનાં પાનાં પુસ્તક લઈ, ઘરમાંથી નિકળી પડયો. દડમજલ માર્ગ કાપતાં સુમારે દશ બાર કોશપર આવેલા એક ગામ આગળ જઇ પહોંચ્યો, એટલે સાંજ પડવા આવેલી હોવાથી તેણે ત્યાંજ એક ધર્મશાળામાં ઉતારો કરયો, ને ગામમાંથી ભિક્ષા કરી આવીને ત્યાં ખીચડી ઓરી. પણ એવામાં એક કૌતક બન્યું.

* અબોટમાં સોળામાં.

એ દ્વિજપુત્ર જે શેહેરમાં ઉતરયો હતો ત્યાંના રાજાની પુત્રીનાં તેજ દિવસે લગ્ન હતાં તેથી આખા શેહેરમાં બહુ શોભા થઈ રહી હતી. ને તે રાજકન્યાના બાપનો તાબેદાર કોઈ ખંડીઓ રાજા પોતાના કુંવરને તે કન્યા સાથે પરણાવવા માટે જાન લઈ આવ્યો હતો. હવે પરણવા આવનાર રાજપુત્રને દૈવયોગથી વાઈ (મીરગી)નો રોગ હતો; તેમાં વળી તે રાજપુત્રને એટલો બધો અસાધ્ય થઈ ગયો હતો કે જ્યારે તેને વાઈ થઇ આવે ત્યારે એકાએક તે મૂર્છિત થઈ જતો, તે છેક બે ત્રણ દિવસે ભાનમાં આવતો હતો. હવે રાજા લોકનું કામ; માટે જો દિકરીના બાપને આની ખબર પડે તો તે સગપણ રાખે નહિ, ને તેમ થાય તો વરના બાપને ઘણી હિણપત લાગે; તેમ તેને બીજેથી કન્યા પણ મળે નહિ. હવે મોટી ધામધુમ સાથે જાન લઈને તેઓ આવ્યા ખરા, પણ સાંજ પડી, ને લગ્ન મુહૂર્તને થોડીકવાર બાકી રહી ત્યારે રાજાના (વરના બાપના) મનમાં મોટી ચિંતા થઈ પોતાના પ્રધાનને બોલાવી તેણે કહ્યું, "મને એકે વાતે ચેન પડતું નથી. તું જાણેજ છે કે રાજકુમારને તો એકે સામટા બેચાર દીવા જોવામાં આવે કે તુરત એકાએક તે ચકરી ખાઈને ગાંડાની પેઠે ભોંય પડે છે, ને લાગલો તેને વાઈનો ચાળો થઇ આવે છે, તો પછી આજે તો લગ્નનું કામ છે, તેથી ત્યાંની ધામધુમનું પૂછવુંજ શું ? અનેક પ્રકારનાં દારૂખાનાં ઉડશે, ઘણીક મસાલો ને સંખ્યાબંધ દીવા મંડપમાં થયલા હશે, બંદૂકો અને નાળોના અવાજેથી ધમસાણ મચી રહેશે, સ્ત્રીઓનાં ગીત, ગજ તથા અશ્વોના ઉન્મત્ત શબ્દ અને એકઠાં મળેલાં સ્ત્રીપુરુષની હચામચથી મોટી ગર્જના થઈ રહેશે, તથા વિજળી સમાન ચળકતાં અનેક આયુધો, વાહનોના સાજો, તથા સ્ત્રી પુરૂષોએ પેહેરેલા સુવર્ણ તથા રત્નમય અલંકારો એ વગેરેનો દીપકોને લીધે એકે સામટો પ્રકાશ થઇ રહેશે તે સમયે આપણા રાજપુત્રના શા હવાલ થશે એ વિચારથી મારૂં મન બહુ ગભરાય છે; ને તેથી હું ધારૂં છું કે આજે આપણી લાજ રહેવી અશક્ય છે." પ્રધાન ઘણો વિચક્ષણ હતો. તે રાજાનું ઉપરનું બોલવું સાંભળી તેને ધીરજ આપી કહેવા લાગ્યો–"મહારાજ, આવે સમયે ગભરાઇ જવું યોગ્ય નથી; કોઈપણ રીતે આ સંકટમાંથી દૂર થવા આપણે યત્ન કરવો જોઈએ. આપ ધીરજ રાખો; થોડીક વારમાં હું એની યુક્તિ કરૂં છું." એમ કહી તુરત તે શેહેરમાં ફરવા નિકળ્યો, ને

જ્યાં જ્યાં આગળ સારા દેખાવડા અને રાજકુમારની ઉમરની ઉમરના છોકરાઓ રમતા દીઠા, ત્યાં ત્યાંથી જેની કાંતિ કંઈ પણ તે રાજકુમાર સાથે મળતી આવતી હોય તેવા છોકરાઓને તેણે પોતાની સાથે લાવી ઉતારે એકઠા કીધા; ને વિશેષ પણ રાજકુમાર સાથે બરોબર મળતો આવે એવા છોકરાની શોધમાં તે ફરવા માંડયો. ફરતાં ફરતાં તે એક ધર્મશાળા આગળ આવ્યો તો ત્યાં પેલો બ્રહ્મપુત્ર સાયંસંધ્યા કરી રહ્યો હતો, ને જોડમાં તેની રસોઈ થતી હતી. પ્રધાને ધર્મશાળામાં પગ મૂકતાંજ ઘણીક રીતે રાજપુત્ર સાથે મળતો એ બ્રાહ્મણ પુત્રને જોયો, ત્યારે તે મનમાં બહુ હર્ષ પામ્યો. પછી તેણે તેને કહ્યું, "મહારાજ, તમે જલદી મારી સાથે ચાલો; તમને અમારા રાજાજી બોલાવે છે." પોતાની ભોજાઈના મર્મ વચનથી કાશી જવા નિકળેલો વિદ્યાર્થી, તેજ આ ધર્મશાળામાંનો દ્વિજપુત્ર હતો, તે પ્રધાનનાં આવાં વચન સાંભળી ભયથી કાંપવા લાગ્યો, ને તેના મનમાં અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ થઈ આવ્યા કે, "હે પ્રભુ, હું કોઈના અપરાધમાં નથી, મેં કોઈનું બગાડયું નથી, ને મને તે આ પ્રધાન વિનાકારણે શામાટે બોલાવી લઈ જાય છે!" પછી તેણે કહ્યું, "પ્રધાનજી, મારૂં તે રાજાજીને શું કામ છે? હું હમણાંજ સંધ્યા કરી રહ્યો, ને હવે આ ખીચડી પણ સીજીને તૈયાર થઇ છે તેથી તે ખાઈને કહો તો હું તમારી સાથે આવું." પ્રધાનને તો હવે ઘડી જાય તે સોનાની હતી, ને લગ્નનો વખત પણ થવા આવ્યો હતો તેથી તેણે એકદમ તેને પોતાની સાથે આવવાને કહ્યું. બિચારો દ્વિજપુત્ર ખીચડી એમની એમ મૂકી ધ્રૂજતે અંતઃકરણે તેની સાથે ચાલ્યો. ઉતારે આવી પ્રધાને તેને રાજા આગળ ઉભો કીધો, ત્યારે બીજા એકઠા કીધેલા સર્વ બાળકો કરતાં એ તો જાણે આબેહૂબ રાજપુત્ર જેવોજ જણાયો. તુરત સર્વ બાળકોને હાથમાં એકેક મુદ્રા આપી ખુશી કરીને વિદાય કીધા, ને આ દ્વિજપુત્રને મંગળ સ્નાન કરાવી ઉત્કૃષ્ટ વસ્ત્રાલંકારો ધારણ કરાવાની ગોઠવણ કીધી. પછી પ્રધાને તેને એકાંતમાં લઈ જઈ સમજાવ્યું કે, "મહારાજ, ઉતાવળને લીધે હું તમને આ વેળા બીજું કશું કહી શકતો નથી. પણ તમે આમારા રાજપુત્રને બદલે આજે પરણવા ચાલો; ને એક રાત અમારે માટે ખોટી થઇ સવારે તમારી ઇચ્છામાં આવે ત્યાં જજો. આને માટે અમે તમને એક સહસ્ર (૧૦૦૦) સુવર્ણ

મુદ્રા આપીશું. ત્યાં મંડપની અંદર તમે પોતાને રાજપુત્ર માનીનેજ સઘળી રીતે વર્તજો, ને કોઈ વાતે રાજપુત્રને સાટે પરણવા આવ્યો છે, એવી ખબર પડવા દેશો નહિ. અમે પણ સૌએ તમને કુંવરજી કહીનેજ બોલાવીશું; માટે આજની રાત્રિ સાવધ રહી તમે અમારૂં કાર્ય સિદ્ધ કરો." એ પ્રમાણે કહી તે રાજકુળની જે કંઈ રીતભાત હતી તે સર્વથી તેને માહીતગાર કર્યો.

દ્વિજપુત્રનો આત્મા હવે હેઠો બેઠો, ને તે વિચાર કરવા લાગ્યો કે, "હશે! આપણે શું કામ છે! ગમે તેમ હોયની! આપણે એકરાત્ર રાજપુત્રનું સુખ તો ભોગવી લઇશું! વળી એક હજાર સોનામ્હોર મળશે તે તો જૂદી! આપણને તો શુકન સારા ફળ્યા!" લગ્ન વેળા થઈ, ને આખી જાન શણગારાઈને ચાલી, ત્યારે આ દ્વિજપુત્ર રાજકુમાર થઈને સજ્જ કરેલા અમૂલ્ય અશ્વપર સ્વાર થયો. માથે છત્ર આવી રહ્યું છે, ચમર ઢળે છે, નેજા ઝળહળે છે, વગેરે ઠાઠ સાથે મોટી ધામધુમથી તે રાજદ્વાર આગળ જઇ પહોંચ્યો, વિધિ યુક્ત બંને પક્ષના ગોત્રોચ્ચારો કરી લગ્ન ક્રિયા કરવામાં આવી. હવે તે કન્યાના બાપના કુળમાં એવો ધારો હતો કે જે દિવસે લગ્ન થાય તેજ દિવસે રાજપુત્રીના રંગમેહેલમાં તે વર અને કન્યા સાથે રહી રતી વિલાસ સુખ માણે. તેથી વરકન્યા મંગળફેરા ફરી રહ્યાં એટલે થોડીકવારે વરરાજાને રાજકન્યાના ખાસ મેહેલમાં મોકલવામાં આવ્યો, ને ત્યાંથી દાસદાસીઓ વગેરે સૌ કોરે ખસી ગયાં. લગ્ન ક્રિયા સમાપ્ત થઇ, ને વરરાજા મેહેલમાં ગયા એટલે જાન પણ પોતાને ઉતારે ગઈ, ને રાજા તથા પ્રધાન પરસ્પર કહેવા લાગ્યા કે, "ચાલો, ઠીક થઈ ગયું કે આ બ્રાહ્મણનો છોકરો મળી આવ્યો; જેથી આપણી લાજ રહી."

રાત્રિ સુમારે પ્રહર દોઢ પ્રહર વીતી ગઈ હતી, પાછલી રાત્રિનો પણ ઉજાગરો હતો, દશ બાર કોશની પાકી મજલ થઈ હતી, ને અધુરામાં પૂરૂં આખા દિવસથી અન્ન મળ્યું નહોતું તેથી વરરાજા તો મેહેલમાં જઈ સુવર્ણ પલંગપર જેવા સૂતા તેવાજ મીઠી નિદ્રાને વશ થઈ ગયા! થોડીકવાર થઈ એટલામાં, કોઈ દેવીની ઉપમા અપાય એવી અથવા સ્વર્ગની અપ્સરા સમાન કાંતિવાળી રાજકન્યા સોળ શૃંગાર સજી, એક હાથમાં રત્નદીપક તથા બીજા હાથમાં ચંદનપુષ્પ મુખવાસ આદિ સૌગંધિક પદાર્થોથી ભરેલો થાળ લઇ રંમઝંમ કરતી ત્યાં આગળ આવી ઉભી! જોયું તો

પલંગપર વરરાજા ઊંઘી ગયલા છે, તેથી તેણીએ પતિને ઢંઢોળ્યો એટલે તે જાગ્યો ખરો, પણ મ્હોંમાંથી કશું બોલ્યો નહિ! તેને બોલાવવાને માટે રાજકન્યાએ ઘણો યત્ન કર્યો, ને બહુ બહુ કાલાવાલા કર્યા: "હે સ્વામીનાથ, મારામાં શી ખોડ છે? શું હું આપને ગમતી નથી કે આપ મારી સાથે બોલતા નથી? હે નાથ, આજે તો હર્ષ અને આનંદનો પ્રથમ દિવસ છે, ને હું આપની આજ્ઞાની વાટ જોઈ હાથ જોડી ઊભી છું છતાં આપ શા માટે બોલતા નથી?" આટલું છતાં પણ તે વરરાજા (દ્વિજપુત્ર) કશું બોલ્યો નહિ; ત્યારે કન્યા પોતાના મનમાં બહુ ખેદ પામી, ને વિચાર કરવા લાગી કે, "શું એ બોબડો હશે, વા મૂર્ખ કે પુરુષત્વ હીન હશે? કે જે આટલાં વાનાં છતાં પણ મારી સાથે બોલતો નથી? સ્ત્રી પુરુષના આવા એકાંતના પ્રસંગમાં એવો કોણ પુરુષ હોય કે જેને ધીરજ રહે? માટે મારે એની કેવી રીતે પરીક્ષા કરવી!" પછી પોતે વિદ્યા અને કાવ્ય કળામાં બહુ નિપુણ હોવાથી તુરત ત્યાં ઉભાં ઉભાંજ એક અર્ધો શ્લોક બનાવીને બોલી કે, "હે સ્વામીનાથ–

शय्या वस्त्रं भूषणं चारु गंधं, वीणावाणी दर्शनीयाचरामा ।

એટલે કે–આવી એકાંત શય્યા, મેં ધારણ કરેલાં ઉત્તમ વસ્ત્રાભૂષણો, તથા સેવન કરવાના નાના પ્રકારના અત્તર પુષ્પાદિ સૌગંધ પદાર્થો, વીણા સમાન મનોહર મારી વાણી અને એકંદર રીતે મારા જેવી શ્રેષ્ઠ સૌંદર્યવાન્ ભાર્યા, એમ સઘળા આનંદદાયક પદાર્થો પ્રાપ્ત થયા છતાં આપ શામાટે બોલતા નથી?" તે દ્વિજપુત્ર પણ મહા વિદ્વાન ને વળી કળા ચતુર હતો, તેથી આ રાજકન્યામાં આવી શીઘ્ર કાવ્ય કરવાની અદ્‌ભુત શક્તિ જોઈ સાનંદાશ્ચર્યથી બેઠો થયો, ને "રખેને મને આ સ્ત્રી મૂર્ખ ગણે–કેમકે તેણે મને આ શ્લોકમાં સમશ્યા કહેલી છે, ને તેમાંનું ઉત્તરાર્ધ જાણે મારી પાસેથી પૂરું કરાવા માગતી હોય તેમ તેણે બાકી રાખ્યું છે માટે મારે તે પૂરું કરવુંજ જોઈએ, ન કરૂં તો પછી મારી વિદ્યા શા કામમાં આવશે?" આવો વિચાર કરી તુરત તે રાજપુત્રીના શ્લોકના ઉત્તરમાં બાકીનો અર્ધો શ્લોક બોલ્યો:–કે

"नोरोचंते क्षुत्पिपासातुराणां, सर्पारंभा तांदुला प्रस्थमूला ॥ १ ॥

અર્થાત્-હે સ્ત્રી, તેં કહ્યું તે સર્વ છે, પરંતુ ભૂખ્યા અને તરસ્યા પુરુષને તેમાંનું કશુંએ કેમ કરીને રૂચે? એ સર્વનું મૂળ માત્ર તાંદુલ [અન્ન] છે, ને તે ન હોય તો રંભા જેવી સ્ત્રી પણ સાપણ જેવી લાગે છે.''

આ સાંભળી તે ચતુર રાજકન્યા સમજી ગઈ કે, "માન ન માન, આ કોઈ મૂર્ખ અથવા નપુંસક નહિ, પણ મહા બુધ્ધિમાન્ તથા વિદ્વાન્ પુરુષ છે, પણ તે પોતાને ભૂખ્યો જણાવે છે એ શું?" આથી આશ્ચર્ય સાથે તે બોલી, "સ્વામીનાથ! કદી નહિ ને આજે-લગ્ન દિવસેજ તમે ભૂખ્યા!! એનું શું કારણ?" ત્યારે તે દ્વિજ-પુત્રે, પોતાની ભાભીના મર્મવચનથી વિદ્યાભ્યાસ કરી સ્ત્રી પરણી લાવવાના નિશ્ચયથી પોતે ઘેરથી કેમ ચાલી નિકળ્યો હતો ને ત્યાંથી તે ધર્મશાળામાં આવી ઉતર્યો, ખીચડી ત્યાંની ત્યાં રહી ગઈ ને આ પલંગ પર પણ ક્યારનો અન્ન વગર અશક્ત થઈ પડ્યો છે, ત્યાં સુધીની સર્વ હકીકત અથેતિ તે રાજપુત્રીને જણાવી. આથી આશ્ચર્ય પામી રાજપુત્રી તેની આજ્ઞા લઈને તુરત પોતાની મા (રાણી) પાસે ગઈ, ને આઃ સર્વ હકીકત તેણીને જણાવીઃ એટલે તે પણ બહુ વિસ્મય થઈ તથા પોતાના મનમાં સંતોષ માનવા લાગી કે, "મારી પુત્રી ભાગ્યશાળી છે; તેથી તેને આ સઘળી આગળથી ખબર પડી. નહિ તો આ પરણવા આવનાર ખરો રાજપુત્ર જે નિશ્ચે કંઈ મહા ખોડવાળો હશે તેની સાથે તેને ભવ મિથ્યા ગુમાવવો પડત. પણ સારૂં થયું કે એ દ્વિજપુત્ર તેને વર્યો."

પછી નાના પ્રકારનાં મિષ્ટ પકવાન્નોનો થાળ ભરી રાજપુત્રીને પાછી મેહેલમાં મોકલી, ને દ્વિજપુત્રને ખૂબ તૃપ્ત કરી જમાડ્યો. પછી મુખવાસાદિ આપી કેટલીક વાતચીત કરતાં શાંત થયા બાદ રાજપુત્રી પાછી બોલી, "પ્રભુ, હવે શી આજ્ઞા છે?" ત્યારે તેણે કહ્યું, "સ્ત્રી, જો, મેં તને પ્રથમજ કહ્યું કે મારે કાશીએ જવાનો સંકલ્પ છે; ને ત્યાં વિદ્યાભ્યાસ કરતાં મને સુમારે દશ બાર વર્ષ લાગશે. માટે હું અત્યારે તારી સાથે પ્રેમ જોડું, તો તે પછવાડેથી તને અને મને બંનેને અથાક શોકનું કારણ થઈ પડે. વળી આ મારૂં કર્ત્તવ્ય પણ નથી; કેમકે હું તો તારી સાથે માત્ર લોકોને દેખવા માત્રજ પરણ્યો છું, પણ તારે ખરા પતિરૂપે તો અહીં જાન લઈ આવનાર અને મને ભાડે પરણાવનાર રાજાના કુંવરનીજ સેવા

કરવાની છે. હું તો એક વટેમાર્ગુ છું, તે મારું કામ કરી પ્રાતઃકાળ થતાં માર્ગે ચાલ્યો જઈશ. હું આ રાત્રિ માત્ર મુંગે મોઢે ગાળીને પ્રાતઃકાળે ચાલ્યો જાત, પણ હું મૂર્ખ ન ગણાઉં માટે તારા પૂર્વાર્ધ શ્લોકનો ઉત્તર આપવા મારે બોલવું પડયું! હે સ્ત્રી, હે રાજકન્યા, મારા જેવા વટેમાર્ગુ અને બ્રાહ્મણ પુત્રની સાથે તારે શાને પ્રેમ બાંધવો જોઈએ? કેમકે તું તો નાના પ્રકારના રાજભોગ ભોગવનારી છે તેથી તારા પતિ-રાજપુત્રના સુંદર મહાલયની અંદર રહી તે રાજપુત્ર સાથે અનેક સુખોનો અનુભવ લેવાને પાત્ર છે!" બ્રાહ્મણપુત્રનું નિઃસ્પૃહ ભાષણ સાંભળી, રાજકન્યા તેના પ્રત્યુત્તર રૂપે બોલી, "મહારાજ, કોણ રાજપુત્ર અને કોનો પતિ? ગમે તો મોટા ચક્રવર્તિનો તે પુત્ર હશે તોપણ મારે તેની સાથે શો સંબંધ છે? હું બીજા કોઈ સાથે નહિ, પણ માત્ર તમારી સાથેજ પરણી છું, ને મારા બાપે મારો જમણો હાથ પકડી તમારાજ હાથમાં કન્યાદાન રૂપે આપ્યો છે, અહીં તો શું, પણ પરલોકમાંએ તમારો અને મારો સંબંધ હવે કદાપિ છૂટે તેમ નથી. તેમાં વળી હું સમજણ પૂર્વક પરણેલી છું, એટલે મારાં લગ્ન અજ્ઞાન લગ્ન નજ કેહેવાય. માટે મારે તો આપજ પતિ અને આપજ આ દેહના માલીક છો. તમારા વિનાના સર્વ પુરુષ મારે પિતા તથા ભ્રાતા સમાન છે. તેથી આપ જો મારો ત્યાગ કરશો તો નિશ્ચે હું દેહત્યાગ કરી પરલોકમાં જઈ, ત્યાં તમને વરવાની વાટ જોઇશ." આટલું કહી વળી તે બોલી, "પ્રાણનાથ, તમારે કાશી જવાનો સંકલ્પ છે તો ભલે જઈ આવજો, ને થોડાક દિવસમાં અત્રે પાછા આવી તમારી ઈચ્છામાં આવે એવી વિદ્યા અહીં મોટા વિદ્વાન શાસ્ત્રીઓ રાખીને ભણજો. આપ જાણો છો કે મારો પિતા સર્વ વાતે સમર્થ છે તેથી જે ઈચ્છા કરશો તે વસ્તુ તમારે માટે તે તત્પર કરશે. માટે હવે તો આ દેહ મન અને પ્રાણ સઘળું આપને અર્પણ છે. આપ સ્વામી, ને હું આપની દાસી. વળી કાલે તે રાજા આપને વિદાય કરે, ત્યારે આપ જરૂર આ મેહેલ આગળ થઈનેજ ચાલજો, એટલે તુરત હું આપને બોલાવી લઇશ." આવી રીતે તે દ્વિજપુત્રનું સમાધાન કરી ચતુરા વળી બોલી, "સ્વામીનાથ, હવે તો હું આપની આજ્ઞાનીજ વાટ જોઇ રહી છું; માટે પ્રસન્ન હોતો શય્યાપર પગ મૂકું." દ્વિજપુત્રે રાજકન્યાનું અંતઃકરણ પવિત્ર અને દૃઢ જોઈ શય્યાપર આવવાની આજ્ઞા આપી, ને બંને સમાન હોવાથી આખી રાત્રિ તેમણે રતિસુખમાં નિવૃત્ત કરી!

બીજે દિવસે સવારે વરરાજા જાનીવાસે ગયા, ને પોતાનો રાજપુત્રનો વેશ ઉતારી પરરેલી સહસ્ત્રમુદ્રા લઈને આગળ જેવા વિદ્યાર્થીના વેશમાં કાશી જવા માટે વિદાય થયા! રાત્રે રાજકન્યાએ કહી રાખ્યું હતું માટે તેના મેહેલ આગળ થઈને જેવો દ્વિજપુત્ર નિકળ્યો કે તુરત તેણીએ તેને પોતાની પાસે બોલાવી લીધો, ને બ્રાહ્મણવેશ-વટેમાર્ગુનો વેશ ઉતરાવી, ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો તથા અલંકારો તેને ધારણ કરાવ્યા; તથા ગુપ્તપણે તેને પોતાના મેહેલમાં રાખ્યો. એક બે દિવસે પેલા વરનો બાપ, રાજપુત્ર વગેરે સમાજને લઈને કન્યાના બાપને ત્યાં પેહેરામણીને માટે આવ્યો; ને કહેવા લાગ્યો કે, "રાજાજી, હવે ઘણા દિવસ થઈ ગયા, માટે આપની દીકરી સહિત અમને વિદાય કરો." કન્યાના કહેવાથી તેનાં માત-પિતા-રાજા રાણી વગેરે સૌએ તેનો અંદરનો ભેદ જાણી લીધો હતો, પરંતુ માત્ર એક રીતભાતને માટે રાજપુત્રીના બાપે વરવાળાઓને ઉપર ઉપરથી એક બે દિવસ વધારે રહેવાનો આગ્રહ કરયો, ને પછી તેઓનો જવાનોજ વિચાર જાણી રાજકન્યાને લાવી તેમના આગળ બેસાડી. જ્યારે રાજપુત્રની જોડે રથમાં બેસવાનો સમય આવ્યો, ત્યારે જાનના, માંડવાના તથા શેહેરના બીજા હજારો લોકોના દેખતાં, રાજકન્યાએ એકાએક ચમકીને કહ્યું, "અરે! આ રથમાં બીજુંજ કોણ બેઠું છે! મારો સ્વામી કયાં? એ મારો સ્વામી નહિ, પણ કોઈ અન્ય-પરપુરુષ છે; માટે હું તેની જોડે રથમાં બેશીશ નહિ!" આ સાંભળીને સૌના મનને અતિશય આશ્ચર્ય લાગ્યું; ને કન્યા શું કહે છે તે જોવા સૌ ટોળે મળ્યાં. જાનવાળાઓએ ને વરના બાપે રાજકન્યાને ઘણી ઘણી રીતે સમજાવી કે, "એજ તારો પતિ છે, એજ રાજકુંવર છે, ને એનીજ સાથે તારાં લગ્ન થયાં છે;" પરંતુ રાજકન્યા એકની બે થઈ નહિ, ને તે સૌનો ધિક્કાર કરીને રથથી દૂર જઇ પોતાનો પિતા વગેરે ઉભા હતા ત્યાં જઈ ઉભી રહી, અને કહેવા લાગી કે, "મારો પતિ આ છેજ નહિ! ને જેની સાથે મારૂં લગ્ન થયું છે, તે પુરુષનું ને આનું એકે ચિન્હ મળતું નથી." સંકેત પ્રમાણે કન્યા તો આમ અડજ લઈને બેઠી, ત્યારે હારીને વરના બાપે તે રાજાને (કન્યાના બાપને) વિનંતી કરી કે, "રાજાજી, રાજકન્યા તો કદાચ બાળક છે, તેથી તેણે અમથી હઠ પકડી હશે; પણ આપ કહેતા હો તો હમણાં નહિ ને થોડા દિવસ પછી આણું કરવા

આવીશું." ત્યારે રાજાએ કહ્યું, "એમ કેમ બને! તેણી કહે છે કે આ મારો પતિ નથી તો પછી તમારી સાથે મારાથી તેણીને મોકલાયજ કેમ! પણ હું એને સમજાવીને–પૂછીને ખાત્રી કર્યા બાદ તમને કહું," એમ કહી કંઇ સેજસાજ રાજકન્યા સાથે વાત કરી તેણે વરના બાપને કહ્યું, "મારી પુત્રી તો કહે છે કે, ગમે તેમ પણ એ મારો પતિ નથીજ; અને તેમ છતાં તે જો કદાચ ન માનતા હોય તો મને પરણવા આવનાર મારા પતિ સાથે મારે જે પ્રસંગ બન્યો છે, તેની એ રાજપુત્ર નિશાની આપે તો હું તેને મારો પતિ માનીશ, માટે રાજન્, હું એમ ધારૂં છું કે કન્યાનું મન માને એમ તેને રાતની નિશાની અપાવો, એટલે આપોઆપ તેણી પોતાની હઠ છોડશે." આ વાત તો અવશ્ય કબૂલ કરવી પડે તેમજ હતું, તેથી નિરુપાયે તેઓએ તેમ કરવાની હા કહી. તુરત રાજકન્યાએ કહ્યું, "બીજી કશી નિશાની નહિ, પણ માત્ર એક પૂર્વાર્ધ શ્લોક હું સમશ્યારૂપે લગ્નરાત્રિના બોલી હતી, ને તેને મારા પતિએ તુરતજ પ્રત્યુત્તર આપવારૂપે પૂરો કરી આપ્યો હતો, તેજ શ્લોકનું ઉત્તરાર્ધ જો એ બોલે તો એ મારો પતિ છે એમ હું માનીશ. અને તે શ્લોક આ–

शय्या वस्त्रं भूषणं चारुगंधं, वीणावाणी दर्शनीया च रामा ॥"

રાજપુત્રને આ શ્લોકની ખબર શી? તે બિચારો જાણેજ ક્યાંથી કે એનો પ્રત્યુત્તર આપે? આ જોઈ વરનો પિતા વગેરે સૌ ભોંઠા પડયા ત્યારે કન્યાના બાપે જરા ક્રોધ કરી તેઓને કહ્યું, "અરે! ત્યારે શું તમે મારી સાથે છેતરપિંડી રમ્યા છો? તમારા કુંવરની મૂર્ખતા, રોગ વા એવી કોઈ છૂપી ખોટ છુપાવવાને તમે તેને બદલે બીજા આસામીને પરણવા મોકલ્યો હતો કે? પણ ખેર; તે પુરુષ ઉચ્ચવર્ણનો અને વિદ્વાન છે એટલે ઈશ્વરેજ મારી લાજ રાખી છે એમ હું સમજું છું. વળી મારી પુત્રીના ભાગ્યેજ કંઈક જોર કીધું; નહિ તો તેને કર્મે આ મૂર્ખ રાજકુમાર ચોંટત. આને માટે હું તમને જેટલી શિક્ષા કરૂં એટલી થોડી છે; પણ માત્ર દયા લાવીનેજ આ વેળા જતા કરૂં છું. પણ હવે તે પરણનાર પુરુષ ક્યાં છે તે કહો." એ સાંભળી· તુરત રાજકન્યા બોલી ઉઠી, "પિતાજી, એ મારો પતિ મારા મેહેલમાંથી જાનમાં જઈ પોતાનો રાજવેશ ઉતારી બ્રાહ્મણ વેશે કાશીએ જતો હતો તેને મેં બોલાવી લઇ મારા મેહેલમાંજ રાખેલો

છે." રાજાએ તુરત તેને ત્યાં આગળ તેડાવ્યો, ને સૌના દેખતાં તેણે રાજપુત્રીનો અર્ધો શ્લોક જે તે, તે રાત્રે તેણીની આગળ બોલ્યો હતો તે-नोरोचंते ઈત્યાદિ પદો બોલીને પૂરો કરી આપ્યો. તે ઉપરથી પ્રજાજનોની પણ ખાત્રી થઈ કે આ દ્વિજપુત્રજ રાજપુત્રીનો ખરો પતિ છે. પછી જાનવાળાઓ ફીકા પડયા, આ કન્યાના બાપના તેઓ તાબેદાર-ખંડીઆ રાજા હોવાથી મનમાંજ સમજીને મુંગે મોંઢે પાછા ચાલ્યા ગયા! હવે આ દ્વિજપુત્ર પોતાનો સંકલ્પ પૂર્ણ કરવા માટે કાશીએ જઈ આવ્યો; ને વિદ્વાન્ પંડિત થઈ ઘણીક રિદ્ધિ સિદ્ધિ સાથે રાજકન્યાને લઈ પોતાને ઘેર ગયો! જે જોઈ તેની ભોજાઈ પોતે બોલેલાં મર્મવચનને માટે બહુ પસ્તાવા લાગી; પણ પછી એ બંને ભાઈઓ તથા તેમની સ્ત્રીઓ એ વગેરે સઘળું કુંટુંબ એકત્ર રહી પૂર્ણ સુખ ભોગવવા લાગ્યું!

માટે હે વિશાલ, આ દૃષ્ટાંત ઉપરથી મને નિશ્ચય થયો કે કર્મ (પ્રારબ્ધ) ના ભોગ તો વગર ઈચ્છવે ને વગર માગવે આગળ આવીને ઉભા રહે છે માટે તે સંબંધે કંઈ ચિંતા કે હર્ષ શોક કરવો એ જ્ઞાની પુરુષનું કામ નથી.

## ૧૯–લિંગ અને સ્થૂલ દેહ.

જ્યારે પ્રારબ્ધ મનુષ્યને હરકોઈ રીતે ભોગવવાંજ પડે છે, ને તે માત્ર દેહજ ભોગવે છે, આત્માને કંઇ નથી, ત્યારે પૂર્વનાં પ્રારબ્ધો પૂર્વનો દેહ પડી જાય ત્યારે કયાં રહેતાં હશે? અને તે આ નવીન દેહને શા કારણે ભોગવવાં પડે છે? કારણકે ખરૂં જોતાં તે પૂર્વ દેહનો ને આ દેહનો કશો સંબંધ નથી. ત્યારે તેનું મારા મનને ગુરુકૃપાથી એવું સમાધાન થયું કે–પ્રારબ્ધો શરીર ભોગવે છે ખરૂં, પણ તે બે પ્રકારનું છે: એક સ્થૂળ અને બીજું સૂક્ષ્મ અથવા લિંગ શરીર, જેને વાસના દેહ પણ જ્ઞાનીઓ કહે છે. હવે તે સ્થૂળ દેહ તે તો આ પ્રત્યક્ષ દેખાય છે તે શરીરનેજ કહેવામાં આવે છે. પણ લિંગદેહ આ સ્થૂળ દેહની અંદર અદૃશ્ય રૂપે રહે છે. સ્થૂળદેહ અમુક સમયે પડે છે (મરે છે) પણ લિંગદેહ કંઈ મરતો નથી. અર્થાત્ તે તો પૂર્વ જન્મનો અને આ જન્મનો એકને એકજ રહે છે; ને આવા અનેક સ્થૂળદેહો (મનુષ્યના તો શું, પણ પશુ પક્ષી જળચર ઈત્યાદિના પણ) બદલાયા છતાં તે બીજો

ચતો નથી; ને પરમાણુરૂપ રહે છે. વળી પ્રારબ્ધ કર્મોનો ભોક્તા તથા અભિમાની પણ તે સૂક્ષ્મદેહજ છે. માટે પૂર્વ જન્મનાં પ્રારબ્ધો પોતાને અંગે રહેવાથી તેઓ આ જન્મે નવો દેહ ધરે છે, ને તેને યોગે પ્રારબ્ધો ભોગવે–ભોગવાય છે. આ સ્થૂળદેહ બહારથી દેખાવા માત્ર છે ખરો, પણ તેનું મૂળ કારણ સૂક્ષ્મદેહ છે; ને તેને લીધેજ સ્થૂળ દેહને આ સઘળું ભાસે છે. તેમ સ્થૂળદેહને આશ્રયે પોતે હોવાથી પ્રારબ્ધોથી થતાં સુખ દુઃખો સૂક્ષ્મદેહ જાણી શકે છે. એકલા સૂક્ષ્મથી પણ કશું બની શકે એમ નથી. એ તો સ્થૂળ અને સૂક્ષ્મ બંને એકત્ર થાય ત્યારેજ પ્રારબ્ધો ભોગવી શકે. એક સ્થૂળદેહ પડી ગયો, એટલે પોતાની સાથેનાં પ્રારબ્ધો લઇ સૂક્ષ્મદેહ એક બીજ રૂપે બીજો સ્થૂળદેહ ધારણ કરે છે; ને તે પછી પ્રતિદિન વૃદ્ધિંગત થાય છે ત્યારેજ તે સુખદુઃખાદિની પરીક્ષા કરનારો થાય છે, પણ સ્થૂળદેહ વૃદ્ધિ પામ્યો ન હોય ત્યાં સુધી સૂક્ષ્મથી તેમાંનું કશું જાણી કે કહી શકાય તેમ નથી. જેમકે એક બાળક ઘોડીઆમાં સૂતો સૂતો રમકડું હાથમાં લઇ રમે છે, તેને આપણે કહીએ કે, "રે, તારો બાપ મરી ગયો, કે તારી મા મરી ગઈ, કે તારા ઘરમાં ચોર આવ્યા, કે આગ લાગી–વગેરે" તો તેથી તે કશો ખેદ ન પામતાં જેમનો તેમ આનંદમાં રમ્યા કરશે. કેમકે તેને એમાંનું કંઇ નથી. પણ જ્યારે તેજ છોકરો મોટો યુવાન થશે ત્યારે ઉપરના શબ્દો સાંભળી તેને જૂદીજ અસર થશે. ચોરથી વા આગથી ભય પામી નાસવા માંડશે, ને મા કે બાપના મરણ સમાચાર સાંભળી પોકળ શ્રાધ કરવા મંડી પડશે. હવે સાંભળનાર સૂક્ષ્મદેહ તો તે વખત પણ તેનો તેજ હતો; પણ સ્થૂળની સહાયતા વિના તેનાથી કશું બનતું નથી તેથી તે સમયે તેને કશી અસર થઇ નહિ. લિંગદેહની શક્તિથી એક જળના ટીંપાનું શરીર બંધાયું, ને ધીરેધીરે તે આવું ઝાડના થડ જેવું મોટું થયું! પણ જ્યારે સીત્તેર પોણોસો વર્ષ પછી તેમાંથી લિંગદેહ આત્મા સાથે ચાલ્યો જાય છે ત્યારે તે સ્થૂળથી પણ કંઈ બનતું નથી, જેમકે માણસ પોતાના કાન ગમે તેટલા બંધ કરશે તોપણ મોટા શબ્દનો કંઈક ભણકારો પણ તેના સાંભળવામાં આવશે, કેમકે તે સાંભળનાર અંદર સૂક્ષ્મ દેહ છે. પણ જો તેને કાનનાં છિદ્રજ નહિ હોય તો અથવા સ્થૂળદેહજ ધારણ ન કર્યો હોય તો સૂક્ષ્મ શું સાંભળવાનો હતો? ને સૂક્ષ્મ ન છતાં બાકી

પડયો રહેલો આ સ્થૂળ પણ શું સાંભળવાનો હતો ! માટે એ પ્રારબ્ધોને સાચવી રાખનાર જો કે સૂક્ષ્મદેહ છે ખરો, પરંતુ સ્થૂળદેહ ધારણ કરીને તેને યોગે તે ભોગવી શકે છે.

૨૦–વાસના.

એ લિંગદેહ સ્થૂળદેહના બીજરૂપ છે; તેને વાસનાદેહ એટલા માટે કહેલો છે કે સ્થૂળ શરીર પડતી વખતે જો મનની વાસના (ઈચ્છા–અભિલાષા) સંસારના અમુક સુખ કે ભોગ ભોગવવાની રહી જાય છે, તો ત્યારેજ–તે સમયેજ તેવી વાસના રૂપે એક લિંગદેહ બંધાય છે; ને પછી જેવી વાસના તેવે સ્થળે તેને ભમવું પડે છે. માટે એ વાસનાનેજ પ્રથમ તોડવી જોઇએ. એટલા માટે પરમાત્મા શ્રી કૃષ્ણે, અર્જુનને કહ્યું છે કે, "મરણ સમયે જે પ્રાણી મારૂં સ્મરણ કરીને દેહ છોડે છે, તે નિશ્ચે સદ્ગતિને પામે છે." જેવી મતિ તેવી ગતિ. મર્ણ સમે જેવી મતિ હોય તેવી ગતિ થાય છે. માટે આ સઘળું વાસના મૂલક છે. વાસનાને લીધેજ પ્રાણીને વારંવાર મરવું ને અવતરવું પડે છે. જ્ઞાની પુરુષ કે જેનાં સર્વ કર્મ જ્ઞાનાગ્નિવડે બળી ગયલાં હોય છે, ને જેઓ જીવન્મુકત (પાપપુણ્યથી રહિત થયલા હોવાને લીધે સંસારથી જીવતા છતા મુકત થયલા) દશા પામેલા હોય છે; તેમને પણ જો આ સ્થૂળ દેહ છોડતી વખતે કશામાં વાસના રહી જાય તો અવશ્ય જેવી વાસના તેવો અવતાર ધારણ કરવો પડે છે. શ્રી ઋષભદેવ ભગવાનના પુત્ર ભરતજી, કે જે પરમજ્ઞાની હતા, ને સંસારનો ત્યાગ કરી કોઈનો સંગ ન થાય માટે વનમાં જઈ એકાંતવાસને વિષે રહેતા હતા, તેમને પણ એક મૃગના બચ્ચામાં વાસના રહી જવાથી મૃગનો દેહ ધારણ કરવો પડયો હતો, અને પછી છેક જડભરત નામના અવતારમાં તેમણે પોતાની વાસના કશામાં ન રહી જાય માટે સર્વ સંગ પરિત્યાગ કરયો હતો; ને કેવલ જડ તથા મુંગા ને બેહેરા જેવા થઈ સંસારમાં વિચરતા હતા. એ પ્રમાણેનાં વાસનાને માટે બીજાં ઘણાં દૃષ્ટાંતો છે, તેમાંનું એક મને યાદ આવ્યું કેઃ–

એક મહાત્મા સ્વામી પોતાના બે શિષ્યો સાથે ગંગાતટપર એક સુંદર આશ્રમની અંદર વસતા હતા. તે બ્રહ્મવિદ્યામાં અત્યંત નિપુણ હતા, તેથી વારંવાર ઘણાક મહાત્માઓ તેમના દર્શન સમાગમ માટે આવતા હતા. એક દિવસે સ્વામીએ કથા કરતાં

કરતાં શિષ્યોને જણાવ્યું કે, "આ મનુષ્ય દેહ સર્વોત્તમ છે; અને તેને આશ્રયે રહી પ્રાણી પ્રયત્ન કરે તો પરમપદને પામે છે. માટે આ મનુષ્યદેહ પ્રાપ્ત થયાનું સાર્થક ત્યારેજ કહેવાય કે જ્યારે આત્માને ફરી બીજો કોઇ દેહ ધારણ કરવો ન પડે. એ સાર્થક પ્રયત્ન તે માત્ર બ્રહ્મજ્ઞાન છે, કે જે થયા પછી આત્માને નિશ્ચે પોતાનું પરમધામ પ્રાપ્ત થાય છે." આ સાંભળી એક શિષ્યે સહજ વિનોદાર્થે પૂછ્યું, "ગુરુજી, ત્યારે એ કેમ જાણી શકાય કે જ્ઞાની પરમપદ પામ્યો ?" એ સાંભળી સ્વામીએ કહ્યું, "જ્ઞાન થયા પછી તો પોતાને અથવા પરને કશું જાણવા જણાવવાપણું રહેતું નથી, એ તો આત્મસ્વરૂપમાં લીન થઈ જાય છે. તે સમયે તો આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ થઈ જાય છે, તેને કોઇ જાણી શકતું નથી, પણ તારે જાણવાની ઈચ્છા હશે તો હું તને કોઇ સમયે જણાવીશ."

એવામાં થોડેક દિવસે એ સ્વામી પોતેજ આયુષ્યની દોરી પૂરી થવાથી અવસાન શય્યા*પર સૂતા, ત્યારે તે બંને શિષ્યો બહુ રડવાને શોક કરવા લાગ્યા; તથા "હે ગુરુજી, અમને મૂકીને આપ કેમ જાઓ છો, અમારી સંભાળ હવે કોણ લેશે," એમ વિલાપ કરવા લાગ્યા. ત્યારે સ્વામીએ તેમની ઘણીક રીતે સાંત્વના કરી કહ્યું કે, "ભાઈઓ, આ જગત્‌માં જન્મ પામેલા સર્વેનો મોડો કે વેહેલો પણ નાશ તો થવાનોજ છે માટે એવી નાશવંત વસ્તુનો શોક કરવો નહિ. સચ્ચિદાનંદ સ્વરૂપ જે દેહી (દેહમાં રહેલો આત્મા) છે, તેનો તો કોઈ કાળે વા કોઈ રીતે નાશ નથીજ. તે તો કાંતો એક છોડીને બીજો દેહ ધારણ કરે છે, અથવા જ્ઞાની હોય છે તો પરમપદને પામે છે." આ છેલ્લું વાક્ય સાંભળી પેલા શિષ્યને સ્મરણ આવ્યું તેથી પુછ્યું કે, "ગુરુજી, એ પરમપદ કેવી રીતે પામે છે, તે અમને આપ ક્યારે જણાવશો." સ્વામીએ કહ્યું; "પરમપદને પામનાર અથવા નિજસ્વરૂપને પ્રાપ્ત થનાર આત્મા કેવળ નિર્ગુણ અને નિરાકાર થઈ જાય છે તો પછી તેને કોણ જાણી શકે ? પણ તને નિશ્ચય થવાને માટે, આત્માએ બીજો કોઈ દેહ ધારણ કર્યો છે કે તે મુક્ત થઈ ગયો છે એની નિશાની, ખાસ મારા પોતાના સંબંધમાં, હું તને બતાવું છું કે,

* મરણ પથારી.

મારી ઈચ્છા આ જગત્માંની કોઈ પણ દૃશ્ય વા અદૃશ્ય વસ્તુપર નથી; માત્ર હું પરમાત્મ સ્વરૂપનેજ સત્ય જાણું છું, ને તેમાં મેં મારા આત્માને જોડી દીધો છે; તેથી જ્યારે આ મારૂં કલેવર છૂટશે ત્યાર પછી થોડીકવારમાં આકાશ માર્ગે ઘંટા, દુંદુભી, ઈ-ત્યાદિ દિવ્ય વાજિત્રોનો ઘોષ તમારા સાંભળવામાં આવશે, ને ત્યારે તમારે જાણવું કે મારો આત્મા પરમપદ પામ્યો છે; અને નહિ તો નિશ્ચે જાણજો કે તેણે કોઈ બીજો દેહ ધારણ કરયો છે."

આ વાતને એક બે દિવસ વીત્યા એટલે પોતાનો અંતકાળ પાસે આવ્યો જાણી સ્વામીએ શિષ્યો પાસે સઘળી તૈયારી કરાવી મૂકી, ને મધ્યાન્હ સમયે તેમણે દેહ છોડયો! તુરત બીજા ઘણાક મનુષ્યો સાથે શિષ્યોએ તેમની શરીર ક્રિયા કરી, ને તેમને ગં-ગામાં પધરાવી દીધા! શોક કરતા સૌ શિષ્યો આશ્રમમાં આવ્યા, ત્યારે તેમાંના એકને સાંભરી આવ્યું કે, "અરે! શું આ-પણા ગુરુની અસદ્ગતિ થઈ? કેમકે તેમના કહેવા પ્રમાણે દૈવી વાદ્યો વગેરે વાગવાની કશી નિશાની આપણને જણાઇ નથી." આવી આશંકાથી સૌ કહેવા લાગ્યા કે, "અરે! એમ કેમ થયું વારૂ? આવા મહાત્માની દુર્ગતિ થવી સંભવતી નથી. એ તો સાક્ષાત્ જીવન્મુક્તજ હતા. પણ ત્યારે તેમણે કહેલું વચન પણ મિથ્યા કેમ હોય? કોને ખબર; હરિનીગતિ હરિ જાણે." આમ વિચાર કરતાં કેટલાક દિવસ વીત્યા ત્યારે તે મરનાર સ્વામીની પાસે ઘણી વખતે સત્સંગાર્થે આવ-નારા એક મહાત્મા તેમને મળવાની ઈચ્છાએ ત્યાં આવ્યા; જેમને જોઇ પેલા બંને શિષ્યો બહુ શોક કરવા લાગ્યા, તથા સ્વામીના દેવલોક સિધાવ્યાની વાત તેમને જણાવી. આથી તે મહાત્માને બહુ માઠું લાગ્યું, ને "એવા મહાત્માનાં હવે દર્શન ક્યાં થશે? તેમના વિના આપણા અંતઃકરણોમાં બ્રહ્મજ્યોતિ કોણ પ્રદીપ્ત કરશે?" વગેરે શોક કરી, વળી તે શિષ્યોનું તથા પોતાનું સમાધાન કર્યું. ત્યારે તે શિષ્યોએ પેલી વાત આ મહાત્માને જણાવી કે, "ગુરુએ કહ્યું-હતું તે પ્રમાણે અંતરિક્ષમાં દિવ્ય વાદ્યો વાગ્યાં નહિ, માટે તેમની અસદ્ગતિ થઇ એમ ધારી અમને બહુજ ખેદ થાય છે." એ સાંભળી ચોતરફથી વિચાર કરીને તે મહાત્માએ ધાર્યું કે એ સ્વા-મી કે જે પરમજ્ઞાની હતા, તેમની દુર્ગતી તો નજ થાય; પણ કોણ જાણે પ્રાણીને કેવળ અસાવધ કરી નાંખનારા અંતકાળ સમયે

કદાચ કોઈ વસ્તુમાં તેમની વાસના રહી ગઈ હોય તો તેમ બને પણ ખરૂં. પછી તેણે તે શિષ્યોને પૂછ્યું કે, "મને એક ઉપાય સૂઝયો છે, ને તે વડે હું જાણું છું કે આપણે સ્વામિની ગતિ જાણી શકીશું. માટે તમે મને કહેશો કે મરણ સમયે સ્વામી ક્યાં અને કેવી રીતે સૂતા હતા?" ત્યારે શિષ્યોએ પર્ણકૂટિમાં જઇ તે સ્થળ બતાવ્યું; એટલે સ્વામીની શય્યા જેટલી અને જે ઓસીકાપર હતી તેવીજ બરોબર બિછાવી. પછી મરનાર સ્વામી સૂતા હતા તેમજ એ મહાત્મા તે શય્યામાં સૂતા. પછી તેમણે શિષ્યોને પૂછ્યું, "તમને યાદ છે કે એ સમયે સ્વામીની દૃષ્ટિ ક્યાં હતી?" "હા! તેમની દૃષ્ટિ નાસિકા તરફ હતી, પણ સહજ ઝોલો આવતાં જમણી બાજૂ થરડાઈ હતી." એજ પ્રમાણે દૃષ્ટિ તથા દેહની સ્થિતિ કરી શય્યામાં સૂતાં સૂતાં તે મહાત્માએ જોયું તો તે સમયે તેમની નજરે એક બોરડીનું ફ્લિત વૃક્ષ આવ્યું, અને તેમાં પણ પોતાની દૃષ્ટિની બરોબર સામે તો તે બોરડી પરનું એક સુંદર અને મોટું પાકું બોર દેખાયું! તુરત શય્યામાંથી ઊઠી શિષ્યો પાસે તેમણે તે બોર તોડી મંગાવ્યું, ને બંનેને પાસે રાખી તેને જોવા માંડયું, તો બોરના ઉપરનું પાતળું ફોતરૂંજ માત્ર બાકી રહેતાં અંદરનો મીઠાશવાળો સઘળો ગર્ભ ખવાઈ ગયલો હતો, ને ઠળીઆની બાજુએ એક મોટો કીડો ખૂબ ખાઈપી ધરાયલા મનુષ્યની પેઠે, જાણે હવે કશી ઇચ્છા ન હોય તેવો થઈ આનંદમાં શાંતપણે પડેલો હતો. તે હાલતો ચાલતો કે બીજો કશો વ્યાપાર કરતો નહોતો! જો કે તે એક જંતુ હતો, છતાં તેના શરીરની દિવ્યપ્રભાથી બોરના પોલાણનો સઘળો ભાગ પ્રકાશી રહ્યો હતો! આ ચમત્કાર પેલા શિષ્યોને પ્રત્યક્ષ દેખાડી તે મહાત્માએ તેમને કહ્યું, "શિષ્યો, બીજું સર્વ કામ છોડી તમે બોર સહિત આ કીડાને ગંગાના પ્રવાહમાં નાંખો; એકદમ દોડો, કેમકે એ કીડાનું આયુષ્ય હવે સ્વલ્પ છે, માટે તેને મરવા પેહેલાં તેના શરીરને ગંગાજળનો સ્પર્શ થવો જોઈએ."

એ વાતનો પૂરો મર્મ ન સમજતાં પણ તે શિષ્યો ત્વરાથી ગંગાપર ગયા, ને તે બોરને ગંગાના પરમપવિત્ર પ્રવાહની અંદર ઝોકાવી દીધું! થોડીક ક્ષણ થઈ નહિ એટલામાં તો આકાશ માર્ગે કંઈ દિવ્યતેજનો પ્રકાશ તે શિષ્યોના, તેમજ ગંગાપરના અનેક મનુષ્યોના જોવામાં આવ્યો; તથા લાગલાજ અંતરિક્ષમાં

બહુ જોરથી ઘંટાના તથા દુંદુભિ, વીણા, વેણુ, શંખ ઇત્યાદિ વાદ્યોના એક સામટા શબ્દોનો ઘોષ થવા લાગ્યો!!! સૌ મનુષ્યો અત્યંત આશ્ચર્ય પામ્યાં; ને તે શિષ્યો તો આ ચમત્કારથી એટલા બધા વિસ્મય થઈ ગયા, કે આ શું થયું! ને તેને માટે વિચાર કરવાને પણ તેમના મનમાં જગ્યા રહી નહિ! ઘણાક મનુષ્યોની સાથે આનંદમાં ગર્ક થઇ ગયલા તેઓ આશ્રમમાં આવ્યા, ત્યારે તે મહાત્માએ તેમને પૂછ્યું, "કાં ભાઈ! તમારા ગુરુ દિવ્યગતિ (દેવલોક) પામ્યા! હવે તો તેમને પરમધામ પ્રાપ્ત થયુંની?" આ પ્રશ્નથી તો ઉલટા વધારે વિસ્મય થઇ તેઓ બોલ્યા, "મહારાજ, આપ એ શું કહો છો! શું એ અમારા ગુરુજી હતા! ને તે પરમપદ પામ્યા માટેજ અંતરિક્ષમાં દિવ્ય વાજીંત્રો વાગ્યાં!" મહાત્માએ કહ્યું, "હા, તેજ તમારા ગુરુ!" "ત્યારે શું એમને એવા એક જંતુની યોની પ્રાપ્ત થઈ હતી! એટલી બધી અસંભવિત વાત કેમ બની હશે?" "સ્વામિએ કહ્યું, એમના અંતકાળ સમયે તેમની થરડાયેલી દૃષ્ટિ એ સુંદર બોરપર પડી હતી, ને તેમના અવ્યવસ્થિત ચિત્તને (મરણ સમયે ચિત્તાવસ્થા ઘણું કરીને દુઃખને લીધે અવ્યવસ્થિત હોય છે) તેપર વાસના બેઠી હતી. તેથી મનુષ્યદેહ છૂટતાંજ તેમનો આત્મા વાસનાદેહ ધારણ કરી તે બોરમાં પ્રવેશિત થયો હતો. અને ઘણાક દિવસ સૂધી કીટક (કીડા)નો સ્થૂળદેહ ધારણ કરી તે બોરમાંનું સત્વભક્ષણ કરી પોતાની વાસનાને તૃપ્ત કરી હતી. અને હવે તે બોરમાં કશી પણ વાસના ન હોવાથી પૂર્વ જન્મના જ્ઞાનને બળે, તે કીટક કેવળ શાંત થઈને દેહ છૂટવાની આશાએ પડયો હતો. એવામાં તેને ગંગાના જળનો સ્પર્શ થયો એટલે, કીટક દેહ મૂકાયાથી તે આત્માએ સચ્ચિદાનંદ સ્વરૂપ ધારણ કર્યું; ત્યારે સ્વામીજીએ કહ્યા પ્રમાણે દિવ્યવાદ્યો વાગ્યાં! માટે શિષ્યો, આ સંસાર વાસનામૂલક હોવાથી મનની જેમાં વાસના રહે છે તેવો દેહ તેના આત્માને અવશ્ય ધારણ કરવો પડે છે. તેથી મુમુક્ષુ અથવા જ્ઞાનીજને વાસનાને નિર્મૂળ કરવી જોઇએ."

## ૨૧-મન.

ઉપરનું દૃષ્ટાંત સાંભળી તે શિષ્યોનું રૂડી રીતે સમાધાન થયું, ને તેમણે પોતાના ગુરુ માટેનો શોક મૂકી દીધો. પણ એ ઉપરથી

મને એમ થયું કે ત્યારે એ વાસનાથી સઘળું ભોગવવું પડે છે, ને પ્રારબ્ધો એકઠાં થાય છે; તો તે વાસના તો મનને થાય છે, કંઈ આત્માને થતી નથી; છતાં તેની સાથે આત્માને શાથી નાના પ્રકારની વિટંબણારૂપ દેહો ધારણ કરવા પડે છે? મન એ કંઈ સ્વતઃસિદ્ધ વસ્તુ નથી. પોતાની પાછળ લાગેલી–અર્થાત્ પોતાના તાબામાં રહેનારી દશે ઇંદ્રિયો સહિત તે કલ્પિત અને જડરૂપ છે; પણ માત્ર આત્મા (ચૈતન્ય)ની સત્તાથી તે પ્રકાશે છે, માટેજ જોકે વાસના મનને થાય છે છતાં તેની વાંસે અલિપ્ય* આત્મા પણ ઘસડાય છે. જળમાં જેમ સૂર્યનો આભાસ પડે છે તેથી જળ પ્રકાશી નિકળે છે, પણ સ્વતઃ જળ તો જડરૂપ છે: તેનામાં પ્રકાશવાની સત્તા નથી, તેવીજ રીતે, એ મન પણ જળરૂપ છે. એટલે પોતે કંઈ કરી શકતું નથી. પણ તેમાં શ્રીહરિના અંશરૂપ આત્માનો આભાસ પડે છે ત્યારે તે નાના પ્રકારના વિચારો કરે છે, ને અનેક કલ્પિત સ્થળે પણ ગતિ કરી શકે છે. માટે સઘળો ભાર આત્માને શિર છે. જોકે મન આત્મસત્તાથી સ્ફુરેલું છે, તદપિ તેની શક્તિ કંઇ ઓછી નથી. રથમાં બેસી ગતિ અથવા યુધ્ધ કરનાર મહારથી યોધ્ધો જેમ સર્વ સત્તા ધારી છે ખરો, તદપિ તેનો સઘળો આધાર સારથિ ઉપર છે; ને તે જ્યાં રથને હાંકી જાય ત્યાં તે પોતે જાય છે; તેવીજ રીતે આ શરીરરૂપી રથમાં બેઠેલા મહારથિ આત્માનો સારથિ મન છે; ને તે જે માર્ગે ઇંદ્રિયરૂપી અશ્વોને હાંકે, તે માર્ગે દેહરથ† જાય છે. માટે આત્માની સત્તા નીચે છતાં પણ મન યથેચ્છ ગતિ–ક્રીડા કરે છે. તે એટલું બધું પ્રબળ છે કે ઘણા ઘણા યત્ન કર્યાથી પણ વશ થતું નથી. એ સૂક્ષ્મ કરતાં સૂક્ષ્મ અને મોટા કરતાં પણ મોટું છે. એની ગતિનો વેગ અપરંપાર છે. એ કેવળ ચંચળ અને અસ્થિર છે. માટે તેને વશ કરવું એટલું બધું અશકય છે કે—આકાશ કે જે સર્વ વ્યાપી રહ્યું છે, ને અપાર છે તેની પણ કદાચ કોઈથી ઉંડળ ભરાય; તથા વાયુ કે જે અતિશય ચંચળ અને મહા વેગવાન્ ને સર્વ વ્યાપક છે તેનું કદાચ પડીકું બાંધી શકાય; અને સમુદ્ર જે અગાધ છે, તેનો એક અંજલીમાં સમાવેશ કરી શકાય;–અર્થાત્ એવી અશકય

* કશામાં લેવાય નહિ તેવો.

† શરીરરૂપી રથ.

અને કેવળ અશક્ય વસ્તુઓ પણ એમ ધારીએ કે કદાચ બની શકે; પણ ચંચળ મનને સ્થિર કરવાનું કામ તેથી પણ મહા કઠિણ છે. એમ છતાં પણ તેને વિરલા જ્ઞાની પુરૂષો નિત્યના અભ્યાસવડે લાંબે સમયે પોતાને વશ કરી લેછે. ધીરે ધીરે સંસારમાંની વસ્તુઓપર અપ્રીતિ થતી જાય તેમ તેમ મનનું વલણ પ્રીતિ કરવા યોગ્ય પદાર્થ (આત્મતત્વ)પર થતું જાય છે. નાના પ્રકારની યુક્તિ પ્રયુક્તિથી પણ જ્ઞાનીઓ મનનું સમાધાન કરે છે; જેમકે આપણે ધ્યાનમાં બેઠા હોઈએ તે સમયે જો કે મનને એકાગ્ર કર્યું હોય છે તોપણ કદાચ પડોસમાં ગાયન થતું હોય, અથવા નગારાં વાગતાં હોય કે બંદૂકો ફૂટતી હોય, તો તે આપણને સંભળાય છે કે તત્ક્ષણે મનની વૃત્તિ ડગવા માંડે છે, ને તે ત્યાં જઈ પહોંચે છે. તો તે સમયે તેનું એવી રીતે સમાધાન કરવું જોઈએ કે—

આપણે મનુષ્ય છૈએ, ને કોઈ શ્વાનને તૂ તૂ કરી બૂમ મારતું હોય તો તે આપણા સાંભળવામાં તો આવશે; પણ તેથી આપણે તે બોલાવનાર ભણી દોડીશું નહીં, કે આપણને દોડવાનું મન પણ થશે નહીં, તેમ આપણા નામથી જૂદાં હરિદાસ, રામદાસ, ઈત્યાદિ મનુષ્ય વાચક બીજાં નામો લઇને પણ કદાચ કોઈ બોલાવતું હશે તો ત્યાં પણ આપણે જોઇશું કે જઈશું નહીં. કૂતરાને બદલે હાઉ હાઉ કરતા અન્ન લેવા દોડીશું પણ નહિ, ને હરિદાસ રામદાસને બદલે હાં [કરીને બોલીશું પણ નહિ. તેમ વળી આપણે હવે મોટી ઉમરના થયા છીએ એટલે કોઇ બાળકને પારણામાં સૂતું કે રમતું દેખીને આપણને તેવી રીતે પારણામાં સૂવાનું કે ગોટી ઘુઘરે રમવાનું મન થશે નહિ. ત્યારે એવીજ રીતે આપણને શબ્દો છોને ગમે તેવા સંભળાય અને લોકો છોને ગમે તેમ બોલે, પણ જેમ હું મનુષ્ય છું, કૂતરો નથી, તેમ હું સાક્ષાત્કાર બ્રહ્મ છું, દેહ નથી, એવી દૃઢવૃત્તિ મનને હર હંમેશ કરાવવી જોઇયે.

## ૨૨—અભ્યાસ.

એ સઘળું નિત્યના અભ્યાસથી થશે. અભ્યાસથી ગમે તેવી અશક્ય વસ્તુ પણ શક્ય થઈ જાય છે. અર્જુને શ્રી હરિને મનની ચલિત અને અનાવર સ્થિતિ માટે કહ્યું, ત્યારે ભગવાને તેને એજ પ્રત્યુત્તર આપ્યો હતો કે, "અર્જુન, મન નિઃસંશય વાયુ જેવું દુર્નિગ્રહ તથા ચલ છે, પણ તેને અભ્યાસ વડે વશ કરી શકાય છે."

નિયમ પ્રમાણે હરકોઈ વસ્તુ પ્રતિ દિવસે કરવી તેનું નામ અભ્યાસ. અભ્યાસ કરવામાં પણ યુક્તિ જોઈએ. પ્રથમ કિંચિત્, પછી જરાક વધારે, પછી એથી વધારે, ને એમ થોડે થોડે વધતાં વધવાં વધાય છે. મોટા એક ગિરિપર ચઢવું હોય તો એકદમ ફૂદકો મારીને નહિ, પણ એકેકી પગથીએ ચઢતાં ચઢતાં છેક શિખરપર પહોંચાય છે, તેમાં પણ વળી ટુંકા કરતાં લાંબા સમયનો અભ્યાસ સુખસાધ્ય* થાય છે. એ માટે મને એક રાજાનો ઈતિહાસ સાંભરી આવ્યો:-

કોઇએક દેશનો રાજા પોતાની બાલ્યાવસ્થાથીજ કંઇ નબળી સંગતિને લીધે અથવા કોઇ કારણને લીધે એક જાતનું વિષ ખાવા શીખ્યો. નિયમજ છે કે કોઈપણ જાતનું વ્યસન એક વખત શરીરને વળગ્યું તો પછી છૂટવું બહુ દુષ્કર થઈ પડે છે. તે પોતાની મેળે છૂટે તો શાનુંજ, પણ પ્રતિદિન ઉલટું વધતું જાય. તેમ આ રાજા જ્યારે ભરયુવાવસ્થામાં આવ્યો, ને જ્યારે સઘળા રાજ્યનો કારભાર પોતાના શિરપર આવી પડયો, ત્યારે તો તેની સ્થિતિ ઉલટી બહુ શોચનીય થઈ પડી. આરંભ કરયો ત્યારે તો તે માત્ર રતિભાર વિષ ખાતો હતો, પણ ધીરે ધીરે વધીને તેનું પ્રમાણ સુમારે બે ત્રણ તોલા જેટલું થઈ રહ્યું! ને પ્રાતઃકાળે સ્નાનાદિ કરી પરવારે કે સૌ પેહેલો પેલા વિષનો ત્રણ તોલાનો ગાંગડો તેને જોઈએ, ત્યારે તેને કળ વળે. જરાકવાર થાય તો જીવ તલપાપડ થઇ રહે. હવે આમ નિરંતર વિષ સેવન કરવાથી તેના શરીરમાં કે બળમાં તો કંઈ ઝાઝો ફરક પડયો નહિ, કેમકે વિષ જ્વાળાને શાંત કરવા માટે ઘૃત દૂધ ઇત્યાદિ ઘણાક પૌષ્ટિક પદાર્થો જોઈએ તે તો પોતે રાજા હોવાથી તેને જોઈએ તેટલા મળી શકતા હતા. પણ આથી તેના મનની સ્થિતિ બહુ પ્રમાદી તથા અવિચારી થઈ ગઈ! સેવન વિષનું અને ઉપરથી જોઈએ તેટલું શરીરને પોષણ થાય, તેથી કામવાસના તો તેની એટલી બધી વધી પડી કે એક ઘડી પણ સ્ત્રી વિના તેનાથી રહી શકાય નહીં. રાતને દહાડો સ્ત્રી, સ્ત્રી, ને સ્ત્રીનુંજ તે સેવન કરવા લાગ્યો. તેથી રાજકાજની અંદર જાણે કેવળ અંધારાની પેઠે થઈ રહ્યું: પ્રધાન જો કે ઘણો બુદ્ધિમંત હતો, તદપિ રાજા વગર તેનું શું ચાલે? માટે કારભારીઓ ને સુબેદારો વગેરે મરજીમાં આવે તેમ વર્તવા માંડયા, તથા જ્યાં

* સુખે કરીને સધાય એવો.

જોઇએ ત્યાં અન્યાય અને અનીતિજ ચાલવા માંડી. તાત્પર્ય કે આખા રાજતંત્રમાં બહુ ભંગાણ પડવા જેવું થયું, ને તેથી પ્રધાન નિત્ય ઘણી કડવી ફરિયાદો રાજા આગળ લાવવા લાગ્યો.

રાજા પોતાની એક અત્યંત સ્વરૂપવતી તથા ગુણવતી પટ્ટરાણીમાં લુબ્ધ થઈ નિરંતર તેણીના રંગ મેહેલમાં રહેતો હતો. સ્ત્રીઓને તો જોઈએજ એટલું કે નિરંતર પુરુષ પોતાના લાવણ્યને લીધે વશ થઈ પોતાની પાસેજ રહે, ને કામવાસનાની શાંતિ કરે. ઘણાક દિવસ તો એમ ચાલ્યું. રાજા નિરંતર પોતાની પાસે રહે તેથી રાણીએ મનમાં બહુ આનંદ માન્યો; પણ જ્યારે પ્રધાન પ્રતિદિન તેણીના સમક્ષ આવીને રાજાને રાજ્યની પડતી દશા વિષે કહેવા લાગ્યો, ત્યારે તેણીની આંખ કંઈક ઉઘડી! રાણી ઘણી ચતુર હતી. તેણીએ વિચાર કીધો કે, "જો આમજ રાજા રાજ્ય સામું ન જોતાં નિરંતર મારી પાસે પડી રહેશે, તો આ મારૂં આણું સુખ ઝાઝા દહાડા પહોંચશે નહિ! રાજા હોય તો રાજ્ય છે, ને રાજ્ય હોય તો રાજા છે; માટે આવી અવ્યવસ્થાને લીધે રાજ્ય, મારા પતિના હાથમાંથી નિશ્ચે થોડા કાળમાં જતું રહેશે, ને તેથી અમે બંને મહા દુ:ખી થઇશું. માટે હવે મારે તેનો કંઈ સત્વર ઉપાય કરવો જોઈએ." આમ વિચાર કરી તેણે એક દિવસે પ્રધાનને સમજાવીને કહ્યું, "રાજા ગમે તેવો હોય તોપણ રાજ્યની લગામ બુદ્ધિમંત પ્રધાનના હાથમાં હોય તો તેથી કશી વાતની હરકત રાજ્યને નડતી નથી. માટે આપ તો ઘણા બુદ્ધિમંત તથા રાજાજીના પૂર્ણ હિતેચ્છુ છો, માટે જાણે રાજાજી પોતેજ ચિવટ રાખે તેવી ચિવટ અને યુકિત રાખી રાજ્યમાં સઘળે વ્યવસ્થા કરશો એમ મને ખાત્રી છે; ને હું પણ આજથી થોડા સમયની અંદર રાજાજીને પૂર્ણ સાવધપણે રાજ્ય કરી શકે એવી દશામાં આણીશ. માટે સઘળે તાકીદ કરો, ને કોઈપણ અધિકારીથી વા પ્રજાથી કોઇપણ જાતનો અપરાધ બને તો તેને માટે ઘણો સખત દંડ કરી રાજ્યમાં ઉદાહરણ બેસાડો કે જેથી ભયને લીધે સૌ યથાસ્થિત ચાલે."

એ પ્રમાણે પ્રધાનને કહી રાણીએ વિચાર કીધો કે, "મારા પતિની આવી અવસ્થાનું કારણ હું નહિ પણ તેમનું દુર્વ્યસન છે. જ્યારથી એ તેમના શરીરમાં પેઠું છે, ત્યારથી તેમના શરીરના હાલહવાલ થઈ ગયા છે, તો હવે તેમને સુધારવાનો ઉપાય એજ

છે કે એ વ્યસન દૂર કરાવવું. પણ તેને દૂર કેમ કરી શકાય? એક દિવસ ચૂકી જવું તો રહ્યું, પણ માત્ર દરરોજનો તે વિષ ખાવાનો સમય જો કદાચ કોઈ દિવસે સહજ મોડો થયો તો તેમનું શરીર મૂર્છિત જેવું થઈ જાય છે; તો પછી એ વ્યસન તે છોડે તો તો તુરત તેમના જીવની હાની થાય. હવે શું કરવું? આ પણ એક આશ્ચર્ય જેવી વાત છે કે રાજાજી ખાય છે તેનો અષ્ટમાંસ પણ જો કોઈ પ્રાણી એક વખત ખાય તો તુરત મરણ પામે; પણ રાજાજીને તેનાથી કંઈ થતું નથી, તેનું શું કારણ? તેમણે પણ એકદમ તેટલું ખાવા માંડયું હોત તો તેમની તેવીજ અવસ્થા થાત; પણ પ્રથમ તે માત્ર રતિભાર ખાતા હતા, ને વધતાં વધતાં આટલે આવ્યા છે. હું ધારૂં છું કે જેવી રીતે થોડું થોડું કરતાં આટલું વધ્યું, તેવીજ રીતે થોડું થોડું કરતાં છેક ઘટી પણ જાય ખરૂં! માટે લાવ તેજ ઉપાય હું કામે લગાડું." તે ચતુર રાણીએ આવો વિચાર કરી, બીજેજ દિવસે જ્યારે રાજાને વિષ ખાવાની વખત થઈ ત્યારે નાના પ્રકારના હાવભાવથી તેને રાજી કરી મધુરવાણીવડે કહ્યું, "સ્વામીનાથ, આપ નિત્યે પોતાની મેળેજ કસુંબો લ્યો છો; પણ આજે આ દાસી પોતાના હાથે આપને રંગ આપવાને ઈચ્છે છે." રાજાએ કહ્યું, "હું બહુ ખુશી છું; ને એ પ્રમાણે પ્રતિદિન આપીશ તો મને અધિક આનંદ થશે." એ પ્રમાણે કહી એક દિવસ રાણીએ પોતાને હાથે આપ્યું, બે દિવસ આપ્યું, ને પછી તો રાજાને ટેવજ પડી ગઈ કે નિત્યે પોતાનું વ્યસન રાણીનેજ હાથે કરવું. નિત્યપ્રતિ રાણી પોતાના હાથે ત્રણ તોલા વિષ તોળીને તેને આપતી હતી; એટલે સઘળો કબજો તેના હાથમાં આવ્યો. તેથી તોલાઓનું વજન જે સુશોભિત આરસનું હતું તેને ઠેકાણે રાણીએ એક ત્રણ તોલા વજનનો ખડીનો કાંકરો રાખ્યો, ને તે વતી તોળીને રાજાને વિષ આપવા માંડયું. હવે જ્યારે વિષ તોળવાનો સમય થાય ત્યારે તે કાંકરાનો એક લીટો ભીતપર કાઢીને પછી તે વતી તોળે! થોડાક દિવસ એમ ચલાવ્યા પછી વળી એવો નિયમ રાખ્યો કે તે ખડીના કાંકરાવતી ભીંતપર બે લીટા ખેંચીને વિષ તોળવું. આમ કરતાં તો બે માસ પૂરા થવા પેહેલાંજ તે કાંકરો અડધો ઘસાઈ ગયો: ને રાજાના પેટમાં વિષ પણ તેટલું ઓછું જવા માંડયું. છતાં તેને કશીએ વ્યથા કે ઉદાસી જણાઈ નહિ; કેમકે તે

જાણતો હતો કે હું તો આગળ જેટલુંજ વિષ ખાઉં છું. પછી બીજા બે માસ થતાં છેક પેલો કાંકરો ચણાના દાણા જેવડો રહ્યો. એટલે તો રાજા જાણે ઉંઘમાંથી જાગ્યો હોય તેમ ટટાર થઈ ગયો, ને તેનું આળસ તથા ઘેન ક્યાંય દૂર ખસી ગયાં. તે ધીરે ધીરે હવે રાજસભામાં જવા લાગ્યો, જેથી અવ્યવસ્થાનાં ચિન્હ પ્રતિદિન ઓછાંજ થવા લાગ્યાં. એમ કરતાં પેલો કાંકરો છેક ઘસાઈ ગયો એટલે તો રાજા પૂરી સાવચેતીમાં આવ્યો, ને રાજદ્વારી કામકાજમાં પ્રવૃત્ત થવાથી વિષ ને ફિષ સઘળું ક્યાંય ભૂલાઈ ગયું ! આથી રાજ્ય પાછું હતું તેવું નિયમિત તથા સતેજ થઈ રહ્યું, અધિકારીઓ તેની પૂરેપૂરી ધાક માનવા લાગ્યા, ને એમ સઘળું યથાસ્થિત થવાથી પતિપત્નીએ ઘણાક કાળ સુખમાં કાઢયા. પછી કોઇ દિવસે રાજાને, પોતાનું વિષનું વ્યસન કેમ દૂર થયું એ વિષે સર્વ હકીકત રાણીથી જણાતાં બહુ આનંદ થયો; ને પોતાનું આવું મોટું હિત કરવાની પ્રીતિ તથા યુક્તિને માટે રાણીને તે વારંવાર ધન્યવાદ આપવા લાગ્યો.

એજ પ્રમાણે ધીરેધીરે અભ્યાસ પાડતાં ગમે તેવું અનાવર મન પણ મનુષ્ય પોતાને વશ કરી લે છે. માટે અભ્યાસ એ સર્વ કાર્યની સુલભતાનું મુખ્ય કારણ છે. અને અહો ! શાસ્ત્રકારો, સૂત્રકારો તથા સ્મૃતિ અને પુરાણકર્તાઓ પણ મનુષ્યોનું હિત ઈચ્છી અનેક પ્રકારના ઉપાયોથી શનૈઃશનૈઃ ( ધીરે ધીરે ) અભ્યાસ દૃઢ કરવાનું કહી ગયા છે, તથા પ્રતિદિન અમુક વસ્તુઓ કરવાને માટે ઘણીક આજ્ઞાઓ પણ કરી ગયા છે. જેમકે મનુષ્યે ત્રિકાળ સંધ્યા કરવી, અમુક સૂક્ત કે ફલાણો સ્તોત્ર પાઠ ભણવો, પ્રતિદિન નિયમિત રીતે પ્રભુનું ધ્યાન કરવું, વારંવાર હરિસ્મરણ કરવું. ઈત્યાદિ બાબતો શાને અર્થે છે ? માત્ર લાંબા કાળના સદભ્યાસને માટેજ છે. આપણને ભોજનનો અભ્યાસ પડી રહ્યો છે, તેથી અંધારામાં પણ કદાચ જમવું પડે તો ગ્રાસ * નિયમ પ્રમાણે બીજી કોઈ ઈંદ્રિય આગળ ન જતાં બરોબર મુખમાંજ જાય છે. તેવીજ રીતે પ્રતિદિન નિયમ પ્રમાણે ભગવદ્ધ્યાનાદિ કરવાનો અભ્યાસ હોય તો અંતસમયે પણ આપોઆપ તેનું (ભગવાનનું) સ્મરણ થાય છે; ને તેથી નિશ્ચે પરમાત્મા વિના બીજી કોઈ વસ્તુમાં વાસ-

* કોળીઓ.

ના ન રહેવાથી પ્રાણિની સદ્દગતિ થાય છે. શાસ્ત્રોમાં, ભગવાનૂની સેવા ધ્યાન અથવા નામ સ્તુતિ પાઠાદિના સ્મરણને માટે જો તે માત્ર એકજ વાર કરવામાં આવે તો તેનું અનંતફળ બતાવ્યું છે, (પરમપદ પ્રાપ્તિ સુધીનું) ! તો તેથી અલ્પ વિચારી મનુષ્યને શંકા થઈ, તે વાત મિથ્યા લાગે છે. પણ તેમ ન કરતાં તેનો લક્ષ અભ્યાસપર લેવાનો છે, અને તેમાં એમ સમજવાનું છે કે નિશ્ચયપૂર્વક માત્ર એકજ વખત પણ પ્રતિદિન નિયમ પ્રમાણે દૃઢ મનથી અમુક સ્મરણાદિક કરવામાં આવે તો પરિણામે નિશ્ચે તેમ કરનારની સદ્દગતિ થાય છે. માટે અભ્યાસ એ સબળ કારણ છે.

## ૨૩-બોલે તે બીજો નહિ !

એમ અભ્યાસ પાડી મનને વશ કરવું જોઇએ; અને તેમ થવાથી વૃત્તિ બ્રહ્મ સાથે એકાગ્ર થઈ એટલે તે મનુષ્ય સંસારમાં રહ્યો તોયે શું ને ગયો તોયે શું, પણ તેથી ઉલટું એકાગ્રવૃત્તિ વિનાનું ગમે તેવું ધ્યાન અથવા વિરકતપણું પણ કંઈ કામનું નથી. કોઈ એક મહાત્માની પાસે એક શિષ્ય ઉપદેશ લેતો હતો. એક દિવસે ગુરુએ તેને એમ કહ્યુ કે, "ભાઇ, જે બોલે છે, તે બીજું નથી-અર્થાત્ જ્યાં જોઈએ ત્યાં સર્વત્રપરબ્રહ્મજ વ્યાપી રહ્યો છે, અન્ય કાંઈ નથી." આ ઉપદેશને ખરોખર લક્ષમાં લઇ એક દિવસે તે શિષ્ય ધ્યાન કરવા બેઠો. પ્રાણાયામે કરી પ્રાણોનું સંયમન કર્યું, ને ઈંદ્રિયો એકાગ્ર કરી મનને પરમાત્મસ્વરૂપમાં જોડવા લાગ્યો. એવામાં એ શેહેરના રાજાનો એક હાથી મસ્ત થઇ છૂટી ગયો, તે કોઈથી ન પકડાતાં શેરીએ શેરી ને ગલીએ ગલીએ ભારે રમખાણ મચાવી મુક્યું. માર્ગમાં તે દોડતો જાય, ને જે વચમાં આવે તેને સુંડવતે પકડી ગમે ત્યાં પટકી મારે ! આથી આખા શેહેરમાં હાહાકાર વર્તાઇ રહ્યો. રાજાએ પણ એકાએક હુકમ કાઢયો કે એને જે પકડે તેને એક હજાર મુદ્રા શિરપાવ આપવો. આથી એ ઘણા ચતુર માવત સાવચેતીથી તેને પુંછડે થઇ તે હાથીના ઉપર ચઢી ગયા, ને ઘણાએ અંકુશોના માર મારવા માંડયા. પણ એથી તો હાથી ઉલટો વધારે મસ્ત થયો. હવે થાકીને માવતો ઉપર રહ્યા રહ્યા બૂમો મારવા લાગ્યા કે, "ભાઈઓ, આડેમાંથી જે હોય તે જીવ લઈને નાસજો, હાથી ગાંડો થયો છે તે મારી નાંખશે." હવે પેલા મહાત્માનો

શિષ્ય જે ધ્યાનમાં બેઠેલો હતો તેણે એ બૂમો સાંભળી. કેમકે ઇંદ્રિયોનાં દ્વાર ખુલ્લાં છે, તેથી તેનો ધર્મ તે આપોઆપજ સંભાળે છે. પણ એણે તો 'બોલે તે બીજો નથી' એ ગુરુવચનપરજ નિષ્ઠા રાખી કે એ બોલનાર તથા હાથી વગેરે સૌ બ્રહ્મજ છે; માટે મને એનાથી કંઈ ઈજા થવાની નથી. આમ વિચારી તે તો તેમજ ધ્યાનમાં બેશી રહ્યો. એટલામાં દોડાદોડ કરતો હાથી આવ્યો, ને લાગલોજ તે સિદ્ધને સપાટા બંધ પોતાની સુંડમાં લઇ કોરે ફેંકી દઈને આગળ ચાલ્યો. આથી તેનું ધ્યાન છૂટી ગયું, એટલુંજ નહિ, પણ તેના એક હાથને ખૂબ ઈજા થઇ! તુરત તે ક્રોધે ભરાઈ પોતાના ગુરુ પાસે જઇને કહેવા લાગ્યો, "મહારાજ, આપનું 'સર્વત્ર બ્રહ્મ છે,' એ વચન મિથ્યા છે; કેમકે તેમ હોય તો બ્રહ્મ નિર્વિકાર છે, ને હું પણ બ્રહ્મ છું, તથા બ્રહ્મનાજ ધ્યાનમાં બેઠો હતો છતાં મને હાથીએ પટકી મારવાથી મારો હાથ ભાગ્યો." ગુરુએ કહ્યું, "ભાઈ, એ વચન ખોટું નહિ, પણ તારા સમજવામાં ને વર્તવામાં ફેર છે. જગતમાં સર્વત્ર બ્રહ્મ છે ખરો, પણ તે એકાગ્ર વૃત્તિથીજ; કંઈ સંસાર દૃષ્ટિથી નહિ. એ તો જેની જેવી વૃત્તિ તેવી સ્થિતિ. તારી વૃત્તિ દૃઢપણે બ્રહ્મમાં એકાગ્ર થઈ હોત તો સર્વત્ર બ્રહ્મજ હતું, તેથી તને કશી ઈજા થાત નહિ. પણ 'હાથી આવે છે, નાસજો' વગેરે તેં સાંભળેલું તો ખરૂં કેની!" "હા!" "ત્યારે તું શા માટે નાઠો નહિ! એ સાંભળવા જેટલી વૃત્તિ ચંચળ હતી તો પછી સર્વત્ર બ્રહ્મ તને કયાં ભાસ્યું? બ્રહ્મજ છે, બીજું કંઈજ નથી એવી વૃત્તિથી તું તલ્લીન થઇ ગયો હોત, તો તું સાક્ષાત્ બ્રહ્માકારજ હતો એટલે હાથી તારી પાસે આવત, છતાં તને પોતાના કાળ સમાન જાણીને દૂર ખસી જાત. હવે જો કે આટલો તું બચ્યો, તે પણ માત્ર પરમાત્માના ધ્યાનનો અને સર્વત્ર બ્રહ્મ છે એમ જાણવાનોજ પ્રતાપ જાણજે; કેમકે એટલી પણ તારી વૃત્તિ પરમાત્મા તરફ વળેલી હતી; નહિ તો એ હાથીના સપાટામાં જે કોઇ આવ્યું છે તે જીવવા પામ્યું નથી. માટે ગુરુના વચનપર અવિશ્વાસ ન કરતાં તેમાં પૂર્ણ વિચાર કરીને અનુભવ કરવો, જેથી પરમાત્મા શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થશે. વિચાર વિનાનું કાર્ય સાચું હોય તોપણ મિથ્યા થઈ જાય છે, તેથી વગર વિચારે કંઇ કામનું નથી.

આ ઉપરથી મને એમ પ્રશ્ન ઉઠયો કે ત્યારે પરમાત્મા સાથે એકાગ્રવૃત્તિ કેવી રીતની હોવી જોઈએ!

## ૨૪-એકાગ્રવૃત્તિ-શુક યોગીશ્વર.

શ્રી કૃષ્ણ દ્વૈપાયન-શ્રીમદ્વેદવ્યાસ મુનીશ્વરના સ્ખલિત વીર્યથી* જન્મ પામેલા શુકમુનિ, શંકર પ્રસાદે અવતર્યા હોવાથી જન્મતાંજ મહાજ્ઞાની હતા. તે જે વેળા ઉત્પન્ન થયા તેજ વેળા આ સંસારથી જાણે મહા ઉદાસિનતા અને વૈરાગ્ય પામી, માતા પિતા વગેરે કશી વસ્તુમાં પ્રીતિ ન ધરતાં એકાએક અરણ્યમાં ચાલી નિકળ્યા! આ વેળાએ તેમનું શરીર જન્મતા બાળક જેવડું નહિ, પણ ષોડશ વર્ષના યુવાન જેવડું થયેલું હતું, પરંતુ પૂર્ણ ત્યાગવૃત્તિને યોગે, વસ્ત્રાદિ કશું પાસે ન છતાં એમના એમ નગ્નજ, તે, દાવાનળથી બીહીને કોઈ પ્રાણી નાસે તેમ આ સંસાર દાવાનળથી નાસવા લાગ્યા. આવો દિવ્યપુત્ર ઉત્પન્ન થતાંજ પોતાને પુત્રસુખ દીધા વગર જતો રહે છે, એમ જોઈ મહામુનિ વેદવ્યાસ તેમને પાછા વાળવાને પછવાડે દોડયા, ને ઘણાં ઘણાં બોધ વચનો કહ્યાં તથા સંસારમાં પ્રવૃત્ત થવા માટે અનેક યુકિતઓથી તેમને સમજાવ્યા,† છતાં શુકદેવજીએ

---

* ધૃતાચી નામની અપ્સરા શુકી (પોપટી)નું સ્વરૂપ લઇ નિરંતર પૃથ્વીને વિષે વિહાર કરતી હતી. આ અપ્સરા અત્યંત સ્વરૂપવતી હતી. કોઇ સમે તે વનમાં વિચરતી હતી તેવામાં સ્વેચ્છાથી વનની અતિ શોભા જોઇને તેણીએ પોતાનું દિવ્યસ્વરૂપ પ્રગટ કરયું, ને સુશોભિત વૃક્ષલતાઓમાં ક્રીડા કરવા લાગી. એટલામાં દૈવયોગે વ્યાસમુનિ ત્યાં થઈને જતા હતા તેમના જોવામાં તે દિવ્ય અપ્સરા આવી; જેને જોઇ તે અતિશય મોહાતુર થઇ ગયા, તથા તેમને રોમેરોમ કામદેવ વ્યાપી ગયો. પોતે જ્ઞાતા હોવાથી અનંગ વેગને ઘણો વારયો છતાં, તેનો આવેશ સહન ન થઈ શકવાથી તેમનું દિવ્ય વીર્ય સ્થાનભ્રષ્ટ થઇ સ્ખલિત થઇ ગયું! એ વીર્યમાંથી તુરત એક દિવ્ય બાળક ઉત્પન્ન થયો, તેજ એ શુકમુનીશ્વર! એ શુકીરૂપ અપ્સરાને જોઈ વીર્ય પતન પામ્યું, ને તેવડે ઉત્પન્ન થયો માટે તે બાળકનું નામ શુક પાડયું. એજ શુકદેવ ને એજ જન્મયોગી શુક મહામુનિ કહેવાયા જેમના ઉપદેશથી મહારાજા પરીક્ષિત્ સાત દિનમાં કૈવલ્યપદ પામ્યો હતો!

† વ્યાસમુનિયે તેમને કહ્યું હતું કે, "હે પુત્ર, હજુ તને સંસારનો વાયુ વાયો નથી, ને સર્વ વાતે તું નિર્લેપ છે. પણ સંસારાનુભવ લીધા વિના અત્યારથીજ તું વિરક્ત થઈશ તો પછવાડેથી તારૂં મન તેમાં લોભાશે; ને તેમ થવાથી તો તારૂં આગળનું (આ બાલ્યવયનું) વિરક્તપણું ભ્રષ્ટ થશે. કેમકે જેણે સંસારજ જોયો નથી, તેને વિરક્ત કોનાથી થવું હતું? સંસારમાં શું છે, ને તેનાથી શા માટે ઉદાસ થવું જોઇએ, એ સંસારાનુભવવિના માલમ પડી શકે નહિ. વળી સંસારનો પૂરેપૂરો અનુભવ લઇને પછી તેને ખોટો માની, જે ત્યાગ વૃતિ ધારણ કરે છે, તેનું મન કદી ફરી સંસારમાં લોભાતું નથી."

તેમાંનું કશું માન્યું નહિ. કારણ કે તેમને એવું કંઇક અભિમાન હતું કે, "હું પોતે સંપૂર્ણ જ્ઞાની છું, માટે સંસાર બંધન મને નડશે નહિ, ને અજ્ઞાનાંધકારથી હું સંસારમાં મોહ પામીશ નહિ," તેથી તેમણે વ્યાસ મુનિને એવો પ્રત્યુત્તર આપ્યો કે, "પિતાજી, તમારે મારી આશા રાખવી નહિ; હું જ્ઞાની છું, માટે જાણી બૂજીને સંસારમાં કાળાંતરે પણ મોહ પામીશ નહિ." એમ જ્યારે તેમણે કશું નજ માન્યું, ત્યારે વ્યાસમુનિયે જોયું કે આને પોતાના જ્ઞાનનું અભિમાન છે, તે લાંછનરૂપ છે; માટે એ દૂર થાય તો એ સાક્ષાત્ બ્રહ્મરૂપ થઈ રહે એમાં સંશય નથી, તો એને કંઈ બોધ કરૂં. એમ વિચારી તે અભિમાન દૂર થઈ પૂર્ણત્વ પામવા માટે વ્યાસે કહ્યું, "તું આટઆટલું કરયા છતાં પણ મારૂં કહેવું માનતો નથી, તો ભલે યથેચ્છ વિચર; પણ પ્રથમ જનક રાજાને ત્યાં જઇને પછી તારી ઈચ્છામાં આવે ત્યાં જજે." આ ઉપદેશરૂપ પિતુવચન, દોડતાં દોડતાં કાને પડયાં તેજ માત્ર પકડી લઈ શુકદેવજી ત્યાંથી કેટલેક કાળે ફરતા ફરતા જનકપુર આવ્યા; ને મહારાજા જનકનો સમાગમ કરવા માટે નગરમાં પ્રવેશ કરયો. જનક તો સાક્ષાત્ વિદેહી હોવાથી સર્વ જાણતોજ હતો; માટે શુકદેવજી આવ્યા જોઇ પોતે આત્મશક્તિ દ્વારા જાણી લીધું કે શ્રીમદ્વેદ વ્યાસમુનિએ એનું જ્ઞાનાભિમાન દૂર થવા માટેજ આ બાળયોગીને મારી પાસે મોકલ્યો છે, તેથી તેણે શુકદેવજીને રૂડી પ્રકારે આદરસત્કાર આપ્યો; ને પોતે સર્વ વૃત્તાંત જાણવા છતાં પણ તેમને પૂછયું કે, "હે ઉત્પન્નજ્ઞાની*, આપ અત્રે પધાર્યા તેથી મારૂં ગૃહ, રાજ્ય, ને હું એ સૌ પાવન થયાં છીએ. પણ આપની આ દાસપ્રત્યે શી આજ્ઞા છે, તે હવે કૃપા કરી જણાવશો." ત્યારે શુકદેવજીએ કહ્યું "હે રાજન્, મને જ્ઞાનોપદેશ-આત્મોપદેશ કરો." જનક બોલ્યો, "મહારાજ, આપ સર્વ જ્ઞાનીઓમાં પણ શિરોમણી રૂપ છો, છતાં મારી પામરની પાસેથી ઉપદેશ માગો છો એ શું? પરંતુ આપનો આગ્રહ છે તો ભલે; આપ આ સંસારમાંની નિરુપયોગી વસ્તુ મને આણી આપો એટલે હું આત્મોપદેશ કરીશ." એ સાંભળી શુકદેવજી જો કે પરમજ્ઞાની હતા છતાં જ્ઞાનાભિમાનને લીધે જનકની આજ્ઞાનો મર્મ સમજી શકયા નહિ; ને નકામી વસ્તુના શોધને માટે જગતમાં ચાલી નિકળ્યા! હવે સંસારાનુભવ લેવો તો શું, પણ

* જન્મતાંજ જ્ઞાન છે એવા.

સંસારનું અવલોકન પણ તેમણે કર્યું નહોતું, તેથી તેમાં નિરુપયોગી ને ઉપયોગી વસ્તુ શી છે તેનું જ્ઞાન–ભાન નહોતું, એટલે તેમણે સંસારમાં દેખાતી પ્રત્યેક વસ્તુને નિરુપયોગી માની (અર્થાત્ તુરત તેનો ઉપયોગ કરતું કોઈ જોવામાં ન આવે એટલે તે નિરુપયોગીજ હશે એમ સમજ્યા) તેને તે ઉપાડવા લાગ્યા. એટલે જનકરાયની જ્ઞાનશકિતવડે એવો ચમત્કાર બન્યો કે, જે જે વસ્તુ શુકદેવજી નિરુપયોગી સમજી પોતાના હાથમાં લેવાનો વિચાર કરે, કે તુરત તે તે વસ્તુ પોતાના અત્યંત ઉપયોગીપણા માટેનાં અનેક ઉદાહરણો આપે*, ને આવી ઉપયોગી વસ્તુને નિરુપયોગી માનવાના અજ્ઞાનપણા માટે તેમનું હાસ્ય કરે! આથી આશ્ચર્ય પામી શુકદેવજીનું 'હું જ્ઞાની છું" એવું અભિમાન દૂર થવા લાગ્યું ખરું, પણ તેમને હજુ સુધી માલમ પડયું નહિ કે નિરુપયોગી વસ્તુ શી છે! ઘણું ઘણું તે ફર્યા, પણ જ્યાં જ્યાં જોયું ત્યાં ત્યાં હવામાં ઉડતું એક તૃણ અને માર્ગમાં ખુંદાતી ધૂળ સૂધી પણ તેમને અત્યંત ઉપયોગી માલમ પડયાં. આથી બહુ થાકીને તેમણે પાછા જવાનો નિશ્ચય કરયો, તેવામાં બાજુપરના ઉકરડામાં પડેલી વિષ્ટાપર તેમની દૃષ્ટિ પડી! "અહો! હવે મને નકામી વસ્તુ જડી! હું ધારૂં છું કે ખરેખર આ સૌથી નકામામાં નકામી વસ્તુ છે;" એમ બોલતાં તેમણે તે વિષ્ટાને હાથમાં લેવાનો પ્રયત્ન કરયો, તેવુંજ અતિ આશ્ચર્ય સાથે તેમાંથી એક પ્રકારની ચમત્કારિક વાણી થઈ કે, "તું કોણ છે રે! હજારોના કામ માટે નિર્માણ થયલી મને તું કયાં લઈ જાય છે? શું તું મને નકામી ધારે છે! મારા ઉપયોગથી આખું

* જેમકે માર્ગમાં અથડાતો એક પત્થર ઉપાડી તે નકામો છે એમ જાણીને પોતાની સાથે લીધો, ત્યારે તેણે કહ્યું, "હે ભાઈ, તું મને નિરુપયોગી જાણી મારું માનખંડના કરવા માટે રાજા પાસે લઈ જાય છે! પણ જાણ કે હું નિરુપયોગી નથી. હું તો હજારો કામમાં આવી શકું એમ છું. નાનાપ્રકારનાં ગૃહો, દેવમંદિરો, ને કિલ્લાઓ બાંધવામાં મારો અવશ્ય ખપ પડે છે; હું જ્યારે વ્યાપારીના હાથમાં જાઉં છું ત્યારે તેની તુલામાં બેસીને આનંદ કરૂં છું; ને મારા વતી વિવિધપ્રકારનાં અન્ન, ઔષધો, ઘૃત, શર્કરા, તથા સુવર્ણ રૂપાદિ અનેક ધાતુઓ તોળવામાં આવે છે. અરે અતિશય મૂલવાળાં મોતી, હીરા અને રત્નો પણ મને ઘડી બનાવેલાં તુલા (કાટલાં)થી તોલવામાં આવે છે. વળી અત્યારે હું આવો છું, પણ કોઈ નિપુણ શિલ્પીને હાથ લાગું તો તે પોતાની ઉત્તમ પ્રકારની શિલ્પકળાનો ઉપયોગ કરી મને એક પ્રતિમા બનાવે; કે જેને વેદમંત્રોવડે પ્રાણપ્રતિષ્ઠા કરી સ્થાપિત કરવાથી હું ઈશ્વર તુલ્ય પુજાઉં. આ કરતાં પણ હું અત્યંત ઉપયોગમાં આવું છું!"

જગત્ જાણીતું છે, ને તું અજાણ્યોજ રહ્યો !" વિષ્ટાના આ બોલ સાંભળી શુકદેવજી બહુજ વિસ્મય થઇ ગયા, ને તેમણે તેને પ્રશ્ન કર્યો, "ત્યારે હે દુર્ગંધે, હે વિષ્ટા ! તું તે શા ઉપયોગની હોઈશ ? તને પોતાની નજરે જોવા પણ કોઇ મનુષ્ય ઈચ્છતું નથી, છતાં તું પોતામાં ઉપયોગીપણાનું આટલું બધું અભિમાન ધરાવે છે તેનું શું કારણ ?" એના પ્રત્યુત્તરમાં વિષ્ટામાંથી ધ્વનિ થયો કે, "ભાઈ ! ખર, શ્વાન તથા બીજાં એવાં કુટેવવાળાં પશુઓ તો મને ખાઈને પોતાનું પેટ ભરે છે. કૃષિકારો* મને સૌથી પહેલે દરજ્જે ઉપયોગી ગણી પોતાના કૃષિકાર્યમાં† વાપરે છે; ને હું પણ તેમના ખેતરોમાં પડી ભૂમિને વિશેષ રસાળ તથા ફળદ્રૂપ બનાવું છું. (ખાતર રૂપે). જમીનને મારો સંગ થવાથી તેમાં બમણું સારૂં અન્ન પાકે છે, જે તમારા–મનુષ્યોના ખાધામાં આવે છે ! વળી મારી સ્થિતિ હમણાં તું જુએ છે તેવી ખરાબ અને દુર્ગંધવાળી નહોતી, પણ હું તો સાક્ષાત્ પરબ્રહ્મસ્વરૂપી અન્ન ( अन्नंब्रह्मरसोविष्णुः અન્નં સાક્ષાત્ બ્રહ્મરૂપ અને રસ એટલે જળ સાક્ષાત્ વિષ્ણુરૂપ છે એ ન્યાયથી)–રે, વિવિધ પ્રકારનાં સ્વાદિષ્ટ પકવાન્નો પૂર્વે હતી, ને રત્નજડિત સુવર્ણના થાળમાં મને રાખવામાં આવેલી હતી. પણ મને જમનાર મનુષ્યના શરીરનો માત્ર એક રાત્રિજ પ્રસંગ થયો, તેટલામાં તો હું આવી નીચ અને દુષ્ટ સ્થિતિમાં આવી પડી ! તો ભાઈ, શું તમારા મનુષ્યોના શરીર કરતાં પણ મને તું નિરુપયોગી ગણે છે કે ?"

આટલું કહી તુરત તે ધ્વનિ બંધ પડયો એટલે જાણે નિદ્રામાંથી જાગ્યા હોય તેમ શુકદેવજીને એકદમ જ્ઞાન થયું કે, "અહો ! ખરેખર ત્યારે તો આ મારો (મનુષ્યનો) દેહજ નકામી વસ્તુ છે; કેમકે જેના પ્રસંગથી અન્નની આવી દુર્દશા થઈ ! બીજા પ્રાણીઓના તો દેહ ઘણા ઉપયોગમાં આવે છે, પણ આત્મા ગયા પછી મનુષ્યનો દેહ જો એક ઘડીવાર વધારે પડી રહે તો તેમાંથી દુર્ગંધ ઉઠે છે તેથી લાગલોજ તેને દાટવા કે દહન કરવામાં આવે છે." આમ નિશ્ચય કરી શુકયોગીશ્વર તુરત જનકરાય પાસે ગયા, ને "લ્યો આ નકામી વસ્તુ," એમ બોલતાં પોતાનો દેહ તેમની આગળ નાંખ્યો ! ને કહ્યું, "હવે મને આત્મોપદેશ કરો." એ સાંભળી રાજાએ કહ્યું, "હજુ પણ ઉપદેશ બાકી છે ? (આ દેહ આત્મા ન છતાં

* ખેડુતો. † ખેતી.

મિથ્યાજ છે; માટે તેને અવલંબી હું, તથા મારૂં, એમ કહેવા-પણું દેહ નકામો જણાયાથી મટી ગયું-અર્થાત્ દેહાભિમાન ગયું એ રૂપ બોધ થઈજ ચૂકયો.) વારૂ, ત્યારે એક કામ કરો. આ તૈલપૂર્ણ (તેલથી છેક કાના સુધી છલાછલ ભરેલી) થાળી તમારા બંને હાથમાં લઈ મારા જનકપુરની પ્રદક્ષિણા કરી આવો; પણ ધ્યાન રાખજો કે એક ટીપું પણ તેમાંથી ઢળવા પામે નહીં; નહિ તો આ તમારી સાથે મારા અનુચરો ઉઘાડાં ખડ્ગો લઈ આવે છે, તે તુરત મસ્તક છેદી નાંખશે.”

બંને હાથમાં તેલથી ભરેલી થાળી લીધી છે, ને આગળ તથા પાછળ રાજસેવકો ખડ્ગ સાથે ચાલે છે એવી સ્થિતિમાં શુકદેવજી આમ પ્રદક્ષિણા કરવા ચાલ્યા! હવે તે દિવસે ખાસ કરીને જનકપુરની આસપાસ એક મોટો મેળો ભરાયો હતો; જેમાં કોઈ સ્થળે મનોહર ગાયન થતાં હતાં, તો કોઈ સ્થળે રંભા જેવી રૂપવાન્ સ્ત્રીઓ નાચ કરતી હતી. કોઈ બાજુએ નાના પ્રકારનાં પકવાનો અનેક સ્વાદિષ્ઠ ફળાદિકો વેચવા માટે ખડકી મૂકયાં હતાં, તો કોઈ સ્થળે અનેક વસ્ત્રો, આભૂષણો, પાત્રો ઈત્યાદિ લઈ વ્યાપારીઓ બેઠા હતા: કોઇ સ્થળે નાના પ્રકારના ખેલ તમાસા થતા હતા તો કોઈ સ્થળે અનેક જાતનાં મધુરાં વાદ્યો વાગી મનનું આકર્ષણ કરતાં હતાં. એવી રીતે સર્વ પ્રકારની મનોહર વસ્તુઓનું પ્રદર્શન શેહેરની આસપાસ રચાયું હતું, ને તેની મધ્યે થઈને છેક સૂધી શુકદેવજીને તૈલપાત્ર સહિત ચાલવું હતું. બંને બાજુઓ આવા મનાકર્ષક પદાર્થોથી ભરપૂર હતી, છતાં શુકદેવજીની દૃષ્ટિ આ તૈલપાત્રપરથી ખશી કયાંય જઈ શકે તેમ નહોતું; કેમકે મનમાં મોટી ભીતિ હતી કે જો કદાચ એક બુંદ પણ તેમાંથી ઢોળાયું તો તુરત રાજસેવકો શિરચ્છેદ કરશે. એમ કોઈપણ સ્થળે દૃષ્ટિ ન કરતાં માત્ર તેલનેજ સંભાળી, તે છેક રાત્રિ પડવા આવી ત્યારે પાછા રાજદ્વારમાં આવી પહોંચ્યા; એટલે જનકરાયે તુરત તેમને ધન્યવાદ આપતાં તેમના હાથમાંનું પાત્ર લઈ લીધું. ત્યારે શુકદેવજી બોલ્યા, “રાજન્, હવે આત્મબોધ આપો.” “શું હજી આત્મબોધ બાકી છે?” જનકરાયે પૂછ્યું; “આપ એકવાર ભોજન કરી લ્યો એટલે નિરાંતે હું તમને બોધ કરીશ.” સુંદર રત્નજડિત આસન બિછાવવામાં આવ્યું, ને તેવાજ રત્નો જડેલા સુંદર સુવર્ણ થાળની અંદર

વિવિધ પકવાન્ન સામગ્રી પીરસી તે બાળયોગીને ભોજન કરવા બે-સાડયા. પ્રાણાહુતિ આપીને તે જેવા જમવાનો આરંભ કરે છે એવામાં તેમની દૃષ્ટિ ઉંચે ગઇ, તો પોતાના ઉપર એક સીમણની શિલા પડું પડું થઈ અદ્ધર લટકેલી તેમણે જોઈ! એ તોળાઈ રહેલી શિલાને પકડી રાખવાને કોઈ બાજુથી કશો આધાર નહોતો, ને તે હમણાં પડશે તો કચ્ચરઘાણ કાઢી નાંખશે એમજ લાગતું હતું; તેથી જ્યારથી તે તેમની દૃષ્ટિએ પડી ત્યારથી તેમનું ચિત્ત તો ત્યાંજ જઈ ચોંટયું: કે રખેને એ શિલા પડે તો મારા પ્રાણ નિકળી જશે. હવે ભોજન ઘણું સ્વાદિષ્ટ હતું, છતાં દૃષ્ટિ ને મન બંને તે શિલા તરફ લાગી રહ્યાં, તેથી ભાણામાં શું છે, ને હું શું જમું છું એવું પણ તેમને ભાન રહ્યું નહિ; ને જેમ તેમ કરી જમી ઊઠયા!

હવે મુખવાસાદિ લઈ જનકે તૈયાર કરાવી રાખેલા આસનપર જઈ બેઠા ત્યારે વળી તેમણે આત્મબોધ માટે પ્રશ્ન કરયો. એટલે જનકરાયે પૂછયું, "હે વ્યાસપુત્ર, તમે મને કહેશો કે આજે મારા શેહેરની તમે પ્રદક્ષિણ કરી તેમાં શું શું તમારા જોવામાં આવ્યું?" ત્યારે શુકદેવજીએ કહ્યું, "રાજન્, મેં મારા હાથમાંના તૈલપાત્ર વગર માર્ગમાંનું બીજું કશું જોયું નથી." "વારૂ ત્યારે તમે હમણાં શું શું જમ્યા?" "અરે! એની પણ મને કશી ખબર નથી કે મારા ભાણામાં શા શા પદાર્થો હતા; કેમકે મારા આસનની બરાબર ઉપરજ એક શિલા ટિંગાઈ રહેલી જોઈ. તે મારાપર પડવાની ધાસ્તીથી મારી દૃષ્ટિ તે તરફજ હતી!" એ સાંભળી રાજાએ કહ્યું, "બસ; એજ તમને બોધ, ને એજ ઉપદેશ. કેમકે તમે સંપૂર્ણ આત્મજ્ઞાની તો છોજ, તેથી પરમાત્મ સ્વરૂપનો તો તમને સાક્ષાત્‌કાર છે; પણ જેમ નગર પ્રદક્ષિણા કરતાં માર્ગની આસપાસની વસ્તુઓનું, અને જમતાં ભોજનના પદાર્થોનું તમને પોતાના પ્રાણ જવાના ભયથી કશું ભાન રહ્યું નહિ; ને માત્ર તે ભયપ્રદ વસ્તુઓ તરફજ તમારી વૃત્તિ સ્થિર થઈ ગઈ; તેવીજ સ્થિરવૃત્તિ તમે જાણેલા પરમાત્મ સ્વરૂપ તરફ રાખો એટલે તમને કોઈપણ રીતે સંસાર બાધકારક થશે નહિ." આવી રીતે પ્રત્યક્ષ સમાધાન થવાથી આનંદ પામી જનકને ગુરૂ માનીને શુકદેવજી ત્યાંથી ચાલી નિકળ્યા. માટે હે વિશાલ, ધ્યાન સમયે તો શું, પણ નિરંતર પુરુષની વૃત્તિ એવી રીતે પરમાત્મા સાથે સ્થિર થાય ત્યારેજ તે એકાગ્રવૃત્તિ કહેવાય; કે જેવડે આત્મા

ત્થા પરમાત્માનું પરમ ઐક્ય-અદ્વૈત થઈ જાય છે-અર્થાત્ આત્મા બ્રહ્મરૂપ થઈ જાય છે.*

## ૨૫-માયા.

પણ આ સમયે વિશાલ, મને એક શંકા થઈ કે-એ પ્રમાણે એકાગ્રવૃત્તિ રાખવી તે કંઇ મનુષ્યના સ્વાધીનમાં નથી; કેમકે મનુષ્ય ગમે તેટલું મથે તોપણ તેને પ્રભુની માયા કોઈ ને કોઈ સમયે ભુલાવી દેછે. મનુષ્યના મનને નિર્મળ જળના જેવી ઉપમા આપી શકાય. હવે જળનો ધર્મ દ્રવ્યતાનો છે, તેથી સારી વા નબળી વસ્તુઓ સાથે તે જલદી મળી જાય છે, એટલે તેમાં અનેક પ્રકારના મળો ભેગા થઈને તેના ઉપર તે મળના આવર્ણરૂપ લીલ બાઝી જાય છે, ને પછી જળને તે ઢાંકી દેછે, તેવીજ રીતે મનનો ધર્મ પણ દ્રવતાનો છે, તેથી સારા વા નબળા વિષયોપર તે તુરત દ્રવિત થઈ તે સાથે મળી જાય છે. એટલે તેમાં નાના પ્રકારના પાપરૂપ મળો એકઠા થઈ તેપર માયારૂપ લીલ બંધાતાં વાર લાગતી નથી; ને એવી રીતે માયા પછી પોતાના મોહ-આવર્ણની અંદર આત્માને તથા મનને બંનેને ઢાંકી દેછે. માટે એ માયાના આવર્ણ-મોહમાં ફસાયલો પ્રાણી કદીપણ પોતાની ચિત્તવૃત્તિ દૃઢ રાખી શકતો નથી.

## ૨૬-માયા એ શું છે?

શાસ્ત્રોમાં આ પ્રમાણેની જૂદી જૂદી છ વ્યાખ્યાઓ માયા માટે કરેલી છઃ-

તેમાંની ૧ લી-માયા તેજ કે જે વસ્તુ ભૂત ભવિષ્ય વર્તમાન આદિ ત્રણે કાળમાં છેજ નહિ, તેને છે એમ માનવી.

૨ જી-જીવોના આત્મસ્વ-રૂપને પોતાના આવર્ણથી આચ્છાદિત કરે છે તે માયા.

૩ જી-માયા એટલે જે વસ્તુ યથાર્થ જ્ઞાન થયા પછી સમૂળી નિવૃત્ત થઈ જાય છે તે.

૪ થી-કાર્ય કારણ (જગત્ એ કાર્ય અને પરમાત્મા એ કારણ)ના ભેદનું કારણ-અર્થાત્ કાર્ય કારણના ભેદને ઉત્પન્ન કરનારી વસ્તુ તે માયા.

---

* પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન કરતાં મન તો અનેક માયીક વસ્તુઓમાં ચોંટેલું રહે ને બહારથી ઢોંગ આદરે, પૂજાપાઠ કરે એ બીજું કંઇજ નહીં, પણ માત્ર દંભ-જ કેહેવાય. એકાગ્રચિત્તવૃતિ વગર બ્રહ્મધ્યાન-પ્રભુનું ધ્યાન પૂર્ણ કરેલું ગણાય નહીં.

૫ મી–માયા એ વસ્તુતઃ કંઈજ નથી; પણ વેદમાં આત્માને જગત્‌નું કારણ તથા સર્વ જગતરૂપ કહ્યો છે, તેથી જગત્‌ની કારણતાની સિદ્ધિ થવાને માટે (અર્થાત્ જગત્ ઉત્પન્ન થવાને પરમાત્મા વગેરે કોઈ કારણભૂત છે એમ નિશ્ચય થવા માટે) માત્ર માયાની કલ્પના કરી છે.

૬ ઠ્ઠી–પોતાના અધિષ્ઠાને જે આત્મા છે, તેના સાક્ષાત્કાર વડે અજ્ઞાન નિવૃત્ત થઈ જાય છે, એટલે તેને સર્વત્ર સત્ય પરબ્રહ્મજ ભાસે છે. માટે એ અજ્ઞાન છે, તેનેજ માયા એવું નામ આપ્યું છે.

## ૨૬–માયા કેમ પ્રકટ થાય છે?

હવે તે માયા તો આપોઆપ ઉભી થાય છે. એના સામા થઈએ ને તેને ગણકારીએ નહિ તો તેનું ચાલતું નથી. પણ આપણું ચિત્તજ જ્યારે દ્રવતાના ગુણવાળુ છે, ત્યારે તેનાપર માયા પોતાનો રોપ બજાવ્યા વગર કેમ રહે? જેમકે–

એક વણિક નિત્ય સત્સંગ કરતો હોવાથી એક વિષ્ણુ મંદિરમાં જઇ પ્રતિદિન તે પાછલા પહોરનો કથા સાંભળતો હતો. પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માનું અતિ અદ્‌ભુત ચરિત્ર કથામાં ચાલી રહ્યું હતું; ને તેના રસમાં સર્વ શ્રોતાઓ એકાગ્રચિત્તના થઈ ચિત્રવત્ થઈ ગયા હતાઃ પોતાના દેહનું પણ કોઈને ભાન નહોતું. એવામાં પેલા વણિકનો કોઈ અતલગનો અને વ્યવહારમાં બહુ પ્રતિષ્ઠિત ગણાતો સગો ત્યાં આવી તેને કહેવા લાગ્યો, "સંતદાસ! સંતદાસ! ઊઠો ઊઠો! એક લાગ આવ્યો છે. ફલાણા ફલાણા વ્યાપારમાં બે હજાર રૂપીઆ મળે તેમ છે. સાટું તો મેં કીધું છે; માત્ર સહી કરવાનીજ વાર છેઃ પણ મેં વિચાર કીધો કે તમે મારા અતલગના સગા, સ્નેહી, તે તમને મૂકીને મારાથી એકલપેટા કેમ થવાય? માટે આખા ગામમાં તમને શોધતો શોધતો હું અહીં આવ્યો છું. માટે ચાલો, વાર કરશો નહિ!" હવે કથા સાંભળતાં સૌનું ચિત્ત એવું એકાગ્ર થયલું હતું કે ત્યાં આગળ માયા કે કાયા કંઈએ નહોતું; પણ આણે આવીને સૌના મન વ્યગ્ર કરાવ્યાં, ને પેલા સત્સંગી વણિકના મનમાં લાગલી માયા પ્રકટી કે, "આવો મારો સગો, ને વળી આવા લાભકારક વ્યાપારમાં મારો ભાગ રાખી મારે માટે પોતેજ આટલો બધો રખડતો અહીં આવ્યો છે; તો પછી મારે અવશ્ય જવું જોઇયે. નજાઉં તો મારો લાભ જાય, ને એને વળી બહુ ખોટું લાગે." આથી માયાબંધનમાં ફસાઈ તે

વણિક્ ત્યાંથી ઉઠી તેના સગા સાથે ગયો. ત્યાં સાટું નક્કી કરી તેમાં સહી કરી, ને રૂપીઆ ગણી આપી માલ ઘરમાં પણ નાંખ્યો. પરંતુ માયા તેતો માયાજ! બન્યું એમ કે જે માલ તેઓએ ખરીદ્યો હતો, ને તે મોંઘે ભાવે વેચાય એમ ચોકસ હતું; તેનો ભાવ દેશાવરોમાં તેની ભરતી થઈ જવાને લીધે ત્યાંના આવેલા સમાચારો ઉપરથી–બીજેજ દિવસે બહુ મંદો પડી ગયો, ને જો તુરત ને તુરત થોડી ઘણી ખોટ ખાઈને પણ તે ખરીદ કીધેલો માલ વેચી નાંખે નહીં, તો આગળ તેમને ઘણીજ ખોટ ખમવી પડે એમ હતું. માલ મંદે ભાવે પણ વેચવો પડ્યો, ખોટ સજ્જડ ગઇ, ને લાભ આવ્યો હોત તો સૌને પોતાને ભાગ વધારે રાખવાનું મન થાત, પણ ખોટનું શરીગત કોણ થાય? માટે ખોટમાં ભરવાના રૂપીઆ પદરથી કાઢવા માટે એક બીજાએ આનાકાની કરવા માંડી ને તેમનામાં મોટો વિરોધ થયો; ને જેનું કહ્યું જરા પણ ઓલંઘાય નહિ એવા મોટા પ્રતિષ્ઠિત અને સ્નેહી સગા સાથે પણ તેને પાકી શત્રુતા થઇ! કેવી માયા! કેવું માયાનું બળ!

આ પોતાના વ્યાપારની ખોટની વાત તેણે બીજે દિવસે તે કથા વાંચનાર સંતપુરુષ આગળ કરી, ત્યારે તેમણે હસીને કહ્યું, "ભાઈ, ભગવદ્ગુણાનુવાદના શ્રવણરૂપી અમૃતને છોડી માયામાં ફસાયો તો તારી આવી દશા થઇ! આએ ખોયું, ને તેએ ખોયું. પણ પ્રથમજ તેં તારા સગાને કહ્યું હોત કે, 'શેઠજી, હું તો આ શ્રવણમાં બેઠો છું, માટે મારાથી આવી શકાય એમ નથી; પણ તેમ કરતાંએ જો મારાપર આપનો જીવ બહુ તણાતો હોય તો મારે નામે આપજ રાખજો. જે થશે તેનો હું ભાગીદાર છું.' તો તે પોતાની મેળે સમજીને ચાલ્યો જાત, ને લાભના લોભથી–બીજાને તે રળીને કોણ આપે–એવા વિચારથી તારો ભાગ ન રાખત; ને કદાચ રાખત તો શ્રીહરિ કૃપાથી તેમાં તમને લાભ પણ થાત. પણ એ માયા તારા અંતરમાં પ્રબળપણે પ્રકટ થઈ, ને તેના આવર્ણમાં તારૂં મન ઢંકાઈ ગયું! કર્મનાં ફળ ભોગવવાંજ જોઈએ!"

## ૨૭–માયા ઠગારી છે.

આ જગત્ આખું માયાના બંધનમાં પરોવાઈ રહેલું છે અને જેમ અમુક એકજ દોરી વા કળને લીધે આખો યંત્ર ચાલે છે, અથવા યંત્રથી થતું કામ કોઈની પણ સહાયતા વિના ઘણી અદ્ભુત રીતે

તે યંત્રના નિયમ પ્રમાણે આપોઆપ ચાલ્યું જાય છે; તેવીજ રીતે માયારૂપી યંત્રને લીધે આ આખું જગત્ ચાલે છે. હવે એ માયા એવી છે કે પ્રાણીઓને તે પોતામાં ભૂલાવે છે. જેમ કોઈ ઠગારો મોંઢેથી મીઠું મીઠું બોલી લાગ આવ્યા પછી પોતાના અંતરનો દુષ્ટ હેતુ કામે લગાડે છે; અથવા કોઈ લુચ્ચો વેપારી સહિ માલ દેખાડી આપતી વખતે ખરાબ માલ ધકેલી દેછે; તેમ આ માયા પોતાનામાં ફસાવા માટે પ્રથમ પ્રાણીને પોતાના હિતનું અને સારૂં સારૂં દેખાડે છે, પણ પછવાડેથી પેલા સત્સંગી વણિકની પેઠે થાય છે. શરીર ઉપરથી જોઈએ તો ઘણીજ સ્વરૂપવાન્ નવયૌવના સુંદરી લાગે છે; ને અંદર તો તેને મળ, મૂત્ર, રકત, અસ્થિ, માંસ, મજ્જા ઈત્યાદિ સાવ દૂષિત પદાર્થો ભર્યા છે. એ માયાનું રૂપ છે, ને ત્યારે એ તેનું ઠગારાપણું છે, એ ખરેખર એ ધૂતારીજ છે ને તેમાં ફસાયલું આખું જગત્ પણ તેના ગુણને અનુસરીને ધૂતારૂં છે. તેમાં વળી જગત્ તો એવું સ્વાર્થી ધૂતારૂં છે કે જે કંઇ કરે છે, તે ખરૂં જોતાં માત્ર પોતાનાજ સ્વાર્થ-સુખને અર્થે કરે છે, છતાં ઉપરથી તેમાં સામાનું સુખ અને સ્વાર્થ પ્રદર્શિત કરે છે. જુઓ કે સ્ત્રી અને પુરુષ પરસ્પર પોતાનાજ સુખ–વિષયસુખ માટે એક બીજા સાથે પ્રીતિ બાંધે છે. પણ બહારથી પુરુષ કહેશે, "પ્યારી, તને દુઃખ થાય એ મારાથી કેમ ખમાય! માટે આ સઘળું હું તારા સુખને અર્થેજ કરૂં છું." ત્યારે સ્ત્રી કહેશે, "સ્વામીનાથ, આ દાસી આપની સેવા કરવાજ નિર્માણ થયલી છે, ને આપને સુખ થવાના પ્રયત્નોમાંજ નિરંતર રોકાયલી છે." પરંતુ બેમાંથી એકાદું મરે, ત્યારેજ તે પાછળ રહેલું પોતાના ડૂબેલા સ્વાર્થને માટે ઘાંટા કાઢી રડે છે; પણ તે મરનારનું કેમ થયું હશે, વા તેને દુઃખ હશે કે સુખ તેનો તે વિચાર કરતું નથી. તેવીજ રીતે પુત્રપર જે અત્યંત પ્રીતિ હોય છે, તે ઉપરથી પુત્રના સ્વાર્થની લાગે છે, પણ ખરૂં જોતાં પોતાના સ્વાર્થ માટેજ છે, જો પોતાના સુખ સારૂ પ્રીતિ નહોય, ને પુત્ર સારૂજ હોય તો પુત્ર નીચની સ્ત્રી સાથે લંપટ થઈ વટલીને તેણીને લઈ નીચ થઈ રહે, ત્યારે તેના ભેગાં તેનાં માબાપ રહેવા કાં નથી જતાં? 'કે આ મારો દિકરો બિચારો દુઃખી થશે.' પણ નહીં, તેમ કરે તો ઉલટું તેમને માથે મોટું દુઃખ આવી પડે છે, ને સઘળે ફિટકારને પાત્ર થાય છે, જ્ઞાતિથી બહાર થાય છે; માટે છોકરો ગયો તો

મૂવો, એના કર્મ લેખે, આપણે શું કરીએ; એમ કહી બેસી રહે છે. તેવીજ રીતે ઘરેણાં ગાંઠાંને પણ મનુષ્યો સુંદર દાબડામાં ઘાલી ઢાંકીને તાળું મારે છે, ને કહે છે કે ઘરેણાંના રક્ષણને અર્થે આમ કીધું. પણ તેમાં સ્વાર્થ પોતાનોજ; કેમકે ઘરેણાંને શું કંઈ તાઢ વાવાની હતી કે તાપ લાગવાનો છે કે તેની દયા લાવી પોતે ઢાંકયાં! પણ તેને કોઇ લઈ જાય તો પોતાને નુકસાન થાય ને તે પેહેરે શું? તેટલાજ માટે સાચવી રાખે છે. તેમાં પોતાનો સ્વાર્થ નહિ તો બીજું શું છે! એવી રીતે ઠગારી માયાના આવર્ણ (મોહ) માં રહેલું સૌ કોઈ પોતાનાજ સુખ સારૂ પ્રીતિ કરેછે. અને એના આવર્ણ (મોહ)માં ન ઢંકાયલા તથા પરમાર્થ સારૂ પ્રીતિ કરનારા પુરુષો વિરલાજ હોય છે.

## ૨૮–માયાનું બંધન.

પણ પ્રાણી શું કરે? એ માયાનું બંધનજ ઘણું અદ્ભુત છે; જેથી આપોઆપ પ્રાણી તેમાં બંધાઈ–ગુંચવાઈ જાય છે.

એક વણિકપુત્રનું સગપણ કોઇ દૂર દેશના સાહુકારની દિકરી સાથે કર્યું હતું. દેશાંતર લાંબુ હોવાથી તે સાહુકારની તરફનો પુરોહિતજ માત્ર આવીને અહીં સગપણ કરી ગયો હતો; ને સઘળી વિગતથી તેઓને જાણીતા કીધા હતા કે "એ સાહુકારને ત્રણ પુત્રીઓ છે તેમાં સૌથી શહાણી તથા લાવણ્ય સુધાસમાન કાંતિમય મોટી દિકરી છે તેની સાથે તમારૂં સગપણ હું કરી જાઉં છું." હવે આ વણિક્પુત્ર તો ભવિષ્યમાં પોતાની સ્ત્રી થનારી સાહુકાર પુત્રીના ગુણ સાંભળી બહુ રાજી થવા માંડયો. એ સગપણ ઘણાક દિવસ સુધી રહ્યું, ને તે દરમ્યાનમાં તેણે પોતાની તરફથી તેણીને માટે ઘણાંક વસ્ત્રો, અલંકારો, તથા ખાવા વગેરે પદાર્થો મોકલ્યા, પણ એવામાં એકાએક ખબર આવી કે તે સાહુકારની મોટી દીકરી મરણ પામી! આ સાંભળીને તો તે બિચારો પોકેપોક મૂકીને રડવા લાગ્યો, "કે મારૂં ઘર ભાગ્યું, હાય! હાય! રે, એવી ગુણ તથા સ્વરૂપવાળી સ્ત્રી મને કયાં મળશે? અરે, મારૂં ભાગ્ય ફૂટી ગયું, ઓય બાપલીયા!" આમ તે વિલાપ કરવા લાગ્યો. તો જો કે તેણે અદ્યાપિપર્યંત તેણીને પોતાની દૃષ્ટિએ પણ જોઈ નહોતી, પણ માત્ર તે સગપણ કરનાર પુરોહિતના વાકયથીજ એ માયાના બંધનમાં આવી પડયો હતો. માટે એવી રીતે વાકયજાળથી પણ માયા પ્રાણીને બાંધે છે. પણ ત્યારે—

## ૨૯–માયા કોને અધીન છે?

એવો મને પ્રશ્ન ઉઠયો. તો તેનું નિરાકરણ આમ છે: માયારૂપી યંત્રને લીધે આ આખું જગત્ ચાલે છે. પણ જેમ કોઈ યંત્રની અમુક કળ અથવા દોરી તેના કર્તાના (અથવા ચલાવનારના) હાથમાં હોય છે, તેથી તે જેમ જેમ કળ મરડે અથવા દોરી ખેંચે છે તેમ તેમ તે યંત્ર ચાલે છે; તેવી રીતે આ માયા–યંત્રની દોરી જગત્કર્તા શ્રીહરિના હાથમાં છે, ને તે પોતાની ઈચ્છાથી જેમ ચલાવવા ઇચ્છે છે તેમ તે ચાલે છે:–અર્થાત્ માયા ઈશ્વરને અધીન છે. ત્યારે એ—

## ૩૦–માયા કેવી રીતે આપણને ન નડે?

તો તેને માટે એજ વિચાર મને દ્રઢ થયો કે, જે વસ્તુ જેને અધીન હોય તેની કૃપા મેળવવી, જેથી તેની આજ્ઞામાં રહેનારી વસ્તુ આપણને બાધ નહિ કરી શકે. દૃષ્ટાંત–એક દેશથી બીજે દેશાંતર પોઠીઆઓ દ્વારા વ્યાપારનો માલ લઈ જનારા વેપારીઓને વણજારા કહેવામાં આવે છે. હવે તેઓને માર્ગમાં, જંગલમાં, રાત્રિ સમયે, અવ્યવસ્થામાં વગેરે પ્રસંગે પોતાની પોઠનું રક્ષણ કરવાનું કામ તેમની સાથેનાં કૂતરાંઓ કરે છે; અર્થાત્ જ્યાં જ્યાં પડાવ કર્યો હોય ત્યાં ત્યાં પોઠની ચારે બાજૂ તેમનાં કૂતરાંઓ ફરતાંજ રહે છે. અને કંઈ ભય આવી પડ્યું તો તુરત પોતાના ધણીને જાગૃત કરી દેછે. કોઈપણ અજાણ્યા માણસને તેઓ પોઠમાં આવવા દેતાં નથી. એકાદા માણસને તે વણજારાની પાસેથી કંઈ માલ લેવાની કે વેપાર સંબંધે કંઇ વાતચીત કરવાની જરૂર પડી તો તે પોઠ આગળ જાય છે, ત્યારે તે બાજૂનો કૂતરો તેને અટકાવે છે, ને જોરથી પેસવા જાય તો કરડી ખાય છે; પણ તે માણસ વિનતી સાથે વણજારાનેજ હાંક મારે કે, "ભાઈ, મારે તમારી પાસે આવવું છે," તો વણજારો તુરત કૂતરાને હાંક મારી સમજાવી દેછે; અથવા પોતાની પાસે બોલાવી લેછે એટલે સુખેથી તે માણસ વણજારા પાસે જાય છે. તેવીજ રીતે આ માયા ઈશ્વરને અધીન છે. માટે જો આપણ ઈશ્વરને પ્રેમપૂર્વક એકાગ્રચિતવૃતિએ સેવીયે–અનન્ય ભાવવડે તેને શરણ જઈએ તો માયાને તે પાછી ખેંચી લે, એટલે પછી તેની સમીપ જવાને વાર લાગે નહિ. પણ ઈશ્વરની સહાયતા વિના સ્વાભિમાનથી કોઈ તેને જીતવા માગે તો તે ઉલટો તેમાં વધારે ફસાય ને વધારે દુઃખ પામે. કેમકે માયા ઘણી બળવાન્ છે એમ મહંત પુરુષો કહે છે. ચિશાલ, આ સમયે મને પ્રશ્ન ઉઠયો કે ત્યારે એવી તે—

## ૭૧-માયા કેવી છે?

આ પ્રશ્નના ઉત્તરમાં મને મહાભારતનું એક દૃષ્ટાંત સાંભરી આવ્યું:—

એક દિવસે ધર્મ ધુરિંધર મહારાજા યુધિષ્ઠિર રાજસભામાંથી પરવારી અંતઃપુરમાં ગયા, તો ત્યાં મહારાણી દ્રૌપદીને દીઠાં નહિ! "કોઇ દિવસ નહિ, ને આજે મારા આવવાના સમયપર સતી કયાં ગયાં હશે?" એવો વિચાર કરી પોતે સૂના પલંગપર એકલાજ સતીની વાટ જોતા બેઠા, એટલામાં થોડીકવારે સતી દ્રૌપદી આવ્યાં. પણ આજે તે સતીના ધર્મ પ્રમાણે મહારાજાને નમન પ્રાર્થના કર્યા વગર કે તેમની આજ્ઞા પણ લીધા વગરજ લાગલાં તે પલંગપર બેસી ગયાં! આથી આશ્ચર્ય પામી ધર્મરાજા (યુધિષ્ઠિર) વિચાર કરવા લાગ્યા કે, "આજે આમ કેમ? નિત્ય તો એ મારી નાના પ્રકારે સેવા કરે છે, ને આજ્ઞા લઈ પછી પલંગપર બેસીને મારાં ચરણ તળાંસવા માંડે છે, ને આજે તો તેમાંનું કંઈ નથી!" પણ તે પોતે મહાજ્ઞાનીને વિદ્વાન્ હોવાથી દ્રૌપદીનો ગુહ્ય પ્રતાપ જાણતા હતા તેથી સમજીને ઊઠી ગયા, એટલે તો સતી પલંગપર સૂઈ ગયાં, ને યુધિષ્ઠિરને પોતાના પગ ચાંપવાની આજ્ઞા કરી! વગર બોલે ને વગર ચાલે મહારાજા તેમના પગ ચાંપવા બેઠા! એટલે વળી દ્રૌપદીએ કહ્યું, "મેહેલનાં બારી બારણાં સૌ ઊઘાડી નાંખો! તથા ચક પડદા વગેરે ખુલ્લા કરી દો!" તુરત તેમ કરીને વળી ધર્મરાજા સતીના પગ તળાંસવા બેઠા! એવામાં મહારાજાના નહાના ભાઈ ભીમસેન બહારથી આવ્યા. તેમના જોવામાં આ સઘળો વિલક્ષણ પ્રકાર આવ્યો એટલે તે તો દિગજ થઈ ગયો! ને તુરત કોરે ખસી જઈ મનમાં કહેવા લાગ્યો, "અરે! આ શું? આજે ધર્મરાજા સ્ત્રીની-પોતાની સ્ત્રીની પગચંપી કરે છે? શું એ કંઇ ભ્રમિત કે ગાંડા થઇ ગયા! કે શું તેમનામાં અધર્મનો પ્રવેશ થયો! પણ રે! આ તો મહા પીડાની વાત થઈ! કેમકે મારો વારો આવશે ત્યારે મારે પણ એ પ્રમાણેજ કરવું પડશે. હાય હાય! એમ કેમ થશે? હું કદી એમ કરીશ નહિ! ભીમના હાથ તો રણમાં ઝૂઝનારા છે, તે શું સ્ત્રીની પગચંપી કરશે કે? પણ ધર્મરાજાએ જે ધારો પાડયો તે મારાથી તોડી શકાય એમ નથી, ત્યારે હવે મારે શું કરવું? ને આ વાતનો મર્મ કોને કહેવો!" આમ વિચાર કરતાં તેમણે શ્રી કૃષ્ણ પાસે જવાનો નિશ્ચય કર્યો. રાત્રિ પડી એટલે તે શ્રી

કૃષ્ણના ઉતારા પ્રત્યે ગયો. દ્વારપાળથી પ્રથમ ખબર મોકલી ભીમસેન અંદર ગયો તો શ્રીકૃષ્ણ પોતાના નિત્યકર્મથી પરવારી એક સુંદર આસનપર વિરાજેલા હતા. તેમને પ્રણામ કરી અથેતિ, ધર્મરાજા તથા દ્રૌપદી સંબંધીની સઘળી હકીકત નિવેદન કરી, અને પ્રાર્થનાપૂર્વક કહ્યું કે, "મહારાજ, આપ કૃપા કરીને ધર્મરાયને સમજાવો, કે જેથી અત્યારથીજ એ કુટેવ નિકળી જાય. ધર્મરાજા આપનુંજ કહેવું માત્ર માનશે." ત્યારે યાદવેશ્વરે કહ્યું, "ભીમસેન, એ વાતમાં હું વચ્ચે નહિ પડું, ને ધર્મરાજાને એ સંબંધે કશું કહી પણ નહિ શકું; કેમકે એ પ્રેમ એવોજ છે! ને તમારે પણ એમજ કરવું પડશે" (અર્થાત્ દ્રૌપદીના પગ ચાંપવાજ પડશે.) ત્યારે ભીમસેન બોલ્યો, "પ્રભુ, ત્યારે શું સ્ત્રી રૂપવતી હોય માટે પુરુષે તેનાં લૂગડાં ધોવાં! કે પગ ચાંપવા? એવી સ્ત્રી શા કામની? જે વસ્તુ સુખને અર્થે ગૃહણ કરવામાં આવે, તેનાથી ઉલટું દૂષણ થતું હોય તો તે વસ્તુને શા માટે ગૃહણ કરવી? એવો સેવક શા અર્થનો કે જે પોતાના સ્વામીને ખરારૂઢ કરે? (અર્થાત્ ગધેડે બેસાડે-લજ્જા પમાડે?) મહારાજ, સ્વાદમાં અને જોવામાં ગમે તો અમૃત તુલ્ય હોય પણ પરિણામે ધર્મથી અથવા શરીરથી રહિત કરે (વટલાવે કે મરણ પમાડે) એવું ભોજન સુજ્ઞ પુરુષ કદી કરશે નહિ. તો પછી સ્ત્રી, કે જે ખાસ કરીને પુરુષની પરિચર્યા કરવા માટેજ છે, તેની શું પુરુષ સેવા કરે?"

આ પ્રમાણે ઘણી ઘણી રીતે ભીમસેને વિનતી કરી, પણ પ્રભુએ તો માત્ર એજ પ્રત્યુત્તર દીધો કે, "ભીમ, એ વાતને છેડવામાં કંઈ માલ નથી, માટે મનમાંજ સમજી બેસી રહો, ને ધર્મ કરે તેમ કરવાં જાઓ. હું એ વાતે ધર્મને કશું કહી સમજાવી શકું તેમ નથીજ." આ પ્રત્યુત્તરથી સમાધાન ન થવાને લીધે, થાકીને ભીમસેન ત્યાંથી પાછો આવ્યો. પણ હવે તો તેના અંતરમાં આ વાતનો મોટો ખટકો પેઠો. જ્યારે જ્યારે એ વાત સાંભરી આવે ત્યારે ત્યારે તે બહુ ઉદાસ થઈ જાય ને જીવને કશું ચેન પડે નહિ. દિનપ્રતિદિન આ વાતે તેના મનમાં જબરું ઘર કર્યું, જેથી ખાનપાનાદિપરથી પણ તેની પ્રીતિ ઉઠી ગઈ, ને શરીર પણ બહુ સૂકાવા લાગ્યું. આમ કરતાં ઘણાક દિન વીતી ગયા. એવામાં તેનું શરીર ઘણું દુર્બળ થયલું જોઈ માતા કુંતાએ તેને પૂછ્યું, "બેટા ભીમસેન, તારા શરીરની આવી અવ-

રથા કેમ થઇ ગઈ વારૂ ? શું તારા ખાવાપીવાની સંભાળ બરોબર નથી રહેતી ? કે શું કોઈનાથી તને ભય પામવાનું કારણ મળ્યું છે ? તેમ તો હોય નહિ, કેમકે તું મહાપરાક્રમી છે." ત્યારે ભીમસેને કહ્યું, "માતુશ્રી, મને કોઈ પ્રકારનો રોગ થયો છે, જેને લીધે મારા દેહની આવી દુર્દશા થઈ છે. હવે એનું ઔષધ શ્રીકૃષ્ણ પાસે છે, પણ મને તે આપતા નથી, માટે આપ તેમને કંઈ કહો તો સારૂં!!" તુરત કુંતાજીએ શ્રીકૃષ્ણ પાસે જઇ ભીમ સંબંધી વિનતી કરી, ત્યારે તેમણે કહ્યું, "અરે ફોઇ,આવા સહજ કારણ માટે આપને આટલો બધો શ્રમ શું કામ લેવો પડયો ? ચાલો, આજેજ અમાસ ને શનિવાર છે તેથી હું તેમને ઓષધ આપીશ. રાત્રે ભીમને મારી પાસે મોકલજો."

કુંતા માતાના કહેવાથી રાત્રિ થઇ એટલે ભીમ શ્રીકૃષ્ણ પાસે ગયો, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું, "ભીમસેન, હું બતાવું ત્યાં આજે તમે જશો ?" "હા; આપ જેમ આજ્ઞા કરશો તેમ કરવા માટે હું આપનો દાસ સદા તત્પરજ છું." ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું, "ઉત્તર દિશા તરફ જતાં શેહેરથી કેટલેક દૂર ગંગાના તટપર એક અશ્વત્થ*વૃક્ષ આવેલું છે, તેપર ચઢીને તમે છુપાઈ બેસજો. ને ત્યાં જે થાય તે સર્વે જોજો. પણ યાદ રાખજો, ત્યાં આગળ ભય ઘણો છે." તુરત ભીમસેન શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈ તે અશ્વત્થ આગળ ગયો તો ત્યાં વ્યાઘ્ર, સિંહ ઈત્યાદિ ભયંકર પશુઓ તેમજ ભૂત, પિશાચ, ડાકિની, વૈતાળ ઈત્યાદિ નિશાચરો નાના પ્રકારના ભયપ્રદ શબ્દો કરી રહ્યાં હતાં; જે સાંભળી ગમે તેવા પુરુષનું કઠણ કાળજુ પણ થરથરી જાય તેમ હતું. વળી રાત્રિ અંધારી ઘોર ને ગંગાનો પ્રવાહ ઘમઘમાટ કરી રહ્યો હતો. પરંતુ આ સઘળાથી કંઈ વીરપુરુષ ભીમને જરાપણ ભય થાય તેમ નહોતું. એ તો ત્યાં થતાં નાના પ્રકારનાં ચેટકો તથા કૌતુકોને બિલકુલ ન ગણકારતાં, સડસડાટ તે પીપળાના ઝાડપર ચઢી ગયો, ને પાંદડાંના તથા ડાળીઓનો બરાબર ઘટાવ જોઈ તેને ઓથે એક મજબૂત શાખાપર જઈ બેઠો. જ્યારે દોઢેક પ્રહર રાત્ર ગઈ ત્યારે તે વૃક્ષની સામેના ભાગમાં એક પછી એક એમ નાના પ્રકારના ચમત્કારો ભીમસેનની દૃષ્ટિએ પડવા લાગ્યા.

પ્રથમ ત્યાં આગળ ઝળઝળાટ કરતો દિવ્ય પ્રકાશ થયલો તેના જોવામાં આવ્યો. પછી થોડીકવારે એક કાંતિમાન્ તથા બલ-

---

* પીપળાનું ઝાડ.

વાન્ પુરુષ, પવન સમાન વેગથી, તે પ્રકાશવાળા સપાટ મેદાનમાં આવી જગ્યા સાફ કરવા લાગ્યો. આ ભીમસેનનો પિતા વાયુ હતો. એટલામાં દિવ્ય શિલ્પી વિશ્વાકર્માએ ત્યાં આવીને જોતજોતામાં એક અતિ સુંદર અને અનેક પ્રકારના મણિયો તથા રત્નોથી જડેલા સ્તંભોવાળો વિશાલ મંડપ રચ્યો! તેની મધ્યે એક મહાતેજસ્વી સિંહાસન મૂક્યું, તથા તેની આસપાસ બીજાં અત્યંત સુશોભિત નાનાં મોટાં આસનો ગોઠવી દીધાં. એટલામાં રવિસોમાદિ નવે ગ્રહો હાથમાં છડીઓ લઈ દ્વારપાળો થઈને મંડપના દ્વાર આગળ આવી ઉભા રહ્યા! પછી એકાદશ રુદ્રો, દશે દિગ્પાળો, તથા ઇંદ્રાદિ તેત્રીસ કોટી દેવો ત્યાં આવ્યા; જેમને નારદમુનિએ યોગ્ય આસનોપર બેસાડી દીધા! એટલામાં છપ્પન કોટિ યાદવો સાથે શ્રીકૃષ્ણ પરમાત્મા પણ ત્યાં આવી બેઠા! તેમની સાથે પાંચે પાંડવો આવ્યા! તેમાં પોતાનાજ જેવો પાંચમો ભીમ જોઇ આપણા ભીમસેનને બહુ આશ્ચર્ય થયું કે, "અરે! આ તે વળી પાંડવો કિયા! ને ભીમ તે આ કે હું? બેમાંથી કયો ખરો?" એટલામાં ગણો સહિત શંકર આવ્યા! તેમના ગણોને બહાર રાખ્યા મુખ્ય ગણો તથા કુટુંબ સહિત શંકરને નારદે અંદર બેસાડયા. પછી વિષ્ણુ અને બ્રહ્મદેવ આવ્યા, જેમને પેલા મુખ્ય સિંહાસનની બંને બાજુનાં આસનોપર બેસાડયા. આ પ્રમાણે આખું ત્રૈલોક્ય (ત્રૈલોક્યની અંદર કાર્યભાર કરનારાઓ) આવ્યું; ને મંડપ સઘળો પરિપૂર્ણ ભરાઈ ગયો. પરંતુ મુખ્ય સિંહાસન તો હજી ખાલીજ હતું! એ જોઈ ભીમસેને વિચાર કીધો કે, "આ સઘળી દેવસભાનો મુખ્ય અધિપતિ તો હજી આવ્યોજ નથી. તે કોણ હશે? કેમકે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એ ત્રિગુણાત્મક ઈશ્વરો પણ તેના સિંહાસનની નીચે બેઠા છે!" આમ વિચાર કરતા હતા એટલામાં તો એક મહાભવ્ય સ્વરૂપવાળી સ્ત્રી, છમછમાટ કરતી, છેટેથી આવતી જણાઇ! તેણીએ દિવ્ય વસ્ત્રાલંકારો ધારણ કરેલાં હતાં. તેણીના અંગની પ્રભા આગળ તે આખા મંડપની અંદર બેઠેલા સૌ કોઈ ઝાંખાઝપ પડી ગયા! તેણીનો ચોટલો છૂટો હતો ને તે છેક પગની પેની સૂધી આવી રહેલો હતો. લલાટમાં કુંકુમની ભવ્ય આડ કાઢેલી હતી, ને હાથમાં ત્રિશૂળ તથા પાશ ધારણ કરેલાં હતાં. તેણી મંડપ આગળ આવતાંજ અંદર બેઠેલા સર્વે એકાએક ઉભા થયા, ને મહામાયા આદ્યશક્તિની જયજય બોલાવવા લાગ્યા! તે મહાદેવી

મંડપમાં જઈ પેલા મુખ્ય સિંહાસનપર બેસી ગઈ, એટલે સૌ બેસી ગયા! હવે ભીમસેનની તો દૃષ્ટિજ તે મહામાયાના તેજને લીધે તેની ઉપર ઠરતી નહોતી; પણ ઘણીવાર નિહાળીને જોયું, તો તેને જણાયું કે, "અહો! આતો દ્રૌપદી પોતેજ! શું એનો પ્રતાપ આટલો બધો છે? કે જેને બ્રહ્મા વિષ્ણુઆદિ પણ નમન કરી મહામાયા આદ્યશક્તિ કહી વિનતી કરે છે! અહો! એ દ્રૌપદી તો સાક્ષાત્ આદિ માયા છે! પણ વારૂ, જોઉં તે હવે શું કરે છે!"

એટલામાં બ્રહ્મદેવ ઉઠી હાથ જોડી વિનતી કરવા લાગ્યા ત્યારે તે મહામાયાએ તેમને પૂછ્યું, "કમલભૂ, સૃષ્ટિ ક્રમ બરાબર કરો-છો કે?" "હા માતુશ્રી! આપની આજ્ઞા પ્રમાણે સેવક નિરંતર વર્ત્યો જાય છે." એમ કહી, બ્રહ્મા આજ્ઞા થવાથી બેસી ગયા એટલે મહાદેવીએ વિષ્ણુને પૂછ્યું, "હે ચક્રપાણી! તમારા 'વિશ્વંભર' એ પદને અનુસરીને તમે સૃષ્ટિનું પાલન યથાર્થ ચલાવો છો કે? હે શૂલપાણી! (શંકરને કહ્યું.) નિયમ પ્રમાણે સૃષ્ટિ સંહારકાર્ય તમો ચલાવો છો કે?" બંનેએ નમન કરી વિનતીપૂર્વક, "માજી, આપની આજ્ઞાનુસાર કર્યા જઈએ છીએ," ઈત્યાદિ પ્રત્યુત્તર કર્યાથી નારદે તેમને બેસવાને કહ્યું. ત્યારે ઈંદ્રાદિ દેવો, દિક્પાળો વગેરે સૌને પોતાના કામ માટે પૂછ્યું, કે છેલ્લે યમરાજા આગળ આવી નમન કરી ઉભા રહ્યા, ને છ રુધિરથી ભરેલા તથા એક ઠાલો, એવા સાત ઘડા દેવી આગળ મૂકી જણાવ્યું કે, "હે માતુશ્રી,આ છ કુંભો સૃષ્ટિ પ્રારંભથી માંડીને આ કલ્પ ચાલુ થયો ત્યારથી તે અત્યાર સૂધીમાં મહિષાસુરાદિ અનેક દૈત્યો અને યોદ્ધાઓના રક્તથી ભરેલા છે; પણ આ સાતમો ખાલી છે, તે હવે થનાર કૌરવપાંડવોના યુદ્ધ સમયે ભરાવાનો છે." એ સાંભળી દેવી દ્રૌપદીએ પૂછ્યું, "એ કોનાથી ભરવાના છો? એ બંને પક્ષનાં સૈન્યોમાં જેના પ્રતાપી રકતથી આ ઘટ ભરાય એવો યોદ્ધો કોણ છે?" ત્યારે યમરાયે કહ્યું, "માજી, ભીમ યોદ્ધો પોતાના બળનું બહુ અભિમાન કરે છે, ને તેના મદને લીધે તે કોઈને ગણકારતો નથી, તેના રકતથી એ ભરાવાનો છે. જો તે અહીં આવે તો હમણાંજ હું આપને ભરીને સાતે ઘટ પૂર્ણ કરી આપું!" એટલે વચમાંજ નારદજી બોલી ઉઠયા, "અરે યમરાજ, ભીમ તો આ પેલા અશ્વત્થવૃક્ષપર સંતાઈ રહ્યો છે! માટે તમારા દૂતો મોકલી પકડાવી મંગાવો!" આ સઘળું ભીમસેન સાંભળતોજ હતો તે હવે થરથર કાંપવા લાગ્યો,

ને વિચાર કીધો કે, "અહો ! આજે તો મોતની ઘડી આવી પહોંચી ! પણ ત્યારે મને શું યમદૂતો લેવા આવશે ! મારે આમે મરવું ને તેમે મરવું તો છેજ; ત્યારે યમદૂતોના હાથે જવા કરતાં લાવની હું પોતેજ જઈને દ્રૌપદી દેવીને પગે લાગું ! એ મારી સ્ત્રી નહિ, પણ દેવી છે, સાક્ષાત્ મહામાયા આદિશક્તિ છે, માટે તેની પગચંપી તો શું, પણ તે જે કહે તે સેવા કરવા હું તત્પર છું." આમ નિશ્ચય કરતાંજ તે વૃક્ષપરથી એકાએક ભીમસેન દ્રૌપદી દેવીને નમવા માટે ધડડ ધૂસ કરતો નીચે કૂદી પડયો, પણ એટલામાં તો ત્યાં તે સભાએ નહિ ને કંઈએ નહિ ! સઘળી માયા જોતજોતામાં અદૃશ્ય થઈ ગઇ ! ! !

આથી ભીમસેનને બહુ ભય વ્યાપ્યો. શરીરપર પ્રસ્વેદનાં બુંદે-બુંદ આવી ગયાં, ને અંતઃકરણ જોરથી ધડકવા લાગ્યું ! થોડીકવારે સાવધ થઈ ત્યાંથી જીવ લઇને તે નાસી શેહેરમાં શ્રી કૃષ્ણના મુકામ આગળ ગયો, ને તેમને મળી વીતેલી સર્વ વિગત યથાર્થ જણાવી. ત્યારે શ્રીકૃષ્ણે તેને ધીરજ આપી કહ્યું, "હે વૃકોદર, હું પરમાત્મા આ જગત્માં ક્ષર* અને અક્ષર† એ બંને પુરુષોથી શ્રેષ્ઠ પુરુષોત્તમ છું; ને તેં જોઈ તે મહાશક્તિ મારી માયા છે. એ મારે અધીન છે, પણ હું કોઈને અધીન નથી. મારી એ માયાના પાશથીજ આખું જગત્ વિંટાયલું છે. અર્થાત્ મારી પ્રેરેલી તે માયા સઘળું કરે છે. સભામાં તેં જે જે જોયું તે સર્વ મારી માયાના તંત્રમાં છે, માટે એને મારી કૃપા વગર કોઈથી જીતાય એમ નથી. એ કૃષ્ણા (દ્રૌપદીનું નામ કૃષ્ણા હતું) ને હું શ્રીકૃષ્ણ નામે જગત્માં પ્રકટ છૈએ. માટે જ્યારે જ્યારે એ દ્રૌપદીના શરીરમાં મારી માયાનો પ્રવેશ થાય છે, ત્યારે ત્યારે તેને તારે સ્ત્રી નહિ માનતાં તેની સેવા કરવી. પણ ભીમ, એ પ્રકાર કંઈ નિત્ય બનનાર નથી. એ તો માત્ર મારી માયાનું પ્રાબલ્ય તને દેખાડયું !" આવી રીતે શ્રીકૃષ્ણ પરમાત્માએ શાંતિ આપી ત્યારે ભીમસેન સઘળી શંકા, ભય તથા અભિમાનથી નિવૃત્ત થઇ અતિ પ્રેમપૂર્વક શ્રીકૃષ્ણને વારંવાર નમન કરી પોતાને ભુવને ગયો. માટે વિશાલ, પ્રભુની માયા એવી છે ! વળી—

**૩૨—માયા અસંખ્ય રૂપિણી છે.**

માયાનાં રૂપ અપાર છે. મહામાયા, આદિશક્તિ, આદિમાયા,

---

* ક્ષર—સર્વ ભૂત પ્રાણીમાત્ર. † અક્ષર—ઈશ્વર.

જગન્માતા ઈત્યાદિ નામો તેનાં અનેક રૂપોને અનુસરીનેજ છે. અને તે સિવાય પણ જગત્‌માં પોતે અસખ્ય સ્વરૂપે રહી છે. વળી જેમ માયાપતિ (પરમાત્મા) રજ, તમ અને સત્વ ગુણ ધારણ કરી બ્રહ્મા, શિવ અને વિષ્ણુરૂપે થયા છે, તેમ માયા પણ એ ત્રણે ગુણની દેવીરૂપે ત્રણ સ્વરૂપ નિર્માણ કરીને રહી છે. તે રજો ગુણે લક્ષ્મી; (જ્યાં લક્ષ્મી હોય ત્યાં પ્રત્યક્ષ રજો ગુણનું રાજ્ય દેખાય છે: અર્થાત્-ત્યાં સર્વત્ર રાજસી વૈભવ પ્રસરી રહ્યો હોય છે;) તમો ગુણે કાલી; (કાલિકાદેવી મહા તમો ગુણી હોવાથી તેણીએ અનેક દુષ્ટ રાક્ષસોને હણ્યા છે ને મૃત્યુની અધિષ્ઠાતા દેવી તે છે: એટલે તમો ગુણવડે સંસારનો સંહાર કરવાનો ગુણ તેમાં પ્રત્યક્ષ છે;) અને સત્વગુણે સરસ્વતી છે; (સરસ્વતી એટલે વાણી અથવા વિદ્યા: એ વિદ્યાનો આશ્રય કરેલો હોય છે તે મનુષ્ય બીજાઓ કરતાં નિશ્ચે સત્વગુણી હોય છે. અને વિદ્યાથીજ સત્વ સમુદ્રરૂપ પરમાત્માનું જ્ઞાન થાય છે). હવે એ ત્રિગુણી માયા જે મહાલક્ષ્મી, મહાકાલી અને મહાસરસ્વતી રૂપે છે, તે પ્રત્યેક સ્વરૂપનાં પણ અંશરૂપે બીજાં અસંખ્યરૂપો ધરે છે; જે રૂપો, તે તે રૂપોની ઉપાસના કરવાના ખાસ ગ્રંથોમાં પરિપૂર્ણરૂપે વર્ણેલાં છે. હવે સાધારણ દૃષ્ટિથી જોઈએ તોપણ જુઓકે-સરસ્વતી-વાણી દેવી એકજ પુરુષ કે મનુષ્યમાં અનેકરૂપે રહેછે, તો પછી અનેક પુરુષોમાં અનેકરૂપે હોય તેમાં શું આશ્ચર્ય! જેમકે-એક જણને એકજ વાણીથી પૂછીએ કે, "કેમ ભાઈ, સારી પેઠે તો છોની?" ત્યારે તેના ઉત્તરમાં તે કહેશે કે, "હાજી, આપની કૃપાથી આનંદ છે." અને બીજાને તેજ પ્રશ્ન પૂછીએ ત્યારે તે કહેશે, "શું, સારી પેઠે નથી ત્યારે તારો વળી કંઈ માંદા પાડવાનો વિચાર કે છે શું?" આમ એકજ વાણીનાં રૂપો ભિન્ન પડચાં. આજે એક છોકરી મળે તેને પૂછીએ કે, "કેમ બેટા અથવા કેમ બેહેન, ઠીક છેની?" પણ કાલે કદાચ તેની સાથે આપણાં લગ્ન થયા તો તેને કદી બેટા કે બેહેન કહેવાશે નહિ. એ પણ જૂદુંરૂપ થઈ ગયું. તેમજ વિવાહ સમયે એજ વાણીથી ગાણાં ગવાય, સુમુહૂર્તે શુભલગ્નં ઈત્યાદિ માંગલિક કાર્ય થાય; ને મરણ સમયે તેજ વાણીથી ઓ બાપરે, ઓ મારે, એમ પોક મૂકાય. એવી રીતે અસંખ્યરૂપે સરસ્વતી છે. તેમ અસંખ્યરૂપે મહાલક્ષ્મી છે. નાના પ્રકારના શૃંગાર, દ્રવ્ય, મોજ, શોખ, બાગ, બગીચા, મેહેલ ઝુંપડાં, હાથીઘોડા ઈત્યાદિ રૂપે તે જણાય છે. અને મહાકાલી પણ

અનેક પ્રકારના વ્યાધિઓ, દુઃખો, કલેશો, શસ્ત્રાસ્ત્રો, ભય, શોકાદિ-વૃત્તિઓ વગેરે દેહને અને મનને ક્ષીણ કરનારા પદાર્થોરૂપે-અનેક રૂપે વ્યાપી છે. એવા માયાના પ્રકાર છે.

## ૩૩-સર્વ રીતે દેવ (પરમેશ્વર) એકજ છે.

વિશાલ, યજ્ઞભૂ કહે છે, આ વેળા મને શંકા થઇ કે ત્યારે સર્વેશ્વર (સૌના ઈશ્વર-સૌના નિયંતા) શ્રીકૃષ્ણ અને તેમની આજ્ઞામાં રહેનારી માયા આદિશક્તિ છે, તથા તે મહામાયાના તંત્રમાં આ આખું ભેરવાઈ રહેલું જગત્ છે; પણ ત્યારે પુરાણોમાં, એટલે જે જે દેવને વિષે જે જે પુરાણ હોય તેમાં તો તે તે દેવને (બ્રહ્મા, વિષ્ણુ, શંકર શક્તિ, સૂર્ય, ગણપતિ ઈત્યાદિ દેવોને) સૌ કરતાં વિશેષ કહેલા છે. અને તેમનાથી પર કોઈ છેજ નહિ એમ વર્ણવેલું છે. અર્થાત્ શિવ-પુરાણમાં શિવને સર્વથી શ્રેષ્ઠ અનાદિ અને જગત્કર્તા કહ્યા છે; અને વિષ્ણુ-પુરાણમાં વિષ્ણુને, દેવીપુરાણમાં દેવીને, ને ગણેશપુરાણમાં ગણપતિને સર્વથી શ્રેષ્ઠ, અનાદિ વગેરે કહ્યા છે, તો તે શું મિથ્યા હશે ? વાસ્તવિક રીતે તેમ નથી .એ પુરાણકર્તાઓનું કહેલું સત્યજ છે. કારણકે एको देवः केवलो निर्गुणश्च। દેવ તો સદા, સર્વદા, સર્વત્ર એકજ છે, પણ માત્ર ઉપાધિ ભેદે કરીને જુદે જુદે રૂપે દૃશ્યમાન્ છે. વળી દેવ એકજ છે એ સંપૂર્ણપણે જાણ્યા છતાં પણ પુરાણ કર્તા-શાસ્ત્રકર્તાઓએ એટલા માટે જૂદા જૂદા દેવોની ઉપાસના કરવાનું બતાવ્યું કે, જગત્માં કંઈ સઘળા મનુષ્યો એક પ્રકૃતિ (સ્વભાવ)ના હોતા નથી. કોઈને કંઈ ને કોઈને કોઈ વાતપર રુચિ હોય છે. માટે ઉપાસના કરનાર પોતાની રુચિ પ્રમાણે ઈચ્છામાં આવે તે દેવની ઉપાસના કરે, ને પૂર્ણ ભક્તિ કરી તેનો સાક્ષાત્કાર મેળવે તો પછી તેજ દેવના અનુ-ગ્રહથી સર્વત્ર દેવ એકજ છે એવુ સ્પષ્ટ સૂઝશે; એટલે ઉપાસક જ્ઞાની થઇને નિર્ગુણ સ્થિતિને અનુસરશે.

## ૩૪-માત્ર માર્ગજ જૂદા છે.

સૌ શાસ્ત્રો, પુરાણો અને વેદનો મૂળ હેતુ તો એકજ છે. અર્થાત્ સૌએ જે જે કંઈ કહ્યું છે તે માત્ર એક પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થવા અર્થેજ કહેલું છે, પણ તેઓએ ભિન્ન ભિન્ન રુચિના મનુષ્યો ને અનુસરવાને માર્ગો, જૂદા જૂદા બતાવ્યા છે. ધારકે, આ ભરતખંડની મધ્યમાં આવેલું અવંતિનગર એક મોક્ષપુરી છે. માટે ત્યાં આખા

ભરતખંડના આર્યજનો યાત્રાર્થે જાય છે. તેમાં પશ્ચિમ દિશાથી ત્યાંઆ-વનારાઓ જૂદે માર્ગે થઈ આવે છે, ને તેઓ પશ્ચિમ દરવાજે થઈ નગરમાં પેસે છે; પૂર્વ દિશાના લોકો તે દિશાભણીના માર્ગેથી આવે છે, ને એમ ઉ-ત્તર, દક્ષિણ આદિ દશે દિશાઓથી આવનારા યાત્રાળુઓ પૃથક્ પૃથક્ માર્ગેજ આવે છે, પણ કંઈ તે સઘળાઓને માટે અવંતિ જવાનો એક માર્ગ નથી. અને તે હોયજ કેમ? કારણ કે પૂર્વ દિશાના રહેનારાઓ, પશ્ચિમ ભણીના માર્ગે થઈ શા માટે જાય? તેમ જવાથી તેમને મિથ્યા ચોગણો પંથ કરી કષ્ટ વેઠવું પડે, એજ લાભ થાય. માટે જેને જે રુચે અને યોગ્ય તથા સુગમ લાગે તે તે માર્ગે ઇશ્વરપ્રાપ્તિનો યત્ન મનુષ્ય પ્રાણીએ કરવો. પણ આ સારો કે તે સારો, આ ખરો કે તે ખરો, એવી શંકા કરનાર મનુષ્યો મિથ્યા ગોથાંજ માત્ર ખાય છે.

### ૩૫-દેવ (પરમાત્મા) એકજ છે, કેવી રીતે?

બ્રહ્મ અદ્વૈત એકજ છે, અને તે અખંડ સર્વત્ર પરિપૂર્ણ છે, અનાદિથી પણ એ તેવોજ છે, એટલે નિરંતર છે છે ને છેજ. તેનાથી પ્રથમ આકાશ ઉત્પન્ન થયું. એ આકાશથી વાયુ થયો. (ઉ-ત્પત્તિ પામ્યો.) વાયુથી તેજ (અગ્નિ સૂર્ય આદિમાં છે તે) ઉપજ્યું, ને તેજમાંથી જળ તથા જળમાંથી પૃથ્વી થઈ. હવે એ પૃથ્વીમાંથી ઔષધી ઉત્પન્ન થાય છે, તેમાંથી અન્ન પાકે છે, એ અન્નથી વીર્ય નીપજે છે, ને તેથી પુરુષ (સૃષ્ટિ) ઉત્પન્ન થાય છે. એવી રીતે આ જગત્ આખું બ્રહ્મમાંથી ઉત્પત્તિ પામ્યું, ને તે વળી પાછું કલ્પ સમયે લય પણ બ્રહ્મમાંજ થઈ જાય છે. જેમકે-પૃથ્વીપર ઉત્પન્ન થયલી સૃષ્ટિમાત્ર કાલે કરીને (મરીને, બળીને, દટાઇને, ભાંગીને, ઘસાઈને માટી થઈ જાય છે) પૃથ્વીમાં લય થઈ જાય છે, પૃથ્વી જ-ળમાં લય પામે છે, જળ તેજમાં, તેજ વાયુમાં, વાયુ આકાશમાં, ને આકાશ પાછું પરમાત્મામાં લીન થઈ જાય છે. માટે પરમાણુથી તે ઈશ્વર સૂધી આખું જગત્ બ્રહ્મમાંથી ઉપજે છે, ને બ્રહ્મમાંજ લય પામે છે, માટે (સૃષ્ટિની આદ્યે, અંત્યે તથા મધ્યમાં નિરંતર) બ્રહ્મજ અદ્વૈત સત્ય છે. તે દેવમાં દેવ, પશુમાં પશુ, જડમાં જડ અને ચૈતન્યમાં ચૈતન્ય થઈ વ્યાપી રહ્યો છે.

### ૩૬-મથન.

ત્યારે પરમાત્મા એકજ અદ્વૈત અને સર્વરૂપ છે તો તે દેખાતો કેમ નથી? તો તેનું જાણ કે, કાષ્ટમાં સર્વત્ર અગ્નિ વ્યાપી રહ્યો છે; પણ તે

એમને એમ દેખાતો નથી. પરંતુ જો બંને કાષ્ટનુ પરસ્પર ખૂબ મથન કરવામાં આવે તો તુરત તેમાંથી પ્રકાશ મારતો અગ્નિ પ્રકટ થાય છે. તેમજ દૂધમાં સર્વાંશે ઘી ભરેલુંજ છે, પણ બહાર દેખાતું નથી. તેનું જમાવીને રૂડી રીતે મથન કરવાથી (વલોવવાથી) ઘૃત ઉત્પન્ન થાય છે. તેમજ પરમાત્મા સર્વત્ર વ્યાપક અદૃશ્ય છે, તે ગુરુ, સત્સંગ, સત્શાસ્ત્ર, સત્જ્ઞાનઅને ભક્તિવિચાર ઈત્યાદિ દ્વારા મથન થવાથી દર્શન આપે છે. આત્મસ્વરૂપનું જ્ઞાન થાય છે, એટલે સર્વત્ર પરબ્રહ્મજ છે એમ ભાસે છે.

## ૩૭-જડ અને ચૈતન્ય.

જ્યારે પરમાત્મા કાષ્ટમાં અગ્નિના ન્યાયથી વ્યાપક છે, ત્યારે તો કાષ્ટમાંથી અગ્નિ નિકળી ગયા પછી તે અગ્નિથી રહિત થઈ જાય, માટે જડ અને ચૈતન્ય એ રૂપે આત્મા દ્વૈત કહેવાય એમ શંકા થાય. એ સ્વાભાવીક છે! પણ તેમ નથી. અગ્નિ પ્રગટ થયા પછી કાષ્ટ રહેજ કયાંથી? કેમકે પ્રગટ થયલો અગ્નિ તેને સહજ બાળી ભસ્મ કરે છે. દૂધમાંથી ઘી થયું એટલે પછી દૂધ કયાં રહ્યું! તેવીજ રીતે જગત્માં જે કંઈ દૃશ્યાદૃશ્ય* વસ્તુ છે તે સર્વ જડ છે, અને પરમાત્મા ચૈતન્ય છે. પણ જો એ ચૈતન્ય નહોય તો જડ છેજ નહિ; ચૈતન્ય રૂપ પરમાત્મસ્વરૂપ પ્રકટયું એટલે તેનો (જડનો) લયજ થઈ ગયો સમજવો જોઈયે. એ જડ તો માત્ર ચૈતન્યથીજ પ્રકાશે છે, ચૈતન્યમાંથી જડ પ્રગટયું છે, ને ચૈતન્યમાંજ તે (ચૈતન્ય પ્રકટે ત્યારે) લય થઈ જાય છે. માટે જડ અને ચૈતન્યમાં દ્વૈતપણું† નથી. દેહ જડ છે તે આત્મારૂપ ચૈતન્યથી પ્રકાશે (રહે) છે, પણ તેમાંથી ચૈતન્યરૂપ આત્મા નિકળી ગયો એટલે તે કદી તેવો રહેશેજ નહિ–અર્થાત્ હરકોઈ રીતે તે લયજ પામશે ને અવસાને ચૈતન્યમાં મળી જશે.

## ૩૮-સગુણ નિર્ગુણ.

ત્યારે એ ચૈતન્ય તો કેવળ નિર્ગુણ નિરાકાર છે, કેમકે નિર્ગુણ વગર સર્વવ્યાપકપણું ઈત્યાદિ વાતો સંભવતી નથી, તો એ નિર્ગુણને ઘણાં શાસ્ત્રો સગુણરૂપે વર્ણન કરે છે તેનું કેમ હશે? પ્રથમ તો મારા ગુરુદેવેજ મને પરમાત્મા મુરલીધરના સગુણ સ્વરૂપની

---

* દેખાતી ને ન દેખતી. † જુદાપણું.

ઉપાસના કરવા માટે ઉપદેશ કરેલો છે. પણ તે વેળા તેમણે મને કહ્યું હતું કે પરમાત્મા જગત્‌રૂપે થવાથી સગુણ છે, ને પરબ્રહ્મરૂપે નિર્ગુણ છે*. એ પરબ્રહ્મનું સ્થાન કંઈ અન્ય સ્થળે નથી, અર્થાત્ તે કંઇ જગત્ થકી વ્યતિરિક્ત નથી, પણ તેમાંના તત્વરૂપે છે. અને જગત્‌નો જ્યારે લય થાય ત્યારે જે કંઈ બાકી રહે છે તે એ છે. એક ગૃહમાં, કુળમાં, ગ્રામમાં, પ્રાંતમાં ને દેશમાં જેમ તેનો પાળક તથા મુખી હોય છે. (રાજા વગેરે) તેમ, એજ પરબ્રહ્મ પોતેજ જગત્‌રૂપ થઈને વળી તેના પાલક નિયંતા (નિયમથી ચલાવનાર આજ્ઞામાં રાખનાર)રૂપે આખા જગત્ કરતાં સર્વોત્કૃષ્ટ એવું એક પોતાનું નિત્યમુક્ત† સ્વરૂપ નિર્માણ કરી રહ્યો છે. એ પરમાત્માનું સગુણ સ્વરૂપ છે. માટે સગુણ નિર્ગુણ સ્વરૂપમાં ભેદ માનવો એ માત્ર વિતંડા છે. હા; એમ છે ખરૂં, કે સગુણ ઉપાસના નિર્ગુણ કરતાં સરળ અને પ્રથમથીજ આનંદદાયક છે; અને ઠેઠના ઠેઠ સુધી તે ઉપાસનામાં લગ્નિ લાગવાથી જેમ ભ્રમરીના ડંખથી કીટ, જતે દહાડે ભ્રમરી થઈ જાય છે, તેમ સગુણ ઉપાસનાનો ભોગી નિર્ગુણ પરબ્રહ્મને પૂર્ણતાથી પામે છે. તેમાંજ એકતાર થઈ જવાથી તે બીજા સર્વેને ભૂલી જાય છે, ને માત્ર તે પોતે તેજ રૂપ થઇ જાય છે.

## ૩૯—અક્ષર બ્રહ્મ.

સગુણ ઊપાસના સરળ એમ કે જેમ અક્ષર એ (અક્ષર ક, ખ, ગ, ઈત્યાદિ અથવા શબ્દ કે જે અક્ષરો દ્વારા સમજવામાં આવી શકે છે તે) કેવળ નિર્ગુણ નિરાકાર છે. અક્ષર ક અથવા ખ મોંઢેથી બોલીને તેનું સ્વરૂપ કેવું છે એ કહેવા કોઇ સમર્થ નથી. અર્થાત્ તેને સ્વરૂપજ નથી. પણ વ્યવહારમાં તે અક્ષરોને ઓળખવાનું અમુક સ્વરૂપ નિર્માણ કરવું પડે છે કે ક તે આવો क હોય તેનેજ કહેવો. હવે તેમ કરવાથી જ્ઞાની અને અજ્ઞાની, વૃદ્ધ અને બાળક સૌને તેનું (અક્ષરનું), જો કે તે નિરાકાર છે છતાં, સંપૂર્ણ જ્ઞાન થાય છે. તેવીજ રીતે પરમાત્માના નિર્ગુણ સ્વરૂપનું જ્ઞાન સગુણોપાસનાથી સરળ તથા

---

* રજ, તમ અને સત્વાદિ ગુણોથી રહિત સ્વરૂપ તે નિર્ગુણ. અને તે ગુણનો જેમાં સંભવ છે તે સગુણ સ્વરૂપ. જયારે ગુણોથી રહિત હોય ત્યારે તેને શરીર, રૂપ, આકાર આદિ કંઇજ નથી; ને ગુણો સહિત હોય ત્યારે દિવ્યાદિ શરીર પ્રકૃતિ એ સઘળું છે.

† નિરંતર મુકતજન, જેને સંસાર જગત્ વગેરેથી કદી કશું બંધન નહિ, જેને જન્મ મરણાદિ, દુઃખ શોકાદિ કશું નહિ, પણ જે પરમાનંદ સ્વરૂપ છે તે.

ચરિત થાય છે. હવે તે અક્ષર પણ બ્રહ્મજ છે. ને તે 'અક્ષરબ્રહ્મ' એ નામથી શાસ્ત્રોમાં પ્રતિપાદિત છે. આ ઉપરથી કંઈ પરબ્રહ્મ જુદો ને વળી અક્ષરબ્રહ્મ જૂદો છે એમ નથી. અક્ષર એટલે જેનો નાશ નહિ તે–અર્થાત્ અવિનાશી બ્રહ્મ, અને બીજી રીતે, જે વડે પ્રાણીઓ કહી સમજાવી તથા પ્રમાણ કરી શકે છે એવોજ શબ્દ તેનું જેના દ્વારા જ્ઞાન થાય છે, એવો જે છે તે અક્ષરબ્રહ્મ. શબ્દ જ્ઞાન આપનાર અક્ષરબ્રહ્મ કેવી રીતે? દૃષ્ટાંત કે,–અમુક સ્થળે પોતાના કોઈ મિત્રને ઘેર મોટો લગ્નસમારંભ થવાનો છે; તેથી કોઈ મનુષ્યપર તે મિત્રને ત્યાંથી એક કંકોત્રી આવી કે, "સ્વસ્તિશ્રી—ઈત્યાદિ. અમારે ત્યાં અમારા પુત્ર ભાઈ કૃષ્ણજીવનનાં લગ્ન માઘ સુદી ૫ નાં નિરધાર્યાં છે તે ઉપર સુંદરમંડપ રચાવેલો છે, ને સર્વ દેશાંતરોથી પણ અમારાં સગાં સંબંધી પધારવાનાં છે, તો એ પ્રસંગે આપ પણ જરૂર પધારી મંડપને શોભા આપશો." હવે એ કંકોત્રી, ઉપરથી નીચે સૂધી વાંચ્યા કરે તો તો તેમાં માંડવો, સમારંભ, સગાં સંબંધી એ કશાનું દર્શન તેને થશે નહિ; પણ એ અક્ષરો વાંચી, જ્યાંથી કંકોત્રી આવી હતી ત્યાં તેણે લક્ષણા કરી. કે, "ફલાણે સ્થળે એ સઘળું થવાનું છે, માટે આપણે ત્યાં જવું. નહિ જઇએ તો તેને ખોટું લાગશે." પછી ત્યાં જાય તોજ મૂળ વિષય લક્ષમાં આવશે. એવીજ રીતે અક્ષરબ્રહ્મના પ્રતાપે તેના શબ્દોને પ્રમાણ કરીને બ્રહ્મનો નિશ્ચય થાય છે. બ્રહ્મ છે, એ વાતને સિદ્ધ કરવાને અક્ષરબ્રહ્મ મુખ્ય સાધન છે, ને શબ્દ પ્રમાણભૂત છે.

## ૪૦–પ્રતિમા પૂજન.

જેવી રીતે એ અક્ષરબ્રહ્મનું સ્વરૂપ કલ્પિત અક્ષર ઉપરથી સમજાય છે, તેવી રીતે ભગવાનના સ્વરૂપનું પ્રતિમા ઉપરથી જ્ઞાન થાય છે. અક્ષરને તો જાણે મૂળે સ્વરૂપજ નથી; પણ પરમાત્મા તો આ જગદધિષ્ઠાતા તરીકે પોતાનું એક નિત્યમુક્ત અને સર્વ સેવ્ય સ્વરૂપ ધારણ કરી રહ્યો છે. જેનું સ્વરૂપ શાસ્ત્રોમાં વર્ણવ્યું છે તે સ્વરૂપને પ્રાપ્ત થવાને તે સ્વરૂપની લક્ષણા કરી કલ્પિત પ્રતિમાનું પૂજન કરીએ તો તે સેવા પૂજા પરમાત્મા અંગીકાર કરે છે. તેમ કરતાં કરતાં તે ઉપાસકનું જ્ઞાન વૃદ્ધિ પામતું જાય છે; અને પ્રતિમાને અનુસરીને ભગવાનના નિર્ગુણ સ્વરૂપનું તેના અંતરમાં ધ્યાન થાય છે. એ નિર્ગુણ–માનસિક ધ્યાનથી કોઈ કાળે સદ્ભક્તિવડે તે સ્વરૂપનો

સાક્ષાત્કાર થાય છે. માટે પ્રતિમા, એ ભગવાનનું પૂર્ણતાથી ભરેલું માનસિક સ્વરૂપ આગળ ઉપર ધારી શકાય તે માટેનો અભ્યાસ પાડવા અર્થે એક પ્રકાર છે. કારણ કે એકાએક ભગવાનનું સગુણ સ્વરૂપ પણ ધ્યાનમાં આવવું કઠિણ છે, તો નિર્ગુણ સ્વરૂપ તો શી રીતે ધ્યાનમાં આવે ?

## ૪૧-દ્વૈત.*

આમ પરમાત્માને જુદા માનવા, વળી તેનાથી આપણે જુદા માની તેની સેવા કરવી ઈત્યાદિથી તો પરમ દ્વૈતપણું (જગત્ અને ઈશ્વરમાં જુદાપણું) કહેવાય! વાસ્તવિક રીતે દ્વૈત કંઈ આપણું કર્યું થતું નથી. એ તો પરમાત્મા જે એક સ્વયં પ્રકાશ સચ્ચિદાનંદરૂપ છે તે છેજ: પણ દ્વૈત વગર આનંદ આવતો નથી, માટે ક્રીડા કરવા માટે તેણે પોતેજ પોતામાંથી માયા ઉત્પન્ન કીધી એટલે વગર પૂછે દ્વૈત તો થયુંજ. એ માયાથી પછી આખું જગત્ ઉપજ્યું. પણ આ દ્વૈત કંઈ એમ માનવાનું નથી કે જગત્ એ કંઈ સ્વયમેવ જુદોજ પદાર્થ છે, ને પરમાત્મા પણ જુદો છે. બાપ દીકરો બે જુદા તો ખરાજ; પણ સૂક્ષ્મદૃષ્ટિએ જોતાં દીકરો બાપનો અંશજ, (તેના વીર્યથી ઉપજ્યો માટે), અને તેથી કરીને તેઓ એકજ. માટે સ્થૂળદૃષ્ટિએ પરમાત્મા ને જગત્ જુદાં (દ્વૈત) દેખાય છે, પણ ખરૂં જોતાં જગત્ પરમાત્માથીજ થયું માટે તેનાથી જુદું નથીજ. પણ એવું સૂક્ષ્મ રીતે જાણવાપણું કંઈ સર્વેમાં હોતું નથી. જગત્‌ની દૃષ્ટિ તો સ્થૂળ છે, માટે તે એકાએક સૂક્ષ્મ થઈ શકે નહિ. તેથી પ્રથમ દ્વૈતપણે ઉપાસના કરતાં કરતાં અત્યંત પ્રેમળભક્તિ થઈ એટલે તેનો, પરમાત્મા સાથે આપોઆપ અદ્વૈત ભાવ થઈ જાય છે.

---

* દ્વિ+ઈત દ્વીત તેજ દ્વૈત. દ્વી એટલે બે, ઈત એટલે જ્ઞાન. બે પ્રકારનું જે જ્ઞાન હોય તે દ્વૈત જ્ઞાન. તે બે પ્રકારનું જ્ઞાન, એ સમજવું કે, કાર્ય કારણરૂપથી અને નામરૂપથી અંને જીવ ઈશ્વરરૂપ ભેદથી સમજાય છે તે. દ્વૈતવાદી જીવ અને ઈશ્વરને સદા ભિન્નસ્વરૂપ માને છે. ઈશ્વર અને જીવનો અંશ્રેઅશ્રયીભાવ-સેવ્ય સેવક ભાવ માને છે, પણ જન્ય જનકભાવ અને તાદાત્મ્ય ભાવ માનતા નથી. મોક્ષ દશામાં પણ જીવ ઈશ્વરાકાર થતો નથી, પણ સ્વ સ્વરૂપમાંજ રહે છે. જેમ સાયંકાળે વિશાળ વૃક્ષમાં નાનાદિક દેશથી ચારો ચરી આવેલા પક્ષીઓના ટોળાં શાંતપણે વસે છે તેમ સંસારના સબંધથી મુક્ત થયેલા જીવો કલ્પવૃક્ષ સમાન પરબ્રહ્મમાં પક્ષીપરે વસે છે.

## ૪૨-દ્વૈતવાદ.

પણ આવું સ્થૂળદૃષ્ટિએ દેખાવા માત્ર દ્વૈત છે, તેને 'દ્વૈતજ છે' એમ ઠરાવવા માટે કોઈ યત્ન કરે તો તે ખોટુંજ કહેવાય; ને તેમ સમજનાર પોતે કદી ખરા સત્વ (પરમાત્મા)નો લાભ મેળવી શકે નહિ. વળી એ વાતના મિથ્યા મમત્વથી માનભંગ થાય તે જૂદું. આ માટે મને એક વાત સાંભરી આવીઃ-

કોઇ સમયે કાશીપુરીમાં એક વિદ્વાન આવ્યો. એણે અત્યા પેહેલાં બીજાં મોટાં મોટાં સ્થળોમાં મોટી સભાઓ ભરી હતી. તેમ શાસ્ત્રાર્થ કરતાં પોતાનો દ્વૈતવાદ સિદ્ધ કર્યો હતો; ને ઘણાક વિદ્વાનોને પોતાના દ્વૈતવાદમાં સંમત કરી તેમની પાસેથી વિજયપત્ર મેળવ્યાં હતાં. કાશીમાં પણ તે એવાજ નિશ્ચયથી આવ્યો હતો. આ સમયે ત્યાં અદ્વૈતાનંદ સરસ્વતી નામના સ્વામી મહાજ્ઞાની બ્રહ્મનિષ્ઠ હતા. શેહેરના મોટા મોટા પ્રસિદ્ધ વિદ્વાનો પણ તેમની પાસેથી તત્વજ્ઞાન પ્રાપ્તિની ઇચ્છાથી તેમની સેવા કરતા હતા. પેલો વિદ્વાન પણ સ્વામી પાસે આવ્યો; ને તેણે જણાવ્યું કે, "મહારાજ, હું દ્વૈત પ્રતિપાદક છું, ને મારો તે વાદ સિદ્ધ છે માટે એ સંબંધે મારી સાથે વાદ કરી કાં તો તમે તમારું અદ્વૈત સિદ્ધ કરી આપો; ને નહિ તો મારા દ્વૈતમત સિદ્ધાંત માટે મને તમારી સહીનું વિજયપત્ર લખી આપો." આ સાંભળી સ્વામીએ જાણી લીધું કે આ કોઈ વિદ્યાનો ભાર વહન કરનાર પઠત મૂર્ખ છે; માટે કેવળ મિથ્યા મમત્વને લીધે દેશાંતરોમાં ભટકી રહ્યો છે. પણ હશે; આપણે અર્થ છે? એણે વાદ માગ્યો તો તે આપવો. એમ વિચારી સ્વામીએ તેને વાદ આપવાનું કહી સભા ભરવી ઠરાવી, ને પેહેલેથી તેમણે એક લાકડાં વેચનારને (કઠીઆરાને) તથા હજામને સમજાવી મૂકયા કે અમુક વખતે અમારે સભા ભરવાની છે, તો તે વખતે એક પછી એક તમારે સભામાં આવી મને મળવું. હવે સમય થયો એટલે ઘણાક પંડિતો એકઠા થયા, ને તે સર્વની સાક્ષિથી સ્વામી તથા પેલા દ્વૈતવાદીનો વાદ શરૂ થયો. પંડિતે પ્રથમજ વચન કહ્યું કે–अद्वैतमसिद्धं (અદ્વૈત કહેવું એ ખોટું છે.) सर्वं शास्त्रेष्वपि द्वैतमप्रतिपादितं सर्वं संमतं (સર્વ શાસ્ત્રોમાં પણ સર્વ સંમતથી દ્વૈતજ પ્રતિપાદિત કરેલું છે.) આ પ્રમાણે તેણે પોતાના દ્વૈતના પ્રતિપાદન માટે અનેક વચન કહ્યાં, ને હજૂ પણ તેનું વકતૃત્વ ચાલૂજ હતું. સ્વામી તો કશો

પ્રત્યુત્તર ન આપતાં માત્ર તેનું ભાષણ શ્રવણ કરી રહ્યા હતા. એટલામાં સંકેતપૂર્વક પેલો લાકડાંવાળો માથે લાકડાંની ભારી લઈ આવ્યો. તેને તુરત સ્વામીએ સભામાં બોલાવી સર્વના સાંભળતાં પૂછ્યું, "ભાઈ, કઠિયારા, તું તો મોટો પરમેશ્વર દેખાય છેની ? જેથી આખી સભા તારા સામું જોઈ રહી છે !" એ શબ્દ સાંભળતાંજ તે ચમકીને બોલ્યો, "નારે બાપજી ! હું કાં ને પરમેહર કાં ! પરમેહર તે તો મોટો અંદાતા ! તે તો મોહટો દેવ કેથે ઉંસે ઓહે !" આખી સભા તે સાંભળી હસી પડી. ત્યારે સ્વામીએ વળી તેને કહ્યું, "અલ્યા સાબાશ છે ! તું તો વગર ભણ્યે ને વગર મેહેનતે પરમેશ્વર તારા કરતાં જૂદો છે એમ તો જાણે છે, ત્યારે એવું દ્વૈત સમજવાને અમારે વર્ષોનાં વર્ષો શાસ્ત્રો ભણવાની મિથ્યા મેહેનત શા માટે કરવી જોઈએ ?" એ સાંભળી પોતાના કાષ્ટના દામ લેઈ કઠિયારો ત્યાંથી એક બાજૂએ જઈ બેઠો. પણ પેલો પંડિત કંઇ આનો મર્મ સમજ્યો નહિ, તેથી તેણે તો પોતાનું ભાષણ જોસભેર આગળ ચલાવ્યું. એટલામાં પેલો હજામ આવ્યો. તેને પણ એજ પ્રમાણે સભામાં બોલાવી સ્વામીએ કહ્યું, "આવ ભાઈ આવ, તું તો અમારો પરમેશ્વર છે." ત્યારે હજામ બોલ્યો, "અરર ! મહારાજ ! આપ એ શું બોલ્યા? પરમેશ્વર ક્યાં ને હું ક્યાં ? તે તો મોટો પરભુ, ને હું તો તેનો દાસ થવાને પણ જોગ નથી." એને પણ એક કોરે બેસાડી સ્વામી સભામાં, જાણે સૌ પ્રત્યે કહેતા હોય તેમ બોલ્યા, "અહો ! પંડિતો, પ્રથમ તો દ્વૈતવાદ સિદ્ધ કરવાના માન માટેનાં વિજયપત્રો સુવર્ણ પત્રપર લખાવીને આ હજામ અને કઠિયારાને આપવાં ઘટે છે; અને તે પછી ઘટે તો આ પંડિતજીને એક વિજયપત્ર આપવું. કેમકે પંડિતજી તો પચીશ ત્રીશ વર્ષ સૂધી બોહોળો શાસ્ત્રાભ્યાસ અને તેના મનનનો મોટો શ્રમ કરીને પછી આજે દ્વૈતસિદ્ધ કરવા આવ્યા છે, પણ આ કઠિયારા તથા હજામે તો વગર ભણે અને વગર મેહેનતે આપણા સૌની આગળ દ્વૈતસિદ્ધ કરી આપ્યું છે. જીવ ને ઈશ્વર જૂદા છેજ. વળી પંડિતજીને પણ મારે વિનયપૂર્વક કહેવું જોઇએ કે આવી અજ્ઞાનાવસ્થામાં પણ દ્વૈત જાણી શકાય છે, ત્યારે તે જાણવા અર્થે તેમને આટલાં બધાં વર્ષો શાસ્ત્રાધ્યન માટે મેહેનત કરવાની કંઈ જરૂર નહોતી. દ્વૈત તો ડુબળો અને હજામ સરખા પણ જાણે છે, તેમાં કંઈ વિદ્વાન્ કે વિદ્વત્તાનો ખપ નથી." આ ભાષણ સાંભળી તે વિદ્વાન તુરત સમજી ગયો.

જેથી લજ્જા પામી તે દિવસે પોતાનું ભાષણ પોતાની મેળેજ સમાપ્ત કર્યું, ને બીજે દિવસે વિજય કે ફિજયપત્ર લેવું પણ મૂકી દઈ છાનો માનો ચાલી નિકળ્યો !

તાત્પર્ય કે મનની સ્થૂળતા (અજ્ઞાનતા) દૂર કરવા માટે વિદ્યાભ્યાસ છે, જે કરવાથી મન પૂર્ણ રીતે વિચાર અને તુલના કરનારૂં બને છે. અને પછી તેને લીધે દ્વૈત જાણવાની સ્થૂળમતિ ખસી જઈ પરમાત્મા પરિપૂર્ણ એકજ છે એમ નિશ્ચય થાય છે.*

## ૪૩–અદ્વૈત.

ત્યારે સદ્વિદ્યા પ્રાપ્તિથી મનની સ્થૂળમતિ મટી જવાથી સર્વત્ર પરમાત્મા એક ભાસે છે એ કેવી રીતે ! કેમકે જ્યારે મારામાં પણ તેજ આત્મસ્વરૂપ છે, ને ઈંદ્રમાં, અગ્નિમાં, કીડીમાં તથા હાથી અને ગરુડ એ સૌમાં પણ તેજ આત્મા છે, તો મને કીડીના મનની તથા ઇંદ્રના સુખની કેમ ખબર પડતી નથી ? ગુરુજીએ મને એ માટે સુવર્ણનું દૃષ્ટાંત આપેલું છે. સુવર્ણ એકજ છે, પણ તેના ઘાટ જૂદા જૂદા છે. મારા કાનના કુંડળોનું અને હાથની મુદ્રિકાનું સુવર્ણ એકજ છે ખરૂં, પણ જે સુવર્ણ કુંડળમાં છે, તેજ સુવર્ણ મુદ્રિકામાં નથી. અગર જે સુવર્ણ જમણા કાનના કુંડળમાં છે તેજ સુવર્ણ ડાબા કાનના કુંડળમાં નથી. વળી આ સૂર્યનો પ્રકાશ પણ મને આ દૃષ્ટાંતમાં સહાયભૂત થઈ પડશે, કેમકે સૂર્ય પોતે પ્રકાશક એકજ છે, તેમ તેનો પ્રકાશ પણ સર્વત્ર એકજ છે. પરંતુ ઝીણી નજરે જોતાં જે પ્રકાશ આ સામેના આમ્રતરુપર પડેલો છે, તેનો તે પ્રકાશ તેની જોડના કદંબતરુપર નથી. તેવીજ રીતે આ મારૂં આત્મસ્વરૂપ, જે સર્વત્ર એકજ પરિપૂર્ણ છે, તે જે રૂપે આ મારા શરીરરૂપી વ્યષ્ટિ† સ્થૂળ ઉપાધિને પ્રકાશે છે, તેના તે રૂપે કંઈ ઇંદ્રના શરીરરૂપી ઉપાધિને અથવા ઈંદ્રરૂપી ઉપાધિને પ્રકાશતું નથી, તો પછી હું ઈંદ્રના સુખની કે કીડીના મનની વાત કેમ જાણી શકું ? માટે ઉપાધિ ભેદને લીધેજ જૂદાપણું ભાસે છે, બાકી આત્મા કેવળ અદ્વૈતજ છે. ‡

---

* જૂદી દેખાતી.

† ન્યાય દર્શન, વૈશેષિક દર્શન, સાંખ્ય દર્શન, યોગદર્શન, અને મીમાંસા દર્શન, એ પાંચ દર્શનમાં દ્વૈત સિદ્ધ કરવામાં આવે છે, અને ઉત્તર મીમાંસા વેદાંત દર્શનમાં અદ્વૈત સિદ્ધ કરવામાં આવે છે. કેવળ માધ્વાચાર્યજીવાળા વેદાંત દર્શનમાં પણ દ્વૈત સિદ્ધાંત સ્વીકારે છે.

‡ આ અદ્વૈત શાંકરમત પ્રમાણે.

## ૪૪–બ્રહ્મવેત્તા.

આ અદ્વૈતના સમાધાનપરથી મને એમ થયું કે, ત્યારે એવું અદ્વૈત જાણનાર પુરુષો કેવા હશે? મારા ગુરુજીનું વચન મને યાદ આવ્યું કે તેવા પુરુષોને તો પછી આવા કે તેવા એમ કશી ઉપમા અપાય એમ રહેતુંજ નથી. કેમકે तत्वमसि એ વાકયનો ઉપદેશ થવાથી त्वं પદના લક્ષને तत् પદના લક્ષમાં અને तत् પદના લક્ષને શાંતાત્મામાં લય* કરવાથી, પછી આત્માનો 'સાક્ષી' આત્મા,' કે 'બ્રહ્મ' ઇત્યાદિ કશી સંજ્ઞા રહેતી નથી. એવી રીતે વૃત્તિને બ્રહ્માકાર કરી શાંતાત્મામાં સ્થિતિ કરી રહેનાર પુરુષને 'બ્રહ્મવેત્તા (બ્રહ્મને જાણનાર)' પણ કહેવાય નહિ. કેમકે બ્રહ્મવેત્તા એટલે તો બ્રહ્મને જાણનારો, પણ કંઈ બ્રહ્મ પોતેજ નહિ; અને આ પુરુષ તો બ્રહ્મરૂપજ થયો માટે તેને બ્રહ્મૈવ (બ્રહ્મજ) કહેવો જોઇએ. જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી જીવ, અને અજ્ઞાન જઈ જ્ઞાન થયું ત્યારે બ્રહ્મવેત્તા–બ્રહ્માકાર વૃત્તિવાળો થાય છે. પણ આ શાંતાત્મામાં સ્થિતિ કરનાર બ્રહ્મૈવ તો અજ્ઞાન તથા જ્ઞાન બંનેથી રહિત હોવાથી બ્રહ્માકારવૃત્તિને પણ છોડી સ્વતઃ સ્વયંપ્રકાશરૂપે રહે છે.

## ૪૫–સ્વયં પ્રકાશ.

જ્યારે પરબ્રહ્મ પોતે સ્વયંપ્રકાશ છે, ને તેનીજ સત્તાથી આ સર્વ જગત્ પ્રકાશે છે; તો તે કેવી રીતે? તેનું સમાધાન આમ થાય છે. પ્રથમ સ્થૂળ દૃષ્ટિએ જોતાં આખા જગતમાં કોણ પ્રકાશ આપે છે? સૂર્ય. જ્યારે સૂર્ય ન હોય ત્યારે ચંદ્ર પ્રકાશે છે, ને ચંદ્ર ન હોય ત્યારે અગ્નિ પ્રકાશે છે. પણ એ અગ્નિએ ન હોય તો? તો તે વેળા વાણી પ્રકાશ આપે છે. જેમકે અંધારે કોઈએ બૂમ પાડી

---

* ગુરુએ तत्वमसि (તે તું છે) ઉપદેશ આપ્યો એટલે त्वं પદનો લક્ષ જે પોતાપણું (હુંપણું) તેને तत पદમાં એટલે તે મારું મૂળસ્વરૂપ પરમાત્મા છે તેમાં લયકર, અર્થાત્–હું તે હું નહિ, પણ તે તું છું–પરમાત્મા છું એમ જાણ. પણ પછી તે અને હું એટલું માનવાપણું સાત મટી ગયું એટલે સર્વત્ર કેવળ શાંત સ્વરૂપ આત્માજ છે એવું જાણ્યું. હવે એવી સ્થિતિ થઈ, ત્યારે તેને આત્મા (પરમાત્માનો અંશ) પણ કહેવાય નહિ. તેમ દેહમાં રહી સાક્ષીરૂપે તેનાં કર્તવ્ય ભોકતૃત્વ જોનારો એમ પણ તેને કહેવાય નહિ. તેમ તેને બ્રહ્મ સંજ્ઞાપણ અપાય નહિ, કેમકે તે તો શાંત સત્વપરબ્રહ્મ થયેલો છે. અર્થાત્ તેને પછી કોઇ સંજ્ઞા (નામ–વિશેષણ) લાગુ થાય નહિ.

કે "કોણ છે?" ત્યારે તેને કહ્યું કે "જમણા હાથ તરફ ચાલ્યા આવો; અમે છીએ." એવી રીતના ધ્વનિરૂપ વાણીના પ્રકાશથી તે સ્થળ જાણીને સાંભળનાર તે આધારે આધારે ચાલ્યો જાય છે. એવી રીતે સૂર્ય, અગ્નિઆદિ કોઇ ન હોય ત્યારે વાણી પ્રકાશ આપે છે. ને એ વાણી સ્વતઃ પ્રકાશિત નહિ, પણ બ્રહ્મથી પ્રકાશ પામે છે. કેમકે શબ્દ (ધ્વનિ) થયો એ અક્ષરબ્રહ્મથી પ્રમાણ થાય છે. હવે તેની પ્રતીતિ અર્થે જૂઓ કે બ્રહ્મ (આત્મા) સદાસર્વદા-દેહની સર્વ અવસ્થાઓ (જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિઆદિ)માં પ્રકાશિતજ છે. જેમ, મને ફલાણું સ્વપ્ન થયું હતું, અથવા હું સુખેથી સૂતો હતો. તો તે સ્વપ્ન સુષુપ્તિઆદિને અનુભવ કરનાર **આત્મા** તો નિરંતર પ્રકાશ કરીજ રહ્યો છે. નહિ તો સુષુપ્તિ જેવી ધાડ નિદ્રા થવાથી દેહને કે ઇંદ્રિયોને કશું ભાન રહેતું નથી, તે સમે હું સુખે સૂતો હતો એમ કેવી રીતે કહી શકાય? માટે એ સર્વ અવસ્થાનો સાક્ષી આત્મા નિરંતર સ્વયંપ્રકાશ છે, ને તેજ સૌને સ્વસત્તાથી પ્રકાશે છે.

### ૪૬-આત્મા આનંદરૂપ છે.

આત્મા સ્વયંપ્રકાશ છે, ને જાગૃતાદિ અવસ્થા દેહને થાય છે (આત્માને નહિ), ત્યારે આત્માનું સ્વરૂપ કેવું હશે? મને ગુરુજીએ કહ્યું છે કે આત્મા કેવળ આનંદરૂપ છે. અને જ્યારે આનંદરૂપ છે, ત્યારે તેને દેહની કોઈ અવસ્થા સાથે સંબંધ નથી. (તે તો કેવળ સાક્ષિ છે) અને તેથી સ્પષ્ટ દેખાય છે કે સુખ, દુઃખ, ક્ષુધા, તૃષા, હર્ષ, શોક ઇત્યાદિ ધર્મો પણ મનના ને દેહના છે: આત્માના નથી. જો આત્માના હોય તો સુષુપ્તિ* વખતે તો સૌનો લય થઈ જાય છે, ને જ્યારે દેહને કશું ભાન રહેતું નથી, તે વખતે પણ આત્મા તો એકલો અસંગ સ્વયંજ્યોતિરૂપે હોય છે. વારૂ; ત્યારે તે આનંદરૂપ કેવી રીતે? જાણ કે હરકોઈ પ્રાણીનો દેહ ગમે તેવો દુઃખી હોય તોપણ તેને એમ કહીએ કે, "ભાઈ તું દુઃખ પામે છે માટે લાવ તને અમે મારી નાંખીએ; અથવા તું પોતેજ મરી જા," તો તે વાત તેને કદી સારી લાગશે નહિ; ને એવો દુઃખી છતાં પણ તે જીવવાજ ઈચ્છશે. કેમકે (આત્માને) પોતાને તો સદાસર્વદા આનંદજ છે; એને કશું દુઃખ સુખ નથી, માટે દેહને ગમે તો દુઃખ પડો કે સુખ

* ગાઢ નિદ્રા.

પડો, પણ દેહી (આત્મા)ને તેથી શું? ઇંદ્ર ઇંદ્રપદમાં, ને વિષ્ટાનો કીડો વિષ્ટામાં પરમ આનંદ માને છે: એમાંથી તેઓ મરવા ઈચ્છતા નથી; તો તે આત્મા આનંદરૂપ છે તેને લીધેજ છે.

## ૪૭–બોધ.

આ ઉપરથી મને નિશ્ચય થયો છે કે આત્મા તો નિરંતર જેવોને તેવોજ–આનંદરૂપજ છે, અને તેનો અનુભવ પણ સૌ મનુષ્યાદિ પ્રાણીઓ કરે છે. પરંતુ તે વાતનો તેમના અંતરમાં બોધ હોતો નથી, તેથી આત્માનંદ વિષે તેઓ કશું જાણી શકતા નથી. તેથી પ્રત્યેક મનુષ્યને બોધ જોઈએ. સ્ત્રીમાં સ્ત્રીપણું પરિપૂર્ણપણે છે, ને ઉમર સોળ વર્ષની થઈ છે; પણ હજુ સુધી તેના મા, કોઈ અન્ય સ્ત્રી અથવા સખીની સાથે, પુરુષના સમાગમની વાત તેણીએ કદી સાંભળી નથી તેથી તે વાતનું તેણીને કશું ભાન નથી: તો જો કે તે ઘણીવાર કામકાજે પુરુષોના પ્રસંગમાં આવે છે. પણ જ્યારે એકાદી વખત તેણી એ સમાગમના સુખની વાત સાંભળે છે, ત્યારે લાગલી તેણીના મનમાં તે માટેની સબળ લાગણી ઉત્પન્ન થાય છે. તેવી રીતે મનુષ્યને પણ બોધ વગર આત્મજ્ઞાન સંબંધે બોધ થયા વગર ખબર પડતી નથી. એ માટે મને એક દૃષ્ટાંત સાંભર્યું:–

એક રાજા અને તેનો મશ્કરો કયાંક સાથે જતા હતા, એવામાં એક મેદાન આવ્યું. તેને જોઈ મશ્કરાએ કહ્યું, "અહો! રાજાજી, આ મેદાન બહુ વિશાળ છે હો!" ત્યારે રાજા કહે, "અરે! વળી મેદાન તે શું? મેદાન કોને કહેતા હશે?" મશ્કરાએ વિચાર કીધો કે રાજાને કંઈ અત્યારે મેદાન પ્રત્યક્ષ બતાવીશ તોપણ સમજશે નહિ, માટે કંઈ યુક્તિ કરવી. એવા વિચારથી તે બોલ્યો, "રાજાજી, એ માટે હું તમને પછી કહીશ, પણ તેને માટે એક વર્ષની મુદત જોઈએ તથા ઘણીક જમીન તથા ખરચવા પૈસા જોઈશે." રાજાએ તે સઘળું, ઈચ્છે તેટલું આપવા કબૂલ કર્યું, પણ મેદાન શું એ જાણવાની બહુ ઉત્કંઠા જણાવી. પછી મશ્કરાએ એક મોટો જમીનનો ભાગ ખોદાવી તેમાં જાત જાતનાં ઝાડ ઘણાં પાસે પાસે રોપાવ્યાં, ને અંદર ભાતભાતની કુંજો બનાવી. બગીચાનાં ઝાડ માણસથી પણ સહજ ઊંચાં થયાં ત્યારે તો એવો ઘટાવ થયો કે માંહે કોઇ બાજુથી જરાપણ પવન આવી શકે એવું રહ્યું નહિ. હવે રાજાને પણ પ્રતિદિન મેદાનની ઝં-

ખના લાગી રહી હતી કે મશ્કરો ક્યારે મેદાન બતાવે. માટે તે રોજ તેને મેદાન માટે કહેતો હતો. બગીચો ખરેખરો ખીલ્યો, ખરેખરા ઊનાળાના દિવસ હતા, તાપ સખત પડતો હતો, પવન મંદો હતો ને મધ્યાહ્ન થયા હતા તે વખતે મશ્કરો રાજાને લઇને તે બગીચામાં ગયો. રાજાએ કહ્યું, "અરે ભાઇ, મેદાન બતાવની! મારાથી તે જોયા વગર રહેવાતું નથી." પછી રાજાને મશ્કરાએ બગીચામાં સઘળે ફેરવ્યો, પણ તાપ સખત તથા ક્યાંયથી પવન આવે નહિ તેથી રાજા ઘણો અકળાયો, ને હવે તો કહે કે, "મેદાન બતાવ, નહિ તો મારો જીવ જાય છે." મશ્કરાએ સંકેત કરી આગળથી તે બગીચાનાં દરેક ઝાડ આગળ કુવાડા સાથે એકેક માણસ ઉભો રાખ્યો હતો, ને તેમને સમજાવી રાખ્યું હતું; તેથી જ્યારે રાજાની આવી આતુરતા જોઈ ત્યારે તેણે તે સૌને સાન કરી દીધી કે તુરત જોતજોતામાં સઘળાં ઝાડવાં કપાઇ ભોંયપર પડયાં ને બગીચો હતો તેનું મેદાન થઈ રહ્યું! લાગલું તેણે રાજાને કહ્યું, "જુઓ મહારાજ, આ મેદાન!" તુરત ચારે કોરથી થંડો પવન આવ્યો, ને રાજા શાંત થયો, ત્યારે તેણે કહ્યું, "અરે! આવુ મેદાન તો મેં આગળ પણ જોયુંજ હતું?" ત્યારે મશ્કરો બોલ્યો, "મહારાજ, મેદાન તો તમે રોજ જોતા હતા, પણ તેનો તમને બોધ નહોતો, કે આનેજ મેદાન કહેવાય છે. પણ હવે આ બોધ થવાથી તમે પૂરેપૂરું જાણ્યું. માટે વિશાલ, પ્રત્યેક વસ્તુ આપણે પ્રતિદિન જોઈએ, અનુભવીએ છીએ, પણ બોધ થયા પછી તેને પૂરી જાણીએ છીએ. તેમજ આત્મબોધનું પણ સમજવું.

## ૪૮–છૂટેલો છોડે!

મને લાગ્યું કે બોધ વગર મનુષ્યને આત્મજ્ઞાન થતું નથીઃ પણ એ બોધ ખરેખરા જ્ઞાતા દ્વારા થાય તોજ કામનો, નહિ તો કશું ફળ નથી.

કોઈએક શ્રીમાન્ સાહુકારને ત્યાં એક પૌરાણિક પ્રતિદિન શ્રીમદ્‌ભાગવતની કથા કરતો હતોઃ ને એમ કરતાં તેને ઘણાં વર્ષ વીતી ગયાંઃ તેથી શ્રીમદ્‌ભાગવતની અંદરના સર્વ ઈતિહાસો તથા કથાઓ વારંવાર સાંભળવામાં આવેલી હોવાથી શેઠને તે મુખપાઠ જેવી થઈ રહી હતી. હવે વારંવાર સાંભળતા તેમ એક દિવસે પણ સાંભળતાં ભાગવત માહાત્મ્યની અંદર એવું આવ્યું કે,

"આ શ્રીમદ્‌ભાગવત જે કોઈ માત્ર એકવારજ સાંભળે તો તેનું અંતઃકરણ શુદ્ધ થઇ તેના સંકલ્પાદિ શાંત થઈ પોતે શાંતિને પામે છે." આ વાકય સાંભળતાંજ તે શેઠ બોલી ઉઠયો, "મહારાજ, માહાત્મ્યમાં જ્યારે આમ કહ્યું છે, ત્યારે મેં તો તમારી પાસેથી ઘણીવાર સંપૂર્ણપણે શ્રીમદ્‌ભાગવત શ્રવણ કર્યું છે; છતાં મને શાંતિ કેમ થતી નથી? ત્યારે આ વાકય અતિશયોક્તિ ભરેલું તો નહિ હોય?" એ સાંભળી પુરાણી બાવાએ કહ્યું, "શેઠજી, સાક્ષાત્ ઈશ્વરાવતાર મહામુનિ શ્રીવેદવ્યાસજીનાં વચન ત્રિકાળે પણ અસત્ય કિંવા આવે પ્રસંગે અતિશયોક્તિવાળાં હોય નહિ, પણ તે વચનો સિદ્ધ ન થવા માટેનો આપણામાંજ—શ્રોતા અથવા વક્તામાંજ—કંઈ દોષ હોવો જોઈએ." ત્યારે વળી શેઠે પૂછ્યું, "પુરાણીજી, વારૂ ત્યારે એ દોષ કોનામાં હશે?" આ ઉપરથી બ્રાહ્મણે (પુરાણીએ) વિચાર કીધો: "હવે કેમ કરવું? મને તો એ પાસથી સંકટ આવી પડયું. જો શ્રોતામાં એટલે એ સાંભળનાર શેઠમાં દોષછે એમ કહીશ, તોપણ તે મનભંગ થઈ મારી પાસે સાંભળતાં શરમાશે, એટલે મારી વૃત્તિ જશે; ને મારામાં—વકતામાં દોષ છે એમ કહીશ, તોપણ તે પછી મારાથી શ્રવણ ન કરતાં કોઈ બીજા પુરાણીને શોધશે, જેથી પણ મારી તો જીવિકા જશેજ." આવા વિચારથી તેણે શેઠને કહ્યું, "મહાશય, હમણાં તમે શ્રવણ કરો. તમારી શંકા હું કોઈ પ્રસંગે નિવારણ કરીશ."

બ્રાહ્મણને તો હવે આ શેઠના સમાધાનનીજ ચિંતા લાગી રહી કે, જ્યારે બીજી વખત તે મને પૂછશે ત્યારે તેને હું શું કહીશ? આથી તે પ્રતિદિન શોક મગ્ન રહેવા લાગ્યો; ને વૃત્તિ જવાની બીકે શરીરે પણ બહુ સૂકાઈ ગયો. એવામાં એક દિવસે કોઈ મહાત્મા સંતપુરુષ તેને ત્યાં પધાર્યા. તેમની સેવા પૂજા કરી હાથ જોડી શોકાતુર સરખો તે આગળ બેઠો એટલે મહાત્માએ આશ્વાસન કરતાં તેના દુઃખનું કારણ પૂછ્યું. ત્યારે બ્રાહ્મણે સઘળી વિગત તે મહાત્મા આગળ વિદિત કરી. સ્વામીએ કહ્યું, "કંઈ ચિંતા કરીશ નહિ; તે શેઠને જઈને કહે, કે મારે ઘેર કોઈ સાધુ પુરુષ આવ્યા છે, તે તમોને ઉત્તર આપવા માટે તમોને મારે ઘેર બોલાવે છે." પછી તે બ્રાહ્મણ, શેઠને એ પ્રમાણે કહી પોતાને ત્યાં બોલાવી લાવ્યો. ત્યારે શેઠ, બ્રાહ્મણ તથા મહાત્મા એ ત્રણે જણ શેઠની વાડીએ ગયા. વાડીમાં એક સુંદર વિલાસભવન હતું. તેના એક સ્તંભ સાથે સ્વામીએ પ્રથમ પેલા બ્રાહ્મણને બાંધ્યો, ને

તેના સામેના સ્તંભ સાથે તે શેઠને તાણી બાંધ્યો ! પછી તે બંનેના સામે ઉભા રહી મહાત્માએ પ્રથમ બ્રાહ્મણને કહ્યું, "ભાઈ, જા તું તારા યજમાનને છોડ." એટલે બ્રાહ્મણે કહ્યું, "મહારાજ, હું પોતેજ બંધાયલો છું તે શેઠને કેમ કરી છોડી શકું ?" ત્યારે સ્વામીએ શેઠને કહ્યું, "શેઠ, તમારા પુરાણીને છોડો તો." ત્યારે તે કહે-"મહારાજ, જેવો તે છે, તેવો હું છું. હું જો છૂટો હોઉં તો તેને છોડી શકું કેની ?" એટલે સંતે તે બંનેને છોડી દીધા ! પછી શેઠે પૂછ્યું, "મહારાજ, મારો ઉત્તર કયારે આપશો ?" મહાત્માએ કહ્યું; "અહો ! હજુ તું સમજ્યો નહિ ? તારો ઉત્તર હજુ બાકીજ છે કે ? તેં પોતાની મેળેજ તારા પ્રશ્નનું સમાધાન કીધું છતાં તને સમજણ નપડી ? બંધાયલો હોય તે બીજા બંધાયલાને કેમ કરીને છોડી શકે ? પોતેજ બંધાયલો એટલે વિષયાસક્તિમાં મગ્ન હોય તે તેવાજ વિષયાસકત પ્રાણીને બોધ કરે તો તેથી શું ફળ ? પણ જો ઉપદેશ કરનાર પોતે શુદ્ધ અંતઃકરણનો-રાગદ્વેષ રહિત-અર્થાત્ મુક્ત હોય ને તે જો બીજા બદ્ધ* પુરુષને ઉપદેશ કરે તો તેથી તે બદ્ધ પણ મુક્ત થઈ શકે. માટે તારે નિશ્ચે જાણવું કે 'છૂટેલો છોડે !' બંધાયલો છોડી શકે નહિ !

## ૪૯-સંતપુરુષ.

બોધ વિના મનુષ્ય જ્ઞાની થતો નથી, ને વળી તે બોધ તો સંત પુરુષથી મળી શકે છે. સંતો એવા હોય છે કે, બોધ તો શું, પણ તેના સમાગમ માત્રથી મનુષ્ય પાપ તાપ તથા દૈન્યથી મુક્ત થાય છે. એ માટે કહ્યું છે કેઃ—

गंगा पापं चंद्रस्तापं दैन्यं कल्पतरुस्तथा ॥
पापं तापं च दैनंच हरेत्साधु समागमः ॥१॥

ભાવાર્થ-ગંગામાં સ્નાન કરવાથી પાપ જાય છે, ચંદ્રમા તાપનું હરણ કરેછે, ને દીનતા (દ્રારિદ્રાદિને) કલ્પવૃક્ષ દૂર કરે છે; પણ સાધુ પુરુષનો સમાગમ તો એકે ફેરે એ ત્રણેને (પાપ, તાપ, ને દૈન) હરણ કરે છે, તે એવી રીતે કે-અનીતિને માર્ગે જતા પ્રાણીને અટકાવી તેમાં કલેશ તથા દુઃખ છે એમ સમજાવે છે, એટલે તેથી પાપ થતાં અટકે છે, અંતરના કામક્રોધાદિ ષડ્રિપુઓને મારવાનો ઉપદેશ કરી શાંતિ આપે છે, એટલે પ્રાણીના સંસારના તાપ મટે છે;

* વિષયથી બંધાયલો.

હવે સુખ દુઃખ, લાભ હાનિ વગેરે પ્રારબ્ધયોગે આપોઆપ થાય, તેમાં આપણું કંઈ ચાલતું નથી, તો પછી શા માટે મિથ્યા દીનતા રાખવી કે "મને ફલાણું દુઃખ છે અથવા મારી કને ફલાણી વસ્તુ નથી?" ગમે તેમ કરો.તોપણ પ્રારબ્ધ બેડગલાં તો આગળનું આગળ છે.

અને—यद्भावी न तदभावी भावी चेन्न तदन्यथा ॥
इतिचिंता विषघ्नोयमगदः किन्न पीयते ॥१॥

જે થવાનું છે તે મિથ્યા થનાર નથી, ને નહિ થવાનું હોય તે કદી થનાર નથી, માટે એવી ચિંતારૂપી વિષને હણનારું શાંતિરૂપ ઔષધ કાં ન પીવું? એવો ઉપદેશ કરી પ્રાણીને સંતપુરુષ દીનતાથી મુક્ત કરે છે, એવા ઉદાર સંતપુરુષો હોય છે.

## ૫૦–સંત સંગતિ.

એવા સંતપુરુષોની સંગતિથી પુરુષ સહજમાં, અત્યંત અલભ્ય એવું જે આત્મસુખ છે, તેનો અનુભવ લેછે. એ સહજ સંગતિનોજ પ્રતાપ છે. જેમકે–

असज्जनो सज्जनसंगयोगात्करोति दुःसाध्यमपीहसाध्यम् ॥
पुष्पाश्रयाच्छंभुजटाधिरुढा पिपिल्लिका चुंबति चंद्रबिंबम् ॥१॥

અસજ્જન (હલકો, અસાધુ) પુરુષ પણ સજ્જન (સાધુ) પુરુષની સંગતિથી દુઃસાધ્ય* વસ્તુને પોતાને સાધ્ય કરી શકે છે. (મેળવી શકે છે) જેમકે–કીડીએ ચંદ્ર પાસે જવાનું મન કીધું એ જો કે અસાધ્ય છે તોપણ, તેણે (ધંતુરાના) પુષ્પનો આશ્રય લીધો તો તેની સાથે તેણી શંકરની જટાપર ચઢી (પુષ્પ કોઈએ શિવને ચઢાવ્યું તે સાથે). અને ત્યાં જઈ શિવે લલાટમાં ધારણ કરેલા ચંદ્રમાના બિંબને સ્પર્શ કરી પોતાની મનઃકામના પૂર્ણ કરી. એવી રીતે એ પુષ્પરૂપી સજ્જનના સમાગમથી કીડીરૂપ અસજ્જન પણ શિવજટારૂઢ થવારૂપ અક્ષયપદારૂઢ થઇ સદ્ગતિને પામી, પણ એવી સંતસંગતિ એકાદીવાર થઈ એટલે થયું એમ નહિ! તે તો નિત્ય કર્તવ્ય છે. એ માટે આ દૃષ્ટાંત—

## ૫૧–સત્સંગ નિત્યકર્તવ્ય છે.

એક મહાત્મા જ્ઞાની પુરુષે શ્રોતાઓનાં મન તપાસવાને કથા સાંભળાવતાં શ્રોતાઓ પ્રત્યે પ્રશ્ન કર્યો કે, "તમે પ્રતિદિન તમારા

* ન મળી શકે એવી.

ઘરનાં કામકાજ છોડી ચાર ચાર ઘડી મારી પાસે આવી બેસી રહો છો તેમાં તમને શો લાભ છે?" મહાત્માનો આવો ઉલટો પ્રશ્ન સાંભળી સર્વે શ્રોતા આશ્ચર્ય પામી સ્તબ્ધ થઈ બેસી રહ્યા; ત્યારે તેમાંના કોઈએક અનુભવી શ્રોતાએ તેમને કહ્યું, "ગુરુદેવ, આપ એ શું બોલ્યા? આપનાં દર્શનનો લાભ પણ અમને મળવો દુર્લભ છે, તો પછી આપનાં, સંસાર રોગને નાશ કરનારાં ઔષધરૂપ વચનામૃતો કાનમાં પડવાનાં અમારાં પામરોનાં ભાગ્ય ક્યાંથી? આપના પ્રતિદિનના સમાગમથી અમોને અતિ ઘણો લાભ છે. અમારો તથા સંસારનો નોળીઆ સર્પના જેવો પ્રસંગ છે. નોળીઓ અને સર્પને સ્વાભાવિક વેર હોય છે, તેથી સર્પને જોયો કે તુરત નોળીઓ પોતાના દરમાંથી નીકળી તે સાથે લડવા માંડે છે. લડતાં લડતાં સર્પ નોળીઆને જોરથી એવા દંશ કરે છે કે જેથી તેનું વિષ નોળીયાના અંગોઅંગમાં વ્યાપી જાય છે, ને તે બિચારો અશક્ત થઇ જાય છે. એટલે તુરત સર્પ આગળથી સટકી જઈ પોતાની વાડમાંથી કોઈ એવી વિષહારક બુટ્ટી (વનસ્પતિ) સુધી આવે છે કે તેનું સઘળું વિષ તથા શ્રમ સમૂળું દૂર થઇ જાય છે. વળી પાછો તે સર્પ સાથે લડે છે, એટલે તેનું ઝેર ચઢી જાય છે, જેથી ફરી જઈને તે જડીબુટ્ટી સુધી આવે છે. વળી લડે છે, ને વળી બુટ્ટી સુધી આવે છે, એટલે પાછો હતો તેવો હુંશિયાર થઈ સર્પ સાથે લડે છે. એમ કરી કરીને લડતાં લડતાં સર્પને આખે અંગે ક્ષત પાડી નાંખી તે તેને મારે છે, ને શત્રુ રહિત થઈ સુખે વસે છે. તેમ આ સંસારરૂપી સર્પની સાથે અમારે લડવાનું છે. આખો દિવસ લડવાથી (કામકાજ વ્યવહારાદિ કરીને) તેનું ઝેર તથા થાક અમને ચઢી જાય છે ત્યારે અમે નોળીઆવત્ છીએ તે, આપ સદ્‌ગુરુનાં વચનરૂપ જડીબુટ્ટીને સુધી જઈએ (જ્ઞાન શ્રવણ કરી જઈએ) એટલે હતા તેવા થઈ પાછા સંસાર સર્પ સાથે લડીએ છીએ. ને એમ વારંવાર કરતાં કોઈક દિવસે સંસારરૂપ સર્પ મરી જશે એટલે નિશ્ચે અમે નિર્ભય થઈ આત્મસુખ ભોગવીશું. એટલા માટે હે સ્વામીજી, આપનાં દર્શન તથા આપનાં વચનામૃતોનું શ્રવણ અમારે અવશ્ય નિત્ય કર્તવ્ય છે."

**પર–સંસાર સાગરમાં શરીર નૌકા.**

ગુરુનાં (આવા મહાત્માસંત વગેરેનાં પણ) અને વેદ શાસ્ત્રાદિનાં વચનો સંસાર રોગની ઔષધિરૂપ અથવા તો ખરેખર પાર-

સમણી રૂપ છે એમ મને નિશ્ચય થયો. ને આ દૃષ્ટાંતથી તે નિશ્ચયને પુષ્ટિ મળી:-સમુદ્રમાં ઘણે સ્થળે લોહચુંબકના પહાડ હોય છે તેથી તેની નજીક થઈને જો કદાચ લોઢાના ખીલાઓવાળું વાહાણ નિકળે તો તે ચુંબકના આકર્ષણથી ઘસડાઈ તે પહાડની સાથે જઈ અફળાય છે, ને ભાંગી ફૂટી આખરે ડૂબી જઈ વિનાશ પામે છે. પણ તેમ થવા અગાઉજ કદાચ તે નૌકાપતિ પોતાના વહાણને પારસમણીનો સ્પર્શ કરે (જ્યાં જ્યાં લોઢું હોય ત્યાં ત્યાં પારસ લગાડે) તો તેથી તેમાંનું લોઢું સઘળું મૂળરૂપ બદલીને (આકૃતિ બદલ્યા વગર) સુવર્ણરૂપ થઇ જાય અને તેથી પછી તેવા લોહચુંબક પાષાણના આકર્ષણનો તેને મુદ્દલ ભય રહે નહિ. એટલે તે વાહાણ સુખેથી પેલે પાર જઈ શકે છે. તેવીજ રીતે આ સંસાર સમુદ્રમાં વિષયની વાસનાઓ રૂપ લોઢાના ખીલાઓથી જડેલું (સૂક્ષ્મ અથવા લિંગ) શરીરરૂપ વહાણ, પાંચ વિષયો (વિષયના પદાર્થો-ગાયન, સ્ત્રી સેવન, બાગ, મિષ્ઠભોજન, મધુપાનાદિ) રૂપ લોહચુંબક પાષાણના આકર્ષણથી તેની તરફ ઘસડાઈ જાય છે અને તેની સાથે (તે વિષયરૂપ પાષાણ સાથ) અફળાઈને (આસક્તિથી) નાશ પામેછે. (જન્મ મરણાદિમાં પડે છે. પણ જો ગુરુ, વેદ, શાસ્ત્ર ઈત્યાદીથી મળેલાં મહા જ્ઞાન રૂપ પારસમણીનો તે શરીરરૂપ વહાણને (અર્થાત્ ઇંદ્રિયોની અધિષ્ઠાતા મન સહિત બુદ્ધિને) સ્પર્શ થાય, અર્થાત્ યથાર્થ જ્ઞાન થાય કે, "હું બ્રહ્મ અસંગ શુદ્ધ છું; આ વિષયો મારા નથી." તો તે વહાણમાંના વાસનાઓ રૂપ ખીલા (જેઓ દુષ્ટ વાસના-આસક્તિને લીધે લોઢા જેવા નીચ પદને પામેલા છે તેઓ) દિવ્ય સ્વર્ણ રૂપ થવાથી (એટલે વૈરાગ્યને લીધે આસક્તિરૂપ મળથી રહિત થઈ શ્રેષ્ઠ જ્ઞાન વડે ઉત્તમરૂપ પ્રાપ્ત થવાથી) પેલા વિષયોરૂપ ચુંબક પાષાણનું જોર તેપર ફાવી શકતું નથી. કારણ કે તેઓ તરફથી તે પુરુષ (તેમને મિથ્યા જાણી) ઉપરાન થઈ ગયલો છે એટલે નિર્વિઘ્ને પેલે પાર (સંસાર સાગર તરી પરમપદ) પામે છે,

### ૫૩-વૈરાગ્ય.

વિષયો ગમે તેવા બળવાન્ છે, છતાં મનુષ્યને તેપર વૈરાગ્ય થાય તો પછી તેઓનું જોર ચાલતું નથી, એમ ઉપરના દૃષ્ટાંતમાં કહેવામાં આવ્યું છે. પણ હવે વૈરાગ્ય કેમ ઉપજે? એ વસ્તુઓ (જેનાપર અ-

તિશય આસક્તિ હોય તે વિષયો) ખોટી છે, અનિત્ય છે, અને વળી પરિણામે દુ:ખકારક છે એમ નિ:સંશય દ્રઢતા થાય ત્યારે તેપરથી પ્રીતિ ઉઠી જાય ત્યારેજ શુદ્ધ વૈરાગ્ય ઉપજે છે. આ માટે મને એક વાત યાદ આવી કે:–

કોઈ એક મોટા ધનાઢ્ય શેઠનો પુત્ર કોઈ ગામના તેવાજ ધનાઢ્યની પુત્રીને પરણ્યો હતો. પણ લગ્ન થયા પછી કેટલેક દિવસે તેનાં માબાપ સર્વ સમૃદ્ધિ તેને સોંપી દેવલોક પામ્યાં. હવે સમય આવતાં પોતાની સ્ત્રીને ઘેર તેડી, ને સંસારની રીતિ પ્રમાણે તે રાત્રે તેઓ સૂવા ગયાં! રંગમેહેલમાં તો હાંડી, તકતા, પુષ્પ, ધૂપ, ચંદનાદિ સુગંધી પદાર્થો, છત્ર પલંગ ઈત્યાદિથી અત્યંત શોભા બની રહેલી છે. બંને જણું જઈ પલંગપર સૂતાં એટલામાંજ તે વણિકપુત્રની દૃષ્ટિ તે રંગપલંગની સામેની ભીતપર પડી. ત્યાં એક સુંદર અને સોનેથી મઢાવેલો મોટો આરસો ટાંગેલો હતો, જેના બંને ખૂણાઓની પટ્ટીપર તેના પિતા તથા માતાનાં મુખચિત્ર કોઈ હુશિયાર કારીગરનાં કોતરેલાં હતાં. આ જોતાંજ તેની આંખમાં ધડધડાટ આંસૂ આવી ગયાં, અને થોડીકવાર તે અબોલ રહ્યો! આવો પ્રકાર જોઇ પેલી નવી વહુ, જે બહુ સુશીલ તથા કુલીન હતી તેણી, વિનયપૂર્વક બોલી, "સ્વામીનાથ, આજે તો આપણો આનંદનો પ્રથમ દિવસ છે, ત્યારે ઉલ્લાસ પામવાને બદલે આપ આ શું કરો છો?" ત્યારે તેણે, "પ્યારી, કંઇ નહિ. સહજ વિચારથી મારી આંખમાં આંસૂ આવી ગયાં," એમ કહી વાત છુપાવવા માંડી; પણ સ્ત્રીએ બહુ બહુ આગ્રહ કર્યો કે, "નાથ, આપ દુ:ખી તો હું પણ દુ:ખીજ, માટે આપનું દુ:ખ મનમાં દબાવશો નહિ." ત્યારે તેણે કહ્યું, "પ્રિયા, આજે તું ને હું જે આ સઘળી શોભા જોઈએ છીએ તે આગળ મારાં માતપિતા ભોગવતાં હતાં, ને આપણા કરતાં પણ તેમને વધારે આનંદ થતો હશે; પણ તેમાંનું આજે કંઇ નથી. એક પછી એક તેઓ બંને ચાલ્યાં ગયાં, ને આ સઘળું જેમનું તેમ પડયું રહ્યું છે. તો એજ પ્રમાણે આપણે બંને પણ નિશ્ચયપૂર્વક ચાલી જવાનાં, ને આમાંનું કશું આપણી સાથે આવવાનું નથી. ત્યારે આ સઘળાથી આપણને શો લાભ? જેવી આ સૌ શોભા ખોટી છે, તેવાંજ આપણા આવાં કોમળ દેખાતાં શરીર ને આ સર્વ શોભા અનંતભોગ પણ આખરે ખોટાજ છે. તો તેના ઉપર તે શો મોહ!" આવું સાંભળી સ્ત્રી પણ

ચતુર જ્ઞાતા હોવાથી સમજી ગઇ, ને તેની પણ પતિના જેવીજ સ્થિતિ થઈ ગઇ! આવા વૈરાગ્યમાંને વૈરાગ્યમાં તે આખી રાત વહી ગઈ ને એ સદ્વિચાર અંતરમાંથી ન ખસવાને લીધે સામટા બે ત્રણ દિવસ એમના એમ વૈરાગ્યમાં વહી ગયા, અને બંને જણ જગવ્યવહારથી દૂર રહ્યાં. પછી બંનેનું એકાગ્રચિત્ત થવાથી તેમણે સદ્ગુરુનો સમાગમ કરી બ્રહ્મોપદેશ લીધો, ને જ્ઞાન પ્રાપ્ત કરી અંતે મોક્ષને પામ્યાં. માટે એવી રીતે વૈરાગ્ય થવો જોઈએ ત્યારે સંસાર છુટાય.

## ૫૪-અજ્ઞાન કેફ.

આ પ્રમાણેનો અચાનક વૈરાગ્ય થાય ત્યારેજ અજ્ઞાનરૂપી નિશો ઉતરી જાય છે. આપણે જો કે છિયે તેવાજ (મૂળસ્વરૂપેજ) છિયે; પણ અજ્ઞાનરૂપી કેફને લીધેજ આવા ભૂલાવામાં પડયા છીએ. એ અજ્ઞાન કેફ વિલક્ષણ છે. એક મનુષ્ય કોઈ જાતનો નિશો કરીને ગંગાની પેલેપાર જવા નિકળ્યો. સામેપાર જનારા બીજા મનુષ્યોની સાથે તે ભાડાના નાવડામાં બેઠો, ને નાવ ચાલતું થયું! બંને બાજુએ જળ જળ જોઈ તેને નિશો વધારે ચઢવા લાગ્યો, ત્યારે તેણે નાવમાં બેઠાં બેઠાં વિચાર કીધો કે, "વખતે મને વધારે કેફ ચઢશે ને હું ક્યાંક બદલાઈ જઈશ તો કેમ." આમ ધારી તેણે પોતાના પગે નિશાની સારૂ એક દોરો બાંધ્યો. જેમ જેમ નાવ આગળ ચાલતું ગયું તેમ તેમ વધારે કેફમાં ગુમ થઈ તે બેભાન થઈને નાવમાં પડયો, એટલે ખારવાઓ વગેરેએ જાણ્યું કે આણે કેફ કીધી છે. પછી નાવ સામેપાર પહોંચ્યું એટલામાં એક અટકચાળા ખારવાએ પેલા કેફીના પગનો દોરો છાનામાના છોડી લીધો. પછી સૌ માણસો કીનારે ઉતરી પડયા, ત્યારે ખારવાએ તે કેફીને ઉતરવાને કહ્યું. બે ચાર હાંક મારી ત્યારે ઘેનમાં તેણે જરાક ઊંચું જોયું, ને પોતાના પગમાંનો દોરો ખારવાના પગમાં જોઈ તે ટૂટક ટૂટક શબ્દે બોલ્યો, "અરે ભાઇ, હું તો ઉતરયો છું!" ખારવાએ કહ્યું, "રાંડના બેભાન, હોડીમાં પડયો છે ને ઊતર્યો કહે છે એ શું?" ત્યારે તેણે કહ્યું, "પેલો પગમાં દોરો છે એ હું છું; કેમકે એ દોરો હું બદલાઈ ન જાઉં માટે બાંધ્યો છે, ને તે હું તો ઉતર્યો છું, માટે ઝાઝી ખટપટ નહિ કર!" આ સાંભળી સૌ લોકો હસી પડયા. પછી બીજાં ઉતારૂઓને લઈ સામેપાર જવાની ઊતાવળ હોવાથી ખારવાએ તેને ઉઠવા માટે ઘણું ઘણું કહ્યું, પણ તે ઉઠયો નહિ, ત્યારે ક્રોધે ભરાઇ

તેના લમણાપર એક તમાચો જોરથી ખેંચી કાઢચો એટલે તુરત તેનું મસ્તક ઠેકાણે આવી ગયું, ને કેફ ઉતરી ગઈ કે ઝટપટ તે કિનારે ઉતરી પડચો !

આવીજ રીતે અજ્ઞાનરૂપી કેફથી ભુલી આપણે મિથ્યા વસ્તુપર આસક્તિ રાખી કેફના ઘેનમાં ખારવાઓના વચનરૂપ વેદશાસ્ત્ર અને ગુરુઆદિનાં વચનને પણ કંઈ ધ્યાનમાં લાવતા નથી, પણ જેમ તે ખારવાએ તમાચો મારવાથી કેરીનું ભાન ઠેકાણે આવ્યું, તેમ સંસારમાં મનુષ્યને એવો એકાદો જ્ઞાનરૂપ ફટકો લાગે છે ત્યારે તેનું ભાન ઠેકાણે આવી અજ્ઞાન નિશો ઉતરી જાય છે, ને પછી તે વૈરાગ્યે વર્તે છે.

### ૫૫–વૈરાગ્ય ફટકો–વિદ્વાન્ ચોર.

આવો ફટકો તો એક રાજાને લાગ્યો હતો એમ મને સાંભરી આવ્યું. પૂર્વે ઘણી વિસ્તીર્ણ પૃથ્વીનો પતિ એક રાજા સર્વ વાતે સુખી હતો. ધન, ધાન્ય, પુત્રપૌત્રાદિ સંતતિ, રાજ્ય, સૈન્ય, કુટુંબ, મિત્ર અને એવી બીજી સર્વ વસ્તુ તેને પરમ અનુકૂળ હતી. દુઃખ કોઈ વાતનું નહોતું. એક દિવસે રાત્રે તે પોતાના રંગમેહેલમાં સૂતો હતો તે વેળા તેને વિચાર થઈ આવ્યો કે, "અહો ! મારા જેવો કોણ સુખી હશે ! મને સર્વ વસ્તુ આ વેળા અનુકૂળ છે, ને દુઃખ જોતાં કશું નથી. માટે ધન્ય છે મને." આવા વિચારમાં તેણે પોતાનાં સુખોનું વર્ણન કરનારો એક શ્લોક મેહેલની ભીંતે લખવા માંડચો–

चेतोहरा युवतयः सुहृदोनुकूलाः। सद्बांधवाःप्रणयनम्रगिरश्च भृत्याः ।।
गर्जंति दंतिनिवहास्तरल स्तुरंगाः।

આટલાં ત્રણ પદ તો તેણે લખ્યાં (ભાવાર્થ–મારે યુવાન સ્ત્રીઓ છે, અનુકૂળ મિત્રો છે, સારા બાંધવો છે, આજ્ઞાને અધીન ભૃત્ય*વર્ગ છે, હાથીઓ ઝુલી રહ્યા છે, ઉત્તમોત્તમ અશ્વ છે.) પણ ચોથું ચરણ કેમ પુરૂં કરવું તેના વિચારમાંતે પડી ગયો, ને તેટલામાં તો રાત્રિ ઘણી ગયલી હોવાથી આંખમાં નિદ્રા આવી ગઈ ને બાકીનો શ્લોક–કાલે પૂરો કરીશું એવા વિચારથી રાજા તે શ્લોક અધૂરો મૂકીનેજ સૂઈ ગયો. એવામાં એક કૌતુક બન્યું.

એજ શેહેરના કોઈ બ્રાહ્મણના પુત્રને ચોરી કરવાનીટેવ પડેલી હતી. બ્રાહ્મણ પોતે બહુ વિદ્વાન હોવાથી તેણે, છોકરો ચોરી કરતો

* ચાકરી.

અટકે એને માટે કર્મવિપાક તથા ધર્મશાસ્ત્ર વગેરે ગ્રંથો ભણાવ્યા હતા; કે જેમાં ફલાણી વસ્તુ ચોરવાથી ફલાણું પાપ થાય છે, ફલાણું ચોરનારને યમરાજ ફલાણી શિક્ષા કરે છે, ઈત્યાદિ બાબતો જણાવી, કે જેથી ડરીને છોકરાનું મન ચોરી કરતાં પાછું હઠે. છોકરો પણ બાપ જેવોજ ભણીને વિદ્વાન્ થયો હતો, પણ ચોરી કરવાની કુટેવ પડેલી તે જાય નહિ. ઉપલેજ દિવસે તે રાત્રે ચોરી કરવા નિકળ્યો, ને તે ખાસ રાજાના મેહેલમાંજ લાગ ફાવવાથી ધુસી ગયો. હવે શું ચોરવું તે તેને સૂઝે નહિ ! કેમકે રાજાના મેહેલમાં શી વસ્તુની ખામી હોય ? પણ સુવર્ણ લેવામાં અમુક દોષ છે, ઝવેરાત અથવા રૂપુ લેવા માટે ધર્મશાસ્ત્રોમાં ફલાણો દોષ કહેલો છે ઇત્યાદિ; વિચારમાં તેનાથી કશું ચોરાયું નહિ. પણ ચોરવા જેવી નિર્દોષ વસ્તુની શોધમાં તે ફરતો ફરતો રાજાના પલંગ આગળ આવ્યો, તો રાજા ઉંઘેલો હતો; ને પાસેની ભીતપર ઉપરનો શ્લોક લખેલો જોયો. બ્રાહ્મણ પુત્રે જોયું તો તે શ્લોક અધૂરો હતો તેથી વિચાર્યું કે લાવ હું એને પૂરો કરૂં. પછી તે ત્રણ પદની સાથે તેણે ચોથુ પદ આ લખ્યું કેઃ—

संमीलने नयनयोर्नहि किंचिदस्ति ॥१॥

(બે આંખ્યો મીચાઇ એટલે પછી એમાંનું કંઈ [તારૂં] નથી.) પછી જે વસ્તુ ચોરવામાં પોતાને કશો બાધ ન લાગ્યો તે શાળનાં ફોતરાં લઈ તે ત્યાંથી બહાર નિકળી ગયો !

પ્રાતઃકાળે ઉઠતાંજ રાજાની દૃષ્ટિ ભીંતપર ગઈ તો શ્લોક પૂરો થયલો જોયો, ને વળી એ છેલ્લા પદ ઉપર તો તેનું મન બહુજ ખેંચાયું. તેણે વિચાર કર્યો કે, "ખરેખર! મારો અંતકાળ આવશે એટલે આમાંનું કંઇ મારી સાથે નહિ આવે, માટે મારે એ સઘળા ઉપર શા માટે મિથ્યા મોહ રાખવો જોઈએ ? પણ અરે ! મને આ મોહ નિદ્રામાંથી આ શ્લોક લખી જગાડનાર ખરેખર કોઈ વિદ્વાન્—મહા વિદ્વાન્ હોવો જોઇએ !" તે કોણ હશે ? આવી ઉત્કંઠાથી તેણે દાંડી પીટાવી તે શ્લોક લખનાર દ્વિજપુત્રને બોલાવી બહુ શિરપાવ આપ્યો, તથા પોતાને સંસારપરથી વૈરાગ્ય ઉપજવાને લીધે તત્વોપદેશ લઈ તાત્કાળમાં તે જીવન્મુક્ત થઈ વિચર્યો !

એવી રીતે અકસ્માત્ ફટકો લાગવાથી મનુષ્યને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. મારા ગુરુજીએ મને સારાસાર વિચારના કર્તવ્ય માટે મ-

હારાજા જનકનું દૃષ્ટાંત દીધું હતું, તેમાં જણાવ્યા પ્રમાણે જનકરાયને પણ પોતાના સ્વપ્નપરથીજ અકસ્માત્ વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો.

## ૫૬–અધિકાર.

મને વિચાર આવ્યો કે પણ શું આ ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યઇત્યાદિ સઘળું સૌને માટે સરખું હશે? ને શું તે સૌના આગળ સરખી પ્રતિષ્ઠા પામતું હશે? નહીંજ. તેમ કેમ હોય? જેવી પ્રકૃતિ હોય તેવી વાત તેને રુચે છે. પાપી મનુષ્યને એમાંનું કશુએ રુચવાનું નહિ! ને કદાચ એના ભોકતા–અધિકારી વિના જો કોઈ પરાણે તેને રુચાડવા કે કહેવા જાય તો તેથી ઉલટું પરિણામ આવે છે. આ અધિકાર માટે તો ગુરુજીએ મને, તે મહાત્માએ પાખંડી કાલિકાપુત્રને કરેલા ઉપદેશનું દૃષ્ટાંત આપ્યું હતું. વળી સ્મરણ થયું કે એજ પ્રમાણે પૂર્વે એક બ્રહ્મર્ષિએ ઈંદ્રને બ્રહ્મવિદ્યા આપવા માંડી જેથી ઈંદ્રને વૈરાગ્ય થવા માંડયો, ત્યારે ઈંદ્રે વિચાર કર્યો કે, "અરે! આ તો ઘરબાર જવાની વાતો કરે છે!" પછી ક્રોધ કરીને તેણે ઋષિને કહ્યું, "ખબરદાર, જો આજ પછી કોઇને તમે બ્રહ્મવિદ્યા આપવાનું નામ પણ લીધું તો હું માથું કાપી નાંખીશ. અમે જેમ બને તેમ સૃષ્ટિની વૃદ્ધિનો યત્ન કરીએ ત્યારે તમે આમ સૌને વૈરાગી બનાવી મૂકો તે કેમ પાળવે? એ અમારે જોઈએ નહિ." ઋષિએ કહ્યું "બહુ સારૂં ભાઇ, લવરી કરવી મટી. બાપ, તેં મને પૂરો સુખીઓ કરયો. હવે આજ પછી કોઈને બ્રહ્મ ઉપદેશ નહિ આપું." માટે અધિકારી થયા વગર આ વિદ્યા કોઈને આપવી કે કહેવી નહિ.

## ૫૭–અનુભવ.

આ આત્મવિદ્યા સંબંધે ભક્તિજ્ઞાન વૈરાગ્યાદિની વાતોજ માત્ર સાંભળવાથી તેનો અનુભવ થયા વગર તે કશા કામની નથી. પણ ત્યારે હું શા ઉપરથી અનુભવ લઉં? મારા પોતાથી સ્વમતિએ કરેલો અનુભવ શું યોગ્ય થશે? ના! કેમકે જગત્માં સૌની પ્રકૃતિ જૂદી છે, માટે અનુભવ પણ તેને જૂદોજ થાય. મને પગે ચાલવાનો અને હાથે જમવાનો અનુભવ છે, પણ તેથી આકાશમાં પાંખવતે ઉડવાનો અને ચાંચવતે ખાવાનો ઇત્યાદિ પક્ષીની ગતિનો અનુભવ નહીં કરી શકીશ. મને અનુભવ છે કે મુહૂર્ત કરતાં વધારે વાર પાણીમાં ડૂબકી મારી રહું તો મારા પ્રાણ જાય; પણ મત્સ્યને તે અનુભવ ખોટો છે. માટે પોતાનો અનુભવ સાર્વજનિક નથી. અને આ બ્રહ્મવિદ્યા તો સાર્વજનિક છે. તેને માટે તો પ્રથમ ગુરુ, શાસ્ત્ર

અને વેદ એ ત્રણેનો અનુભવ યથાર્થ પ્રતિત થાય તે પછી આત્મ પ્રતિતિ કરવી. એટલે તે અનુભવ સત્ય નિવડે છે. એકલાં શાસ્ત્રો, કે વિદ્વાનો વગેરેનાં વચનપર પણ પ્રતીતિ કરવી યોગ્ય નથી. કેમકે તેમાં પણ ઘણા ભિન્નભિન્ન અનુભવ છે. આચાર્ય, ગુરુ, ઉદેશક, બ્રાહ્મણ વગેરેને પૂછીએ તો તે કહેશે કે, "ભાઈ, સ્ત્રીએ પતિવ્રતા રહેવું, સ્વામીને ઈશ્વર માની તેની સેવા કરવી: ને પુરુષે એક પત્નીવ્રત રહેવું, પર સ્ત્રીને મા સમાન જાણવી વગેરે." ને વેશ્યાને પૂછીએ તો તેથી ઉલટોજ જવાબ આપશે, માટે જેને જેવું ભાસે તેમ તે કહે. માંસ ભક્ષની કોઈ ના કહેશે, તો તેનો ઉપયોગ કરનારા હા કહેશે. તેમ શાસ્ત્રોમાં પણ બહુ ઋષિ મત ભરેલા છે. જેને જે ઠીક લાગે તે પ્રમાણે તે લખી ગયા છે માટે એમાં કોનો અનુભવ ખરો માનવો ? તેથી કરીને પ્રથમ ગુરુ, પછી શાસ્ત્ર, વેદ અને છેવટે તેમના ઉપદેશ પ્રમાણે સ્વાંત્માનુભવ થાય તે અનુભવ ખરો સમજવો અને તેનાથીજ ખરો માર્ગ (બ્રહ્મવિદ્યાનો) સૂઝે છે.

## ૫૮-નિશ્ચય.

મનુષ્યને અનુભવ થયા પછી પણ ઘણીક વેળાએ એકનિશ્ચય-દ્રઢતા થવી એ ઘણી જરૂરની વાત છે. ઘણીવાર આપણા જાણવામાં આવ્યું છે કે અસાર સંસારમાં સારરૂપ-તત્વમય કંઇ નથી, પણ આ સર્વે દશ્ય પદાર્થ-ઉપાધી રૂપ છે. વારંવારસંસારસાગરમાં આપણે અટવાઈએ છીયે, આથડીયે છીયે, ગુંચવાઈએ છીએ, ને પરબ્રહ્મને જાણવાનો નિશ્ચય કરીએ છીએ, છતાં પાછા ભૂલાવો ખાઈ ફેરામાં પડીયે છીયે. અનુભવ કહે છે કે સંસાર અસાર છે, પણ મનુષ્યનું મન સંકલ્પ વિકલ્પવાળું હોવાથી વારેવારે, રેંટમાળાપેરે ફસાઇ પડે છે. ને તેને માટે મને સરળ માર્ગ એજ જણાયો કે એક દ્રઢ-નિશ્ચય કરવો, ને તેમાં અડગ રહેવું. જીવ અસંતોષી ને અદ્રઢ છે, પણ પરમાત્મા સંતોષી ને અચળ છે, તો પરમાત્માનો સંતોષ ગ્રહણ કરીને, સુખ દુઃખ આવે તોએ નિશ્ચયતા અચળ રાખવી. જગત્ મિથ્યા છે, તેમાં સુખ દુઃખ સહજે આવે છે, ને તેથી નિશ્ચયને ડગવાનાં કારણો મળે છે, પણ જેના મનમાં એક દ્રઢતા થઈ હોય તેને કંઈ ઉપાધી રૂપ નડતું નથી. આ મનેજ જગત્‌ને સત્ય કલ્પ્યું છે, તો એજ મન નિશ્ચય કરીને હરિને પણ સત્ય માને, ને તેમાં અડગ રહે તો પછી

સત્યપરથી આસક્તિ છુટી જશે નહીં. ગુરુજીએ જણાવ્યું છે કે મન એ સર્વેથી વધારે બળવાન છે, ને તે ગમે તેવા નિશ્ચયને ડગાવે છે. આ જીવ એમ માને કે 'હું છું' ને તેથી જે હુંનેજ વળગી રહેશે તે નિઃશંક જન્મ મરણ ધર્યા કરશે. પણ હું (પોતાને) અકર્તા માને, ને હું તો સર્વ પ્રકાશક સાક્ષી આત્મા છું, અસંગ છું, પરમાત્માનો અંશ છું એમ માને તો તે દુઃખી થશે નહીં, ને નિશ્ચયથી ડગશે નહીં. દેહાભિમાની જન સદા દુઃખી થાય છે, ને તેને ડર રહે છે, પણ દેહાભિમાન રહીત જન તો મુક્તજ છે. તેને સુખ કે દુઃખ કંઈ લાગતું નથી. પણ એવો દ્રઢ નિશ્ચય હોવો જોઈયે. જેને દ્રઢ નિશ્ચય છે પરમાત્માનો, તેજ સંતોષી ને સુખી છે, ને તેજ પરમપદને પામે છે. આ વેળાએ મને એક વ્યવહારીક દ્રષ્ટાંતનું સ્મરણ થઈ આવ્યું, ને તે એક નિશ્ચયમાં બહુ સચોટ છે. કોઈએક વિદ્વાન બ્રાહ્મણ પરમાત્માના નિશ્ચય જ્ઞાનને લીધે કંઈપણ વ્યાપાર કર્યા વિના જગત્‌માં વિચરતો હતો. કદી પણ તે ભિક્ષાર્થે નગરમાં જતો નહીં, પણ આપોઆપ જે આવી આવે તેપરજ સંતોષ માનીને દિન ગુજારતો હતો. તેને ઈશ્વરનો દ્રઢ નિશ્ચય હતો કે તે જ્યારે ચાહશે ત્યારે અષ્ટમાસિદ્ધિ ને નવેનિધિ આપશે. તેના આવા દ્રઢ નિશ્ચયથી તેની સ્ત્રી રોજ રોજ અનેક પ્રકારનાં તેને મેહેણાંટોણાં મારતી હતી. તે તેના નામના રોજ કુટણાં કુટે, રાજીઆ ગાય, 'મૂવાને પાલવે બાંધી મારા માબાપે મને નર્ક દુઃખમાં નાંખી છે' એમ કહે, 'જ્યારે પેટ ભરવાનું પુરૂષાર્થ નથી તો પરણ્યો શું કામ,' 'રાંડીરાંડપેઠે ઘરમાં શું બેસી રહ્યો છે, હાથે ચુડો પેહેરે તોએ ઠીક,' એમ નિત્યનો ઝઘડો થતો હતો. પણ આ એક નિશ્ચયવાન્ પુરૂષ તેથી જરાપણ કંટાળતો નથી, તે ઈશ્વરપરજ દ્રઢ નિશ્ચય રાખીને બેસી રેહેતો હતો. વખતે કોઈ સત્સંગી મનુષ્ય અન્ન વગેરે નંખાવે, પણ પુરૂં થાય કે પાછો સ્ત્રી પુરૂષને એવોજ ઝઘડો શરૂ થાય. એક દિવસે એમ બન્યું કે તે બ્રાહ્મણ નદિ તટે દિર્ઘશંકાએ ગયો. ત્યાં એક ખાડામાં ઘડો જોવામાં આવ્યો. તેમાં અણમોલ હીરા મોતી ભરેલા હતા. પરમાત્માપર નિશ્ચયવાન્ બ્રાહ્મણે વિચાર્યું કે આ પદાર્થ નધણીયાતો છે, હું લઈશ તો કશી હરકત નથી, પણ મારો તો નિશ્ચય છે કે ઘર આંગણે જે આવે તેપરજ નિર્વાહ કરવો, તો મારે આ શું કામનું છે? આમ વિચારી તે ઘેર ચાલ્યો

આવ્યો. બન્યું એમકે તેજ રાત્રીના તેના ઘરમાં કેટલાક ચોર આવ્યા. ત્યારે આ બ્રાહ્મણે પોતાની સ્ત્રીને કહ્યું કે, "આ બાપડા ચોર આપણે ભિક્ષુકને ઘેરથી શું લઇ જવાના છે? પણ જો નદી કીનારે અમુક સ્થળે જાય તો ત્યાં એક ઘડામાં અણમોલ રત્નો પડેલાં છે તે એ ચોરને મળે ને એમનું દારિદ્ર જતું રહે. પછી તે ચોરો,વિચાર કરીને નદિ તટે ગયા, ને પેલો ઘડો જોયો. પણ તેમાં તો વિંછી, સર્પ વગેરે વિષવાળા જનાવરો જણાયા. આ જોઇને તે ચોરોને ઘણો ક્રોધ ચઢયો ને સર્વે મળી વિચાર કીધો કે, 'રાંડના બામણાએ છેતર્યા તો લાવો એનોજ ઘાટ ઘડીએ,' એમ કહી તે ઘડો ઉપાડીને બ્રાહ્મણને ત્યાં આવ્યા. પછી છાપરા વાટે તે ઘડો તે બ્રાહ્મણના ઘરમાં નાંખ્યો. પણ ત્યાં અજાયબ જેવું એ થયું કે તે સર્પ વિંછીને બદલે ખણખણાટ કરતા હીરા મોતીનો અવાજ આવ્યો. બ્રાહ્મણ ઝબકી ઉઠયો, પણ તે દ્રવ્યને હાથ લગાડયો નહીં, પણ તેની સ્ત્રીએ સર્વે લઈને પેટીમાં મુકયું, ને તે નિશ્ચયવાન બ્રાહ્મણ નિરંતરનો સુખીયો થયો.

આ રીતે જેનો પરમાત્માપર દ્રઢ નિશ્ચય છે તે ગમે ત્યારે પણ તેને પામે છે. જેઓનો નિશ્ચય નથી તેઓજ ફાંફાં મારે છે, તે વેવલાં વિણે છે, આમ તેમ દોડે છે, ને પછી નથી ફાવતા ત્યારે નિરાશ થઈને હરિથી વિમૂખ થાય છે. એક નિશ્ચય ને સત્ય પુરૂષાર્થ વડે સર્વે મળે છે. પણ પુરૂષાર્થ તે કેવો કરવો?

## ૫૯–પુરૂષાર્થ.

આ વિષયમાં મને ઘણો વિચાર આવ્યો. આ જગત્માં ઘણા મનુષ્યો દેવદેવીની ઉપાસના કરી, ઉપાધીથી મુક્ત થવાનાં ફાંફા મારે છે. દેવ સેવા કરી, તેના પૂજનાદિકથી પોતાને કૃતકૃત્ય માની તેનેજ પુરૂષાર્થ કહે છે. પણ એ પુરૂષાર્થ સત્ય નથી. સત્ય પુરૂષાર્થ એજ છે કે પરબ્રહ્મનેજાણવો ને સત્ય પુરૂષાર્થથી સર્વે પ્રાપ્ત થાય છે. માત્ર દેવ દેવીઓને સેવવા એ તે ઉપાધી વધાર્યા જેવું છે, ને તે સત્ય પુરૂષાર્થ માનવાથી મનુષ્ય પરમપદના દ્વારપર પણ જઈ શકતો નથી, તો તે પામવાની તો વાતજ કેમ કહી શકાય? ઘણાઓ પુરૂષાર્થની વાતો કહે છે ખરા, પણ તેના માર્ગપર પણ જઈ શકત । નથી. વાતો કરવાથી કશું વળે તેમ નથી. જેમકે:–કોઇ કહેશે કે રસોઈ કરીએ તો સારૂંસારૂં ખાવાનું મળે, પણ રસોઈ કરે તોજ, પણ વાતો કરવાથી નહીં. અને

તે સમજ્યા વિના કોઈ બડબડયા કરે કે રસોઈ કરીએ, સારૂં ખાઈયે. પણ તેમ બડબડવાથી સારૂં ભોજન તેને મળશે નહીં, પણ ચુલો સળગાવી સઘળા સાહિત્ય મોંઢા આગળ લેશે તોજ તેને સારૂં ભોજન મળશે. અમૃતના કુંડ પાસે ફર્યા કરે કે અમૃતને જોયા કરે તેથી અમર થવાય નહીં, પણ અમૃતપાન કરે તોજ અમર થાય. તેમજ કોઈ કહે કે મારે અમુક શેઠને મળવું છે. હવે તેની વતી કોઈ બીજો મળી આવશે તો તેથી તેનો અર્થ સરશે નહીં; પોતે જાતે જાય તોજ કાર્ય થશે. તેમ જાતેજ, સ્વાત્માનુભવપરથી પરબ્રહ્મને જાણવા, જોવા પ્રયત્ન કરશે તોજ તેનું કાર્ય થશે, પણ બીજાની વાતોથી કે બીજાના કેહેણથી તે કંઈ કાર્ય સિદ્ધ કરી શકશે નહીં. જે જીવ પુરૂષાર્થ કરતો નથી ને દૈવને વળગીને બેસી રહે છે તેનું કંઈપણ કાર્ય થતું નથી, ને તે સ્વાત્મદ્રોહી બનીને વખત ગુમાવશે.

વિશાળ, મને વિચાર થયો કે પુરૂષાર્થ કર્યા વગર મનુષ્ય, માયામાં લપટાઈને, સંસારરૂપી પિંજરામાં કેદમાં પડેલા વાઘ જેવો છે; ને તેમ આડો ટેડો ફરી છુટવાને વ્યર્થ ફાંફાં મારતો ફરે છે. જેમકેઃ-કોઇ એક વાઘ હતો. તે વાઘમાં ૧૨ ગોધાનું બળ હતું, પણ તેને એક લોઢાના પિંજરામાં કેદ પકડેલો હતો; તેથી તેનાથી નિકળાતું નહોતું. જો તે છુટે તો સ્વતંત્ર થઈ યથેચ્છ વિચરે, પણ પોતાનો છુટકો કેમ કરવો તે એ વાઘને ખબર નહીં હોવાથી સદાજ કેદમાં પડેલો રહે છે. તે વાઘ છુટવા માટે દોડે છે, ધ્રૂકે છે, ગર્જના કરે છે, સળીયાને-પાટીયાને કરડે છે, પણ તેથી તેનું શું વળે? જે બારણાની કળ છે તેને તોડી નાંખે તોજ તેનો છુટકો થાય. એમજ આ જીવની અવસ્થા છે. જીવને, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધરૂપી સળીયાવાળા પાંજરામાં કેદ કરેલો છે, ને તે પાંજરાને હું ને મારૂં એ રૂપી બે પાટીયાં ઉંચે ને નિચે જડેલાં છે. આવા પાંજરામાં ગોંધાયલો-ઘેરાયલો જીવ પુરૂષાર્થ વિના ને કળ જાણ્યાવિના નિકળી શકતો નથી. જો બંધનમાંથી મુક્ત થવા માટે સત્ય પુરૂષાર્થ કરે ને શ્રીહરિને યથાર્થ પિછાણે તોજ તેને પ્રયત્ન ફળીભૂત થાય.

## ૬૦-હરિરસ સાગરમાં ડૂબકી મારવી.

પણ આ સંસાર સાગરમાં નિત્ય થતા, જતા ને આવતા, સહજમાં જણાતા ને સહજમાં નાશ પામતા સુખદુઃખરૂપી પરપોટાને,

મનુષ્ય સત્ય માનીને તેમાંજ મગ્ન થાય છે. સંસારનાં સુખો સમુદ્રના પરપોટા જેવાં છે. તે ઘડીપર હતાં,પણ નહીં ને ઘડી પછી-રેહેવાનાં પણ નથી. પણ મનુષ્યને પરપોટા, લહરી વગેરે જે કંઇ જોવામાં આવે છે તે નાશવંત છે, માટે તે અસત્ છે, ને તેમાં જે ભરતી-ઓટ-માયાની રહે છે તે જેમ અસત્ છે, તેમ સંસારમાં જણાતી માયીક વસ્તુઓ, સર્વ અસત્ છે. અખંડ અનંત બ્રહ્મસ્વરૂપ મહાસાગર છે તેને વિશેથી અનેક બ્રહ્માંડરૂપ તરંગ લહેરીઓ વહે છે-ઉઠે છે, તેમાં આ દેહ પરપોટા જેવો છે; તે કેટલા વર્ષપર હતો નહીં, ને કેટલા વરસ પછી રેહેવાનો પણ નથી, તેને ફુટીજતાં વિલંબ લાગશે નહીં,માટે એમાં મોહ ન ધરતાં, સત્જ અનંત અખંડ સચ્ચિદાનંદરૂપ જે સમુદ્ર તેમાંડૂબકી મારી જવી. જેમ સમુદ્રમાં ડૂબકી મારતાં સર્વત્ર જળ જળ જણાય છે તેમ પરબ્રહ્મના તાનમાં સદાકાળ એકતાર થવાથી સર્વત્ર બ્રહ્મજ જણાશે. અર્થાત્ પરમાત્માના નિજસ્વરૂપમાં જેમ મનુષ્યની લેહ લાગશે-સમુદ્રમાં ડૂબકી મારી જવાથી-તેમ તેજ સ્વરૂપમાં એક તારો થઈ જશે તેને માટે જીવે બહિર્મૂખવૃતિનો ત્યાગ કરીને અંતર્મૂખવૃતિનું સેવન કરવું. હે વિશાળ, મનુષ્યની વૃતિ સદાસર્વદા બહિર્મૂખ છે; તેને અંતર્મૂખ કરવાનો પુરતો પ્રયત્ન કરવો. ઈંદ્રિયોની સ્વાભાવીકવૃતિ એવી છે કે બહારના પદાર્થ જોવા, બહારનાનો શબ્દ સાંભળવો વગેરે. આ બહિર્મૂખવૃતિ કહેવાય છે, ને એ વૃતિને પાછી વાળીને અંતરમૂખવૃતિ કરવી, એટલે અંતરમાં જે પરમાત્મા છે તેને જોવો, તેને સાંભળવો, ને તેનામાંજ ડૂબકી મારી જવી એજ મુખ્ય ને સતત સત્ય સાધન છે. હરિરસ સાગરમાં હંમેશનીજ ડુબકી મારવાથી, આ સંસારના તરંગોનું તેને દર્શન થશે નહિ, પણ નિરંતર પરબ્રહ્મનું સત્સ્વરૂપ દૃષ્ટિગોચર થશે. નાશવંત પદાર્થ જણાશે નહીં, પણ માત્ર સત્જ જણાશે.

હે વિશાળ, આ પ્રમાણે વિચારોપર વિચારો આવતાં તે વૃક્ષ નીચેજ મને છેક સાંજ પડવા આવી, ને અસ્તાચળપર વિરાજેલા સવિતાનારાયણનાં મને દર્શન થયાં એટલે હું સાયંસંધ્યાદિકર્મની વેળા થયેલી જાણી ત્યાંથી ઉઠવાનો વિચાર કરતો હતો એટલામાં પેલું અદૃશ્ય થઈ ગયલું વિમાન મને પુનઃ દૃષ્ટિ ગોચર થયું. આ વેળા તો તે છેક મારી નજીક થઈને ચાલ્યું એટલે વધારે ઉત્કંઠાથી તેને જોવાં હું ઉભો થયો, ત્યારે તેમાંની એક દિવ્ય સુંદરીએ મારી તરફ હાથ કરી પોતાની સખિયોને દેખાડતાં

ગિર્વાણ ગિરામાં કહ્યું કે, "અરે ! જુઓ ! જુઓ ! પેલી સતીનો ભર્તાર તો આ વૃક્ષતળે ઊભો છે તેજ ! હવે થોડાજ દિવસમાં તેઓનો વિયોગ મટી જશે." એટલે વિમાનમાંની બીજી સઘળી અપ્સરાઓએ ઘણા હર્ષભેર મારી તરફ જોયું, ને એકે વખતે નાના પ્રકારનાં દિવ્ય કુસુમોનો વર્ષાદ વરસાવી પરમાત્માનો જયજયકાર બોલાવતાં વિમાન ઉડી ગયું ! હું ઘણો આશ્ચર્ય પામ્યો, પણ નિશ્ચય કીધો કે ખરેખર મારી પ્રિયા જે મને કહેતી હતી કે કોઈ કોઈ દિવસે અપ્સરાઓ તેણીના સમાગમ માટે આવે છે, તે પ્રમાણે આ અપ્સરાઓ ત્યાંજ ગયેલી હશે; ને તેથીજ તેઓએ મને ઓળખ્યો ! એમ મન સાથે કહીને હું તે રમણીય ડુંગર ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. વિશાલ, એ વેળાએ ગુરુજીના પ્રતાપે મારી સ્ત્રી તરફની લાગણી લગાર પણ ઉડી ઉતરી નહિ. પછી શ્રીહરિનું નામ સ્મરણ કરતાં સરોવરપર જઈ નિત્યકર્મ કીધા બાદ મારા સ્વસ્થાન કલ્પતરૂ નીચે જઇ પરમ સ્વસ્થ ચિત્તે હું બેઠો. એવી રીતે મારો છઠ્ઠો દિવસ ત્યાં નિર્ગમન થયો.

---

## સપ્તમબિંદુ-ફલસિદ્ધિ.

વિશાળ પ્રધાનને મોઢે યજ્ઞભૂ કહે છે, આજે સાતમો દિવસ હતો, ને તે છેલ્લોજ દિવસ હતો; તે મહાત્મા મહાપુરૂષ યોગીરાજના દર્શનનો. જે મહા પ્રતાપી જ્ઞાનનો હું આજે ભોક્તા થયો છું, ને આ અસાર સંસારમાં મને સર્વ એકજ સરખું ભાસે છે, તે જ્ઞાનના દાતા મારા ગુરુજીના દર્શનની પૂરતી અભિલાષાથી અરૂણોદય થયા પૂર્વે હું ઉઠયો. મંદમંદ પવનની લહરીઓથી આ પ્રમાદવાળા અંગને ચૈતન્ય આવ્યું. ચોમેર સુગંધ ફેલાવતો, અંગને શીતળ કરતો, રાત્રિની નિદ્રાનો નાશ કરી સુખદ પવન વહી રહ્યો હતો. આ ગુમાન ભર્યા સમીરના વાવાથી મુદિત મનનો થયેલો આ જીવાત્મા પેલા સરોવર ભણી ગયો. આહા ! માનસરોવરની શોભા એવી તો ખીલી રહી હતી કે જેમ સત્પુરૂષનું સુહ્રદય હોય, ધર્માચારવાળાની ધર્મક્રિયા હોય: તેવું તેનું નિર્મળ જળ સ્થિર થઈ રહ્યું હતું. નવ મુકુલિત પદ્મોમાંથી પરાગ પ્રસરી પ્રકટ વહન કરતો હતો, તેથી આ આત્મા ઘણો પ્રફુલ્લિત થઈ પ્રેમભર્યો સરોવરમાં ઉતર્યો ને સ્નાન કીધું. પછી ઉત્સાહી હ્રદયે હું ગુરુજીના આશ્રમ ભણી ચાલ્યો.

તે મહાત્મા યોગેશ્વર ધ્યાન ધરીને પૂર્વના વટવૃક્ષ નિચે આસન કરી, પ્રેમભરી દૃષ્ટિ કરી, ષટ અરીને પરા કરી, એક ચિત્તે નરી નિર્મળી બંધ આંખે બેઠા હતા. મેં જતાંજ પ્રણામ કીધા, ને તેઓ ધ્યાનમાં છે એમ જોઈ સમીપમાંજ આસનપર બેઠો. આ વેળાએ મારા મનમાં સંકલ્પ વિકલ્પ થવા માંડયા કે સત્સંગ જોયો, આત્માને જાણ્યો, ભવાટવીમાં જે વિટંબણા છે તેનો અનુભવ તો નિત્યેજ લેઉ છું, આ વ્યવહાર કાર્યમાં કેમ વર્તવું અને જ્ઞાનાનંદ તે શું તે પણ જાણ્યું, પણ ત્યારે સત્ય શું? અને નિત્ય તે શું? આ બધી તો માયાની દુગ્ધા છે, એમાંથી કંઈપણ મનને શાંતિ વળે ને સુખાનંદમાં નિમગ્ન રહીએ તેવું થોડુંજ છે. જ્ઞાન એ બહું ઉત્તમ છે, તદ્દપિ તેમાં જોઈતો આનંદ ન થાય તો શા ઉપાય લેવા તે સર્વથી વિશેષ અગત્યની વાત છે. એ વિષય આજે ગુરૂજી પાસેથી સ્પષ્ટ કરૂં તો ઠીક. સર્વ કાર્યની ફળ સિદ્ધિ મારે જાણવી જોઇયે. આવા અનેક પ્રકારના મનમાં વિચારો આવતા હતા, ને હું તે પુછવાનો વિચાર કરતો હતો, તેટલામાં ગુરૂજી સમાધિમાંથી મુક્ત થયા ને મારા પ્રત્યે પ્રેમ ભરી દૃષ્ટિ કરી.

મેં પુનઃ પ્રણામ કીધા. તેઓએ લાંબો હાથ કરી આશિર્વાદ આપ્યો. ક્ષણભર થોભ્યા પછી યોગેશ્વર બોલ્યા, હે જીવનમુક્ત! ગઈ કાલે તારો કાળ ઘણા આનંદમાં વ્યતિત થયો છે તેમાં કંઈપણ સંદેહ જેવું નથી. એક જગદીશ્વર પરમાત્માનું સદોદિત ચિંતન કરવું, વેદોકત કર્મને અનુસરવું ને શુદ્ધાચાર પાળવો એ આર્યનું નિત્ય કર્તવ્ય છે. અને પરમાત્માની શુદ્ધ મૂર્તિને જ્ઞાને કરીને ઓળખવી ને તેમાંજ લિન થઈ જવું એ મુકતજનને માટે સિધ્ધ સાધન છે. મનુષ્યે, આ પ્રતિબિંબરૂપે રહેલી માયામાંથી મુકત થવાનો પ્રયત્ન નિરંતર કરવો જોઈયે, ને તેને માટે જેજે જ્ઞાન–ઉપદેશ ગુરૂના મૂખથી મળ્યો હોય તેનું નિત્ય–નિરંતર મનન કરવું–ને તેજ મોક્ષનું સાધન સર્વોત્તમ છે. તને જે જે વિચારો ગઈ કાલે આવ્યા છે તેથી તારૂં પરમાત્માનું જ્ઞાન સુદૃઢ થયું છે. તારે જે કર્તવ્ય કરવાનું છે, તું જે ફળસિદ્ધિની ઈચ્છા રાખે છે તે હવે કોઈપણ પ્રકારે તારે બાકી નથી. પરમાત્મામાં પ્રેમપૂર્વક એકચિત્તવૃત્તિ રાખવી તે અમૃત સ્વરૂપ છે, ને તેનું પાન કરવાથી હરકોઈ અમૃત સમાનજ થાય છે. પરમાત્મામાં ચિત્તવૃત્તિનું ઐક્ય થવાથી તે નથી કોઈ બીજાની ઈચ્છા

કરતો કે કોઈનો શોક, કે પ્રેમ, કે કોઈમાં ઉત્સાહ ધરતો; ને તેને જાણ્યા પછીજ પોતે એક આત્માકાર થઇ જાય છે. પરમાત્માપર જે પ્રેમ કરવો તે કામનાથી નહીં કરવો, પણ માત્ર તેના ચરણ કમળમાં અહોનિ-શ ચિત્ત ચોંટેલું રહે તે માટે કરવો. બીજાને સેવવામાં આવે–આ જગત્‌ના સર્વ પદાર્થને સેવવામાં આવે, તેમાં જે પ્રયોજન હોય તેનાથી સહસ્રગણું વિશેષ પ્રયોજન પરમાત્માને સેવવામાં છે–ને તેનેજ સેવવા એ સર્વોત્તમ ફળસિધ્ધિ છે. એ સંબંધે જગત પ્રસિધ્ધિ રાજગુરૂ વિષ્ણુસ્વામિની કથા સાંભળ.

## રાજગુરૂ વિષ્ણુસ્વામિની કથા. (પ્રયોજન શું?)

પરમ પ્રતાપી રાજગુરૂ વિષ્ણુસ્વામિ, એ દક્ષિણ દેશમાં આવેલા દ્રાવિડ દેશમાં, નારાયણ ભટ્ટ નામના સર્વ ગુણાલંકૃત એક દ્વિજને ત્યાં જન્મ્યો હતો. બાળપણથીજ આ બાળકનું ચિત્ત પરમાત્મામાં ચોંટેલું હતું, ને તેનેજ તે જ્યાં ત્યાં જોયા કરતો હતો. એક સમે તેના પિતા વસ્ત્રાલંકાર સજીને રાજમંડળમાં સિધારતા હતા, ત્યારે વિષ્ણુએ પોતાના પિતાને પુછ્યું, "પિતાજી, આપ કયાં જાઓ છો?" તેના પિતાએ કહ્યું, "રાજસભામાં, રાજાજી પાસે." વિષ્ણુએ પુનઃપ્રશ્ન કીધો કે, "રાજા પાસે જવાનું શું પ્રયોજન?" તેના પિતાએ કહ્યું કે, "રાજાને પ્રસન્ન કરવા; તે પ્રસન્ન થાય તો રૂડું તુષ્ટીદાન દે." આજ પ્રમાણે બીજે સમે રાજાની સ્વારી બીજે ગામ જતી હતી, ત્યારે આવોજ પ્રશ્ન વિષ્ણુએ કીધો; ત્યારે તેના પિતાએ પ્રતિઉત્તર આપ્યો: "તે રાજા આ રાજાનો સ્વામિ છે, તે મોટો છે, તેને પ્રસન્ન કરવા." વળી એક સમે તે સર્વે મંડળ તે કાળના ચક્રવર્તિ રાજાને મળવાને જવા લાગ્યું, ત્યારે વિષ્ણુએ તેજ પ્રશ્ન કીધો, ત્યારે તેના પ્રશ્નના પ્રતિઉત્તરમાં તેના પિતાએ કહ્યું કે, "તે સર્વોપરી રાજા છે, ને તે પ્રસન્ન થાય તો બહુ લાભ થાય. તે સર્વે રાજાને ગામ ગિરાસ તથા વતન વજીફા આપવાને કુલ મુખત્યાર છે." ત્યારે વિષ્ણુએ પુછ્યું; "પિતાજી, તેનાથી વડો કોઈ છે?" તેના પિતાએ પ્રતિઉત્તર આપ્યો; "તેનાથી વડો તો સ્વર્ગનો રાજા ઈંદ્ર છે." વિષ્ણુએ પુ-છ્યું, "તેને માનવાથી શું પ્રયોજન?" "તે સ્વર્ગલોકમાં આપણને તેડી જાય, ને ત્યાં સર્વ પ્રકારનાં સુખ ઐશ્વર્ય આપે." વિષ્ણુએ પુછ્યું: "તેનાથી કોઈ વડો છે?" તેના પિતાએ કહ્યું, "તેનાથી મોટા

બ્રહ્મા, બ્રહ્મા શિવજીનો સેવક છે, ને શિવજી પર વિષ્ણુ છે.' છેલ્લે વિષ્ણુએ પુછ્યું, "વિષ્ણુથી મોટો કોણ છે?" તેના પિતાએ કહ્યું "તેનાથી મોટો પરમાત્મા છે." પુનઃ વિષ્ણુએ પુછ્યું, "તેનો કોઈ સ્વામિ છે?" તેના પિતાએ કહ્યું "ના, તેનાથી મોટો કોઈ નથી. ક્ષરથી પણ પર અક્ષર ત્યાં તે નિત્ય પરમાત્માનું બ્રહ્મસ્વરૂપ રહે છે. ત્યાં અનેક કુંજલતાઓ છે ને સર્વ પ્રકારના આનંદનો, સુખનો, વિભવનો ત્યાં વાસ છે. મણિમય મહાયોગશિખાસ્થંભનું અતિ-અનુપમ તે સ્થળ છે, ને ત્યાં વેદવેદાન્ત સર્વ શાસ્ત્ર વેદ્ય સચ્ચિદાનંદ ઘન પરમાત્માપરમ્ પરમાનંદ સ્વરૂપ, અનેક કોટી નિત્ય સિધ્ધ, સાધન સિધ્ધ ભક્તો સહિત યોગપીઠપર એકાગ્ર ચિત્તથી ધ્યાનાવસ્થિત રહે છે. તે સર્વનો ત્રાતા, સર્વનો દાતા ને સર્વનો નિયંતા છે. તેનાથી પર કોઈ નથી."

પિતાનું આ બોલવું સાંભળી, વિષ્ણુએ પિતાને પ્રેમ પુરઃસર નમન કરી કહ્યું, "ત્યારે પિતાજી, બીજા સર્વ ને તેના સેવકોને સેવવાનું શું પ્રયોજન? હું તો હવેથી કોઈ અન્યને નહીં સેવતાં તેનુંજ સેવન કરીશ, ને તેનોજ સેવક થઈ રહીશ. જેનાથી પર કોઈ નથી, જે ક્ષરથી પર અક્ષરમાં રહે છે તેને સેવવાથીજ સર્વ સિદ્ધિ-કાર્ય થાય છે ત્યારે બીજાને સેવવાનું કશું પ્રયોજન નથી."

આમ બોલીને વિષ્ણુએ સન્ન્યસ્થ લીધું, ને ત્રિદંડી સન્ન્યાસી થઈ ગયો. પછી તેણે નિત્ય નિયંતા સાક્ષાત્ પરમાત્માનું સેવન કરવા માંડયું. તેના મનમાં દૃઢાસ્થા પરમાત્માનીજ હતી, ને તેના શિવાય તે બીજા કોઈનો મનમાં સંકલ્પ પણ કરતો નહોતો, તેણે જ્યારે પ્રભુ સેવાનો આરંભ કીધો ત્યારે પરમાત્માને ભોગ ધરીને કહ્યું કે, "જેનો કોઈ સ્વામિ નહિં હોય ને જે કોઈનો સેવક ન હોય તે આ મારો ભોગ આરોગે. જેનાથી પર કોઈજ નહિં હોય તે આ ભોગ ભલે આરોગે." પ્રથમ તો તેની દઢતા જોવાને પરમાત્માએ ભોગ ગ્રહણ ન કીધો, પણ સાત દિવસ સુધી તે દઢ નિશ્ચયવાન, સંકલ્પ વિકલ્પ વગરનો જણાયા પછી, પરમાત્માએ પ્રકટ દર્શન દઈને તેને ઉપદેશ કીધો, ને પછી નિત્ય તેજ પરમાત્મા તેનો ભોગ આરોગતા હતા.

હે વિદેહી! આ કથાનું રહસ્ય તું જાણ કે પરમાત્મા વિના અન્યને સેવવાનું, ધ્યાન ધરવાનું કશું પ્રયોજન નથી. જેનાથી

સર્વ કાર્ય સિધ્ધ થાય, જેનો કોઈ સ્વામિજ નહીં તેવા પરમાત્મામાં એક દૃઢચિત્તવૃત્તિ ઠેરાવી રાખીને, આ સંસારમાં રહ્યા છતાં પણ મનુષ્ય સાયુજ્ય મુક્તિ પામે છે. આવી વૃત્તિ રાખવી એજ મુખ્ય કૃતકૃત્યતા છે. સંસાર વ્યવહારમાં રહેલા સર્વે મુમુક્ષુજને પરબ્રહ્મના જ્ઞાન માટે ખરેખરી ચેતના રાખવી જોઈયે. એ ચેતના કેવી, તે સંબંધે આ એક પ્રત્યક્ષ કથા સાંભળ.

## પ્રભુ ભજવામાં ચેતના.

એક સમે પાંડવો ને કૌરવો ગુરુ દ્રોણાચાર્ય પાસે યુદ્ધ વિદ્યા શીખતા હતા. શીખવામાં તેઓમાં સૌ કરતાં અર્જુન આગળ પડતો હોવાથી તેનાપર તથા સર્વ પાંડવોપર, કૌરવોના મનમાં ઈર્ષાનું વૃક્ષ વવાયું હતું. તેવામાં કર્ણ પણ તેના પાળક પિતા અધિરથની ઇચ્છાથી ત્યાં (હસ્તિનાપુરમાં) ધનુર્વિદ્યા શીખવા માટે આવ્યો. આ કર્ણે તો તે શાળામાં આવીને પોતાના ચાતુર્ય વડે કોઈ કોઈ વાતે અર્જુનના ઉપર પણ છાપ પાડી–અર્થાત્ ઘણીક વિદ્યામાં તે અર્જુન કરતાં પણ વધારે ચાતુર્ય દેખાડવા લાગ્યો. આથી દુર્યોધન વગેરેને ઠીક ફાવ્યું. તેમણે તુરત કર્ણ સાથે મિત્રતા કરી; ને પછી એની સાથે મળીને તેઓ અર્જુનનો બહુ દ્વેષ કરવા લાગ્યા. દુર્યોધન મનમાં એમ ધારતો હતો કે કર્ણ જેવા વીર પુરૂષને જો આપણે અત્યારથી સંતુષ્ટ કરીને મિત્ર કરી રાખીશું તો આગળ એ આપણને બહુ ખપ લાગશે. એથી કર્ણને જ્યાં કહીં જવું આવવું હોય તો તેને માટે રથ તથા સારથિ આપે અને એવી બીજી ઘણી રીતે તેને જોઈતી વસ્તુ તથા ખાનપાનાદિક વસ્તુથી પ્રતિદિન સંતુષ્ટ રાખે.

હવે કર્ણ હમેશાં પોતાની શીખેલી વિદ્યાને કસવાને તથા તેનો અભ્યાસ પાડવાને રથમાં બેશી એકલો વનમાં જતો; ને તે વખતે સારથિ વગર બીજા કોઇને સાથે પણ લેતો નહિ. કારણ કે ઘણા મનુષ્યો સાથે હોવાથી અભ્યાસમાં ચિત્ત એકાગ્ર થતું નથી. એજ પ્રમાણે એક દિવસે તે રથમાં બેસી વનમાં ગયો, ને એક ખુલ્લા મેદાન તરફ સારથિને રથ હાંકવાની આજ્ઞા કરી. શાળામાં વિદ્યાર્થિઓ (રાજપુત્રો) સાથે થયલી સરસાસરસીથી તે દિવસે તે મનમાં જરાક ચિદાયલો હોવાથી નિશાન મારવાપર તેનું મન બહુ ઉશ્કેરાયલું હતું. તેથી ત્યાં જતાંજ તેણે સારથિને હુકમ

કરી રથ દોડાવ્યો, ને રેતીમાં ત્રણ મોટાં બરૂનાં રાડાં ઉભાં રોપી તેપર પોતાની પાસેનું એક આપ મેળેજ ફરતું સુંદર પક્ષીના આકારનું રમકડું ગોઠવ્યું; કે જે પોતાની ચાંચમાં ત્રણ ફૂલવાળી ઝાડની ડાંખળી લઈ ચકર ચકર ફરયાજ કરતું હતું. હવે કર્ણની ધારણા એવી હતી કે, એકે સપાટે ફરી રહેલા પક્ષીના મોંઢામાંની ડાંખળીના છેડાપરનાં ત્રણ ફૂલોમાંનું વચલું ફૂલ પોતાના બાણની ચોટથી તોડી લેવું; પણ તેમ કરતાં આજુબાજુનાં ફૂલોને કિંવા તે ડાંખળીના એકાદા પાંદડાને કે તે પક્ષીને પોતાના બાણથી જરાપણ ઈજા આવે નહિ! આ પ્રમાણે તે નિશાનને રોપીને કર્ણ હાથમાં ધનુષ બાણ લઈ નિશાનને તોડવા માટે જોસભેર પગલાં ભરતો ત્યાંથી દૂર ચાલ્યો. એ વખતે તેની નજર તે નિશાન તરફ હતી, તેથી પોતાના રસ્તાપર પીઠ કરી પાછે પગે તે નિશાનને જોતો ચાલ્યો જતો હતો. એમ પાછે પગે ચાલતાં તે લગભગ સોએક કદમ દૂર નિકળી ગયો, તોપણ પોતાનું ધારેલું અંતર પૂરૂં ન થવાથી હજુ તે પોતાની ધૂનમાં પગલાં ભરયોજ જતો હતો. એવામાં તેનો પેલો સારથિ, કે જે નિશાનની પાસે ઉભો ઉભો રમકડાંની ફૂદડી ફરવાની ખૂબી જોયા કરતો હતો, તેની નજર એકાએક કર્ણ તરફ ગઈ, ને કર્ણ જેવો છેલ્લું પગલું ભરવાની તૈયારીમાં છે તેટલામાંજ તેણે (સારથિયે) એકાએક ચમકીને પોતાની પાસેના પરોણાથી તે ફરતા ખૂબીદાર નિશાનને ભાંગી ભૂમિપર લોટાડી દીધું, ને તુરત પોતે રથની ઓથમાં ભરાઈ બેઠો!!!

હવે કર્ણની નજર તો તે નિશાન સામીજ હતી, તેથી સારથિએ એકાએક નિશાન ભાંગી નાંખ્યું જોઈ પોતે જે પગલું મૂકવાની તૈયારીમાં હતો, તેજ પગલું નિરાશીભેર આગળ મૂક્યું, ને ત્યાંથી દોડતો ક્રોધભેર તે સારથિ પાસે આવ્યો. ને તે સારથિને જેવો ધનુષનો ગોદો મારી ફરી લાત મારવા જાય છે, તેવોજ સારથિ દંડવત્નમસ્કાર કરી તેને ચરણે નમ્યો, ને 'મારો અપરાધ ક્ષમા કરો,' એમ દીન વાણીથી તેને કહ્યું. એ જોઈ કર્ણને દયા આવવાથી તેનો હાથ ઝાલી ઉભો કીધો; ને પૂછ્યું, 'અરે, તેં આ શું કીધું કે જેથી મારૂં એવું ઉત્તમ નિશાન અને અત્યાર સુધી કીધેલો મારો શ્રમ એ સઘળું મિથ્યા ગયું?' એ સાંભળી સારથિ બોલ્યો, 'મહારાજ, મેં જે કંઈ કીધું છે, તે બીજા કોઈપણ કારણથી નહિ, પણ

માત્ર આપના હિતને અર્થેજ છે; અને આપના શરીર કરતાં એ નિશાન કંઈ વધારે અગત્યતા ધરાવતું નથી.' આથી કર્ણ ઘણા અચંબામાં પડયો, ને તેનું કારણ પૂછવા લાગ્યો, ત્યારે સારથિએ કહ્યું, 'મહારાજ, આપ જ્યાંથી હાલ દોડયા આવ્યા, ત્યાં પાછા તમારે પગલે પગલે જાઓ, ને છેવટના પગલા આગળ જૂઓ કે ત્યાં શું છે!' તુરત કર્ણ ને સારથિ બંને પગલે પગલે ત્યાં ગયા, ને છેલ્લા પગલા આગળ જૂએ છે તો ત્યાં એક મોટો ઝંડ જંગલી કુવો આવેલો છે, કે જેની ઉંડાઇનો કંઈ પાર નથી, ને તે જંગલમાં હોવાથી અવાવર પડેલો છે, એટલે તેમાંની હવા તથા પાણી એવાં ઝેરી બની ગયાં છે, કે તેમાં અડયે જતાંજ પડનારના પ્રાણ મુક્ત થઈ જાય! આ જોઈ કર્ણ ચકિત થઈ ગયો, ને પોતાના સારથિની ચાલાકી તથા ચેતનાપર ઘણોજ સંતોષ પામ્યો. તે કહેવા લાગ્યો કે, 'સાબાશ સૂત, તને ધન્ય છે. સાબાશ તારા કૃત્યને! આજે તેં મને કાળના મુખમાંથી બચાવ્યો છે. તારી એ ચેતના માટે હું તને દુર્યોધનની રાજસભામાં મોટો અધિકાર અપાવીશ. કારણ કે હવે તું કંઇ માત્ર સૂત (સારથિ)નુંજ કામ કરવાને યોગ્ય નથી, પણ મોટા પદને પાત્ર છે.' એમ કહી બંને રથ પાસે આવ્યા, ને ઘોડા જોતરી તુરત રથપર સ્વાર થઈ બંને હર્ષિત થતા હસ્તિનાપુર ભણી ચાલ્યા ગયા.

આ કર્ણ ઘણો બુદ્ધિમાન હતો, તેથી જાણી ગયો કે આણે મારો પ્રાણ બચાવ્યો છે, પણ બીજો અબૂજ હોત તો તે ઠેકાણે પ્રશ્ન કરત કે, 'ત્યારે તારે મારૂં નિશાન ન ભાંગતાં મને પાછો વળવાને હાંક મારવી હતી.' પણ તેમ કરત તો બહુ ખોટું થાત. કેમકે એ વખતે સારથિ કદાચ તેને એમ હાક મારી–'પાછળ કુવો છે માટે તેમાં પડી જશો તેથી જલદી પાછા વળો,' એમ કહેત તો કર્ણ એકાએક આશ્ચર્યથી ચમકીને ગભરાટમાં પાછું જોવા જતાં ઉલટો કૂવામાં પડી જાત, ને નિશ્ચે પ્રાણ ખોત. નિશાન ભાંગ્યું એ જોકે આશ્ચર્યજ હતું, છતાં તે તેની દૃષ્ટિએ પ્રત્યક્ષ જોતાં બન્યું હતું, કારણ કે તેની નજર તેજ તરફ હતી; ને તેના આકર્ષણને લીધે તે વગર અડચણે પાછળ હઠતો અટકયો. અજાણ્યો અચંબો માણસને બહુ ગભરાવી નાંખે છે, ને તે ગભરાટમાં માણસ પોતાનો આત્મા જોખમમાં નાંખે છે. તે પ્રમાણે કર્ણને

પણ કૂવો છે, એમ સારથિયે કહ્યું હોત તો તે પાછા જોવા જતાં કૂવો જોઈનેજ ચકરી ખાઈ તેમાં ઝીકાત. માટે એ સારથિની ચેતનાને ધન્ય છે.

મુમુક્ષુજનો આ દૃષ્ટાંતને બીજેજ માર્ગે લગાડી શકે. એમાં કર્ણ એ બ્રહ્મવિદ્યાનો અભ્યાસી પુરુષ જાણવો, અને નિશાન એ બ્રહ્મ ગણી તેનીપરજ સંસારમાં રહેતાં છતાં એક સુરતા રાખીને મુમુક્ષુએ ચાલવું જોઇયે. એથી શુદ્ધ મુમુક્ષુજનને કોઈપણ પ્રકારે આ સંસારની માયા મોહ પમાડી શકતી નથી. તેમાં ચેતના એ રાખવી કે પ્રભુને ભજતા રખેને કૂવામાં પડાય; તે માટે ગુરૂરૂપી સારથિ એ મુખ્ય છે. એ જીવનમુકત, તને વિશેષ શું કહું, પરન્તુ આટલું તો તારે નિશ્ચ સ્મરણમાં રાખવું કે સંસારમાં રહ્યા છતાં કોઈપણ જીવનમુક્ત પ્રાણી, જો પરમાત્મામાં એકતાર રહે છે તો તેને કશાનું આવરણ થતું નથી. મનુષ્ય જન્મમાં મુખ્ય શ્રેષ્ઠ સાધન આજ છે કે રેંટમાળામાંથી મુક્ત થવું. ગમે તે કાર્ય કરો, પણ સર્વોત્તમ, પરમ શ્રેષ્ટ કાર્યની સિદ્ધિ નારદ ભગવાનને થઈ હતી તેજ છે, ને તે કથા તું ચિત્ત દઈ સાંભળ. એજ આ જન્મનું મુખ્ય ફળ છે.

## પરમ સાધન.

ભગવાનના પરમ ભકત શ્રી નારદજી દાસીપુત્ર છે. જન્મતાંજ તેઓના હૃદયમાં પરમાત્માની લગ્નિ લાગેલી હતી. તેની માતાએ તેને બાલ્યાવસ્થામાંજ પરમાત્મા સંબંધી ઉપદેશ આપ્યો હતો, ને તેઓ હરિગુરૂસંતની નિત્ય સેવા કર્યા કરતા હતા. જ્યારે વયે આવ્યા ત્યારે તેઓ પરમાત્માનું ઉપાસન કરવાને એક અટલ અરણ્યમાં આંબાના વૃક્ષમાં આશ્રમ સ્થાપી ત્યાં રહ્યા, ને પ્રભુનું સેવન કરવા માટે ઘણું ઉગ્રતપ આરંભ્યું. તપ કરતા કરતા અનેક વર્ષો વિતિ ગયાં, પણ તેઓના મનમાં જે એવીજ ઉગ્ર ઈચ્છા કે શ્રેષ્ટ સાધન કીયું તે જાણવું, તે ઇચ્છા પૂર્ણ થઈ નહીં. વનમાં પશુ પક્ષી ને જનાવરો તેઓને ઘણું હેરાન કરતાં, એટલુંજ નહીં પણ ઈંદ્રના મનમાં એવો ભય ઉત્પન્ન થયો કે એ મારૂં ઈંદ્રાસન ચાહતો હશે, તેથી તેના તપનો ભંગ કરવા માટે અનેક અપ્સરાઓને મોકલી. પણ નારદજી જરાપણ ચલાયમાન થયા નહીં. સર્વે અ-

અપ્સરાઓ નિરાશ થઈ પાછી ફરી ને ઈંદ્રને તે વર્તમાન નિવેદન કીધા. ત્યારે બ્રહ્માને જઈને તેણે પ્રાર્થના કરી કે, "હે દેવ, જો નારદજીનું તપ ભંગ ન થાય તો નિઃશંક મારે મારા પદપરથી પડવું પડશે; ને તેઓ કોણ જાણે કેવા પ્રકારે દેવલોકોને પીડશે." આથી ભયાકુળ થયેલા બ્રહ્મા, નારદજી પાસે આવ્યા ને કહ્યું, "પુત્ર, તારી ઈચ્છામાં આવે તે વર માંગ." ત્યારે નારદમુનિ બોલ્યા, "મને કોઈ વાતની તૃષ્ણા નથી, પણ કહો કે પરમ સાધન શું છે. આ ભયયુક્ત સંસારમાંથી મુક્ત થવાય તેવુ શું?" બ્રહ્માને તે સાધનની ખબર નહીં હોવાથી તેઓએ અનેક પ્રકારની વાતો કહી, પણ તેથી નારદ મુનિનું મન તૃપ્ત થયું નહીં, ને તેઓએ પુનઃ તપશ્ચર્યા આરંભી.

વળી હજારો ને લાખો વરસો વિતિ ગયાં. દેવલોક ખળભળી ઉઠયું, ઈંદ્રાસન ડોલ્યું ને શેષનાગ સળકયો. સ્વર્ગલોક તો તેના તપના પ્રભાવથી ડોલવા લાગ્યો, બ્રહ્મલોક હિંચી રહ્યો, પૃથિવી કંપારવ કરવા લાગી, પાતાળ ખળભળી ઉઠયાં, દશેદિગ્પાળો ઝુલી રહ્યા ને એ પ્રકારે ત્રણે લોકમાં ખળભળાટ થઈ રહ્યો. ત્યારે શિવજી પ્રચંડ ભૈરવનાથનું રૂપ ધરીને નારદજીને તેના તપમાંથી ચલાયમાન કરવાને આવ્યા, ને મહા ભયંકર કોપ કરીને, પોતાના વિક્રાળ સ્વરૂપથી તેને ગ્રાસી જવા તૈયાર થયા. પણ શ્રી હરિનો જેને પૂર્ણ વિશ્વાસ છે તેવા નારદજી જરા પણ ચલાયમાન થયા નહીં, કે ક્ષોભ પણ પામ્યા નહીં. ત્યારે ભૈરવનાથ પ્રસન્ન થયા ને કહ્યું કે ઈચ્છામાં આવે તે વર માંગ. પણ નારદજીએ કહ્યું કે, "મને આ લોકમાંના કોઈ પણ પદાર્થપર પ્રીતિ નથી, મને આ સકળ વસ્તુઓ અસાર માલમ પડી છે, માત્ર પરમાત્મામાં એકચિત્ત રહે તેજ વસ્તુ પ્રાપ્ત થાય તો મને કૃત્કૃત્ય સમજું. આ જીવતરને તેવું કંઈ હોય તો આપો." આ આપવે શિવજી પણ અસમર્થ થઇ પડયા, ને તુરતજ ત્યાંથી અદૃશ્ય થઇ ગયા.

વળી પણ નારદજીએ ઉગ્રતપ આરંભવું જારીજ રાખ્યું. તેના આ તપથી પ્રસન્ન થઈ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ પરમાત્મા પ્રકટ થયા ને નારદજીના શિરપર હાથ ધરીને તેને જાગૃત કીધા. નારદજીએ પરમાત્માના દિવ્યસ્વરૂપથી મોહ પામીને તેનના ચરણનું ચુંબન લીધું, ને પછી કહ્યું, "પ્રભૂ, જેથી મને માયા આવરણ કરી શકે નહીં, ને આપના ઉપર પૂર્ણ પ્રેમમય મારી શ્રદ્ધા અહોકાળ ચોંટેલી રહે તેવું

કહો; ને શ્રેષ્ઠ પરમ્ સાધન શું તે કહો." પરમાત્માએ કહ્યું; "હે નારદ! તને જે ઈચ્છા છે તે ઘણી ઉત્તમ છે, ને તેથી હું તને કહું છું તે એજ કે મારી પૂર્ણપ્રેમથી ભક્તિ કરવી, અહોકાળ મારી તરફ ચિત્તવૃતિને ચોંટાડેલી રાખવી એજ શ્રેષ્ઠ પરમ્ સાધન છે. તેં જે ઉગ્રતપશ્ચર્યા કીધી છે તે એવી છે કે જેના સમાન બીજી નથી અસાર વસ્તુને તેં ત્યાગી છે, માત્ર હું જે જગદીશ્વર પરમાત્મા પૂર્ણબ્રહ્મ તેનેજ તેં ચાહ્યા છે, ને હું કહું છું કે તારા આ ઉત્તમ ભક્તિમાત્રથી તારા હૃદયમાંથી મારૂં સ્મરણ દર્શન ત્રિકાલે પ્રલયકાળે પણ ચલાયમાન્ થશે નહીં. હું જે પરબ્રહ્મ તેની પ્રેમલક્ષણાભક્તિ તેનું સર્વ અંગ તને મારા પૂર્ણ ભક્ત શિવજી શિખવાડશે. તને મારા આ પ્રતાપથી ત્રિકાળનું જ્ઞાન થશે, ને માયામમતા કોઈ પણ તને ભેદી શકશે નહીં." આમ કહીને જ્યાં પરમાત્મા તેના હૃદયમાં નિરંતરનો નિવાસ કરે છે ત્યાં તો આ પ્રમાણે આકાશવાણી થઈઃ—

वसन्ततिलकावृत्तम् ॥

आराधितो यदि हरिस्तपसा ततः किं ।
नाराधितो यदि हरिस्तपसा ततः किम् ॥
अन्तर्बहिर्यदि हरिस्तपसा ततः किं ।
नान्तर्बहिर्यदि हरिस्तपसा ततः किम् ॥

"જો હરિ આરાધેલો છે તો પછી તપથી શું છે? જો હરિ આરાધ્યાજ ન હોય તો પછી તપથી શું થવાનું છે? અંતરમાં અને બહાર જો હરિજ છે તો પછી તપથી શું વિશેષ છે? અને અંતર કે બહાર ક્યાંય હરિ નથી તો પછી તપથી શું થવાનું છે?

"હે નારદ! તારા હૃદયમાં સચરાચર પ્રભુએ વાસ કીધો છે. ને બાહ્યચિત્ત વૃતિનો અવરોધ કરી બાહ્યેન્દ્રિય ને અંતરેન્દ્રિય વિષયને સર્વ પ્રકારે ત્યાગ્યા છે ને આત્મા પરમાત્મા સાથે સમ્મિલન થયો છે, એટલે હવે તારે તપ કરવાનું કશું પ્રયોજન નથી. પરમાત્માપર પૂર્ણ પ્રેમભાવ ધર્યાથી તું નિષ્કામ રહેશે. તારો યોગ તિવ્ર છે ને તે આત્મા પરમાત્મનું ઐક્ય કીધું છે ને અંતઃકરણની પ્રતીતિવાળું જ્ઞાન પ્રાપ્ત કીધું છે, અને એમાં સંકલ્પ

વિકલ્પ થયા નથી તો કોઈ પદાર્થ તને આવરણ કરી શકશે નહીં ને તારૂં જ્ઞાન સતેજ રહેશે ને પરમાત્મા દૃષ્ટિ સમીપજ રહેશે. સ્મરણમાં રાખજે કે પરમાત્મામાં જેને લેહ લાગી છે તેને બીજા કોઈ શ્રેષ્ટ સાધન જોઇયેજ નહીં."

તુરત આકાશવાણી વિરામ પામી; અને નારદજીએ વિણા લઈને સર્વત્ર ભગવાન્ નામની લેહ લગાડી દીધી. પછી તેઓ શિવજી, જે સૌ વિદ્યાના ઈશ, સૌ ભૂતોના ઇશ્વર, સચરાચરના ગુરૂ, ગુણ બ્રહ્મ-સ્વરૂપની પાસે ગયા, ને વિનતી કરી કે મને બ્રહ્મસ્વરૂપ પરમાત્મામાં એક ચિત્તવૃતિ દૃઢિભૂત રહે તે માટેનું જ્ઞાન કહો. પ્રથમ શિવજીએ નાપાડી, પણ ત્રિપુરાસુરના યુદ્ધમાં તે સંહાર પ્રભૂએ ત્રિપુરનો નાશ કીધો ત્યારે અનેક પ્રકારે નારદે શિવજીની સ્તુતિ કીધી, તેથી પ્રસન્ન થઇ શિવજીએ પરમાત્માની લેહનુ રહસ્ય કહ્યું કે, "પરમાત્માને અખંડ ચિત્તવૃતિમાં જોડી દેવા, ને તેના વિના કંઇજ જોવામાં આવે નહીં એજ પરમાત્માના જ્ઞાનનું રહસ્ય છે." આ પછી પ્રેમભાવથી પરમાત્માને સેવવા તેનો સર્વ મર્મ-રહસ્ય બતાવ્યો હતો.

એ પ્રમાણે એ વિદેહી, પરમાત્માનેજ અંતરમાં ને બહાર સર્વ સ્થાન આપ્યું છે જેને તેને માટે બીજું કોઈ સાધન નથી–એજ પરમ સાધન છે, એજ શ્રેષ્ઠ ધર્મ છે, એજ ઉગ્ર તપ છે, ને એજ મુમુક્ષુજન ને કર્તવ્ય છે ને મુક્ત કરનાર પણ એજ છે આ જે સાત દિવસમાં તેં જે પરમજ્ઞાન પ્રાપ્ત કીધું છે, ને તે તારા અંતરમાં વજ્રપેરે ચોંટી રહ્યું છે તેથી હું જાણું છું કે તું સર્વદર્શી થશે; તને એ જ્ઞાનવડે કદીપણ સંકલ્પ વિકલ્પ થશે નહીં, ને બાહ્યચિત્તવૃતિને આવરણ પણ નડશે નહીં.

## યજ્ઞભુનું વૃતાંત.

પછી તે મહાત્મા યોગેશ્વર, સાક્ષાત્ પરમાત્માના અંશાવતાર મહાપ્રભુ વિરામ્યા; અને મને પોતાની જટામાંથી કાઢી એક અમૃત ફળ આપ્યું. વિશાળ, તે ફળ મેં પ્રેમપૂર્વક પ્રણામ કરીને હાથમાં લીધું. પછી મને તે મહાત્માએ ઘણા પ્રેમથી વિદાય થવાની આજ્ઞા આપી, ને હું પૂર્ણ ઉલ્લાસ ને પ્રફુલ્લિત હૃદયે ત્યાંથી વિદાય થઈને મારા નિત્યના કલ્પવૃક્ષ નિચે આવીને બેઠો. અને ચોમેર દૃષ્ટિ ફેંકી તો અહા! વિશાળ દશે દિશામાં મને આનંદજ દર્શન દેવા લાગ્યો.

મંદમંદ પવનની લહરીઓ સાથે નિર્મળ ગગનમંડળ દિવસ સમાન ઉજ્વળપણે પ્રકાશતું જણાયું. અમર, કિન્નર, વિદ્યાધર ને ગંધર્વો મારાપર કુસુમવૃષ્ટિ કરવા લાગ્યા, ને કલ્યાણુ કલ્યાણુનો આશિર્વાદ દેતા જણાયા. પરમ પવિત્ર ગંગા યમુના ખળખળાટ વહી જતી હતી, ને સત્પુરૂષની ઉજ્વળ કીર્તિ જેવો યશસ્વી હિમાલય સર્વે અચલોના ચક્રવર્તિ જેવો, મને પોતાની ટાંચપર બેસાડીને જાણે ગગનમંડળમાં ઘુસી જતો હોય તેવો જણાવવા લાગ્યો. સ્થળે સ્થળે સુરાંગનાઓ વિહાર કરતી હતી, તે મારા મસ્તકપર આવી, થંભી રહીને વેણુવિણાનાદથી હ્રદયને આહ્‌લાદિત કરતી જણાઇ, ને વિદ્યાધરીઓ પરમાત્મામાં તલ્લીન કરનારા મધુરા રાગ, રોમાંચ અંગ કરતા સુણાવવા લાગી જો કે આ વેળાએ મારા હ્રદયમાં, મનમાં, તનમાં, આત્મામાં ને સર્વત્ર એકજ પરબ્રહ્મના નિત્ય લીલામય સ્વરૂપનુંજ ધ્યાન લાગી રહ્યું હતું. સંઝયા થઇ, ને જાણે વૈતાલિક આવીને કહેતો હોય કે, હે વિદેહી! હવે શાંત થા, ને માયીક વિચાર તજ, તેમ ચકવાએ ચકવીનો ત્યાગ કીધો; મને ઘણા ઘણા વિચાર આવ્યા કે આ મહાપુરૂષ યોગેશ્વર, કે જેણે મને કશાપણ લાભ વિના આટલો બધો સદ્‌બોધ આપ્યો તે કોણ હશે? પછી જાણે મારો અંતરાત્માજ મને કહેતો હોય તેમ જણાયું કે એજ સાક્ષાત્ કૈવલ્ય મૂર્તિ છે, ને મારા પૂર્વ જન્મના કોઈ સુકૃત્યને યોગે આ અમુલ્ય બોધ આપ્યો છે. આ બોધના પ્રભાવવડે હું આશા તૃષ્ણા મોહ મમતા કામ ક્રોધ લોભ મદમત્સર રહિત થઈને પૂર્ણ પ્રેમી પરમાત્માનો ભક્ત થઈને આનંદ લહરીમાં તણાવા લાગ્યો, અને હે વિશાળ! હું કહી શકતો નથી કે તેમાં હું કયાં સુધી તણાઈશ-અદ્યપિ પર્યંત તણાયો જાઉં છું. જે આનંદ મને તે કાળે, તે કલ્પવૃક્ષ નિચે થયો હતો તેવોજ આજપર્યંત મને થયોજ જાય છે; ને તું નિશ્ચે જાણ કે આ માયીક દેહના પડવા સુધી તેવોજ થયો જશે.

પછી મેં નિત્યકૃત્ય-સાયંસંઝયા આટોપી લીધી, ને આખા દિવસનો થાકેલો હતો તેથી તે મહાત્મા યોગેશ્વરની આપેલી પેલી પ્રસાદીનું ફળ પ્રાશન કીધું, ને પછી શું જોઉં છું? મને સર્વ પ્રકારનું જ્ઞાન થયું; મારી સમક્ષ ત્રણે કાળની લીલા નૃત્ય કરતી હોય તેમ જણાઈ. પછી જો કે મારા હૃદયમાં તો આ માયીક જંજાળ માટે યત્કિંચિત પણ ભાવ નહોતો, પણ ગુરૂ જાણે હ્રદયમાં વસી

મને પ્રેરણા કરતા હોય કે, "સંસાર કસોટીપર ચઢયા વિના ખરી પરિક્ષા થતી નથી, તો હે વિદેહી, ડરયા વિના સંસારમાં રહી, જે ભાવી નિર્માણછે તે ભોગવ; ને સ્વપતિન સહિત સત્ધર્મે પ્રજાપાલન કર." આવા બોલથી, આવી પ્રેરણાથી, આવા ઉત્તેજીત વાકયથી, જાણે દોરાયો હોઉં તેમ હું આ અથાગ સંસારને તરી જવાને, તેમાંના મગરમચ્છો, વાવંટોળિયા, મોટા મોજાઓમાંથી પાર ઉતરી જવાને તૈયાર હોઉ તેમ ચિત્તવૃતિ થઈ રહી. મને ગુરૂપ્રસાદિના પ્રતાપ પ્રભાવથી તેજ વેળાથી સર્વ જ્ઞાન થયું, તે હજી ગુરૂ પ્રતાપથી તેવું ને તેવુંજ સતેજ છે, ને જે પરમાત્માએ મારા ચિત્તમાં, હૃદયમાં, મનમાં, અંતરમાં, આત્મામાં નિરંતરનો નિવાસ કીધો છે તેનો પ્રભાવ નિસ્તેજ થવા પામશે નહીં.

ઈશ્વરી લીલા અગાધ છે, ને જો કે મને સર્વ જ્ઞાન પ્રાપ્ત થયું હતું, પણ તાત્કાળમાં મારે અર્થે શું બનવાનું છે તે, તે યોગેશ્વરના પ્રતાપથી મારી દૃષ્ટિ બહાર હતું. આનંદના સાગરમાં પૂર્ણ તણાતો આ દેહ પછી ઘાડ નિદ્રામાં તે કલ્પવૃક્ષ નિચે પડી ગયો; અને મારા અદ્‌ભૂતાશ્ચર્ય વચ્ચે બીજે દિવસે તેજ દેહ આ નગરના પશ્ચિમ દરવાજાના નદિ તટના મંદિરના ચોકમાં પડેલો જણાયો. મને ખાત્રી થઈ કે જે સાત દિવસમાં મને જણાવા યોગ હતું તે સંપૂર્ણ મને જણાવી, આ વ્યવહારકાર્યમાં પ્રવૃત્ત થવા મને પાછો અત્રે લાવી મૂકયો છે. દૈવેચ્છાને અધિન કોણ નહીં થાય?

જો કે મારા હૃદયમાં પરમાત્માના નિરંતરના વાસને લીધે પૂર્ણાનંદ હતો તથાપિ આ માયીક વસ્તુના દર્શન થવાથી તેવોજ મને વૈરાગ્ય વ્યાપી રહ્યો. મેં નગરમાં પ્રવેશ કીધો, ને મારા પિતાને પ્રણામ કીધા. વયોવૃદ્ધ હોવાથી થોડે દિવસે મને રાજપાટ સોંપી તેઓએ વનવાસ લીધો. તે પછી હું છતે દેહે વિદેહી થઈ આ પરમાત્માએ યોજેલી પ્રજાનું, તેનાજ પ્રભાવથી પાલન કરી તેજ પરમાત્માના દર્શનમાં લેહ લગાડી વિચરૂં છું. હું છતે નેત્રે અંધ છું, છતે કાને બધિર છું, છતી વાચાએ મુંગો છું. આ સર્વ દૃશ્ય પદાર્થમાં **મારૂં** એવું કંઈ નથી; જે હું જોઉ છું તે પરમાત્માનું નિત્ય સ્વરૂપ છે, સાંભળું છું તે તેનાજ શબ્દો સાંભળું છું, બોલું છું તે તેના વિના બીજું નહીં. જ્યાં સુધી દૈવેચ્છા છે ત્યાં સુધી આ દેહ તેના ભોગ ભોગવે, મને કશું લાગતુંવળગતું નથી. ગુરૂઆજ્ઞા

પ્રમાણે આ સ્ત્રી સાથે લગ્ન કીધાં છે, પણ માત્ર તે વ્યવહારજ, મને કશી લેવા દેવા નથી.

જાણ ઓ વિશાળ, કે તે યોગેશ્વરના પ્રતાપપુંજથી મારા પુત્રનું ભાવી મેં જાણ્યું હતું. ને તેમજ બન્યું છે. મને તેનો હર્ષ કે શોક કાંઈ નથી. તે મારો હતો પણ નહીં, ને મારો હોવાનો પણ નથી. મારૂં ચિત્ત તેમાં હોય તોજ મને તેની માયા પીડે, પણ મારૂં ચિત્ત–વૃતિ-નિવૃતિ પરાયણ થઈને તેજ સત્યસ્વરૂપ વિશ્વેશ્વર પરમોદ્ધારક જગત્ ગુરૂ ધર્માત્મા અખિલ વિશ્વના સ્વામિ પરમાત્મામાં ચોંટી રહ્યું છે, તેમાંજ પ્રેમભક્તિથી જડાઈ રહ્યું છે, તેમાંજ એક તાર થયું છે, તેનીજ મને માયા છે, ને તેજ મને માત્ર પીડે છે, કે જે પીડામાંજ મારો નિત્યનો આનંદ સમાયો છે! અને તેમાંજ હું પોતાને કૃતકૃત્ય માનું છું. જયી આનંદી પરમાત્મા બ્રહ્મસ્વરૂપની પીડાનો જે આનંદ છે તે જેવલ્લાજનજ જાણે છે.

આ પ્રમાણે યજ્ઞભૂએ વિશાળ પ્રધાનને પોતાની કથા કહ્યા પછી મુમુક્ષુ પ્રધાન તેના ચરણમાં પડયો ને કહ્યું, "મહારાજ! આપના પ્રતાપથી આજે હું કૃતકૃત્ય થયો છું, ને આપ જે યોગેશ્વરના ચરણ સેવી આવ્યા છો તેની વાણીથી મારી માયા મમતા જતી રહી છે, તો પછી આપની આ વિદેહી દશા થાય તેમાં શું આશ્ચર્ય?" પછી રાજા ને પ્રધાન બંનો વિદેહીએ દૈવાધિન રહી સદા સર્વદા પરમાત્માનુંજ દર્શન કરતા રહી, સત્ધર્મે પ્રજા પાલન કરી, આ સંસારમાં વિચરતા કાળ અવધિએ પરમાત્માના નિજસ્વરૂપને પામી અક્ષર ધામમાં જઈ વસ્યા.

ઇતિશ્રીદ્વિતીય પ્રવાહ.



# બાહારના વેચાતા પુસ્તકો.

| | કિંમત | ટપાલ |
|---|---|---|
| જનાનખાનાની બીબીઓ. (એક રસિક વાર્તા) | ૧- ૮-૦ | ૦-૨-૦ |
| ભગવદ્ગીતા સમશ્લોકી........................ | ૧- ૦-૦ | ૦-૧-૬ |
| ઈરાવતી (એક રસિક વાર્તા) ............... | ૧-૧૨-૦ | ૦-૨-૬ |
| કુસુમાવળી ...................................... | ૧- ૮-૦ | ૦-૨-૦ |
| સ્નેહસુદ્રાકાવ્ય........................................ | ૧- ૦-૦ | ૦-૨-૦ |
| સૌભાગ્યવંતાં જયાકુંવર ........................ | ૦-૧૨-૦ | ૦-૧-૦ |
| મુક્તિશાસ્ત્ર ........................................ | ૫- ૦-૦ | ૦-૮-૦ |
| સુંદરી ગુણ મંદિર (બીજી આવૃત્તિ) ............ | ૦-૧૦-૦ | ૦-૧-૦ |
| ગુજરાતવાસી ન્યાતના ધારા. (બે ભાગમાં.)... | ૧૦- ૦-૦ | ૧-૦-૦ |
| મૃચ્છકટિક નાટક .................................. | ૦- ૪-૦ | ૦-૦-૬ |
| હાજીબાબાનાં સાહસ કર્મો એક રસિક વાર્તા) | ૧- ૪-૦ | ૦-૨-૦ |
| ભરથરીનું નાટક .................................. | ૧- ૦-૦ | ૦-૧-૦ |
| એ નાટકનાં ગાયન ................................ | ૦- ૨-૦ | ૦-૦-૬ |
| ચાંપરાજ હાડાનું નાટક .......................... | ૧- ૦-૦ | ૦-૧-૬ |
| ચાંપરાજના નાટકના ગાયનો.. ................ | ૦- ૨-૦ | ૦-૦-૬ |
| રાણા રાજસીંહનો નાટક .......................... | ૧- ૦-૦ | ૦-૧-૦ |
| એ નાટકના ગાયન ................................ | ૦- ૨-૦ | ૦-૦-૬ |
| નળાખ્યાન સટીક.................................... | ૧- ૦-૦ | ૦-૧-૦ |
| કન્યા વિક્રય નિષેધ દર્શક........................ | ૦- ૪-૦ | ૦-૦-૬ |
| બાળશિક્ષણ અથવા ભાઈ બેહેનનું હેત......... | ૦-૧૦-૦ | ૦-૧-૦ |
| સુમનો વિનોદ ...................................... | ૧- ૦-૦ | ૦-૧-૦ |
| દશાવતાર સ્તોત્ર ................................ | ૦- ૩-૦ | ૦-૦-૬ |
| મુંબઇ શેહેરની ભૂગોળ .. ........................ | ૦- ૧-૦ | ૦-૦-૬ |
| ભૂગોળ એશિયાખંડના સામાન્યવર્ણન સહિત... | ૦-૩-૦ | ૦-૦-૬ |
| જાતકાલંકાર ...................................... | ૧- ૦-૦ | ૦-૧-૬ |
| પુત્રીશિક્ષા ........................................ | ૦- ૪-૦ | ૦-૦-૬ |
| સરસ્વતીચંદ્રનું અવલોકન ........................ | ૮-૧૦-૦ | ૦-૧-૦ |
| ગોરક્ષક ગરબાવલી .............................. | ૦- ૧-૦ | ૦-૦-૦ |
| પરમપદબોધિની .................................. | ૧- ૪-૦ | ૦-૧-૦ |
| શ્રીવલ્લભદિગ્વિજય .............................. | ૧- ૮-૦ | ૦-૨-૦ |
| વૈદ્યજીવન (મી. દેવશ્રયીવાળું)..................... | ૦-૧૨-૦ | ૦-૧-૦ |